પ્રકાશક
બી એ. શ્રોફ
પાર્ટનર, યુએસએચ પબ્લિશિંગ કું.
C/o. યુનિવર્સલ બુક કોર્પોરેશન
૫૪૬, જર મહાલ
મુંબઈ–૨



સંપૂર્ણ અને અસંક્ષિપ્ત
(Complete & Unabridged)

## અર્પણ

હું આ પુસ્તક મારી પત્ની ધનરાજ કિશોરી
અને મારી પુત્રીઓ
અનુરાધા અને ચિત્રલેખાને
અર્પણ કરું છું.

# આભાર

આ પુસ્તક લખવાના મારા વિચારને દૃઢ કરનાર પ્રિમુલા પંડિતનો, કે. પી. મુશરન અને પી. કે. શુંગ્લૂએ મને કીમતી માર્ગદર્શન આપ્યું તે બદલ એમનો, મણિ બાદશાહ, દેવી દત્ત અને ગ્યાની સપ્રુનો અમૂલ્ય સહાય કર્યા બદલ, આશા ચન્દ્રાએ આ પુસ્તકના કેટલાક અંશને ટાઈપ કરી આપ્યા બદલ, ચુન્નો અને કામિનીએ લખાણ બરાબર તપાસી જોયું એ બદલ, મારા ભાઈ શ્યામકુમાર કૌલની નિષ્ઠાભરી સહાય બદલ, રાજીન્દર પુરીએ તો આ લખાણના હેતુ સાથે પૂરું તાદાત્મ્ય સાધ્યું તે બદલ, અને જિંદગીના વિભિન્ન રાહે રહેતા ઘણા બધા મિત્રોએ જુદે જુદે સ્તરે, હકીકતોની સચ્ચાઈ પુરવાર કરી આપી તે સહુનો આભાર.

# પ્રાસ્તાવિક

નસીબદેવી સદાય હસતી હોય, કૃપાળુ જ હોય એવું ન બને. ઘણા મહાન રાજદ્વારી પુરુષો, સિપાહીઓ અને સંતો એની ઝપટમાં આવી ગયા છે. એમની ખરી મૂલવત્તાની ઠેકડી ઉડાડવામાં આવી છે. મોટા કે મહાન હોવાનો કોઈ ગરુર નથી. પણ હું ય એવા જ અનુભવમાંથી પસાર થયો છું. એમાંના થોડાએ કર્યું છે તેમ, અહીં હું મારા જીવનનો એક અહેવાલ રજૂ કરું છું. એમાં મેં મારો ઉછેર કઈ રીતે થયો, મારા સંજોગો કેવા હતા, મારા ઉપર શેની કેવી અસર પડી, અને મારા દેશની સેવામાં મેં શો અદનો ભાગ ભજવ્યો એની વાત કહી છે.

મારી બદનામી થાય એવું ઘણું ઘણું કહેવાયું છે. એવું જ જાહેરમાં થોડાં છેલ્લાં વર્ષોના બનાવ વિષે પણ બોલાયું છે. પણ મારી વાત વણસાંભળી રહી છે. એને કારણે કશી ખરી કે ખોટી તુલના થઈ જ નથી. મને આશા છે કે આ પુસ્તક, વાચકને, જે બન્યું છે એને માટે હું—અને બીજા—કેટલે અંશે જવાબદાર છીએ એનો ક્યાસ કાઢવામાં સહાયભૂત થશે.

આઝાદી પહેલાંના કાળમાં લશ્કરમાં બે જાતના અફસરો હતા: થોડાક આપણી આઝાદીની લડતને ટેકો આપતા હતા. કેટલાક વળી હાડોહાડ વિરોધી હતા, તો કેટલાકને આ બધા વિષે કશી જ તમા ન હતી. આવા કેટલાકે બ્રિટિશરોના વહાલા થવા મારા રાષ્ટ્રીય દૃષ્ટિબિંદુને, નેહરુ અને અન્ય નેતાઓ માટેના મારા આદરને વખોડવાનું કર્યું. ૧૯૪૭માં ભારત આઝાદ થતાં, બ્રિટિશ રાજના આ ટેકેદારોને ભારે મૂંઝવણ થઈ. પણ એ તો ઊગતાના પૂજારી હતા. એટલે બહુ ચતુરાઈપૂર્વક એમણે સુકાન ફેરવ્યું. નવી વફાદારી શરૂ કરી. જેમની થોડા સમય પહેલાં જ એ લોક મશ્કરીમજાક કરતા હતા

તેમને જ પૂજવા લાગ્યા. છતાં બ્રિટિશ અમલ દરમ્યાનના પોતાના વર્તનને કારણે મનમાં ડંખ રહ્યા કરતો હતો. આઝાદ ભારતમાં એમને પોતાની સલામતી લાગતી ન હતી. એટલે આપણા ઘણા રાષ્ટ્રીય નેતાઓ અને ખાસ તો નેહરુએ, સત્તા પર આવ્યા બાદ મને એમને છૂટથી મળવા હળવાની તક અને સગવડ આપ્યા એ એમને ગમ્યું ન હતું. રાષ્ટ્રીય નેતાઓએ આવી સગવડ આપી તે કદાચ એમના મુશ્કેલીભર્યા દિવસો અને કસોટીના કાળમાં મે એમની સાથે તાદાત્મ્ય સાધ્યું હતું તે કારણે હશે. (આ રાતોરાત બની બેઠેલા ભક્તો તો એમનાથી દૂર જ રહેતા હતા.) અવારનવાર મારી સલાહ સૂચના લેવાનુ પણ એમની પાસે કાંક વજૂદવાળું કારણ હશે. આ પરિસ્થિતિનું કાંઈ મેં નિર્માણ કર્યું ન હતું. એ તો ઐતિહાસિક સંજોગોએ નિર્મેલી વાત હતી પણ આ માણસોની નજરમાં હું કણા જેમ ખૂંચવા લાગ્યો. ખાસ તો જિંદગીમાં મારી તરક્કી થતી ગઈ એ એમનાથી દેખી ના ખમાઈ એટલે એમણે અફવા અને નિંદાનો ભારે પ્રસાર કરવા માંડયો. દેશમાં અને પરદેશમાં એમના સંપર્કમાં આવતા સર્વ સ્તરમાં મને બદનામ કરવાનુ જોરશોરથી ચલાવ્યુ. ઘણી ઘણી વાતનો આમાં એમણે ઉપયોગ કર્યો. અને એમના યોજનાસરના અને સતત ચાલુ રહેલા પ્રચારમાં ઘણેભાગે સફળ થયા. જિંદગીમાં હુ માત્ર 'રાજકીય' લાગવગથી આગળ વધ્યો છું, મારા કોઈ ગુણ વિના અને પાત્રતા વિના જ આગળ વધ્યો છું, એવી છાપ આ લોક ઘણે સ્થળે પાડી શક્યા.

વખતો વખત મને જવાબદારીભર્યા સ્થાન અને પદ સોંપાતાં. પણ તે તો આને માટે પૂર્વનિર્ણીત માપદંડથી સરકારે ક્યાસ કાઢયો હોય પછી જ સોંપાતાં. આઝાદી પહેલાં અને આઝાદી પછી આ જ દશા હતી પાત્રતા કે અનુભવનાં આવશ્યક પ્રમાણોમાં મારે માટે કશુ ઓછું કરવા જેવું કદી બન્યું નથી. મારી કારકિર્દી દરમ્યાન મને ઘણી વિખ્યાત વ્યક્તિઓ અને ભવ્ય પ્રતિષ્ઠા ધરાવતા સજ્જનો સાથે કામ કરવાની તક મળી છે. ઘણા જ યાદગાર બનાવો બનતા હતા ત્યારે પણ હુ કામમાં હતો. આ ગાળા દરમ્યાન મને પ્રતિષ્ઠા અપાવે એવી કેટલીક રસિક તેમ જ જોખમભરી કામગીરીમાં હું હતો. માનવીના જીવનમાં બને છે એમ આવા સંજોગોમાં મેં મારા હરીફોની ખફગી વહોરી લીધી. એમણે મને હલકો પાડવા એમનાથી બની શકે એ બધું જ કર્યું. સરકારે મને જાહેરમાં મારો બચાવ કરવાની તક ન આપી. પણ જ્યારે મારા પર થોડાક વર્તુળોમાંથી અનેકાનેક આક્ષેપો થતા હતા ત્યારે નેહરુએ પાર્લામેન્ટમાં એક કરતા વિશે વાર મારો બચાવ કર્યો. પત્રકાર

પરિષદોમાં પણ એમણે મારો બચાવ કર્યો. છતાં મારા ટીકાકારો તો એમ કહેતા કે નેહરૂ માત્ર મને છાવરી લ્યે છે. મેં આ બદનામી થોડો વખત ચૂપચાપ સહી લીધી. પણ એક તબક્કો એવો આવ્યો અને મેં સ્વેચ્છાએ લશ્કરી સેવામાંથી નિવૃત્તિ માગી લીધી. આ વાત મેં આ પુસ્તકમાં કહી છે.

પણ મેં નિવૃત્તિ લીધી હોવા છતાં પણ મને હલકો પાડવાનો નિશ્ચય કરી બેઠેલાઓએ તો એમનું કામ ચાલુ જ રાખ્યું. આ પછી મેં નેહરુને પત્ર લખ્યો. એનો મને ૨૮મી સપ્ટેમ્બર ૧૯૬૩ના રોજ નીચે પ્રમાણેનો જવાબ મળ્યો :

૨૬મી સપ્ટેમ્બરનો તમારો પત્ર મને હમણા જ મળ્યો આ બાબતમાં તમારી લાગણી હું બરાબર સમજી શકું છું. તમારી એ વાત સાથે પણ હું સંમત થાઉં છું કે યોગ્ય ઘડીએ તમારે, તમારે વિષેની જે પણ ગેરસમજ હોય તે દૂર કરવી જોઈએ. પણ તમે એક વાતનો પણ વિચાર કરજો. અત્યારે જે પણ કહેવાય છે તે માત્ર તમારા સામે જ નથી, એમાનુ ઘણુ તો વી. કે. કૃષ્ણ મેનન સામેનુ છે અને થોડુક મારા સામેનુ પણ છે વાસ્તવિક વાત એ છે કે ઘણા ઘણાની મનની ઇચ્છા અને મહત્ત્વાકાક્ષા પાર પડે એમાં હરકતરૂપ તો હુ છું તમારો અને કૃષ્ણ મેનનનો ઉપયોગ તો મારા સામે પ્રહાર કરવામાં થાય છે અને આનો ઇલાજ મને ઠીક લાગે એ રીતે કરીશ યોગ્ય ઘડી આવે ત્યારે તમે પ્રજા સમક્ષ તમારી વાત રજૂ કરી શકશો મને લાગે છે, અત્યારના સંજોગોમાં તમે કશું નિવેદન કરો એ સહાયભૂત નહીં થાય

નેહરુની સલાહને માન આપીને હજુ લગી મે જાહેરમાં કશુ જ કહ્યુ નથી. પણ હજુ ય મારી બદબોઈ ચાલુ છે નેહરુના અવસાન પછી પણ ચાલુ છે. મને લાગે છે કે પ્રજા સમક્ષ યોગ્ય નિવેદન કરવાની ઘડી આવી ગઈ છે. આ પુસ્તક લખતાં મને ત્રણ વર્ષ થયા છે એમા મેં વ્યક્તિઓ અને બનાવો વિષે નિખાલસ વાતો કરી છે અહીં લખી છે એમાંની કેટલીક હકીકત અણગમતી હોવાનો સંભવ છે. પણ આખરે સત્ય વાત તો કહેવી જ રહી.

દિલ્હી કેન્ટોન્મેન્ટ
૧લી જાન્યુઆરી, ૧૯૬૭

બી. એમ. કૌલ

# ચિત્રસૂચિ

( પૃષ્ઠ ૨૫૬–૨૫૭ ની વચ્ચે )

દરેક હિન્દુ બાળકનો ટપકો તૈયાર કરાવવાનો તો સામાન્ય રિવાજ છે. હવે મારા કુટુમ્બમાં એવી માન્યતા પ્રવર્તતી થઈ કે હું હીણા પગલાનો હતો. એટલે દાદીમાએ મારા જન્માક્ષર ફરી મંડાવ્યા અને ફલાદેશ જોવડાવ્યો પણ જોશીએ તો હું શુભ મુહૂર્તમાં જન્મ્યો હતો એમ કહ્યું. શુભ દિવસ હતો–બુદ્ધ ભગવાનની જયંતીનો દિવસ. સારા ગ્રહ પડયા હતા અને ઘણું જ ઉજ્જવળ ભાવિ લઈને હું આવ્યો હતો.

પિતાજીની ઉમ્મર ત્યારે ત્રીસ ઉપરની. ઘરનો કારભાર એ જ ચલાવે અને બહુ જ કડક રીતે ચલાવે. રૂક્ષ કહેવાય એવી સાદાઈમાં માને. પોતે દારૂને અડકે પણ નહીં. બીજી આદતો પણ સાવ ઓછી અને સાદી. રોજ મને પ્રભાતના પહોરમાં ઉઠાડી દે. શિયાળો હોય કે ઉનાળો પણ ઠંડા પાણીએ ના'વાનું. વહેલા વહેલા જમી લેવાનુ અને સાત વાગ્યામાં સૂઈ જવાનુ.

બે વર્ષ પછી પિતાજીએ ફરી લગ્ન કર્યાં. અને મારાં નવાં માતાજી મને ગમી ગયાં હવે અમે અમૃતસર પાસે આવેલા તરણતારણના કસબામાં રહેતા હતા. પિતાજી નહેરખાતાના ઇજનેર. વારંવાર જુદે જુદે સ્થળે એમની બદલી થાય. આમા હુ ઘણી ઘણી નિશાળે ભણ્યો. એમણે મને ખ્રિસ્તી, મુસ્લિમ, શીખ અને હિન્દુ એવી શિક્ષણસંસ્થાઓમાં વારાફરતી મોકલ્યો. એમની દઢ માન્યતા હતી કે બાળકનો ઉછેર એ રીતે કરવો જોઈએ જેથી એનામાં સર્વ ધર્મ પ્રત્યે સમભાવ જાગે એમણે જ મને સમજણ આપેલી કે દરેક ધર્મના પ્રભાવકો, ઇશ્વરના આદેશનો એક માત્ર પોતે જ અર્થ તારવી શકે છે અને અન્ય સર્વને તો અધૂરું જ દેખાય છે એમ કહેવાનો આગ્રહ રાખે છે. પિતાજી ભારપૂર્વક કહે કે ઇશ્વર એક છે. સર્વ ધર્મ તો એના ભણી જતા મારગ છે. પણ એમણે જ કહેલું કે આ બધા ધર્મમાંથી કોઈ પણ ધર્મ હજુ ઇશ્વરની પૂરેપૂરી વ્યાખ્યા બાંધી શકયો નથી. સહુએ એને જુદાં જુદાં નામ અને આકાર આપ્યાં છે. કોક ઇશ્વરને માનવીય આકાર આપ્યો છે, કોકે બીજા વિચિત્ર આકારમાં એને ઢાળ્યો છે. આ ઉપરાંત પણ બીજા લોક હતા જે એમ કહેતા હતા કે ઇશ્વર તો એક એવી શક્તિ છે જે અવિનાશી છે, અનંત છે, સર્વશક્તિમાન છે, અને એ જ જીવન અને મરણ પર કાબૂ ધરાવે છે. જિંદગીએ આપણને શ્વાસોચ્છ્વાસ લેવાની શક્તિ બક્ષનાર ઇશ્વરની પૂજાપ્રાર્થના કરવાનુ શીખવ્યુ છે. એ જ તો આપણને જીવતા રાખે છે. એ જ તો આ પૃથ્વીને એની ધરી પર ઘુમાવે છે.

પિતાજીએ આ ઉપરાંત એમ પણ કહેલું કે માનવી પરાપૂર્વ કાળથી સૂર્યને દેવ તરીકે પૂજતો આવ્યો છે. આખા વિશ્વમાં સૂર્ય એ આપણે જોઈ

એક

# પૂર્વરંગ

જિંદગીનાં ગમખ્વાર ઝોલાં
—સ્ટર્ન

એ દિવસે મારી સાતમી સાલગીરેહની યોગ્ય વિધિ થઈ ગરીબગુરબાંને દાન દેવાયાં. મને ઘણી સુંદર ભેટ ઉપરાંત નવાં ચમકદાર કપડાં પહેરવા મળ્યાં. ટૂંકમાં જે શુભ દિવસ વારંવાર આવે એવી મારી મનોકામના હતી તે દિવસે ખૂબ હૈડેરો કરવામાં આવ્યો.

થોડાં અઠવાડિયાં વીત્યાં. રાત કાળી અને ભય ઉપજાવે એવી હતી. હું વહેલો સૂઈ ગયો હતો. હું ઝબકીને જાગ્યો ત્યારે ખાસું અજવાળું થઈ ગયું હતું. હવામાં જાણે વરસાદ અને વીજળી આવી ભરાયાં હતાં મુશળધાર વરસાદ વરસતો હતો. સૂસવાટા મારતા પવનમાં ઝાડનાં ઝાડ આમ તેમ ડોલતાં હતાં. હું પથારીમાં અડધો જાગતો અને અડધો ઊંઘતો બેઠો હતો. થોડા કલાક પહેલાં જ કેવી મઝા પડી ગઈ હતી એ વાતને વાગોળતો હતો. ત્યાં તો પિતાજી કમરામાં ધસ્યા આવ્યા અને મને કહે કે માતાજી ગુજરી ગયાં. પિતાજીએ જે કહ્યું એનો મર્મ સમજતાં મને થોડીવાર લાગી અને પછી તો હું ભાંગી પડયો. ખૂબ ખૂબ કલ્પાંત કર્યું.

માતાજીની ઉમ્મર પચીસ વર્ષની. એને કોલેરાની બીમારી થઈ અને કશી પણ દાક્તરી સારવાર મળી ન શકી. એ વખતે અમે જંધ નામના ગામડામાં રહેતાં. આજે એ ગામ પાકિસ્તાનમાં ગયું છે. નાના ગામમાં ન હતો દાક્તર, ન હતી ઇસ્પિતાલ. મને જોવા મળ્યું એ આ પ્રથમ મૃત્યુ.

દરેક હિન્દુ બાળકનો ટપકો તૈયાર કરાવવાનો તો સામાન્ય રિવાજ છે. હવે મારા કુટુમ્બમાં એવી માન્યતા પ્રવર્તતી થઈ કે હુ હીણા પગલાનો હતો. એટલે દાદીમાએ મારા જન્માક્ષર ફરી મંડાવ્યા અને ફલાદેશ જોવડાવ્યો પણ જોશીએ તો હું શુભ મુહૂર્તમાં જન્મ્યો હતો એમ કહ્યુ. શુભ દિવસ હતો-બુદ્ધ ભગવાનની જયંતીનો દિવસ સારા ગ્રહ પડ્યા હતા અને ઘણું જ ઉજ્જવળ ભાવિ લઈને હું આવ્યો હતો

પિતાજીની ઉમ્મર ત્યારે ત્રીસ ઉપરની ઘરનો કારભાર એ જ ચલાવે અને બહુ જ કડક રીતે ચલાવે. રૂક્ષ કહેવાય એવી સાદાઈમાં માને પોતે દારૂને અડકે પણ નહીં. બીજી આદતો પણ સાવ ઓછી અને સાદી રોજ મને પ્રભાતના પહોરમાં ઉઠાડી દે શિયાળો હોય કે ઉનાળો પણ ઠંડા પાણીએ ના'વાનુ વહેલા વહેલા જમી લેવાનુ અને સાત વાગ્યામાં ગુઈ જવાનુ

બે વર્ષ પછી પિતાજીએ ફરી લગ્ન કર્યાં. અને મારા નવા માતાજી મને ગમી ગયાં હવે અમે અમૃતસર પાસે આવેલા તરણતારણના કસબામા રહેતા હતા પિતાજી નહેરખાતાના ઈજનેર વારવાર જુદે જુદે સ્થળે એમની બદલી થાય આમા હુ ઘણી ઘણી નિશાળે ભણ્યો. એમણે મને ખ્રિસ્તી, મુસ્લિમ, શીખ અને હિન્દુ એવી શિક્ષણસંસ્થાઓમાં વારાફરતી મોકલ્યો એમની દૃઢ માન્યતા હતી કે બાળકનો ઉછેર એ રીતે કરવો જોઈએ જેથી એનામા સર્વ ધર્મ પ્રત્યે સમભાવ જાગે એમણે જ મને સમજણ આપેલી કે દરેક ધર્મના પ્રભાવકો, ઈશ્વરના આદેશનો એક માત્ર પોતે જ અર્થ તારવી શકે છે અને અન્ય અર્થને તો અધૂરુ જ દેખાય છે એમ કહેવાનો આગ્રહ રાખે છે પિતાજી ભારપૂર્વક કહે કે ઈશ્વર એક છે સર્વ ધર્મ તો એના ભણી જતા મારગ છે. પણ એમણે જ કહેલુ કે આ બધા ધર્મમાથી કોઈ પણ ધર્મ હજુ ઈશ્વરની પૂરેપૂરી વ્યાખ્યા બાંધી શક્યો નથી સહુએ એને જુદાં જુદાં નામ અને આકાર આપ્યાં છે કોકે ઈશ્વરને માનવીય આકાર આપ્યો છે, કોક બીજા વિચિત્ર આકારમાં એને ઢાળ્યો છે આ ઉપરાંત પણ બીજા લોક હતા જે એમ કહેતા હતા કે ઈશ્વર તો એક એવી શક્તિ છે જે અવિનાશી છે, અનંત છે, સર્વશક્તિમાન છે, અને એ જ જીવન અને મરણ પર કાબૂ ધરાવે છે. જિંદગીએ આપણને શ્વાસોચ્છ્વાસ લેવાની શક્તિ બક્ષનાર ઈશ્વરની પૂજાપ્રાર્થના કરવાનુ શીખવ્યું છે એ જ તો આપણને જીવતા રાખે છે એ જ તો આ પૃથ્વીને એની ધરી પર ઘુમાવે છે.

પિતાજીએ આ ઉપરાંત એમ પણ કહેલું કે માનવી પરાપૂર્વ કાળથી સૂર્યને દેવ તરીકે પૂજતો આવ્યો છે આખા વિશ્વમાં સૂર્ય એ આપણે જોઈ

શકીએ કે કલ્પી શકીએ એના કરતાં પણ વિશેષ પ્રભાવશાળી પદાર્થ છે. માનવીમાં કે વૃક્ષમાં એ જ જીવન ફૂંકે છે અને સાથે એ જ પ્રાણ પણ લઈ લે છે. આ એક એવો દૈવી પદાર્થ છે જેને માટે સર્વ ધર્મવાળાને માન-આદર છે. બધા એના સામું જ જોઈને પ્રાર્થના કરતા હોય છે અને એને પૂજ્ય અને પવિત્ર ગણે છે. હજારો વર્ષ પૂર્વે આદિ આર્યનો એની જ પૂજા કરતા. હિન્દુ અને જપાની રાજાઓ તો એને જ પોતાના આદિપુરુષ તરીકે ગણાવે છે. તો શું સૂર્ય એ ઈશ્વર? એ ઘણીવાર આમ સવાલ પૂછતા.

રોજ સવારે હું નિશાળે જાઉં એ પહેલાં એક ગાડીમાં બેસીને આવતા ફાધર ગીલફર્ડને જોતો. એંસી વરસના જઈફ. પોતાની જિંદગીનાં શ્રેષ્ઠ વર્ષ એમણે પતીઆંની તકલીફો દૂર કરવામાં ગાળેલાં. ઘણાંય દુઃખી અને બદબખ્ત માનવીઓની જિંદગીમાં થોડા આરામ અને હૈયાધારણ આણેલાં. આવાં લોકનાં દુઃખનો કોઈ પાર ન હતો. ઘણા દીર્ઘકાળ પર્યન્ત એમણે આવાં લોકની એટલી તો સેવા કરેલી અને એ ખાતર એટલા ભોગ આપેલા કે આસપાસના વિસ્તારમાં ફાધર ગીલફર્ડનુ નામ થઈ ચૂક્યું હતુ.

એક દિવસ ગીલફર્ડ મને એમને ઘેર લઈ ગયા, અને મને પ્રાર્થનાના અર્થ અને મહત્ત્વ વિષે ખૂબ રસિક અને મર્મસ્પર્શી વાતો કહી. આપણા રોજિંદા જીવનમાં પરમકૃપાળુ પરમાત્માએ જે જે આશીર્વાદ વરસાવ્યા છે તે બદલ એમનો અહર્નિશ આભાર માનવાની અગત્ય વિષે પણ એમણે મને સમજાવ્યું. વાળુ પછી અમે બન્નેએ સાથે પ્રાર્થના કરી. એક હિન્દુ બાળક અને એક ખ્રિસ્તી પાદરીએ સાથે ઢીંચણ વાળીને ઈશ્વર આગળ પ્રાર્થના કરી.

બીજે દિવસે ગીલફર્ડ કઈ રીતે કામ કરતા હતા તે જોવા હું ગયો. એ ઊભા એ. આંખમાંથી અમી ઝરે છે જાણે. હેતભાવભર્યો ચહેરો. દવાખાના પાસે ઊભા છે. પડખે એમના હિન્દી સહાયક ડૉ. દાસ પણ છે. દવાખાનું એક પડું પડું થતા મકાનમાં છે. એમનાથી બહુ દૂર ન કહેવાય એ રીતે દરદીઓની કતાર, થીજવી દે એવી ઠંડીમાં ઊભી છે. દરદીઓએ સાવ જીર્ણ ફાટલાંતૂટલાં કપડાં પહેર્યાં છે. કોકનાં આંગળાં અને અંગૂઠા ખરી પડ્યા છે. કોકને પગે પાટા બાંધ્યા છે. અને આ મિશનરી દાક્તર બધા જ દરદીની અત્યંત ભાવપૂર્વક સારવાર કરે છે. એમના ત્રણ અત્યંત લાગણીપૂર્વક જુવે છે. નિઃસ્વાર્થ અને સમર્પિત જીવનનું અત્યંત પ્રભાવશાળી દશ્ય છે.

અહીંથી હું પાદરીઘરના મુખ્ય વંડામાં ગયો. અહીં થોડા દરદીને દાખલ કરવામાં આવતા. અમને સ્વચ્છ કપડાં અને પથારી આપવામાં આવતાં.

એમના પર અંગત ધ્યાન અપાતું. પ્રેમ અને સહાનુભૂતિ મળતાં. કદાચ આવી લાગણીનો તો એમના જીવનમાં પહેલી જ વાર સ્પર્શ થયો હોય. રોજ સવારે ગીલક્રર્ડ એમની પાસે આવે. આ લોક બેસૂરા, બેતાલા, ખોખરા અવાજે પ્રાર્થના કરે એમાં પણ સામેલ થાય. આ બદબખ્ત માનવીઓને ફરીવાર આરોગ્ય પ્રાપ્ત કરવાની શી આશા હશે અને વાસ્તવમાં એવી આશા સફળ થવાની કેટલી શકયતા હતી એ તો કોણ જાણે?

હું તરણતારણ હતો ત્યારે એકથી વિશેષ વાર આ રક્તપીતિયા ઘરમાં ગયેલો. જિંદગીમાં પહેલીવાર જ માણસનું દુઃખ શું હોય છે એનો મને પરિચય થયો અને મારે કબૂલ કરવું જોઈએ કે મને ઘણો પ્રભાવશાળી અને પ્રેરણાદાયી અનુભવ થયો. મેં ખ્રિસ્તી ધર્મની મૂક ભવ્યતાભરી કામગીરી જોઈ.

મારી બહેન દુલારી ઘણી રૂપાળી છોકરી હતી. એને મારા પર ખૂબ વહાલ. હુંય એને ખૂબ વહાલ કરું. પિતાજીએ ઘરમાં ઘણા નિયમ કરેલા અને એનુ પાલન એ કડોર રીતે કરાવે. એક દાખલો લઈએ. મારે રોજ સાંજ પહેલાં ઘેર આવી જ જવુ જોઈએ. એકવાર હું મોડો આવ્યો અને એવો માર પડ્યો કે એ વાત તો હું કદી ભૂલીશ નહીં. પણ એથીયે વિશેષ યાદ રહેલી વસ્તુ તો પિતાજીના સપાટામાથી મને બચાવવા જે રીતે દુલારી વચ્ચે આવી એ હતી. એની આ કામગીરીથી તો હુ હરદમ માટે એનો ઋણી છુ

સાંજ પડે એ પહેલા જ હુ રમીને પાછો આવી જતો. મને બોધપાઠ મળ્યો હતો. પણ ઘણા મહિના પછી એકવાર શાળામાં કશી ઉજવણી હતી તેથી મને ઘરે આવતા મોડું થયું. હું તો હેબતાઈ ગયો હતો. ગભરાટમાં જ મેં બધી વાત અંગદને કહી અંગદ મારો શીખ સહાધ્યાયી એ કહે જો હું જપજી સાહેબની પહેલી ગાથા ગોખીને એનો પાઠ કરું તો મારો વાળ પણ વાંકો નહીં થાય. એ તો ખાતરીપૂર્વક કહેતો હતો. આમ તો મને આ માનવાનુ મન થતુ ન હતુ પણ હાલત એવી તો નાજુક હતી કે અડધા કલાકની મથામણ પછી મેં ' એક ઓંકાર સત નામ...કર્તા પુરખ...' એ ગોખી કાઢ્યું. અને અત્યંત શ્રદ્ધાપૂર્વક એનો સતત પાઠ કરતો ગયો. ઘેર જતાં આખે રસ્તે બસ આ જ પાઠ મનમાં કરતો હતો. હબે પગલે હું ઘરમાં દાખલ થયો. ત્યાં અમારો જૂનો નોકર મળ્યો. અને એ મને કહે કે પિતાજીને એકાએક કયાંથી કોક બોલાવવા આવ્યું હતુ તે કલાક પહેલાં જ સરકારી કામે ગયા છે! મારો હિસાબ લેવા એ ઘરમાં હતા જ નહીં! મને

બહુ જ આશ્ચર્ય થયું. અંગદ સાચો પડ્યો! એની પ્રાર્થનાએ ચમત્કાર કર્યો ખરો! શીખધર્મને માટેનો મારો આદર એ દિવસથી વધ્યો.

દુલારીનું એક સુખવસ્તુ જુવાન સાથે લગ્ન થયું. કમનસીબે પહેલા જ દિવસથી કશી એવી ગાંઠ પડી તે એ એને બન્યું જ નહીં. વારંવાર વિખવાદ થતો. આમ તો એ મૂંગેમૂંગી સહી લેતી પણ એને મનમાં હદપારનો વિશાદ હતો અને છેવટે એની અસર એની તબિયત પર પડી. આમે એ નાજુક હતી. સાવ વાજ આવી ગઈ ત્યારે એણે પિતાજી પર એક ચિઠ્ઠી લખી. જો મને જીવતી રાખવી હોય તો આ પત્ર જોઈને તુરત આવી જાવ. પિતાજીને માટે તો આ સાવ અણધારી વાત હતી. એ પણ હેબતાઈ ગયા. અને એમાં જ્યારે આંખની કીકી જેવી દીકરીને એમણે સાવ દૂબળી રોગિયલ થયેલી જોઈ ત્યારે તો એમને અપાર વેદના થઈ. હસમુખી છોકરીના ચહેરા પર કેવી વેદનાની રેખાઓ ગુંચાઈ હતી! પિતાજીએ ત્યાં જ નિર્ણય લીધો. આ ઘરમાં આ છોકરીને એક ક્ષણ પણ રહેવા ન દેવાય. એ એને પોતાની સાથે ઘેર લઈ આવ્યા.

દુલારીની ચિકિત્સા થઈ. નિદાન એ થયું કે એનાં બન્ને ફેફસાંમાં ક્ષય થયો હતો. અને રોગ ઘણો જ આગળ વધી ગયો હતો. પિતાજીએ ઇલાજ કરવામાં કશી મણા ન રાખી ને આખા હિન્દુસ્તાનના નામી દાક્તરોની સલાહ લીધી. રોગના કારમા પંજામાંથી એને છોડાવવા ખૂબ જહેમત કરી. પણ સાવ વ્યર્થ. રોગ જડ ઘાલી બેઠો હતો. અને એથી પણ વિશેષ કારમી વાત તો એ હતી કે દુલારીને પોતાને જ જીવવાની કશી ઇચ્છા રહી ન હતી. એ ઘસાતી જ ગઈ. પિતાજીની લાખ કોશિષ છતાં, એ ગુજરી ગઈ. એના મૃત્યુના કારમા ઓળા અમારા જીવન પર મહિનાઓ લગી ઘેરી અસર પાડી ગયા. કોઈ વક્ર ગ્રહની માઠી અસર અમારા પર પડી હતી.

અમૃતસરમાં અમારા ઘરની પાસે જ નિમ્મી એનાં માતાપિતા સાથે રહેતી હતી. મારી જ ઉમ્મરની – ચૌદની – અને ખૂબ સરસ નાનકડી છોકરી. અમને એકમેક માટે બચપણમાં હોય એ કરતાં વિશેષ ભાવ હતો. દર
1 શનિવારે રાત્રે પિતાજી અમને બન્નેને એમના કમરામાં બોલાવીને ઇતિહાસની વાતો કહેતા. તેમ જ ચાલુ બનાવો વિષે પણ કહેતા. આવા એક પ્રસંગે એમણે જે વાત કહી એથી તો અમે બન્ને મંત્રમુગ્ધ થઈને બેઠેલાં. એમણે ૧૯૧૯માં અમૃતસરમાં અંગ્રેજોએ જલિયાંવાલા બાગમાં ચલાવેલી કતલનું

ઘણું જ હૃમદ્ વર્ણન કર્યું. આ ગમખ્વાર બનાવ વિષે બોલતાં પિતાજીએ અબ્રહામ લિંકનનું એક વાક્ય ટાંક્યું હતું તે મને આજે પણ યાદ છે: 'કોઈ પણ રાષ્ટ્ર બીજા રાષ્ટ્ર પર રાજ્ય કરવા જેટલુ સારું હોતું જ નથી.' એમણે એ પણ કહ્યું હતું કે પોતાને જુલ્મમાંથી ઉગારવાનો હક્ક ન હોય એવો કોઈ જ દેશ હોઈ ન શકે. પછી એમણે હિન્દુસ્તાનમાં અંગ્રેજી રાજ્યઅમલનો ઇતિહાસ કહ્યો. અને ઉમેર્યું: કેવા લોક છે? એક બાજુ ખૂબ ખુમારી સાથે કહે છે કે અમે કદી ગુલામ નહીં થઈએ અને એ જ લોક આચરણમાં જરાકે થડકાર અનુભવ્યા વિના ભારતને ગુલામ રાખી રહ્યા છે! એમણે એ પણ કહ્યું કે ગમે તેટલાં વખાણ થાય તોય એમના અમલ દરમ્યાનનાં ઘણાં કૃત્યથી અંગ્રેજોએ લજાવું જોઈએ. પિતાજીની આવી વાતોથી મારા મનમાં રાષ્ટ્રપ્રેમનો પ્રથમ સંચાર થયો.

થોડા દિવસ પછી પિતાજીની અમૃતસરથી બદલી થઈ અને આંસુભરી આંખે મેં નિમ્મીની વિદાય લીધી.

પિતાજીએ આમ ઘણા નિયમ બનાવેલા. એમની સાથે કોઈ વાતની દલીલ ન થાય. કોઈથી એમને સામો જવાબ ન અપાય. કોઈ જાતનાં બહાનાં ચાલે નહીં એટલે નાટક, સિનેમા, સંગીત બધાં વર્જ્ય. ભભકાભર્યાં કપડાં પણ ન પહેરાય વાંચવું હોય તો પાઠ્યપુસ્તકો સિવાય બીજું કશું જ નહીં વાંચવાનુ. કસરતમાં લાંબા અંતર સુધી કરવાની ઘોડેસવારી. હું દસ વરસનો હતો ત્યારે એકવાર મને ઊંચકીને ઘોડા પર બેસાડેલો. એ મારો ઘોડેસવારીનો પહેલો પાઠ. પછી તો બધું જ મારે કરવાનુ હતુ ઘણીવાર ઘોડેથી પડયો હોઈશ પણ પછી તો પટકી ખાઈ ખાઈને પણ શીખ્યો પડયા હોઈએ અને ગમે તેવું કથોલુ વાગ્યુ હોય તોય પિતાજી મારી પાસે સવારી કરાવે અને આ વખતે ચૂં કે ચા કાંઈ કરવાની નહીં. એક નાનકડા ઝરણા જેવામાં મને ધક્કો મારીને એમણે મને તરતાં શીખવાની તાલીમ આપેલી. એ કાંઠે ઊભા ઊભા જોતા હતા અને હું માત્ર જીવવું છે એટલી જ ધારણાએ તરતાં શીખ્યો

હવે હું કૉલેજમાં આવ્યો એટલે પિતાજીએ મને સાયકલ અપાવી પણ શાળામાં હતો ત્યાં સુધી તો મારે તાપ હોય, વરસાદ હોય કે ટાઢ હોય પણ ચાલીને જ જવું-આવવુ પડતું. એ માનતા હતા કે મારે સર્વ

પ્રકારના સંજોગમાં લાંબું અંતર ચાલવાનું શીખવું જોઈએ. ખીસાખર્ચ મુદ્દલે મળતું નહીં. પિતાજી માનતા કે એને કારણે ખરાબ આદતો પડે છે. હું ૪૪૦ વારની શરતમાં દોડું એવા ખ્યાલની પણ એમણે ખૂબ મજાક કરેલી. 'મરઘની માફક માર્ક લો દોડવાને બદલે આ ૪૪૦ વાર દોડવાનું થાય છે એ તો જુવો!' એ મજાકમાં કહેતા. નાટક, કાવ્યસભા કે સંગીતમાં તમે ભાગ લો......તો એ બધી સ્ત્રૈણ પ્રવૃત્તિ ગણાય. સાથે કોઈએ દેવું નહીં કરવું જોઈએ. દેવું કરવું એટલે કશા છાટકામાં ફસાવું.

૧૯૨૯માં કોંગ્રેસના ઉમ્મરમાં સહુથી નાના પ્રમુખ થયા બાદ જવાહરલાલ નેહરૂ એક જાહેર સભામાં પ્રવચન કરતા હતા ત્યારે મેં એમને પહેલવહેલા જોયા. જેવા એ ભાષણ કરવા મંચ પર આવ્યા એવો જ શ્રોતાવર્ગમાંથી ગગનભેદી હર્ષનાદ થયેલો. પુનરુત્થાન પામતા ભારતના આ રૂપાળા અને સુઘડ પ્રતિક માટે જનતાને ખૂબ ભાવ હતો. અને એમની મોંછા વગેરે પણ જાણે શિલ્પીએ કોરી હોય એવી હતી. આરસના શિલ્પ જેવા એ લાગતા હતા. ક્રાન્ત વિષે નિર્ભીક રીતે વાત કરીને એમણે ઉપસ્થિત જંગી મેદનીને જાણે અણખૂટ પ્રેરણા આપી. સાથે ભારતના ભૂખ્યા અને પીડિત વાસીઓને જોઈને પોતાને કેવી લજ્જા આવે છે એ વાત પણ એમણે દુઃખ વ્યક્ત કરતાં કહી. કેમ્બ્રિજના આ સ્વપ્નવિહારી સ્નાતક ભારતના ભાવિ વિષે જે વાતો કરી એથી નવી જ ચેતનાનો જાણે સંચાર થયો. એ જ વાત સાથે એમણે માનવજાતના ભવિષ્યની વાત પણ સાંધી હતી. પૂર્વ અને પશ્ચિમનો આ નેતામાં વિરલ સંજોગ હતો. અને આ પછી તો જ્યાં જ્યાં સ્વતંત્રતા પર જોખમ આવ્યું ત્યાં એ પ્રાણની દરકાર કર્યા વિના પણ કૂદી પડેલા. અને વર્ષો પછી ખબર પડી એમ એકલા ભારતમાં જ નહીં પણ બાર્સેલોનામાં વરસતી ફાસિસ્ટ ગોળીઓ વચ્ચે અને ચુંગકિંગમાં બોમ્બની વર્ષા થતી હતી ત્યારે 'ઇતિહાસ સાથે જાણે કદમ મિલાવીને ચાલ્યા હતા.' મારા પોતાના જીવનમાં જવાહરલાલ ઘણો અગત્યનો ભાગ ભજવવાના છે એની મને ત્યારે ખબર ન હતી.

આ ઘડીએ ભારતમાં રાષ્ટ્રીય આંદોલનની ભારે ભરતી હતી. મારા જેવા ઘણા આ જાગૃતિમાં અંશ બનવા ઉત્સુક હતા. આ વખતે, કોલેજમાં મારા પરિચયમાં આવેલી રાજ નામની છોકરીએ મને એકવાર એને ઘેર

ઘણું જ દૂબહૂ વર્ણન કર્યું. આ ગમખ્વાર બનાવ વિષે બોલતાં પિતાજીએ અબ્રહામ લિંકનનું એક વાક્ય ટાંક્યું હતું તે મને આજે પણ યાદ છે: 'કોઈ પણ રાષ્ટ્ર બીજા રાષ્ટ્ર પર રાજ્ય કરવા જેટલું સારું હોતું જ નથી.' એમણે એ પણ કહ્યું હતું કે પોતાને જુલમમાંથી ઉગારવાનો હક્ક ન હોય એવો કોઈ જ દેશ હોઈ ન શકે. પછી એમણે હિન્દુસ્તાનમાં અંગ્રેજી રાજ્યઅમલનો ઇતિહાસ કહ્યો. અને ઉમેર્યું : કેવા લોક છે? એક બાજુ ખૂબ ખુમારી સાથે કહે છે કે અમે કદી ગુલામ નહીં થઈએ અને એ જ લોક આચરણમાં જરાકે થડકાર અનુભવ્યા વિના ભારતને ગુલામ રાખી રહ્યા છે! એમણે એ પણ કહ્યું કે ગમે તેટલાં વખાણ થાય તોય એમના અમલ દરમ્યાનનાં ઘણાં કૃત્યથી અંગ્રેજોએ લજાવું જોઈએ. પિતાજીની આવી વાતોથી મારા મનમાં રાષ્ટ્રપ્રેમનો પ્રથમ સંચાર થયો.

થોડા દિવસ પછી પિતાજીની અમૃતસરથી બદલી થઈ અને આંસુભરી આંખે મેં નિમ્મીની વિદાય લીધી.

પિતાજીએ આમ ઘણા નિયમ બનાવેલા. એમની સાથે કોઈ વાતની દલીલ ન થાય. કોઈથી એમને સામો જવાબ ન અપાય. કોઈ જાતનાં બહાનાં ચાલે નહીં. એટલે નાટક, સિનેમા, સંગીત બધાં વર્જ્ય. ભભકાભર્યાં કપડાં પણ ન પહેરાય. વાંચવું હોય તો પાઠ્યપુસ્તકો સિવાય બીજું કશું જ નહીં વાંચવાનું. કસરતમાં લાંબા અંતર સુધી કરવાની ઘોડેસવારી. હું દસ વરસનો હતો ત્યારે એકવાર મને ઊંચકીને ઘોડા પર બેસાડેલો. એ મારો ઘોડેસવારીનો પહેલો પાઠ. પછી તો બધું જ મારે કરવાનું હતું. ઘણીવાર ઘોડેથી પડ્યો હોઈશ. પણ પછી તો પટકી ખાઈ ખાઈને પણ શીખ્યો. પડ્યા હોઈએ અને ગમે તેવું કથોલું વાગ્યું હોય તોય પિતાજી મારી પાસે સવારી કરાવે. અને આ વખતે ચૂં કે ચાં કાંઈ કરવાની નહીં. એક નાનકડા ઝરણા જેવામાં મને ધક્કો મારીને એમણે મને તરતાં શીખવાની તાલીમ આપેલી. એ કાંઠે ઊભા ઊભા જોતા હતા અને હું માત્ર જીવવું છે એટલી જ ધારણાએ તરતાં શીખ્યો.

હવે હું કૉલેજમાં આવ્યો એટલે પિતાજીએ મને સાઇકલ અપાવી. પણ શાળામાં હતો ત્યાં સુધી તો મારે તાપ હોય, વરસાદ હોય કે ટાઢ હોય પણ ચાલીને જ જવું-આવવું પડતું. એ માનતા હતા કે મારે સર્વ

પ્રકારના સંજોગમાં લાંબું અંતર ચાલવાનું શીખવું જોઈએ. ખીસાખર્ચ મુદ્દલે મળતું નહીં. પિતાજી માનતા કે એને કારણે ખરાબ આદતો પડે છે. હું ૪૪૦ વારની શરતમાં દોડું એવા ખ્યાલની પણ એમણે ખૂબ મજાક કરેલી. 'મરદની માફક માઈલો દોડવાને બદલે આ ૪૪૦ વાર દોડવાનું થાય છે એ તો જુવો!' એ મજાકમાં કહેતા. નાટક, કાવ્યસભા કે સંગીતમાં તમે ભાગ લો......તો એ બધી સ્ત્રૈણ પ્રવૃત્તિ ગણાય. સાથે કોઈએ દેવું નહીં કરવું જોઈએ. દેવું કરવું એટલે કશા છાટકામાં ફસાવું.

૧૯૨૯માં કોંગ્રેસના ઉમ્મરમાં સહુથી નાના પ્રમુખ થયા બાદ જવાહરલાલ નેહરુ એક જાહેર સભામાં પ્રવચન કરતા હતા ત્યારે મેં એમને પહેલવહેલા જોયા. જેવા એ ભાષણ કરવા મંચ પર આવ્યા એવો જ શ્રોતાવર્ગમાંથી ગગનભેદી હર્ષનાદ થયેલો. પુનરુત્થાન પામતા ભારતના આ રૂપાળા અને સુઘડ પ્રતિક માટે જનતાને ખૂબ ભાવ હતો. અને એમની મોંછા વગેરે પણ જાણે શિલ્પીએ કોરી હોય એવી હતી. આરસના શિલ્પ જેવા એ લાગતા હતા. ક્રાન્ત વિષે નિર્ભીક રીતે વાત કરીને એમણે ઉપસ્થિત જંગી મેદનીને જાણે અણખૂટ પ્રેરણા આપી. સાથે ભારતના ભૂખ્યા અને પીડિત વાસીઓને જોઈને પોતાને કેવી લજ્જા આવે છે એ વાત પણ એમણે દુઃખ વ્યક્ત કરતાં કહી. કેમ્બ્રિજના આ સ્વપ્નવિહારી સ્નાતક ભારતના ભાવિ વિષે જે વાતો કરી એથી નવી જ ચેતનાનો જાણે સંચાર થયો. એ જ વાત સાથે એમણે માનવજાતના ભવિષ્યની વાત પણ સાધી હતી. પૂર્વ અને પશ્ચિમનો આ નેતામાં વિરલ સંજોગ હતો. અને આ પછી તો જ્યાં જ્યાં સ્વતંત્રતા પર જોખમ આવ્યું ત્યાં એ પ્રાણની દરકાર કર્યા વિના પણ કૂદી પડેલા. અને વર્ષો પછી ખબર પડી એમ એકલા ભારતમા જ નહીં પણ બાર્સેલોનામાં વરસતી ફાસિસ્ટ ગોળીઓ વચ્ચે અને ચુગકિંગમાં બોમ્બની વર્ષા થતી હતી ત્યારે 'ઇતિહાસ સાથે જાણે કદમ મિલાવીને ચાલ્યા હતા.' મારા પોતાના જીવનમાં જવાહરલાલ પ્રસંગો અગત્યનો ભાગ ભજવવાના છે એની મને ત્યારે ખબર ન હતી.

આ ઘડીએ ભારતમાં રાષ્ટ્રીય આંદોલનની ભારે ભરતી હતી. મારા જેવા ઘણા આ જાગૃતિમાં અંશ બનવા ઉત્સુક હતા. આ વખતે, કૉલેજમાં મારા પરિચયમાં આવેલી રાજ નામની છોકરીએ મને એકવાર એને ઘેર

ચાલતા હતા. મેં એમના સામુ જોયું અને મારું મન પણ ગૌરવ અનુભવવા લાગ્યુ. એમણે નાખેલા બૉમ્બને કારણે આખો દેશ હચમચી ગયો.[૧]

આ જ અરસામાં મને ખબર પડી કે લાહોરમાં રાષ્ટ્રવાદીઓના એક સરઘસની નેતાગીરી લેતાં લાલા લજપતરાયને એક અંગ્રેજ સાર્જન્ટ મોન્ડર્સે લાઠીમાર માર્યો હતો અને એને કારણે એમનો દેહાંત થયો હતો. આથી ઘણા લોક ખૂબ જ ઉશ્કેરાયા. એમાં ક્રાન્તિકારી દળના સભ્ય ભગતસિંગ પણ ઉશ્કેરાયા હતા. એણે અપૂર્વ સાહસ કરીને પોલીસથાણા બહાર જ મોન્ડર્સને ગોળીથી ઠાર માર્યો. આંખનો બદલો આંખથી લીધો. તે ક્ષણથી માંડીને એસેમ્બ્લીમાં મેં ઉપર વર્ણવેલો બનાવ બન્યો ત્યાં લગી ભગતસિંગ ફરારી હતા.

ભગતસિંગ અને બી કે દત્તનો મુકદ્દમો ચાલ્યો એમાં ભગતસિંગને ફાંસીની અને દત્તને જન્મદેશનિકાલની સજા થઈ ક્રિટિશ માસની હોળીને પ્રસગે મને ખબર પડી કે હવે લોકલાડીલા બનેલા ભગતસિંગને એ જ દિવસે લાહોરની જિલ્લા જેલમા ફાંસી આપવાની હતી. આ સમાચાર સાભળીને મારી લાગણી ખૂબ ઉશ્કેરાઈ જે જેલની દીવાલ પાછળ ભગતસિંગને ફાંસી આપવાની હતી તે જેલ બરાબર દેખાય એવી એક જગ્યાએ હુ પહોચી ગયો.

અને આખા દેશને જે રજ થયો એમા હુ ય મૂક આદર સહ જોડાયો. પછી તો મને કેવી નિર્ભીકતા અને સ્વસ્થતાપૂર્વક ભગતસિંગે આ કસોટીનો સામનો કર્યો હતો એનો આંખે દેખ્યો હાલ સાભળવા મળ્યો હતો. ભગતસિંગ ઉપરાત રાજગુરુ અને સુખદેવને પણ પોતાના દેશપ્રેમ બદલ એ જ દિવસે ફાંસી અપાઈ હતી. જ્યારે ભગતસિંગનો વારો આવ્યો ત્યારે એમને તખ્તા પર જતાં પહેલાં મોં ઢાકવા બુરખો આપવામાં આવ્યો. પણ એમણે તો બુરખો ફેંકી દીધો અને ઉન્નત શિરે, ટટ્ટાર સીને, સ્વસ્થ પગલે એ આગળ વધ્યા. પછી એમણે ફાંસલાને ચૂમ્યો અને પોતાના વહાલા વતનને ખાતર જાન ફના કરવાની તક મળી એ બદલ પોતે ભાગ્યશાળી છે એમ કહ્યુ. પછી એમણે પોતાના હિંદી જેલર, ડૉક્ટર અને મેજિસ્ટ્રેટને પ્રણામ કર્યાં. એ બધા મૂક

૧. ભગતસિંગ અને બી. કે દત્તના આ કૃત્ય વિષે પોતે શુ ધારે છે એવો પ્રશ્ન ગાંધીને કોકે પૂછેલો ત્યારે એમણે એમ જવાબ આપેલો કે : 'હુ તો શાંતિમાં માનનારો માણસ છું. પણ ગમે તે ભોગે શાંતિ મને ખપતી નથી. પથ્થરમાં જે શાંતિ છે તે મને ખપતી નથી કબરમાં મળે એ શાંતિ મને ખપતી નથી. જો કાયરતા અને હિંસા એ બે વચ્ચે જ પસંદગી કરવાની હોય તો હું હિંસાની હિમાયત કરુ '

સાક્ષી તરીકે ઊભા હતા. આંખમાંથી સ્વસ્થ તેજ ઝરતું હતું. હોઠ પર ક્રાન્તિની જપમાળા હતી. એ તખતા પર લટકી ગયા. જે મૂઠીભર હિન્દી અફસરો ત્યાં હાજર હતા એમણે પોતાના જ એક દેશભક્ત હમવતનીને ફાંસીને લાકડે લટકાવવાના કામથી શરમનાં માર્યાં શિર ઝુકાવી દીધાં.

અંગ્રેજોએ ભગતસિંગનું શબ એમનાં સગાંને આપવા ન દીધું. એમને બીક હતી કે લોક ભડકી ઊઠશે. એવું કહેવાય છે કે એમનું અધ્બળ્યું શબ સતલજ નદીના સૂકા કાંઠા પર મૂકી દીધું તે બીજે દિવસે સવારે સ્થાનિક માણસોને હાથ લાગ્યું. પછી એ શબને લાહોર લાવ્યા. અને અહીં તો પોતાના લાડકાના આવા દિદાર જોઈને લોકે સૂધસાન ગુમાવી. એઅઢી લાખ માણસ આ શહીદના અધબળેલા દેહ પાછળ સ્મશાનયાત્રામાં જોડાયા હતા તેમાં હું પણ સામેલ હતો. આખો દેશ પોતાના લાડકા પાછળ આંસુ સારતો હતો.

[ છત્રીસ વર્ષ પછી મને ખબર પડી કે સુપ્રસિદ્ધ દેશભક્ત બી. કે. દત્ત દિલ્હીમાં મેડિકલ ઇન્સ્ટિટ્યૂટમાં ગંભીર રીતે બીમાર છે. એટલે ૧૧મી ફેબ્રુઆરી ૧૯૬૫ના રોજ હું એમની ખબર કાઢવા ગયો. ૧૯૨૯ પછી મેં એમને દીઠા જ ન હતા. ઘણાં વરસો પહેલાં ભગતસિંગે અને એમણે લેજિસ્લેટિવ એસેમ્બ્લીમાં બૉમ્બ નાખ્યા ત્યારે મેં એમને જોયા હતા એ વાત મેં એમને કહી ત્યારે એમની આંખ ચમકી ઊઠી. અને પછી એમણે એમની વાત કહી. સત્તર વરસની ઉંમરથી એ ક્રાન્તિકારી દળના સભ્ય હતા ત્યારે આટલી બધી પ્રસિદ્ધિ મળશે એવી કશી કલ્પના જ ન હતી. ભગતસિંગે અને એમણે એક કામ માટે પોતાની સેવા સમર્પી હતી. એ કામનાં કેટલાં ગંભીર પરિણામ આવી શકે એ વાતનો એમને ખ્યાલ હતો. પોતાના વતનની ખિદમતમાં પોતાના જાન ન્યોછાવર કરવાની તક મળી તે બદલે એ ગૌરવ અનુભવતા હતા. એમણે એક બીજી વાત પણ કહી. એ લોક પોલીસને આપમેળે આધીન થયા ન હતા ત્યાં લગી એમની ધરપકડ થઈ ન હતી. નિર્દોષ ભારતવાસીઓ પર નાહકનો ત્રાસ ન ગૂજરે એ ખ્યાલથી જ એ પોલીસને હવાલે થયા હતા. માંદગીને કારણે થોડાં વરસ પછી દત્તને છોડી મૂકવામાં આવેલા પણ ૧૯૪૨માં એમને ફરીથી પકડયા હતા. અને જેલમાં અને જેલબહાર પણ જે જાતનુ કઠોર જીવન ગુજારવું પડયું એને કારણે એમની તબિયત ભાંગી ગઈ. અને છેલ્લા થોડા મહિના તો એમની તબિયત ઘણી જ લથડી હતી. ગુલઝારીલાલ નંદાએ એમને સારવાર અને આરામ માટે અહીં આણ્યા એમ એમણે મને કહ્યું હતું. પછી ભગતસિંગની વાત

બહેન સાથે સામાન લઈને માતાજી રેલવેનાં પ્લેટફોર્મ પર બેઠાં અને હું ભાડે ઘર શોધવા નીકળ્યો. એ દિવસના અંત ભાગમાં મને એક જગ્યા મળી ગઈ. અમે પાંચે ત્યાં પહોંચ્યાં. એ રાતે તો અમે પાંચે જીવ મૂઠીએ જ સૂઈ ગયાં. સવારે જાગ્યાં ત્યારે અમે કેવી સાંકડી જગ્યામાં આવી ગયાં હતાં એનો ખ્યાલ આવ્યો. કોઈ પણ વાતની સરખામણી કરવી સારી કે હિતકારી નથી જ હોતી પણ અમારી અત્યારની હાલત અને ભૂતકાળની સગવડ વચ્ચે નામરજી છતાં તુલના થઈ જતી. એજી એજી અમે આ પરિસ્થિતિમાં પણ ગોઠવાયાં

પિતાજીના વીમા તો બધા જ બંધ પડી ગયા હતા. એમની પાસે જે પણ હતું એ બધું તો બહેનની માંદગીમાં ગીરવે મૂકેલું. એટલે અમને વારસામાં કશું પણ મળ્યું ન હતું જીવવા માટેનું એવું કશું સાધન પણ ન હતું. પિતાજીની ઉમ્મર સુડતાલીસની. માતાજી અને હું એક વાતે સહમત થયાં. અમારે એકલાએ જ આ દુઃખનો સામનો કરવો જોઈએ. જાતમહેનતથી, પસીનો પાડીને જ અમે કાં તો તરાશું કે કાં તો ડૂબીશું. એ બાબત બે મત ન જ હોવા જોઈએ. અને જમાનાના આ પડકારે મારા જીવનને હેતુપૂર્ણ બનાવ્યું.

આ ઘડીએ અમારું જીવન સાવ એકાકી હતું. જંગલવાસ જેવું હતું. લોક સાથે હળીએ ભળીએ એવું અમને બહુ ઉત્કટપણે થતું. પણ વાસ્તવિક રીતે તો કોઈ અમારી નજીક આવતું જ નહીં. લોક અમને ટાળતા હતા. ઘણા દિવસ તો એક ટંક ભોજનથી અમારે મન મનાવવું પડતું. નવાં કપડાં લેવાનું તો મહામુશ્કેલીએ જ બને. બીમારી પ્રસંગે દવાના પણ ટાંચા હોય. સગવડ અને સાહ્યબી તો જાણે સ્વપ્નુ બની ગયાં. ઘણાં અપમાન સહન કરવાં પડતાં અને સામાજિક રીતે અન્યાય થાય એવા તો પાર વિનાના પ્રસંગો આવતા. ઘણીય વાર તો જાણે હવે બધાંનો અંત આવી જશે એવા આખરી પાટલે બેઠાં હોઈએ એવુ લાગતું. આમ છતાં અમે ટકી રહ્યાં. અમે ગમે તે રીતે નમી ન પડવું એવી ટેક લઈને બેઠાં હતાં. અહં અને સ્વમાન બન્ને ભેળાં થઈને અમને જાણે ચલાવતાં હતાં. મેં તો મનોમન પ્રતિજ્ઞા કરી હતી. સર્વશક્તિમાન સમક્ષ જાણે સોગન ખાધા હતા. જિંદગીના પડકારને હું પૂર્ણપણે ઝીલી લઈશ. તસનો મસ નહીં થાઉં અને એક દિવસ એવું સ્થાન પ્રાપ્ત કરીશ કે તકદીર સાથે પૂરો ફેંસલો કરી લઈશ. આ બધાનો હિસાબ પતાવીશ.

લાહોરમાં મને સરકારી કૉલેજમાં પ્રવેશ મળ્યો. અહીં ગેરેટ, ડિકન્સન, લેંગહોર્ન અને સાથે અહમદશાહ બુખારી જેવા અત્યંત પ્રતિભાશાળી અધ્યાપકો હતા. મેં પણ અભ્યાસ પાછળ ખૂબ મહેનત કરવા માંડી અને સાથે કૉલેજની ઇતર પ્રવૃત્તિ, ખેલકૂદ, નાટક અને ભાષણ વગેરેમાં પૂરા મનથી ભાગ લેવા માંડયો. મને ક્રિકેટ ખૂબ ગમતું.

મારે સાહસપૂર્ણ જીવન જોઇતું હતું. મારી જૂની કૉલેજના કેટલાક સહાધ્યાયીઓ તેમાંય ખાસ તો હરીશ સરકાર જેવા તો વાયુસેનામાં ભરતી થયા હતા. મને પણ એમને રસ્તે જવાનું મન હતું. પણ મારા અહીંના સહાધ્યાયીમાંથી બે જણને લશ્કરમાં ભરતી મળી હતી. એમણે મને લશ્કરમાં અરજી કરવા સમજાવ્યો. આ અંગે હું લાહોરના જિલ્લા હાકેમને મળ્યો ત્યારે એમણે મારી રાજકીય પ્રવૃત્તિને કારણે મારી અરજી પર કશી વિચારણા થશે કે કેમ એ વિશે શંકા દર્શાવી. મેં સફાઈ એ રીતે કરી કે હું કાયદેસરની પ્રવૃત્તિ જ કરતો હતો અને આખા દેશ સાથે રાષ્ટ્રવાદી વિચાર હોવા એ કાંઈ ગુનો થતો ન હતો ઉપરાંત હું અમારા પોતાના લશ્કરમાં ભરતી થવા માગતો હતો, કાંઈ કોઈ પરદેશી લશ્કરમાં દાખલ થતો ન હતો. એટલે મારી અરજી સામે શુ વાધા હોઈ શકે એ જ મને સમજાતુ ન હતુ. ગમે તે કારણ હોય પણ મને લશ્કર માટેની પ્રવેશ પરીક્ષામાં બેસવા દીધો. અને બ્રિટિશરના શાણપણની તો તારીફ જ કરવી જોઈએ કે મારો આવો ભૂતકાળ હોવા છતાં પણ એમણે મૌખિક પરીક્ષામાં મને ખૂબ ઊંચા ગુણ આપ્યા અને થોડાક માસ પછી મારી સેન્ડહર્સ્ટ માટે વરણી થઈ. નસીબનુ ચક્ર કદાચ હવે પાછું ફરવા લાગ્યું હતું. હવે તો સમાજે પણ મારી હાજરી અને હયાતિની જાણે નોંધ લીધી. ચારે બાજુથી શુભેચ્છા અને મુબારકબાદના સંદેશા આવવા લાગ્યા. અને માતાજીના ચહેરા પર લાંબા સમય પછી આનંદ અને સુખની દીપ્તિ દેખાઈ.

પણ સેન્ડહર્સ્ટ માટે પસંદગી થાય એ એક વાત. પણ ખરો સવાલ તો પરદેશ જવાના અને રહેવાના પૈસા કયાંથી કાઢવા એનો હતો. અને આ તો અત્યંત મૂંઝવી દે એવી વાત થઈ. માતાજી પાસે જે થોડુંઘણું હતું એને તો આંગળી પણ ન અડકાડવી એવો મારો નિશ્ચય હતો. એમણે તો એમની પાસે હતું એ બધુ જ મને આપવાની વાત કરી. પણ મેં તો મારા પોતાના પગ પર ઊભા રહેવાનો નિર્ણય કર્યો હતો. મેં વડામથકના એડજુટન્ટ જનરલને આર્થિક સહાય માટે અરજી કરી અને એમાં મારી નબળી આર્થિક સ્થિતિનો ઉલ્લેખ કર્યો. આમ તો રાજાના મુજબની અરજી

સેન્ડહર્સ્ટ પહોંચ્યા ત્યારે તો એ સ્થાન સાવ મૃતાવસ્થા ભોગવતું હોય એવું શાંત અને નિશ્ચેષ્ટ હતું. આસપાસ શું હતું એ મને દેખાતું જ ન હતું. અમે પહોંચ્યા ત્યારે એક 'કોકની' કમ્પની ક્વાર્ટરમાસ્ટર સાર્જન્ટ મળ્યો. એ જરાક પણ મલકે નહીં. મનહૂસ જેવો લાગે. બોલે નહીં પણ બરાડે. મને કહે કે મને કમ્પની–એકમાં મૂકવામાં આવ્યો છે. એ રાતે તો જેવો ખોલી પર પહોંચ્યો એવો જ હું ઊંઘી ગયો. જિંદગીની મજલમાં યાદગાર દિન હતો.

હવે પછીના થોડા દિવસમાં તો અફસરોના એક હારમાળાએ અમને આ જગ્યા કેવી હતી એ વિષે ઘણુ ઘણું કહ્યું. જે કહ્યુ એને ટૂંકાણમાં આમ રજૂ કરી શકાય :

આ છે રોયલ મિલિટરી કૉલેજ, સેન્ડહર્સ્ટ. આવા પ્રકારની સંસ્થામાં ઉત્તમોત્તમ. એને ટૂંકાણમાં આરએમસી કહે છે. એની પ્રણાલિકાઓ અતિ ભવ્ય છે. અહીંનુ શિસ્ત તો એટલું બેનમૂન છે કે દુનિયાભરમાં વખણાય છે. ૭ મહિનાનુ એક એવાં ત્રણ સત્ર બાદ અમે અફસર બનવાના—હા, જો ત્યાં લગી ટકી રહેવા જેટલા ભાગ્યશાળી હોઈએ તો. શિક્ષણક્રમ દરમ્યાન બે લાંબા તોડ (બ્રેક્સ) થવાના. અમને જેન્ટલમેન કેડેટ્સ તરીકે ઓળખાવાતા. આમ અમે અફસર થવાની ઇચ્છા ધરાવતા હતા. પણ વાસ્તવમાં અમે ન તો જેન્ટલમેન હતા ન અફસર. અહીં પેન્ટાથીલોનનો પણ સમાવેશ થાય એવી ઘણા પ્રકારની રમતગમતોની સગવડ હતી. કૉલેજના મકાનમાં બે મોટી ઇમારતો હતી, જેને અનુક્રમે જૂની અને નવી એમ કહેવાતી. પહેલી કમ્પની અને બીજી ત્રણ કમ્પની પહેલી ઇમારતમાં હતી અને ચોથી અને પાંચમી બીજી ઇમારતમાં હતી. જૂની ઇમારતની સામે એક સરોવર જેવું હતું. એમાં નૌકા ચલાવવાની બધી સગવડ હતી. બારોસા નામની ગીચ ઝાડીવાળી ખીણ બરાબર કૉલેજના પાછળના ભાગમાં હતી. એની મધ્યમાં ગોલ્ફનુ મેદાન હતું અને અમને કેટલાક શબ્દોની સમજણ પાડવામાં આવી. એ મુજબ હાઈપ એટલે રાઇફલ, શીવ એટલે બુલવીચ. આ સાથે અમને કડક સૂચના હતી કે અમે જ્યારે પણ રેજિમેન્ટસ કલર્સ પાસેથી નીકળીએ ત્યારે અમારે અચૂક સલામ કરવાની.

કૉલેજના કમાન્ડન્ટ હતા મેજર જનરલ સર રેજીનાલ્ડ મે કે. બી. ઇ., સી. બી., સી. એમ. જી., ડી. એસ. ઓ., પી. એસ. સી.. સેન્ડહર્સ્ટના કમાન્ડન્ટ તરીકે હમેશાં અત્યંત પ્રતિભાશાળી વ્યક્તિની જ પસંદગી થતી.

એ સાથે જ એમના હાથ નીચે કામ કરનાર અધ્યાપકગણની પસંદગી પણ ખૂબ સંભાળપૂર્વક થતી.

એ દિવસ તો અમે પુસ્તકો, નોંધવહીઓ વગેરે જરૂરી સાધનોની પસંદગીમાં ગાળ્યો. ગણવેશ માટે અમારાં માપ લેવાયાં. આખો દિવસ નાનામોટા કામે અમે દોડાદોડ કરી. કેડેટ્સને હવે ઘાટઘૂટમાં આણવાનો યત્ન થતો હતો. એમની આળસને જાણે ખંખેરી નાખવામાં આવતી હતી. અમારી પ્રથમ 'ગ્રેટ નાઈટ'ના જમણ માટે એકઠા થયા ત્યારે હું અત્યંત પ્રભાવિત થયો હતો. હજારેક જેટલા કેડેટ્સ સરખી રીતે ગોઠવવામાં આવેલા મેજના ચોકઠા આસપાસ જે રીતે બેઠા હતા તે દૃશ્ય અત્યંત પ્રભાવશાળી લાગતું હતુ. મેજ પર વાદળી રંગનાં પોશ બિછાવેલાં હતાં. જમણ પછી પોર્ટ અને શેરીના જામ આવવા લાગ્યા. મારા ટેબલ પાસે આવ્યા ત્યારે મારા મનમાં ભારે દ્વિધા હતી. આ તો રાજાની ખુશાલીનું મદ્ય, એ હું લઉં કે ન લઉં ? એ જ ક્ષણે મારી પડખે બેઠેલા એક બ્રિટિશ ઇન્સ્ટ્રક્ટરે મારી હાલત જોઈને મને કશી ચિંતા ન કરવાનું કહ્યું. જો હું મદ્ય ન લેતો હોઉં તો—અને એ પોતે પણ મદ્ય લેતા ન હતા—હું ખુશખખ્તી સોડા કે એવું કશું લઈને પણ લઈ શકું. મેં રાહતનો દમ ખેંચ્યો.

દરેક વાત માટે અમારે એક કતાર થવું પડે. પછી તે કવાયત માટે હોય, શારીરિક તાલીમ માટે હોય, ઘોડેસવારી માટે હોય કે પછી એક યા બીજી જાતની પરેડ માટે હોય. સીનિયર અન્ડર ઑફિસર જ્યારે નિરીક્ષણ કરતા હોય ત્યારે એ બરાડો પાડીને 'વાળ કપાવ' એમ કહે. આનું કશું ધોરણ ન હતું. એ દિવસે સવારે જ વાળ કપાવ્યા હોય તોય એ વાળ કપાવ બરાડે. એમ છતાં આ શિરસ્તના પરમ પૂજક અને દૃષ્ટાની વાણી આખરી. ભૂલેચૂકે પણ તમે સામે જવાબ દીધો તો ભયંકર પરિણામ આવે. આખી વાતનું આ જ રહસ્ય. તાલીમમાં આ જ વાત મુખ્ય. શિસ્ત આ જ રીતે શીખાય એટલે તમે તરત જ ત્યાંથી, મનમાં ગાળ દેતા દેતા નીકળો. અને સવારે પહેલીવાર અને બપોરે બીજીવાર એમ વાળ કપાવો. હજામ તો આ રમતથી રીઢો બનેલો, એટલે વળતે દા'ડે તમારે ફરીથી આવવું ન પડે માટે લગભગ ટકો મૂંડો કરી નાખે. બીજી કોકવાર સીનિયર અન્ડર ઑફિસર તમારા ખભે એની સોટી અડાડે અને 'પરેડમાં ગંદાં કપડાં' એટલું બબડે. એનો અર્થ એ થયો કે તમારા ખમીસ પર કાંક પીળું કે રજકણ ચોંટીને બેઠું છે. આવું તો ઘણું ચાલે....

અમે બધા જ્યુનિયર. અમને માથે ટોપી કે કશું પહેર્યા વિના ક્યાંય બહાર જવા ન દેવાય. સાથે ડગલા કે ડગલીનાં બટન બીડેલાં જ હોવાં જોઈએ. વણબીડ્યાં ન ચાલે. ખીસામાં હાથ ઘાલીને ન નીકળાય. અમારી તાલીમ અંગે અમારા પર બીજાં પણ ઘણાં નિયંત્રણ મુકાતાં હતાં.

આ સીનિયર અન્ડર ઑફિસરનું સ્થાન ઘણી રીતે રસદાયી હતું. કેડેટ્સ પર એમની ઘણી મોટી સત્તા. અને વિશેષ જાણવા જોગ વાત તો એ કે એ આ સત્તાનો ભરપેટ ઉપયોગ કરતા. એ પદ પર જેની વરણી થતી તેનામાં પણ કવાયત અને શારીરિક તાલીમ વગેરે બાબતની નિપુણતા હોવી જરૂરી ગણાતું. એ જે કરે એનું અમારે અનુકરણ કરવાનું. અને કશી પણ ચૂં કે ચાં વિના એમનો હુકમ માનવાનો. એમના જેવાને જ આખરી સત્રને અંતે રાજાનો પદક કે સ્વૉર્ડ ઑફ ઓનર મળે. આવા પારિતોષિકની તો ભારે હરીફાઈ થાય અને સહુની એવું ગૌરવ મેળવવાની ખેવના હોય.

જ્યારે કેડેટ્સ કવાયત માટે એક કતાર થાય ત્યારે જે ઊંચા હોય તે જમણી બાજુએ ઊભે અને ઠીંગણા કે નાના કદના હોય તે ડાબી બાજુએ ઊભે. અને કમ્પની સાર્જન્ટ મેજર મામલો પોતાના કાબૂમાં લ્યે એ બરાડે: 'કમ્પની એટેન – શન.' પછી તો ધડાકાબંધ અને ફટાફટ બીજા હુકમ છૂટે. 'બાય ધ રાઈટ', 'ક્વીક માર્ચ', ' 'લેફ' રાઈ', લેફ' રાઈ':' ઈસુને ખાતર એ ત્યાંવાળા જાગો. મિ– ફલાણુ ફલાણા ઊભા રહો. સ્કવોડ લેફ' જમણે વળો. ધૂમ જાવ. 'મહેરબાન, જરા ખુદાને ખાતર,' અને આ ઊંચો અને ચપળ તેજલો સિપાહી એવી તો નફરતભરી નજર નાખે અને થોડું રોકાઈને પાછો બોલવા માંડે – 'જરા સામુ જુવો, માથું ટટાર રાખો, હાથ હલાવો, છાતી કાઢો, નીચે ન જુવો, લેફ' રાઈ'. હાં, એમ, એમ જ, બરાબર-ઊભા રહો. કમ્પની થોભો. રૂક જાવ. રૂ...ક જા આ-આ-વ.' આમ જ કવાયતની સેંકડો નાનીમોટી વાતો ચાલે. દિવસોના દિવસો ચાલે. અને જ્યાં લગી સાર્જન્ટ મેજરે અમને આ હુકમના બોલના જરાકે ચૂં કે ચાં વિનાના પાલનનો પાઠ બરાબર ઘૂંટાવ્યો ન હોય અને હુકમનું પાલન અત્યંત સુઘડ રીતે અને આંખમાં જચી જાય એ રીતે થતું ન થાય ત્યાં લગી એ ચાલ્યા જ કરે. બધું પાછું બીજા બધા સાથે સુમેળ સાધતું હોવું જોઈએ.

સાર્જન્ટ મેજરને આમ કોઈ કયા ખાનદાનનો છે એ સાથે જરાકે લેવા-દેવા નહીં. એ તો એમને સોંપાયેલા કેડેટ્સ સારા અફસર બને એવી એમની રગડ કરવી એટલું જ જાણે. આમ એ અમને મેદાન પર કશું કહેવા માંડે

ત્યારે 'સર' (મહેરબાન)થી શરૂ કરે પણ એ પછી તરત જ આવે એક ગાળ. સાઠ ફૂટની ઊંચાઈથી એ પોતે કશા જ આઘાતનો થડકાર અનુભવ્યા વિના બરાડે: 'ઓ કરન બ્લાઈમી! આ લઘરાને તો જુવો! આ રીતે તો એ ગટરમાં આળોટશે. રોયલ હોર્સગાર્ડ્સ એના પર થૂંકશે પણ નહીં... પણ તમે આમ પાંજરામાંની ચકલી જેમ કેમ ચાલો છો? જરા હોશમાં આવો ફલાણા ફલાણા. શું થયું છે તમને?'

કેટલાક બ્રિટિશ એન. સી. સી. ઓ. કે વોરન્ટ ઑફિસર્સ તો અંદર એક બે ત્રણ ચાર એમ ન બોલે. એને બદલે એ તો 'એક્કો, બાદશાહ, રાણી, ગુલામ' એમ બોલે. આ ઉપરાંત પણ એમની બીજી ઘણી લાક્ષણિકતાઓ. એમને સોંપાયેલી કામગીરીને ખૂબ ચીટકી રહે ભલેને એ ગમે તેટલો મોટો અફસર રહ્યો પણ એ એનાથી જરાકે ડઘાઈ ન જાય.

બ્રિટિશ સમાજના જુદા જુદા સ્તરમાંથી આ કેડેટ્સ આવતા. એમાં લોર્ડ, ડયુક કે શાહીખાનદાનના સભ્ય કે ઈટન, હેરો અને વેલિંગ્ટન જેવી શાળામાંથી પણ જુવાનો આવતા. એમાંના ઘણા તો રોયલ હોર્સગાર્ડ્ઝ – કે પછી કોલ્ડસ્ટ્રીમ ગાર્ડ્ઝ કે બીજી એવી જ પ્રસિદ્ધ ટુકડીઓમાં જોડાવાના.

ચર્ચિલને સેન્ડહર્સ્ટમાં સ્થાન મળ્યું એ પહેલાં ત્રણવાર નિષ્ફળ ગયેલો, અને મોન્ટગોમરીને કશું ગૌરવ મળ્યું ન હતું, માત્ર સીધે સાદા પ્રાઈવેટ તરીકે એ અહીંથી ઉત્તીર્ણ થયા હતા એમ મને જાણવા મળેલું એટલે એક વાત મને સમજાઈ ગઈ હતી. આ બધું કાંઈ ગુલામની બિછાત જેવું ન હતું અહીં કૉલેજમાં જે ઊજળી કારકિર્દી દાખવતા હતા તે બધા પણ પાછળી જિંદગીમાં આગળ થતા કે ગૌરવ પ્રાપ્ત કરતા એવું પણ ન હતું. ઘણીવાર એથી સાવ વિરુદ્ધ રીતે જે અહીં કૉલેજમાં ઢ જેવા ગણાતા તે પાછળી જિંદગીમાં ઘણા આગળ આવી જતા. એક દાખલો જોઈએ તો યુદ્ધક્ષેત્ર પર વીરતા બદલ પારિતોષિક અને પદક મેળવનારા ઘણા, એ જ કારણસર લશ્કરમાં બઢતી મેળવી શકે એવું નથી હોતું. એવી બઢતીને એ લાયક નથી હોતા. જેમ જેમ બઢતી મળે એમ એમને શિરે નવી અને જુદી જવાબદારીઓ આવે. અને એ જવાબદારી અદા કરવા માટે તો એમને બીજા ઘણા ગુણ પ્રાપ્ત કરવા જોઈએ.

શારીરિક તાલીમના વર્ગમાં તમને દોરડાં ચડવાની, ઘોડેસવારી વગેરેની

તાલીમ મળે એનો મુખ્ય ઉદ્દેશ તો સમૂહમાં કામ કરવાની આદત કેળવાય એ

હું સેન્ડહર્સ્ટ આવ્યો એના ઘણા વરસ પહેલાંથી હુ ઘોડેસવારી કરતો હતો. એટલે મને ઘોડેસવારીમાં આનંદ આવતો. જ્યારે તાલીમ આપનાર, 'દોડાવો,' કે 'રવાલ' કે 'પેગડુ છોડી દો' કે એવો હુકમ છોડે ત્યારે જાણુકારને તો આનંદ આવે શિખાઉ ઘણીવાર ગુંચવાતા

હું ગોલ્ફ રમતાં શીખ્યો. સ્કોટલેંડ ગયો હતો ત્યારે ગ્લેનઈગલ્સ અને સેંટ એન્ડ્રુઝના ગોલ્ફમેદાનમાં રમ્યો હતો પણ દેશ પાછા ફર્યા પછી મે આ ખર્ચાળ શોખ ચાલુ રાખ્યો નથી

દરેક સત્રના અંતે, જૂની અને નવી બન્ને ઈમારતના વાસીઓ ખૂબ ગેલમાં આવતા સાથકવો મારી મૂકે ગળું સોસાય ત્યા લગી ઘાટા પાડે. સામસામા મોરચા મંડાય. આમાં ઘણા ઘવાય. પણ આથી અમને ઝનૂનભર્યા કામમા રહેવાની તાલીમ મળતી. કૅાલેજના દ્વાર આગળ શોભામાં અભિવૃદ્ધિ કરતી તોપોને આ દંગલ વખતે સરોવરમા ડુબાડવામા આવતી ચોખ્ખું તોફાન અને દગાનુ જ કામ. અને જે કેડેટ્સે પોતાની ટુકડીનો એક યા બીજા કારણસર દ્રોહ કર્યો હોય કે ટુકડીની નજરે વધુ વિતર્યા હોય એમને પણ સરોવરમા ધકેલી દેવાતા આ દિવસ તો બસ તોફાનમસ્તીનો

હિંદીઓને કોર્પોરલ લગીની માનદ પદવીથી આગળ જવા દેવાતા ન હતા એ વાતની પણ મને ખબર પડી અને હિંદી સિવાય બીજી કોઈ ટુકડીની નાયકી એમને અપાતી નહીં. સેન્ડહર્સ્ટ જેવી મહાન શિક્ષણસંસ્થામા આવો ભેદભાવ હતો એ ઘણી રીતે અત્યંત બેહૂદું લાગતું

આર એમ સી એ માં આ અન્ડર ઑફિસરની પ્રણાલિકા પણ અજબ છે. કેડેટ અને અફસર એ બે વચ્ચેના જાણે આ સંકર ઘણી બધી સત્તા અને પ્રતિષ્ઠા પણ જબરી જરાક કાંક થાય કે ન થાય પણ કેડેટ્સ પર એનો ભારે રુઆબ કાંક ને કાંક સજા દડની વાત કટ દઈને કરે.

ઘણા કેડેટ્સ પ્રિન્સ ઓફ વેલ્સે શરૂ કરેલી ફૅશન જેમ સ્ટ્રા હેટ પહેરતા. એટલે એકવાર અઠવાડિયાના અન્તે લંડન ગયેલો ત્યારે હુ પણ લેતો આવેલો. એક બ્રિટિશ અન્ડર ઑફિસરે મને એ હેટ પહેરેલો જોયો એવુ જ બરાડો પાડી બોલ્યો:

'તારાથી એ હેટ ન પહેરાય.'

'બીજા પહેરે છે ને મારાથી કેમ ન પહેરાય?'

'હું કહું છું એટલે.' સામો બરાડો.

અને મને ખબર પણ પડે એ પહેલાં તો એણે મારે માથેથી એ સ્ટ્રૉ હેટ ઉપાડીને ભારે જોડા નીચે મસળી નાખી. એને પડખે બે બ્રિટિશ જુવાન ઊભા હતા. એ ખૂબ હસ્યા.

'અને હવે જહન્નમમાં જાવ!' અન્ડર ઑફિસર આરડયો.

રોષના આંસુ સાથે આ હીણાજોણું હું સહી ગયો. પણ એ લાંબું નં ચાલ્યું. બે દિવસ બાદ મારા એક હિંદી સહ-કેડેટ બાઘેલસિંગ સાથે, દેશથી લાવ્યો હતો તે હાર્મોનિયમ મારા કમરામાં વગાડતો હતો. સાંજને સમયે આ વાજિંત્રનો અવાજ આવે એ સામે બ્રિટિશ કેડેટ હમેશાં ગોકીરો કરતા. એ લોક એમના સુસીલીસ વગાડયા કરે એનો કશો વાંધો નહીં. આ જમણની રાત એટલે કે અમે અમને અનુકૂળ વખતે જમવા જઈએ. મેં હાર્મોનિયમ બજાવવાનું અને મોટે મોટેથી હિંદી ગીતો ગાવાનુ ચાલુ રાખ્યું. કશું ધાંધલ થશે એ હું જાણતો હતો પણ હું આવો કશો લાગ જ શોધતો હતો. અને મને આ તક મળી ગઈ. જેણે મારી સ્ટ્રૉ હેટ ભાંગી હતી તે અન્ડર ઑફિસર મારી પીંટ પાસે જ વસતો હતો. અવાજ સાંભળીને એ દોડી આવ્યો.

'બંધ કરો ઘોંઘાટ!' એણે હુકમ છોડયો.

મારો મિત્ર બાઘેલ મારી પાસે જ બેઠો હતો. અમે બન્નેએ આના બોલવા પર કશું જ ધ્યાન ન આપ્યું. આથી એ ચીડાયો.

'આ તમારું ટૂંટૂં બારી બહાર ફેંકી દઈશ, બંધ નહીં કરો તો!' એ ધૂરકયો.

અમે બન્ને ઊઠયા. બાઘેલે ડાબા હાથથી મને આગળ વધતો અટકાવ્યો અને એ જ ઑફિસર સામું ગયો.

'જો આ ઘડીએ જ ચૂપચાપ અહીંથી બહાર નીકળી નહીં જાવ તો બારી બહાર ઊંચકીને ફેંકી દઈશ.' એણે સામો બરાડો પાડયો. અન્ડર ઑફિસર સમજી ગયો-કે મામલો ટેડો હતો. જ્યાં આ કુસ્તીબાજ બગડયો છે એમ લાગ્યું કે એની બડાશ ને બરાડા મૂકીને એ ચૂપચાપ જતો રહ્યો.

થોડા દિવસ પછી એક બ્રિટિશ કેડેટ અચાનક જ મારા કમરામાં આવીને મને કહે: 'ગાંધી વિષે મારો શો અભિપ્રાય છે તે તું જાણે છે?'

આવો સવાલ પૂછનાર કયો પક્ષ હતો એની મને ખબર ન હતી.

'ના,' મેં જવાબ દીધો.

ઉતારી પાડવા ખાતર જ એણે ગેન્ડીનો પ્રાસ બેન્ડી (રાંટા પગવાળો) સાથે મેળવ્યો.

ઈસુ ખ્રિસ્તની મજાક સાંભળીને કોઈ બ્રિટિશ કેડેટ ઉશ્કેરાય એટલો જ હું ઉશ્કેરાયો હતો. પણ હું ઊભો થાઉં એ પહેલાં તે એ ભડ બારણું બીડતો ભાગી ગયો અને ઘાસની ગંજીમાં સોય ખોવાય એમ ખોવાઈ ગયો.

જો કોઈને (હિંદી) કિંગ્સ કેડેટશીપ મળતી તો ગૌરવ સાથે એને આર્થિક લાભ પણ થતો. સેન્ડહર્સ્ટ ખાતે જે રીતે બધું ચાલતું હતું અને મારા પ્રત્યેનો જે વર્તાવ હતો એ જોતાં મને આ પારિતોષિક મળે એવું હું માનતો જ ન હતો. પણ એક દિવસ મને યુદ્ધકચેરીએથી પત્ર મળ્યો જેમાં મને આ પારિતોષિક માટે પસંદ કરવામાં આવ્યો છે એવા સમાચાર હતા. આ તો ઘણા જ સારા અને આનંદ આપે એવા સમાચાર હતા. એક જ ઝપાટે હું ભારતમાં જે કરજ કર્યું હતું તે પાછું વાળી શકીશ. મારા જ સાધનની મર્યાદામાં તો કેટલાંય વરસે પણ આ દેવું ફીટે એવું લાગતું ન હતું. સાથે મારે બીજી જવાબદારીઓ પણ હતી. બ્રિટિશની ન્યાયવૃત્તિ કેવા અદ્‌ભુત વળાંક લેતી હતી!

ઉનાળામાં બે માસની રજા આવતી. હિંદી સિવાયના બીજા બધા પોતપોતાને ઘેર ગયા. હિંદીઓ લંડન, પારિસ કે બીજા આનંદપ્રમોદનાં સ્થાને મઝા કરવા કે રમતો રમવા ગયા. મને પર્વતારોહણનો શોખ તે હું સ્કોટલૅંડના પીટલોકરી નામના સ્થાને ગયો. આ સ્થાન ઊંચાણમાં હતું. એકલા સૃષ્ટિસૌંદર્યની વાત કરીએ તો આ સ્થાન આ દુનિયાનું હોય એવું લાગતું જ ન હતું. પણ ત્યાં મારા સિવાય બીજા બે જ મુસાફર આવ્યા હતા. મેક્કી નામના એક જર્ઈફ શેઠ અને એમનાં પત્ની. સાવ નિર્જન એવા એક નોકેનડાર રોક નામના નિવાસસ્થાને અમે રહેતાં હતાં. વળતે દિવસે એમની બે દીકરીઓ માર્ગારેટ અને એના નામે પખવાડિયાની રજા ગાળવા અહીં આવી. એના ઘણી તેજસ્વી, તરવરાટવાળી. માર્ગારેટ બધી રીતે એની બહેન કરતાં સાવ જુદી. રૂપાળી છોકરી. ભારે નમણી રીતે ચાલે. ઘણા નાજુક હાથ. બોલે ત્યારે એણે ઘણું બધું વણકહ્યું રાખ્યું એવી છાપ પડે. રેશમ જેવા, સોનેરી વાળ. એ ને હું સાથે જમીએ. લાંબે લગી સાથે ફરવા જઈએ. પડખેની ટેકરીઓ ચઢીએ અને ઉજાણીઓ કરીએ. એકબીજાની સોબત બહુ ગમે. હું ને માર્ગારેટ ઘણીવાર નોકેનડાર રોકની હરિયાળી પર લંબાવીએ. એકમેકનાં સંસ્મરણો કહીએ. અમને એકમેક માટે ઘેરી લાગણી

થતી હતી એ વાત વિષે કશી જ શંકા ન હતી. પણ અમારામાંથી કોઈ એ વાત ઉચ્ચારતું નહીં. મને તો આ પહેલાં અન્ય કોઈ માટે આવી લાગણી આટલી ઉત્કટ રીતે થઈ ન હતી. મને જાણે સૃષ્ટિ નવાઈરૂપે દેખાવા લાગી. આકાશ વધુ નીલું લાગતું. તારા વિશેષ ચમકતા લાગતા. હવામાં જાણે મને સંગીત ગુંજતું લાગતું. ફૂલની ફોરમ પ્રસરે એમ જાણે માર્ગારેટ મારા જીવનમાં આવી લાગી. જાણે મારી લાગણીને જ લક્ષમાં રાખીને લખ્યું હોય એવી બાઈરનની કવિતા—

એ હતી એનું જીવન
એના વિચારની સર્વ સરવાણીનો જાણે સાગર...

સમય બહુ ઝડપથી વીત્યો. આવા કિસ્સાઓમાં બને છે એમ મેક્ફી કુટુમ્બને જવાનો દિવસ આવી રહ્યો. આગલી રાતે મેં ઝપઝપ ચિઠ્ઠી લખીને માર્ગારેટને, મને પાંચેક મિનિટ એકલી મળે કે? એમ પૂછ્યું. મારા મનમાં જે ભારે ઉથલપાથલ ચાલતી હતી એની વાત મારે એને કહેવી હતી. સાથે મને એને માટે જે લાગણી હતી તે વ્યક્ત કરતાં મને શી શી વાત રોકતી હતી એની વાત મારે કહેવી હતી. સાંજને સમયે એ એના કમરામાં ન હોય એ વખતે જઈને મેં ચિઠ્ઠી એના ઓશીકા નીચે મૂકી દીધી. પણ દાવ સાવ નિષ્ફળ ગયો. ચાકરડી એની પથારી કરવા આવી. એના હાથમાં આ ચિઠ્ઠી આવી અને એણે સીધી તે માર્ગારેટનાં માબાપને આપી. હા, કાંઈ મોટો ઊહાપોહ ન થયો પણ એ ક્ષણથી માબાપની મારા પ્રત્યેની વર્તણૂક સાવ મોળી બની ગઈ. બીજે દિવસે હું એમને ટ્રેઈન પર વળાવવા ગયો. જતાં પહેલાં ફરી એકવાર બધાં જ મારી સાથે બહુ જ હેતાળ વર્તાવ રાખતાં થયાં. હવે એકલે એકલો હું આ પીટલોકરીમાં શું કરીશ એવો સવાલ પૂછતાં હતાં. મને એમની સાથે આવવા કહેતા હતાં. એમને ત્યાં બ્રોટી ફેરી રહીને પાસે જ આવેલું સેંટ એન્ડ્રયુઝ અને સ્કોટલેંડનાં બીજાં જોવા જેવાં સ્થળોની મુલાકાત લેવાનું કહ્યું મારે કાંઈ ઝાઝું માન માગવાપણું ન હતું. ટૂંક સમયમાં જ અમે બધાં ડંડી પાસે આવેલા બ્રોટી ફેરીના એમના નિવાસસ્થાન 'ચીમો'માં એકઠાં મળ્યાં.

માર્ગારેટ અને હું બજારમાં ખરીદી કરવા જતાં. સિનેમામાં જતાં. સાથે બરફ પર સરકવાનું પણ કર્યું. એણે મને સ્કોટીશ હાઈલેન્ડનું નૃત્ય શીખવ્યું (મને પછી ખબર પડી કે રાજપૂતાના રાઈફલ્સના બધા જ સબ-ઓલ્ટર્નને માટે ફરજિયાત હતું આ નૃત્ય શીખવાનું). એણે મને રોબી

બર્ન્સનાં ઘણાં ગીત શીખવ્યાં. સાથે ઘણા જ ઓછા અંગ્રેજો સ્પષ્ટ રીતે બોલી શકે છે એવી સ્કોટલૅંડની બાની એણે મને સંભળાવી. અમે ઘણો વખત સાથે ગાળતાં. પણ એક યા બીજા કારણસર અમે એકમેકની વાત બોલી શકતાં ન હતાં. એને એમ હશે કે હું પહેલ કરું....

એક દિવસ ઘરમાં અમે એકલાં જ હતાં. એ દિવસે ઠંડી વિશેષ હતી. બેસવાના ખંડમાં સરસ તાપણી સળગાવી હતી. એ ધીરે રહીને બાજઠ જેવી નીચી બેઠક લઈને તાપણી પાસે બેઠી. મને પણ એણે પાસે જ બેસવા કહ્યું.

'તું મને કશું કહેવાનો નથી, બીજ?' એણે ધીરેથી મને પૂછ્યું.

'કહેવું તો ઘણું છે, પણ...' હું બબડ્યો.

'તે શી વાતે રોકાય છે?' એણે અધીરતાથી પૂછ્યું. પછી કહે: 'જો બીજ, આજે રાતે તુ મારી સાથે નૃત્યમાં આવીશ? કદાચ આપણે નૃત્ય કરતા હોઈએ ત્યારે તારા મનમાં જે છે એ કહેવાનું તને સરળ પડશે.'

'માર્ગારેટ, તારી સાથે નૃત્ય કરવાનુ તો મને ખૂબ જ ગમે પણ મુશ્કેલી એ છે કે મને નૃત્ય કરતાં આવડતુ નથી.'

'લે ચાલ ચાલ, હુ તને શીખવીશ. એમ કશું અઘરુ નથી. અને તને તાલનુ ભાન તો છે. તારા પગનામા તાલ છે'

જાણે મારા લમણામા ચડકાર થતો હોય અને હૃદયના ધબકારા વધી ગયા હોય એવુ લાગ્યુ અમે જવાને તૈયાર થયાં ત્યાં તો બારણાની ઘંટડી વાગી. જોયુ તો એના માબાપ ધાર્યુ હતું એ કરતાં વહેલાં પાછાં ફર્યાં. અમે બન્ને જરા ડઘાઈ ગયાં. હવે તો અમારે બહાર જવાનો સવાલ જ ન રહ્યો. આજની રાતે તો માર્ગારેટ મને નૃત્ય કરતાં શીખવે એવું રહ્યું નહીં. અને વિશેષમાં તો એ જેની ભારે ઈન્તેજાર કરતી હતી તે મારા મનની વાત હું એને કહી શકું એવુ પણ ન રહ્યું. અનન્ય પરિસ્થિતિની વિચિત્ર અંતિમ દશા કહેવાય! થોડીવારમાં તો બધા એકમેકને મીઠી રાતની ખુશ-બખ્તી કહીને સૂવા ગયાં. હવામાં જ જાણે કશી તંગ હાલત હોય એવું લાગ્યું. એ ક્ષણે મેં નિર્ણય કર્યો કે માર્ગારેટ શીખવે નહી ત્યાં લગી મારે નૃત્ય કરવું જ નહીં. એ મને પહેલાં પગલાં શીખવે એવું બન્યુ નહી અને આજ દિન લગી હું નૃત્ય કરતાં શીખ્યો નહીં. પછી મે એને એક લાંબો પત્ર લખ્યો. એ જ રાતે હું લંડન જવા ઊપડી જઈશ એ સમાચાર આપવા સાથે, એ એ સમયે ઊંઘની હશે એટલે વિદાય કહ્યા લીધા વિના જ જઈશ એ સમાચાર આપ્યા. આ પત્રમાં મને એને માટે ભાવ હતો એ વાતનો

એકરાર કરીને અને એની વધુ નિકટ આવતાં મારા મનમાં જે મંથન ચાલતું હતું એની વાત પણ લખી. મારો ભાવ એ માત્ર ઊભરો અને નખરાંનો દેખાડ ન હતો. જો હું એ ભાવને સંવનન લગી પહોંચાડું તો મારે એને જેવી પણ હોય એવી મારી જિંદગીમાં સહભાગી બનાવવી જોઈએ. અને આ જ મુશ્કેલ વાત હતી. આવું થાય તેમાં એને કશો ન્યાય ન થાય. મારે એક કુટુમ્બને નિભાવવાનું હતું. અને જે જાતની આર્થિક જવાબદારીઓ મારે શિરે હતી તે જોતાં હું એની જીવનરીતને ન્યાય ન કરી શકું. હું જેને અત્યંત ઉમળકાભર્યો ચાહતો હોઉં તેની પૂરી દેખભાળ ન કરી શકું. ઉપરાંત આ સમયે હિન્દુસ્તાનમાં અંગ્રેજો અને હિન્દીઓ વચ્ચે જે રાજકીય ઝઘડો ચાલતો હતો એનો પણ વિચાર કરવાનો રહે. એને કારણે નાહકનું એને ઘણીવાર સાવ મૂંઝવતી પરિસ્થિતિમાં મુકાવું પડે. અને કોકવાર એને અણધારી રીતે નીચાજોણુ થાય એવી હાલતમાં મુકાવું પડે. આ વાત મને મુદ્દલે સ્વીકાર્ય ન હતી. હા, એ વિષે બુદ્ધિયુક્ત દલીલો થઈ શકે. પણ એનો વહેવારુ ઉકેલ કશો જ ન હતો. એટલે એને કોઈ રીતની દ્વિધામાં મૂકવાની મારી ઇચ્છા ન હતી. મનના ભાવને એ કશું બીજું રૂપ લ્યે એ પહેલાં જ કચડી નાખવા જોઈએ એ નતીજા પર હું પહોંચ્યો હતો. આવા વિચાર છતાં હું એને માટેનો મારો ભાવ ચાલુ રાખું એ ઘણું સ્વાર્થી કહેવાય. ભારે હૈયે મેં કાગળ બીડયો. બારણા નીચે કાગળ ધકેલીને મેં મધરાત પછી ઘરમાંથી એકલા વિદાય લઈ લીધી. આ પછી મેં પ્રિય માર્ગારેટનું મોં પણ જોયું નથી. ભારે આઘાત હતો પણ એ વાતનો અહીં જ અંત આવે એ સારી વાત હતી.

માર્ગારેટનો જવાબ મને લંડનમાં મળ્યો. એમાં મારા જ ભાવને જાણે દોહરાવ્યો હતો અને એની વિદાય લીધા વિના જ આમ જતા રહેવા બદલ મીઠો ઠપકો હતો.

મારી પછીની જિંદગીમાં માર્ગારેટની સ્મૃતિ હમેશાં હરીભરી રહી છે. પણ એ તો સમગ્ર આકાશને ભરી દેતું મેઘધનુષ્ય જેમ આકાશને કોઈ છેડે સ્પર્શતું નથી એ રીતે. હજુ રજાનાં થોડાં અઠવાડિયાં હતાં એટલે હું યુરોપ ફરવા નીકળ્યો. તોફાનના વેગથી હું પારિસ ગયો, સેંટ મોરિત્ઝમાં બરફ પર સરક્યો, વેનિસની ગોન્ડોલા( હોડી )માં ફર્યો. નેપલ્સમાં વિસુવીઅસ જોયો, બર્લિનમાં રાઇસ્ટિગની મુલાકાત લીધી. માર્ગારેટની સ્મૃતિથી, એની મનમૂર્તિથી જેટલું દૂર જઈ શકાય એટલું મારે જવું હતું.

આ જ વખતમાં હું એકવાર કેલેથી વેનિસ એક ભરચક ટ્રેઈનમાં જતો હતો. મધરાત વીતી ગઈ હતી. એક નાનકડા ડબ્બામાં હું ઝોકાં ખાતો હતો. એક જુવાન રૂપાળું જોડું એ જ ખાનામાં દાખલ થયું. એ ઘણાં થાકેલાં લાગતાં હતાં અને આમે એમનો દેખાવ અરતઅરત લાગતો હતો. અમે એમને માટે જગ્યા કરી અને એ સાંકડેમાંકડે સમાયાં. ટ્રેઈન ચાલી અને છોકરી તો તરત ઊંઘી ગઈ. જુવાન મારી પડખે બેઠો અને વાતે વળગ્યો. થોડીવાર પછી મને કહે, બહાર આવો, વાત કરવી છે. મને કહે: એ પોતે ઈટાલીમાં મોટરોની શરત દોડમાં ઊતરનારો છે. બે મહિના પહેલાં જ ડૉક્ટરોએ કહી દીધું હતું કે એને ક્ષય થયો છે અને ઝાઝું જીવવાનું નથી રહ્યું. આ છોકરી સાથે એને તાજી ઓળખાણ થયેલી. એને આ રોગ અને નિદાનની કશી ખબર ન હતી. એ તો ઝટપટ લગ્ન કરવા અત્યંત આતુર હતી. એને ખરી વાત કહેવી કે ન કહેવી એની અવઢવમાં પોતે પડયો હતો. આમ તો પોતે વેનિસ લગ્ન કરવા જતાં હતાં. હવે એનું પોતાનું મન મંથન અનુભવતું હતું. શું કરવું એ સૂઝતું ન હતું. મેં એને કહ્યું કે જ્યાં મનના ભાવની વાત છે ત્યાં મારા જેવાની સલાહનો કશો અર્થ નહીં. સલાહ આપવાની મારી કશી જ લાયકાત ન હતી. પણ એણે તો મને, પોતે બીજા સ્ટેશને ટ્રેઈનમાથી ઊતરી પડશે અને પોતાની કમનસીબ હાલતને કારણે ફરીથી આ છોકરીને મળશે જ નહીં એમ કહ્યું. જો હું છોકરીને બધી વાત સરળતાથી સમજાવું તો એ મારો ઋણી રહેશે. છોકરી કોર્નવોલની હતી અને જો હું એને કોર્નવોલ પાછી મૂકી દઉં તો અત્યંત ઋણી રહે. મેં એ સૂચનથી મને અન્યાય થાય છે અને એવું સૂચન યોગ્ય ન હતું એમ કહ્યું. ત્યાં તો ટ્રેઈન થોભી અને પેલો મિત્ર ઝપ ઊતરી ગયો અને નાનકડા સ્ટેશનના અંધારામાં ગેબ થઈ ગયો. હું કોરીડોરમાં થોડીવાર ઊભો. છોકરી અંદર ખાનામાં ઊંઘતી હતી. જે બન્યું તે એને કહેવાની મારી હિમ્મત ચાલતી ન હતી એમ થતું કે વાત કહીશ તોય એ માનશે નહીં. હુંય એક રીતે તો એક સંજોગથી ભાગતો હતો ને! આ મામલામાં સંડોવાવાનું મને ઠીક નો'તું લાગતું. થોડો વખત તો હું આ દ્વિધામાં ગુંચવાયેલો રહ્યો. ફરી વાર ટ્રેઈન થોભી. હું એકદમ ઊતરી ગયો અને ત્યાં તો ટ્રેઈન ઊપડી ગઈ ને હું એક અજાણ્યા સ્ટેશને રહી ગયો. આ સંજોગોમાં આ જ સારો ઇલાજ હતો એમ મને લાગ્યું. એ છોકરીનું કે એના મૃત્યુન્મુખ પ્રેમીનું શું થયું એની મને ખબર નથી; કારણ કે એમને પછી ફરીવાર મળ્યો નથી. મારી વાત કહું તો હું થોડા કલાક ત્યાં જ રહ્યો અને પછી આવતી ટ્રેઈનમાં મારી રઝળપાટ

ચાલુ રાખી. મારા છુટ્ટીના દિવસો પૂરા થતાં હું લંડન ગયો ત્યારે ખીસામાં પાંચ શિલિંગ જ રહ્યા હતા. અચાનક મને મારો સહાધ્યાયી કોયર પીકેડીલી સર્કસ આગળ મળી ગયો. હવે પછીના ત્રણ દિવસ ગુજારવા એણે મારા ખીસામાં થોડા પૈસા મૂકી દીધા. આ મિત્રકાર્યને હું કદી ભૂલ્યો નથી.

સેન્ડહર્સ્ટ મારો અભ્યાસ ચાલુ રહ્યો. એક સત્ર જાય અને બીજું આવે. હું સિપાહી થવાની તાલીમ લેતો હતો. મારા બીજા સત્રમાં મારા નવા કમ્પની કમાન્ડર મેજર હોર્ટને મારા વિષે જે અહેવાલ લખ્યો તેમાં લખ્યું હતું: 'આ અફસરમાં નિશ્ચિત શક્તિ છે અને એનો વર્તાવ સારો છે. આમ વ્યક્તિત્વ છે અને સાથે દૃઢ ચારિત્ર્ય છે. બુદ્ધિ છે અને શક્તિ છે. એ સારી કામગીરી બજાવશે. શરૂઆત અત્યંત સંતોષકારક. રમતગમતમાં પણ સફળ છે.' છેવટે મારા ત્રીજા સત્રનો અંત આવ્યો અને 'ઓલ્ડ લેગ સીન'ના સરોદો વચ્ચે મને સેકન્ડ લેફ્ટેનન્ટનું કમિશન મળ્યું. જુલાઈ ૧૯૩૩માં એક ઘણી જ મધુર સ્મૃતિ ભરેલી 'પાસિંગ આઉટ પરેડ'ને અંતે મને કમિશન અપાયું.

સેન્ડહર્સ્ટમાં હું ઘણું શીખ્યો. પહેલું તો આચારની જાણે એક સંહિતા જીવનમાં ઉતારી. શિસ્તની ભાવના દૃઢ થઈ અને સાથે માનના મહત્ત્વ વિષેની માન્યતા પણ બંધાઈ. (માન એટલે દરેક વ્યક્તિના પોતાના મનનો આદર.) શું યોગ્ય ગણાય એ વિષેનાં નૈતિક મૂલ્ય સાથે સુસંગત હોય એવા થોડા નિયમ પણ હું શીખ્યો. મને લશ્કરી બાબતોની સાધારણ સમજ આવી. જે વ્યવસાય મેં પસંદ કર્યો એની બુનિયાદી તકનિકની મને જાણ થઈ. ધંધાદારી કામમાં સુઘડતાનું મહત્ત્વ હું સમજ્યો. ગમતા અને અણ ગમતા બધા સંજોગોનો સામનો કેવી રીતે થાય એની મને જાણ થઈ. રમત કેવી રીતે રમવી એ મને શીખવાયું હતું. નેતાગીરીના ગુણ શા શા એનું મને જ્ઞાન મળ્યું. સાથે મૂલ્યનું મહત્ત્વ અને નિઃસ્વાર્થ રીતે અને દિલોજાનથી પોતાના દેશની સેવા કરવામાં જે ગૌરવ છે એનું પણ મને ભાન થયું.

ઉપરાંત વિચિત્ર લાગે અને ગુંફિત છે એવા અંગ્રેજના સ્વભાવનુ મને દર્શન થયું. અંગ્રેજ વેસ્ટમિન્સ્ટર એબીની દંતકથાઓ પર કઈ રીતે જીવે છે એ મને સમજાયું, પોતાના રાજા, પાર્લામેન્ટ, પોતાની ન્યાયવૃત્તિ અને નિષ્પક્ષ વલણમાં એને કેવી અવિચળ શ્રદ્ધા છે એ મેં જોયું. અવારનવાર વિસંગતતા જોતાં એ કેવા મૂંઝાઈ જાય છે, મૂઢ બને છે એ પણ

મને દેખાયું. જિંદગીમાં આગળ વધવા માટે યોગ્ય શાળામાં જવું, યોગ્ય યુનિવર્સિટિમાં જવું, યોગ્ય ક્લબના સભ્ય થવું અને બોલવામાં યોગ્ય ઉચ્ચારણ હોવું એ જરૂરી છે એમ એ માને છે. કેટલીક વાનગી એને અતિશય પ્રિય. સાથે એ પોતે લેતો હોય એ મદ્ય કેટલો જૂનો છે એ બરાબર જાણે. પંચ અને ધ ટાઈમ્સનો વાંચક અને એ વાંચનમાંથી એ આનંદ મેળવે. બી. બી. સી. માટે મનમાં ગૌરવ. એવું જ માન બી. ઓ. એ. સી. માટે અને રોલ્સ રોઈસ માટે. નેલ્સનસ્તંભનો, પીકેડીલીનો, ટાવરનો, વિમ્બલડનનો, વેમ્બ્લીનો અને લૉર્ડના મેદાન પર રમાતા 'ટેસ્ટ' મુકાબલાનો ઇતિહાસ એ જાણે. સાથે એને એવું જ્ઞાન અપાયું છે કે હાર કે જીતને માટે રમત રમનો નથી. એ તો માત્ર તાલીમ ખાતર ખેલે છે.

એ પોતાના ધંધા પાછળ ધ્યાન આપે અને સાધારણ રીતે એકાકી રહે. ટ્રેઈન કે બસમાં કોઈ અજાણ્યો માણસ ભાગ્યે જ એની સાથે મૈત્રીભાવ કેળવી શકે. બાલ્મોરલ મહેલ, બકિંગહેમ મહેલ, ઘોડદોડ, ઘોડાં, કૂતરાં અને જૂની ચાકર એને પ્રિય. હાઈડ પાર્કમાં ખોખા પર ઊભો રહીને પોતાને મનફાવે એવો પ્રચાર કરનારને એ સહી લ્યે છે. પોતાના નાટક અને રંગમંચનાં એ વખાણ કરવાનો. બાકીની દુનિયાને શેક્સપીઅરનો આસ્વાદ લેવાડવામાં એને કશો વાંધો નથી. પશ્ચિમના દેશોના બીજા વાસીઓ કરતાં એ યોગ્ય દેખાવ અને ચહેરોમોરો રાખે છે. હજુય એ એની બાઉલર હેટ પહેરે છે અને પોતાના જ ભોગે હમેશાં હસે છે.

અંગ્રેજને જોન બુલ કેમ કહેવાતો એની હવે મને સમજ પડી.' એના દેશમાં આટલી એકતા કેમ છે અને દેશ આટલો સુગઠિત કેમ છે એ મેં જાણ્યું. ઘણી મઝાની દરિયાઈ સફર પછી હું સ્વદેશ પાછો ફર્યો. ફ્રન્ટિયર મેઈલ હજુ તો થંભે તે પહેલાં જ મેં માતાજીને દોડતાં જોયાં. યુગ લાગે એટલા કાળ પછી મને મળતાં એમને કેટલો આનંદ થતો હતો? એમણે મને એક સામટા સવાલો પૂછી નાખ્યા. અમે જૂનાં મિત્ર જેમ મળ્યાં. મારા નાના ભાઈઓ, બાબ્બુ અને ટામી અને નાની બહેન નાની તો ખૂબ ખૂબ ગેલમાં હતાં. ભાઈ હવે પાછા આવ્યા! માતાજી તો મારા ગણવેશ પરથી નજર જ પાછી ન લ્યે! અને જાણે એવું ગૌરવ અનુભવતાં હોય એવું લાગે. એ દિવસે ખૂબ મોડી રાત લગી બેસીને અમે વાતો કર્યા કરી.

હવે મને એક વરસ માટે અંગ્રેજ લશ્કરની નાકરી મળી. અંગ્રેજોનો ખ્યાલ એવો હતો કે હિન્દીઓમાં નેતાગીરીના આવશ્યક ગુણ હતા જ નહીં

એટલે કોઈ પણ ટુકડીની નેતાગીરી ન કરી શકે તો પછી અંગ્રેજ ટુકડીની તો વાત જ શી કરવી ? અફસર તરીકે અમે કાંઈ જોહર બતાવી શકીએ એ વિષે એ શંકાશીલ હતા. એમના મત મુજબ તો આપણી માનસિક શક્તિ સાવ હીન પ્રકારની છે. આપણે તે વળી વીમાનના જટિલ યંત્રકામને શું સમજીએ ? એવું જ ટેન્કકે તોપનું. અને યુદ્ધની જટિલતા અને આંટીઘૂંટી આપણા ધ્યાનમાં શી રીતે ઊતરે ? આ સ્થળે ૧૮૭૭માં લોર્ડ એલેનબરોએ ઉચ્ચારેલું એક વાક્ય યાદ આવ્યું : એમણે કહ્યું હતું કે, બ્રિટિશરો ભારતમાં, જ્યાં સુધી હિન્દીઓને લશ્કરી અને રાજકીય સત્તાથી દૂર રાખી શકશે ત્યાં લગી જ ટકી શકશે.

જે બ્રિટિશરના હાથ નીચે મારે નોકરી કરવાની હતી એની આવી પીછવાઈ હતી. મારા મનમાં એક વાત વિષે કદી જ શંકા ન હતી. ચોક્કસ વ્યક્તિઓ ઘણી સારી હતી એ વિષે બે મત છે જ નહીં, પણ સમગ્ર રીતે એમના રાજનો જેટલી હદે થઈ શકે એટલી હદે એટલો વહેલો અંત આવવો જોઈએ. તો જ વહેલામાં વહેલી તકે આપણે સ્વતંત્ર રીતે આપણા દેશનો કારભાર ચલાવી શકીએ.

એટલે હું ૧૯૩૩ના નવેમ્બરમાં લાહોરમાં આવેલી બર્ડવુડ બરાકમાં ધિ્રટ સરે રેજિમેન્ટના પહેલા બેટેલિયનમાં કામગીરી માટે ગયો ત્યારે મનમાં આવું આહ્વાન હતું. એકવીસ વર્ષની ઉમ્મર. નવી જિંદગીને ઉંબરે આવીને ઊભેલો.

સર્વ હિન્દી અફસરોએ એકાદ બ્રિટિશ બેટેલિયનમાં એક વરસની માહેરગીરી કરવી પડતી. અહીં એને હિંદી લશ્કરમાં જોડાતા પહેલાંની જરૂરી તાલીમ મળતી. લે. કર્નલ શીરબર્ગ ડી. એસ. ઓ. મારા કમાન્ડિંગ ઑફિસર. મધ્યમ વયના તરવરિયા માણસ. શિસ્તના અને લશ્કરી પ્રણાલિકાના ભારે આગ્રહી. સર્વ નવાગન્તુકોનું એ જે શંકા વહેમની નજરે સ્વાગત કરતા એ રીતે મારું સ્વાગત થયું.

બેટેલિયનમાં ચાર પ્રકારની પ્રવૃત્તિને સ્થાન હતું. રેઈન્જ, તાલીમનું ચોકઠું, રમતો અને મેસ (ખાણાવળ). મેં એકેએક દિશામાં તનતોડ મહેનત કરી. સારો તાડોડી બન્યો. તાલીમમાં પાર પડયો. ખાણાવળમાં નાનકડું સ્થાન મેળવ્યું અને રમતમાંય પાછો ન પડયો. ક્રિકેટમાં પ્રથમ ટુકડીમાં રમતો અને બેટેલિયન વતી ૪૪૦ વારની દોડમાં ઊતરતો.

બ્રિટિશ એકમ એક રીતે ઘણી જ સુંદર વ્યવસ્થિત સંસ્થા. કોઈ ખાનદાન મોટા કુટુમ્બને પોતાની પ્રણાલિકા હોય એવું હતું. કમાન્ડિંગ

ઑફિસર એટલે માતા અને પિતા બન્ને. એ કહે એ કાયદો. જ્યાં જ્યાં એની નજર ઠરે એ સર્વનો ભર્યો એ બાદશાહ. એ જે નિર્ણય કરે તે સાવ લાજવાબ ન હોય. આસપાસના સહુ કરતાં એ મોટો. વડો. બીજા બધા વામણા. એનો હાડચામધારી દેહ તો ભાગ્યે જ જોવા મળે. ઑફિસરોના દેખાવદિદાર, રસોડું, એન્ડ અને હિસાબકિતાબ પર ધ્યાન આપનાર સહાયક રહેતો જેને સેકન્ડ ઇનકમાન્ડ કહેવાતો. પછી આવે એડજુટન્ટ. અને એડજુટન્ટનો હોદ્દો ખૂબ ગૌરવવાળો ગણાય. એને વિશેષ અધિકાર પણ ખરા. બધી ગતિવિધિ, ઉત્સવો વગેરે એના હાથમાં. કવાયતનું પણ એની પાસે. જુનિયર ઑફિસર્સનો તો એ સાક્ષાત કાળ. શિસ્ત પળાવવાનું અગ્રુગમતું કામ એને માથે અને આ બાબતમાં એ બદનામ થાય. અળખામણો બને. સબઑલ્ટર્નના બે વિભાગ, સીનિયર અને જુનિયર. સીનિયર સબઑલ્ટર્ન મોટે ભાગે જૂના અનુભવી માણસ હોય. જેણે સાતથી માંડીને પંદર વર્ષ લગીની નોકરી જોઈ લીધી હોય એવો. સિનિયોરિટીમાં વડપણ (સીનિયોરિટી) કોઈ નિશ્ચિત સમય પર આધાર રાખતી ન હતી એ તો જગ્યા ખાલી પડે એના પર આધાર. સીનિયર સબઑલ્ટર્ન એ ઘણીવાર હતાશ નિરાશ થયેલો બળેલો માણસ હોય. એ સહુ સબઑલ્ટર્નને સરખી રીતે ત્રાસ આપવામાં આનંદ માને. જો આમની કશી ભૂલચૂક થાય તો સજા કરવાનો એને અધિકાર હતો. સજામાં બળતા તાપમાં સજા કરનાર ખમનારે વધારાની તવરારની કવાયત કરવાની અને સજા કરનાર શાંતિથી છાંયડામાં ઊભો રહે જે નોકરીમાં ત્રણથી વધુ અને છ લગી વર્ષ ગાળ્યાં હોય તો એવાને વયપ્રાપ્ત (એડોલેસન્ટ) ગણવામાં આવતો. ત્રણ વર્ષની નીચેની જેના નોકરી હોય એને તો માત્ર દેખાવાનું, બોલવાનું નહીં.

એકવાર મને યાદ છે કે એડજુટન્ટે આખી સબઑલ્ટર્ન આલમને ભારે ત્રાસ કરેલો. બધા જ સમસમી રહ્યા હતા. અને અમે એમને પાઠ શીખવવાનું ધાર્યું. એકવાર સીનિયર સબઑલ્ટર્ને એને જમવા બોલાવ્યો. આ વખતે જુદી જુદી રમતો રમવાનું ચાલ્યું આવતું હતું. એને કૂકડાજુદ્ધ કહેવાતું. આ રમતમાં બે પ્રતિસ્પર્ધીઓ જમીન પર સૂતા સૂતા પગ ભેરવાને એવી કુશળતા અને જોરથી કામ કરતા કે સામેવાળો ચિત્ત થઈ જતો. એડજુટન્ટ આમ તો તગડો અને જોરાવર હતો. એ જીતી જશે એમ ધારણા હતી આ રમત શરૂ થઈ હશે એટલામાં તો બધા જ સબઑલ્ટર્ન આગઉની સંતલસ મુજબ એના પર ઊછળી પડ્યા અને એનો પગ દબાવી દીધો. એવો દબાવ્યો કે અઠવાડિયાં લગી એનાથી સરખા ચાલી ન શકાયું. અને

આવા 'લોકપ્રેમ'ના કાર્ય બદલ કોઈ કોઈને કાંઈ કહી શકતું નહીં. પણ આ બનાવ પછી એ ઘણો કૂણો પડયો અને અમારે માથે ઓછું વીતવા લાગ્યું.

આમ અમારે ઘણા વણલખ્યા કાયદાનું પાલન કરવાનું નિયત સમય કરતાં પાંચ મિનિટ વહેલા કવાયત માટે હાજર થવાનું. સિનિયરની કોઈ વાતનો વિવાદ નહીં કરવાનો. કોરી દાઢી નહીં આપવાની પણ જરૂર પડયે સજા કરવાની. ટુકડીના બૅન્ડની જુદી જુદી ધૂનથી પરિચિત રહેવાનું, ટુકડીના ઇતિહાસ અને અન્ય રીતરસમ વિષે પૂરી માહિતી ધરાવવી. સવ પ્રસંગે વર્તન છાજતું હોવું જોઈએ. દિદાર-દેખાવ તો જરાકે ખામી-રહિત હોવો જોઈએ. જુનિયર સબઑલ્ટર્ને તો નિયમિત રસોડે જમવાનું રહેતું. એની નાની મોટી બધી વાતની એને જાણકારી હોવી જ જોઈએ. રસોડું એ જ એમનું ઘર. મોડી રાત લગી કંગાલ રીતે 'બ્રીજ' ખેલ્યા કરવાની. મદ્ય પીધા કરવાનો. રસોડે વહેલા પહોંચી જવાનું અને ઘેર જવાની જરાકે ઉતાવળ નહીં કરવાની. આમાં કસૂર થાય તો કોકની આગળ એમનો ખટલો થાય. અને પછી જે બને તેમાં રમૂજ કે હસવાનું તત્ત્વ ન હોય.

'મેસ'ની બાબતમાં દરેક બ્રિટિશ બૅટેલિયનના જુદા જુદા રિવાજ. કોક રાજાની ખુશઅખ્તી ઊભા ઊભા લ્યે, બીજા કોક વળી આવે પ્રસંગે બેઠેલા રહે. થોડાકની વફાદારી વિષે કશી શંકા જ નહીં તે વળી ખુશઅખ્તી લ્યે જ નહીં. 'મેસ'માંય તલવાર લઈને તો એકલા વોરસેસ્ટર(ટુકડી)વાળા જ આવી શકે. એમની રીતરસમ વળી સાવ જુદી. દાખલો જુઓ. લંડનના ભરબજારે સંગીન ભરાવેલી બંદૂક સાથે, બૅન્ડ, ડ્રમ સાથે ચાલવાની છૂટ એકલી ગ્રેનેડિયર ગાર્ડ્ઝને, કારણ? કારણ એ કે છેક ૧૬૫૬માં આ ટુકડીની લંડનમાં જ સ્થાપના થઈ હતી. રૉયલ વેલ્શ ફ્યુઝિલિયર્સ તો જ્યારે કૂચ કરે ત્યારે પોતાની આગળ શણગારેલું બકરું રાખે. એનાં શીંગડાં રંગેલાં, અને એના ગળામાં ફૂલની માળા હોય. એમ કહેવાય છે કે અમેરિકાના સ્વાતંત્ર્યયુદ્ધના જાણીતા યુદ્ધક્ષેત્રમાં આ ટુકડી આમ જ દાખલ થયેલી અને લડેલી ધજા રાખવાની રસમનુ મૂળ તો માનવી પોતાના કુટુમ્બનુ ચિહ્ન વાંસ પર બેરવી રાખતો અને ફરકાવતો ત્યારથી આવ્યું લાગે છે. પોતે કયાં છે એની ખબર પડે. અને પોતાની ટોળીવાળાને કયાં એકઠા થવું એની ગમ પડે. ધજાપતાકા તો રેજિમેન્ટના મિજાજ અને ખુમારીના સંકેત, બીજી રીતે એ એના સમય ઇતિહાસનો સાર. ધજાપતાકા પર ટુકડીના વિક્રમો-પરાક્રમોની નોંધ હોય. ટુકડીનું જે ગૌરવ

કરવામાં આવ્યું હોય અને એણે જે બહાદુરીભર્યા કામ કર્યા હોય એની આ નોંધ અને તવારીખ ગણાય

બ્રિટિશરોની આદત એવી કે ' રેવીલ 'ના નાદ પછી એ છોટા હાજરી લ્યે, અને તે પણ પથારીમાં પડયા પડયા. એક રીતે આ ' સરથાનિક ' કાલીનઅલ આદત હતી. ચાહના ઘૂંટડા લ્યે. વળી બિસ્કિટનું બટકું લ્યે. પછી ઠંડેરા સાથે નાસ્તા પર બેસે – ગંભીર રીતે એક અક્ષર બોલ્યા વિના; આમ પૂતળાં જેમ બેસી રહે અને નહીં તો છાપાં વાંચ્યા કરે.

આ પછી બૅટેલિયનમાં એક ઓર્ડર્લી-ઓફિસરની પ્રથા હતી. બધા એને આર્ડર્લી કુત્તો કહે. જે દિવસે એ ફરજ પર હોય ત્યારે બધી જ વસ્તુ – ટટ્ટી સમેતની સર્વ વસ્તુનું – પ્રભાતથી માંડીને મધરાત લગી નિરીક્ષણ કરવાનું હોય

જેને લશ્કરી આદતો કહેવાતી, અને જેમાં ઘોડેસવારી, મુક્કાબાજી, અગ્નબળના પ્રયોગો, પોલો, ક્રિકેટ અને હોકીનો સમાસ થતો એ બધાને ભારે ઉત્તેજન અપાતુ ઘોડાની અને કૂતરાની શરતદોડને પણ માન્યતા મળતી અવારનવાર નાટક-સિનેમામાં જવા દેવાતા. નૃત્યની ઓછી માત્રામાં ચલાવી લેવાતું. પણ આ બધુંયે ટુકડીની ખાસ પ્રવૃત્તિના ભોગે નહીં. અને સામાન્ય નાગરિક જેનાથી રાચે એવા આનંદપ્રમોદની વાત તો ' બૈરક ' ગણાતી અને એનું નામ પણ લેવાતું નહીં

મને શરૂમાં બી કમ્પનીના છઠ્ઠા પ્લેટૂનમાં મૂકવામાં આવ્યો. એનુ સખ્યાબળ જાણું, એમા કોણ ક્યા વર્ગના છે એ જાણું, જે હતા એમની દરેક વાત જાણું એવી અપેક્ષા ઉપરાંત હુ દરેક વાતમાં એ લોક ધડો લ્યે અને આદર્શ ગ્રહણ કરે એવુ મારુ વર્તન હોય એવી અપેક્ષા રાખવામાં આવતી હતી. મને આજ્ઞા આપતાં આવડે એટલુ નહીં પણ હું બીજા કોઈ કરતાં વધારે સુઘડ અને સ્થિર રીતે આજ્ઞા આપુ, એ લોક કરતાં વધારે નિશાનબાજી લઉં, રમતોમાં વધારે સારો દેખાવ કરુ એવી અપેક્ષા રહેતી હતી અમારુ આ એકમ બોકિંસગમાં હિન્દુસ્તાનમાં ચેમ્પીઅન ગણાતુ અને એ જ ટુકડીના નાયક તરીકે હું હતો – જેણે આખી જિંદગીમા ક્યારે પણ બોકસિંગ કર્યું ન હતું ! મને આ પરિસ્થિતિ ઠીક ન લાગી એટલે એક દિવસ હું બધી હામહિમ્મત કરીને ' રિંગ 'મા ગયો મારે આ શીખવુ હતું કોઈ પણ મને ઢીનોપોચો કહે એવુ મારે રાખવુ ન હતુ શરૂઆતમા જે તાલીમ આપવા આવ્યા એમને હાથે ઠીક એવી પીટ ખાધી કોક વાર નાકમાંથી લોહી પણ નીકળ્યું પણ મે સ્વસ્થ રહેવાનો ભારે યત્ન કર્યો

જાણે કશું થયું જ નથી એવો દમામ રાખતો. અને આ બૅટેલિયનમાં રહ્યો ત્યાં લગી અવારનવાર બૉક્સિંગ કરતો.

ઘણાખરા અફસરો સાઇકલ પર સવારી કરતા. જે મોટા અફસર હતા તે કોકવાર મોટરમાં આવતા. ઘણીવાર આ મોટર તે ઊતરેલી ખડખડ પાંચમ જેવી મોટર રહેતી. હજારેક રૂપિયા કરતાં વધારે કીમતની નહીં. એકવાર મેં મોટરસાઈકલ ખરીદી અને એક દિવસ ખુશખુશાલ હું 'મેસ'માં મોટરસાઇકલ હાંકીને ગયો. એનો અવાજ સાંભળીને કમાન્ડિંગ ઑફિસર જમવાના ખંડમાંથી બહાર દોડી આવ્યા. હાથમાં જેનું વાંચન પૂરું થયું ન હતું એ છાપું હતું. ચહેરા પર ભારે રોષનો ભાવ હતો. લાલચોળ તપેલા હતા. ઘાંટો પાડીને કહે : 'કોની રજાથી આ ફટફટિયુ લઈ આવ્યા?'

મારાથી કયો ગુનો થયો હતો એની મને ખબર ન હતી.

'જુવો આવા શેતાની ચરખા પર બેસીને તમે આવો એ મને જરાકે પસંદ નથી. સવારી જ કરવી હોય તો ઘોડે બેસીને આવો!'

આગળ કશી દલીલને અવકાશ જ ન હતો. અને એ દિવસોમાં કશી જ દલીલ થતી નહીં. શિસ્તનુ આ જ રીતે પાલન થતું. અને ભાવના આ જ રીતે ખીલતી.

એક દિવસ કમાન્ડિંગ ઑફિસરે બતકના શિકાર માટે મને સાથે આવવા કહ્યું. નિર્દોષ પશુપંખીને મારવાની મારી ઇચ્છા નથી અને સિવાય કે એ પશુપંખી કાંઈ હરકત કરતાં હોય એ સિવાય હું મારીશ નહીં એમ મેં કહ્યું. હા વાઘ-દીપડો હોય તો જુદી વાત છે. કમાન્ડિંગ ઑફિસર મારા સામું તુચ્છકારની નજરે જોઈ રહ્યા અને એકલા જ શિકારે ગયા.

બૅટેલિયનમાં તૈયાર કરવામાં આવેલી યાદી મુજબ અમારે નામાંકિત લોકને વારાફરતી આમંત્રણ આપવાનુ રહેતું. આ યાદીમાં જેને યોગ્ય ગણવામાં આવે એવા બ્રિટિશ અને હિન્દી મુલ્કી અને લશ્કરી અમલદારોનાં નામ રહેતાં.

ટુકડીનું જીવન સવારના પહોરથી કાં તો 'રેન્જ'થી કે કાં તો કવાયતથી શરૂ થતું, પછી દફતરે જવાનુ, બધાના વર્તન વિષે આવેલા અહેવાલો જોવાના, એમણે ગોળીબાર કર્યા હોય એના અહેવાલ જોવાના. એમની રજા, એમનાં કપડાં, એમની ચાલચલગત, ગુના અને એમને મળતી શાબાશી, ઇનામ અકરામ વગેરે વાતોના અહેવાલ જોવાના. તમારે પાછું એમનો સામાન તપાસવાનો. રમતો રાખવાની અને મેસમાં જમવાનું તો ચાલુ.

ઉનાળામાં સદ્દેકોઈ એ તાપને અંગે લેવાતી તકેદારી મુજબ વર્તવનું. અંગ્રેજ અમલદારોને લૂખ લાગવાનો ભારે ભય રહેતો. ઉપરાંત આવી આબોહવાના જે રોગચાળા ચાલે એની પણ ખૂબ બીક રહેતી. પીવાનું પાણી જહેમતપૂર્વક ઉકાળે. જાડી સોલા હેટ પહેરે. બરફના મારાથી પોતે ઠંડા રહે. સૂરજ આથમે પછી જ બાંય ચઢાવે અને રાતે અચૂક મચ્છરદાની વાપરે.

ઘણા શનિવારે હું મારા જૂના શિક્ષક બીજલાલને જમવાનું આમંત્રણ આપતો. એમણે રેલવે સ્ટેશને મારા હાથમાં સદ્દભાવપૂર્વક સો રૂપિયાની નોટ મૂકી હતી એ જ આ મારા શિક્ષક. હું હિન્દુસ્તાન પાછો આવ્યો પછી અત્યંત કૃતજ્ઞતાપૂર્વક મેં એમને કશું કામ બતાવવા કહ્યું. મને કહે કે ચિક્કાર પીવા સિવાય એમને બીજું કશું જ કામ ન હતું. જિંદગીમાં મળેલી ઘણી નિષ્ફળતા અને નિરાશાને કારણે એમણે આ રીત પસંદ કરી હતી. મેં એમની વાત માની લીધી. વર્ષને અંતે હું બ્રિટિશ રેજિમેન્ટ છોડીને દૂરના વાયવ્ય સરહદ પ્રાન્તમાં ગયો ત્યાં લગી મેં એમને સંતોષવાનું ચાલુ રાખ્યું. અને એમણે પણ હું પીવામાં માત્ર પાણીથી સાથ આપતો એ વાત સ્વીકારી

તાપ પડવો શરૂ થાય કે તરત જ ઘણા પરદેશીઓ જેમ આ બેરેલિયન પર્વતના મથકે જાય. અમે દાગશાઈ જતા. કસોલીથી સાત માઈલ છેટું. અહીં અમારે બીજી ઘણી વસ્તુઓ ભેગી કરણ એવું પર્વતારોહણ કરવાનું રહેતું. આની શરતો લાગતી બેએક હજાર ફૂટ જેટલે ઊંચે ચઢવું પડતું. અને બરાબર તંદુરસ્ત રહેવા માટે શ્રમ લેવો પડતો. આ ભારે શ્રમના કામને લીધે ઘણીવાર મને લોહી પડતું.

જ્યારે હું દાગશાહી હતો ત્યારે હકસરની કસોલીમાં નિયુક્તિ થઈ એ સનંદી નોકરીમાં હતો. અમે કૉલેજમાં સાથે હતા. એની મારાથી બે વરસ નાની બહેન ધનરાજ કિશોરી એની સાથે રહેતી હતી ઘણી રૂપાળી છોકરી અને ઉપરાંત ઘણી સમજદાર. થોડા સમયમાં મારો પરિચય વધ્યો અને હું હમેશાં એની સોબત શોધતો. જેટલીવાર જઈ શકાય એટલીવાર કસોલી જતો. જવા-આવવાના ચૌદ માઈલ થાય. ટેક્સી કરવાનું ગજું નહીં અને આવા ડુંગરાળ માર્ગે ચાલી પણ ન શકાય છતાં મારે એ જ રીત અપનાવવી પડી. હિમના ભાગના ઉપર ચઢવાનું થતું એ તો ઠીક હતું પણ પાછા ફરતાં ભારે વીતતું આમે એ વખતે મધરાત થતી. ભરચક્ક જંગલની ધારે ધારે આવવું પડતું. અને ભય પણ ભારે રહેતો એક

દિવસ મેં હકસાને એની બહેન મારી સાથે લગ્ન કરે એવી દરખાસ્ત કરી ત્યારે તો એણે એ બીજા કોક સાથે લગ્ન કરવાની છે એમ કહ્યું. પણ થોડા દિવસ પછી કહે કે એણે વિચાર ફેરવ્યો છે અને મારી દરખાસ્તને એ મંજૂર રાખે છે.

આ વખતે સેકન્ડ લેફ્ટેનન્ટ તરીકે મને સાડાચારસો રૂપિયાનો પગાર મળતો. આ રકમમાંથી મારે મેસના પૈસા આપવાના, બ્રિટિશ રેજિમેન્ટના અફસર તરીકે દમામ રાખવાનો, માતાજીને નિયમિત દોઢસો રૂપિયા મોકલવાના. એટલે અમારું શરૂઆતનું જીવન કપરું હતું. આમે મારી રહેણીકરેણી ઘણી સદી. લગભગ રૂક્ષ કહી શકાય એવી. બીમાર માતાજીને માટે દવા-દારૂનું ખર્ચ થાય. ભાઈબહેનોને ભણાવવાનાં અને એમનું રોજિંદું ખર્ચ તો ખરું જ. ખર્ચનું પાસું વધતું જતું હતું. મારે શરાફ પાસેથી કરજ લેવું પડ્યું. વ્યાજનો દર તો ગળાકાપુ. આ પછીનાં થોડાં વર્ષ આ કરજનો મારા પર ખૂબ ભારે બોજો રહ્યો.

આ બૅટેલિયનમાં મને સાવ નજીકથી જિંદગી જોવા મળી. એ દિવસોમાં હિન્દીઓની ઘણી માઠી દશા હતી. તુરંગ્ગારમાં એમને વોગ્સ કહેવાતા—વેસ્ટર્નાઇઝ્ડ ઓરિએન્ટલ જેન્ટલમેન, પાશ્ચાત્ય રંગે રંગાયેલા, બ્રિટિશરો એમને છેટા ને છેટા જ રાખે. અમારે તો જીવવાની પણ મથામણ કરવાની રહેતી. અમારામાંના કેટલાક પોતાના ગુણથી ઊંચા આવતા. બાકીના નીચી મૂંડીએ કામ કરતા.

બ્રિટિશરો પોતાના વર્ગમાં ખૂબ હળેમળે. એમની સાવ જુદી અને અલાયદી દુનિયા. મોટા મોટા બંગલાઓમાં એમનાં કુટુંબ સાથે રહે. બહુ પગાર ન આપવો પડે એવા ઘણા બધા નોકરચાકર રાખે. બેરા હોય, ખાનસમા હોય, મશાલચી હોય, ભીસ્તી હોય, મહેતર હોય અને આયા હોય. અને ઇંગ્લૅંડમાં કરવું પડતું એમ એમને હાથે પકાવવાનું નહીં અને કપડાં ધોવાનું નહીં.

રોજ સવારે 'સાહેબ' પરેડ પર જાય ત્યારે 'મેમસાહેબ' કાં તો બ્રીજ ખેલે કે માહ્જોંગ ખેલે. કૉફી પીએ. ગપ્પાં મારે. કૂથલી કરે. પછીનાં વરસોમાં તો હિંદી બૈરાં પણ આ આદતો કેળવી બેઠાં. બપોરે ઊઠે. અત્યંત નિયમિત રીતે ક્લબમાં પીવા જાય કે થોડું તરે. ઘણીવાર વાળુ પછી સિનેમા જોવા જાય ત્યાં રીતસર ઊંઘે. આમ બહુ નિરાંતની જિંદગી પણ ડોળ તો જાણે વ્યસ્ત હોય એવો કરે. હિન્દોસ્તાનમાં ખૂબ ગરમી પડે

છે એવી કાયમની ફરિયાદ. અહીં માખીઓ, મચ્છરોનો ત્રાસ છે, ધૂળ, રોગ વગેરે છે, જીવવાનું અતિ દુષ્કર છે. અને અત્યંત શુષ્ક જીવન છે અહીંનું એમ કહે.* આપણી પ્રજાની રહેણીકરેણીમાં એમને હજાર દોષ દેખાય. પ્રજાનાં અજ્ઞાન અને નિરક્ષરતાની, સામાન્ય પછાતપણાની, અને આદતો અને રીતોની ફરિયાદ કરે. આ બધું કરે તે માત્ર પોતે કોઈ ઉચ્ચ આદર્શના પાલન અર્થે, સમર્પણ કરવા અહીં આવ્યા છે એવું જાતને મનાવવા. હિન્દુસ્તાનની અનેક રીતે નુકતેચીની કરે તે વાસ્તવમાં તો હિન્દુસ્તાનમાં બ્રિટિશ અમલ યોગ્ય રીતે આવ્યો અને ન્યાયી રીતે ચાલે છે અને એક અણઘડ પ્રજાને સભ્ય બનાવવાના અત્યંત ઉચ્ચ હેતુસર આ ચાલે છે એવું દેખાડવા. પોતે જે કહે તે શાસ્ત્રવાક્ય. રાષ્ટ્રવાદી હિન્દીઓ જે બોલે તે રાજદ્રોહ કોઈ પણ જો સ્વતંત્ર ભારતની વાત કરે તો આ લોક એને હાડ હાડ કરે. જાણે આમ બોલવું એ પણ અધર્મ ન હોય. પણ બર્કે ઘણા સમય પહેલાં કહ્યું જ છે કે, 'આખી પ્રજાની નુકતેચીની કરવાની કોઈ રીત હું નથી જાણતો.'

ત્રીસ અફસર અને સાતસો સિપાહીઓની આ બેટેલિયનમાં એકલો હું જ હિન્દી હતો. ઘણીવાર મારે મારા બ્રિટિશ સહકાર્યકરો સાથે ઉગ્ર વિવાદ થતો. એ લોક તો બ્રિટિશ અમલના ઉપકાર અને એની અનિવાર્યતાની બડાશ હાંકે અને એના કારણમાં હિન્દુસ્તાનની કારમી ગરીબી, નિરક્ષરતા, અજ્ઞાન, વહેમો વગેરેને આગળ ધરે હું સામે જવાબમાં એમ કહું કે અમારામા આ બધા દોષ હતા તે પરદેશી રાજ્યને લીધે હતા. અને પરદેશી તંત્રને કોઈ પણ કારણસર વાજબી ન ઠરાવી શકાય. અને ગમે તે કહો તોય અમારા દેશમાં સ્વતંત્ર હોવા-રહેવાના અમારા બુનિયાદી હક્કનો કોઈ રીતે ઇન્કાર ન થઈ શકે. મારા આવા વિચારોને કારણે મારા ઘણા હમવતનીઓ અને બ્રિટિશરો મને 'એ તો રાજકીય રીતે વિચારે છે' એમ કહેતા હતા

આ ધરટ સગે રેજિમેન્ટ સાથેની મારી માહેરગીરીનો અંત આવે એ પહેલાં મારે કઈ હિન્દી રેજિમેન્ટમાં જવું છે એ કહેવાનું હતું. મેં છઠ્ઠી રાજપૂતાના રાઇફલ્સની પાંચમી બેટેલિયનમાં જવાની ઇચ્છા દર્શાવી. આમ

* પણ એમને બોલાવ્યા હતા કોણે ?

આ ટુકડીની ઘણી ઉચ્ચ પ્રણાલિકા હતી. અને ભૂતકાળમાં યુદ્ધક્ષેત્ર પર એની જ્વલંત કામગીરી રહી હતી.* કોઈ પણ રાઇફલ રેજિમેન્ટમાં નિયુક્તિ થાય એમા ગૌરવ ગણાતું. એક તો આવી ટુકડીના ગણવેશ વગેરે બહુ જ પ્રભાવશાળી. એની ચાલ ઝડપી. ગતિવિધિ પણ ખાસ. ભૂતકાળ ગૌરવભર્યો. આ ઉમદા ટુકડીએ મારો સ્વીકાર કર્યો એથી હું ખૂબ રાજી થયો. મને વઝિરીસ્તાનના રઝમકના ડુંગરાળ પ્રદેશમાં મૂકવામાં આવ્યો.

બ્રિટિશરોએ હિન્દુસ્તાની સિપાહીઓમાં એક એવો વહેમ ફેલાવ્યો હતો કે હિન્દુસ્તાની અફસર હમેશાં પક્ષપાતી હોય છે. એટલે બઢતીમાં એમને એના હાથે અન્યાય થવાનો. આવું જ કલ્યાણકાર્યો અને બીજી બાબતોમાં થવાનું. એક સાહેબો જ ન્યાય અને નિષ્પક્ષપાતી હોય છે એટલે સિપાહીઓ તમારી સાથે અમુક ભય અને વહેમપૂર્વક જ વર્તે. એમના મનમાં એ વસવસો પણ ખરો કે સાહેબોની સરખામણીમાં આ દેશી અફસરો સરખા ઊતરશે ખરા ? કારણ સમજાય એવું હતું. કોઈ હિન્દુસ્તાનીને એમણે 'સાહેબ' સાથે સમાન દરજ્જે જોયો જ ન હતો. અમારે કડીતોડ મહેનત કરવી પડતી. સતત કાનાફૂસી, ઉશ્કેરણી રહ્યા કરતી. છતાંય અમારે અમારી જાતને જ પુરવાર કરવાની રહેતી. જેમ જેમ ભારતીયકરણ થતું ગયુ તેમ તેમ આ સાહેબોની ઉચ્ચતા અને વડપણની હવા ઓસરતી ગઈ. બીજા વિશ્વયુદ્ધમાં તો એનો ફુગ્ગો ફૂટી ગયો. ત્યાં તો યુદ્ધક્ષેત્રમાં આપણે આપણું ખમીર બતાવ્યુ.

આમ અમારી ટુકડી હિન્દુસ્તાની. પણ ત્યા અમે મેસમાં અમારી ભાષામાં વાત કરીએ એ વાતને ઉત્તેજન અપાતુ નહીં. રેડિયો પર હિન્દુસ્તાની સંગીત મુકાય નહીં. મેસમાં હિન્દુસ્તાની કઢી ખાઈ શકાય નહીં. આને માટે ખાસ દિવસ મુકરર કરેલા હોય. વાતચીતનો મુખ્ય વિષય હોય રમતગમત કે એવી બીજી સાવ અવિવાદાસ્પદ વાતો. અઠવાડિયામાં ચાર ડિનર નાઈટ હોય આ ચારવાર તો દરેકે દરેકે મેસમાં ફરજિયાત જમવું પડે. આવે પ્રસંગે અમે જમતા હોઈએ ત્યારે રેજિમેન્ટનુ મશકવાળું વાજું અમારી આસપાસ ફરતુ વાગ્યા કરે. અમારા કામને લગતી કોઈ પણ વાત કરવા પર પ્રતિબંધ. સાથે કોઈ પણ બાઈનુ નામ બોલાય નહીં. જો આ

* આમ તો રાઇફલ રેજિમેન્ટની શરૂઆત ૧૭૭૫થી થઈ ગણાય. એમને ડાબી પાંખ સાચવવાનો અધિકાર મળ્યો હતો. એમને મિનિટનાં ૧૪૦ પગલાં ચાલવાનો પણ અધિકાર.

નિયમનો ભંગ થાય તો ગુનેગારે બધાને પાવું પડે. અને સ્પષ્ટ યાદ છે કે હું અને મારા થોડા બીજા મિત્રો — જે ઘણી જ નાની લઘુમતીમાં હતા તે અમારા રાષ્ટ્રવાદી વિચારો રજૂ કરીએ કે આપણા રાષ્ટ્રવાદી નેતાઓના બચાવમાં કાંઈક કહીએ ત્યારે પછીથી જે ઉચ્ચોચ્ચ લશ્કરી પદવી અને સ્થાન પામ્યા હતા તેવા અમારા હમવતનીઓ અમારી આ વાત પર નફરત વરસાવે. ગાંધી અને નેહરુ જેવા રાષ્ટ્રવાદી નેતા માટે અત્યંત ઘસાતું બોલે અને બ્રિટિશ રાજ અને બ્રિટિશ મહાપુરુષોનાં વખાણ કરે અને વખાણ કરે તે માત્ર માલિકોની ખુશામદ કરવા અને સસ્તી પ્રસિદ્ધિ મેળવવા. ૧૩૦ વર્ષ પહેલાં જ મૅકોલે આ જાતના લોકને કળી ગયેલો એટલે જ એણે લખ્યું હતું કે—

આપણે એક એવા વર્ગનું નિર્માણ કરવું જોઈએ જે આપણા અને જે કરોડો ઉપર આપણે રાજ્ય કરીએ છીએ એમના વચ્ચેના સેતુરૂપ બની શકે એકમેકને સમજાવે. જે કપેરંગે હિન્દુસ્તાની હોય પણ સ્વભાવે, લક્ષણે, અભિપ્રાય, રસવૃત્તિ, ભાષા અને બુદ્ધિની રીતે અંગ્રેજ હોય.

જે આવી ખુશામદના કામમાં પડતા ન હતા અને જે જરાક સરખી પણ આઝાદિલી બતાવતા તેમના પર બ્રિટિશ અફસરોની ખફા ઊતરતી અને એમને ગંભીર પરિણામ વેઠવાં પડતાં.

જેમ જેમ બેટેલિયનમાં બ્રિટિશ અફસરો સાથેનું હિન્દુસ્તાની અફસરોનું પ્રમાણ વધતુ ગયું એમ આ વાતાવરણ ધીરે ધીરે સુધરતુ ગયું. અમારી તરફેણનુ થતું ગયું. પણ આ સંક્રાન્તિકાળમાં સાધારણ રીતે તો હિન્દુસ્તાની અફસર બ્રિટિશનું જ ગાણું ગાતો અને અદેખાઈ, ખટપટ અને પીઠપાછળની બદબોઈથી પોતાના જ દેશવાસીને નિર્બળ બનાવતો. આથી અમે ટોળીઓમાં વિભાજિત હતા અને આખા હિન્દુસ્તાનમાં આ વખતે જે ભાત ઉપસતી આવતી હતી તેનું જ જાણે પ્રતિબિંબ પડતું લાગતું.

માતાજીને મૂકવા હું લાહોરથી રાવલપિંડી જતો હતો. પહેલા વર્ગમાં બેસવા ગયો તો બારણું અંદરથી બીડેલું. મેં બારણું ઠોક્યું તો કાચની બારી પાછળથી એક અંગ્રેજ બાઈ મુક્કો બતાવતી હતી બારણું ખોલે નહીં. મને બીજા ડબ્બામાં જતા રહેવા કહે. હું ખિજાયો. મેં હિન્દુસ્તાની સ્ટેશન માસ્તરને બોલાવ્યો. એ આવ્યો પણ મેમસાહેબને ડબ્બાનું બાણું ખોલવાનું કહેતાં ધ્રૂજે. પણ હું મક્કમ રહ્યો. ટોળું ભેગું થયું બ્રિટિશરોને લોક ભેગા થાય એની ખૂબ બીક. એટલે બારણું ખોલવું પડ્યું. મેમસાહેબને

ભારે વસમું લાગ્યું. નીચાજોણું થયું. એ જમાનામાં અંગ્રેજો પોતાની સાથે (એ જ ડબ્બામાં) કોઈ ને મુસાફરી કરવા દેવાની વિરુદ્ધ. એમને હિન્દુસ્તાની સોબત ગમે જ નહીં.

અમારા કમાન્ડિંગ અફસર હતા લેફ. કર્નલ ફર્ગ્યુસન. બેન્જાગેમ સ્કોચમેન, પોતાની જ દુનિયામાં જીવે. આમ ઘણા જુનવણી. બીજી ઘણી વાતો સાથે એમને એક આગ્રહ એ કે રેજિમેન્ટના ઘણા સિપાહીઓની માતૃભૂમિ રાજસ્થાન છે એટલે બધા જુનિયર ઑફિસરોએ રજાના દિવસ રાજસ્થાનમાં ગાળવા જોઈએ એ કોઈની અરજી નામંજૂર કરે ત્યારે એ હમેશાં કહે: 'રજા એ તો વિશેષ સગવડ છે. એ કાંઈ હકની વાત નથી.'

બૅટેલિયનમાં હું જુનિયર સબ ઓલ્ટર્ન એટલે બધાં અણગમતાં કામ મારે કરવાનાં આવે. દા. ત મને મેસના ત્રંજા રુચ્ય તરીકે નીમ્યો. સાથે જ મને બૅટેલિયનનો હિસાબી અમલદાર અને રમતગમતનો અફસર પણ નીમ્યો. બધાં કામ સાથે કરવાનાં. ફર્ગ્યુસન મને કહે બૅટેલિયન હોકીમાં વિજેતા થવી જ જોઈએ. અને વઝિરીસ્તાનની ચેમ્પીઅનશીપ રમતગમતમાં મેળવવી જ જોઈએ. 'જો એમ ન થયુ તો તમને બોલર હેટ મળશે' મહિનાઓ લગી લોહીનું પાણી કરીને આ પારિતોષિકો મેળવ્યાં અને અમારા કમાન્ડિંગ ઑફિસર સમક્ષ રજૂ કર્યાં. બદલામાં મને રજા પર ઊતરેલા ઉમરાવસિંગને સ્થાને ક્વાર્ટરમાસ્ટરના કામચલાઉ સ્થાને મૂક્યો. ઉમરાવસિંગ મને બૅટેલિયનને લગતી સર્વ બાબતમાં નિર્દેશન કરતા

માતાજીને કિડનીની શસ્ત્રક્રિયા કરાવવી પડશે એ સમાચાર સાંભળ્યા ત્યારથી મને એમની પાસે રહેવાની ઇચ્છા હતી. પણ એક બાજુથી મારી આર્થિક હાલત તો હમેશની બિસ્માર. મનમાં દ્વિધા હતી, કઈ રીતે હું રઝમકથી લાહોર જાઉં? મોરકોથી લંડન જવા જેવી વાત હતી. ઉમરાવસિંગ મારી વહારે ધાયા* એની મોરીસ ગાડી અને પૂરું પેટ્રોલ ભરીને આપી. સાથે એનો ડ્રાઇવર પણ મોકલ્યો. અને મારી આવવા-જવાની બધી ગોઠવણ કરી.

રઝમક એટલે આપણા વાયવ્ય સરહદ પ્રાન્તમાં વઝિરીસ્તાનની મધ્યમાં આવેલું લશ્કરી થાણું આ પ્રદેશમાં બે મુખ્ય ટોળકી મહસૂદ અને આફ્રિદી. અફસરોને વારાફરતી રઝમકથી સાત માઈલ દૂર આવેલું 'એલેક્ઝાન્ડ્રા પીકેટ'

---

* મારા કરતાં દોઢ વરસ નોકરીમાં આગળ. મને રેજિમેન્ટની બધી વાતમાં માર્ગદર્શન કરે. મારો કેમેરા ચોરાયો ત્યારે નવો કેમેરા આપેલો. બીજી પણ ઘણી વાતે મદદ કરેલી.

સાચવવા એક માસથી વિશેર નહીં એટલા સમય માટે મોકલવામાં આવે. આ ત્રીસ દિવસ આ અફસરે તો સાવ એકાન્તમાં ગાળવાના. ચારે બાજુ ક્ષિતિજ પર દુશ્મનોની ભાળ રાખવાની. આ કામગીરીમાં એને ઘણુંઘણું જાણવાનું મળે. જાણે દીવાદાંડી પર જીવતો હોય એવું લાગે. ચારેકાર અફાટ દરિયો અને દરિયામાં માણસખાઉ શાર્ક માછલી. આ કિસ્સામાં ચારેકાર નિષિદ્ધ ભૂમિ અને તાવફાવાળા સાવ દુશ્મનાવટભર્યા. જો માણસથી અજાણ્યે પણ કરી કસૂર થઈ તો મહસુદની ગોળીઓ વરસવા માંડે. ગોળી વરસાવવામાં એમને કશો જ ખટકો નહીં. આમ મિલનસાર પણ ખતરનાક દુશ્મન અને મૂઠીમાં જીવ લઈ ને જ જીવે. સ્ત્રીઓ માટે, કૌટુમ્બિક ઝઘડા માટે, જમીનના ઝઘડા માટે અને અરસપરસના ઝઘડા માટે જાન ધરી દે. પોતાનું વતન પડાવી લીધું, આઝાદી આંચકી અને પોતાના જીવન પર ભારે તરાપ મારી માટે એ લોક બ્રિટનના કટ્ટર વિરોધી. એટલે એમને જરાકે મચક આપે નહીં. કશી દયામાયા બતાવે નહીં અને કોઈ બતાવે એવી અપેક્ષા નહીં. અને આ ‘પિકેટ’ ઉપરાંત અમારી ટુકડીઓ ધ્વજકૂચ કરે. આ કૂચને ‘કૅાલમ’ કહે. દિવસો લગી આટકે અને પઠાણ મુલકમાં ઘણે ઊંડે લગી જવાનું થાય. પૂરેપૂરા નખશિખ સજ્જ. ઘણીવાર ઝઘડા થાય પણ આમ એ શાંતિથી પતે. આ કૅાલમમાં હું ઘણીવાર ગયો. ક્યારેક બંદૂકમારામાં પણ આવેલો. આ વખતે હું કદી પણ ન ભૂલી શકાય એવી વાતો શીખ્યો.

હું પુશ્તો શીખ્યો. પ્રાથમિક કક્ષાની હવાડવા વાંચી. મને ઉર્દૂ અને થોડું ફારસી આવડે એટલે આ ભાષા શીખતાં અઘરું ન લાગ્યું.

વઝિરીસ્તાનમાં ભારે શારીરિક શ્રમ અને અત્યંત રૂક્ષ જીવન સહ્યું. અહીં ખંત અને દૃઢ નિશ્ચયનો પરિચય કરાવવાનું સહેલું હતું. સાવ તાત્કાલિક રીતે માણસોને વ્યવસ્થાપૂર્વક ગોઠવવા અને કશી નિગેહબાની વિના પોતાના હાથ નીચેના માણસો પાસેથી કપરા સંજોગમાં કામ લેવાની તાલીમ મળી. કોઈ પણ જુવાન અફસરને અહીં અમૂલ્ય શિક્ષણ મળતું અને એ ભાવિ જિંદગીમાં ખૂબ ઉપયોગી થતું.

અંગ્રેજોને માટે રઝમક એ માત્ર લશ્કરી થાણું ન હતું પણ વાસ્તવિક રીતે એમના સામ્રાજ્યનું સાચા અર્થમાં લક્ષ્ય હતું. આ સ્થળે બેઠા બેઠા એમને લાગતું હતું કે એ પોતાના સામ્રાજ્યનું, પોતાના રાજ્યનું, પોતાના પ્રદેશનું રક્ષણ કરે છે અને આ સ્થાન પર બેઠા બેઠા પોતે પોતાનો પ્રભાવ વિસ્તારી શકશે એમ એમને લાગતું હતું. એક ટોળકી સામે એ બીજી

ટોળકીને લડાવતા અને બધાને પૈસા અને છળકપટથી ભ્રષ્ટ કરતા હતા. 'ભાગલા પાડો અને રાજ્ય કરો' ની નીતિનો તો ભરપેટ અમલ થતો હતો. જેમ હિન્દુસ્તાનમાં ઘણા હિન્દુસ્તાનીઓ આ રમતમાં ફસાયા હતા એમ અહીં પણ ઘણા તાયફાવાળા આ ચાલમાં લપટાયા હતા. આમ છતાં મોટા ભાગના લોક પોતાની ભૂમિને વફાદાર હતા. પળનાય આરામ વિના નિરંતર પોતાની આઝાદીને માટે લડતા હતા. ભારત તો આઝાદ થયું પણ પઠાણ હજુય પોતાની આઝાદી માટે લડે છે. એની કસોટી વધુ ઘાતકી અને ક્રૂર બની રહી છે. પણ થોડા સમય માટે જ આઝાદીનો ઇન્કાર થઈ શકે, કાયમ માટે નહીં.

મારા બૅટેલિયનની બધી પ્રવૃત્તિમાં હું રસ લેતો. આ બૅટેલિયનની રાઇફલ કવાયત બીજા એકમો કરતાં જુદી જાતની હતી. સુબેદાર અમીરઅલી અને સુબેદાર જવાનરામે મને આ કવાયત શીખવી. આ કવાયતની આજ્ઞામાં ઘણા સૂચક શબ્દો હતા. દા. ત. બી કમ્પની, હોશિયારને બદલે કહેવાનું બી કમ્પની સામુ નિગાહ ખભે હથિયાર મૂકવાને બદલે હથિયાર હાથમાં પકડી રાખવાનુ રહેતું. બીજી ટુકડીઓ એકસો ને વીસ કદમની ઝડપે ચાલે. અમારી ટુકડી એકસો ને ચાલીસ કદમની ઝડપે ચાલે અમારી ટુકડીમાં એક ઘણા જ શીળા સુબેદાર દીનસિંઘ હતા. એ હમેશાં, ઠીક હય, હજૂર એમ દરેક વાતને અંતે કહે. એકવાર કમાન્ડિંગ ઑફિસર, દીનસિંઘ ગોળીબારની તાલીમ કરાવતા હતા ત્યાં પહોંચ્યા. ભાગ્યા હિન્દીમાં કમાન્ડરે કીધું: 'દીનસિંઘ, મશીનગન છે ઉંચલ, સમઝટે? શ શ શ શ' એ કહેવા માગતા હતા કે મશીનગનને ૭ ઇંચ ઊંચે લેવરાવો અને દોડો. એક પણ શબ્દ સમજ્યા વિના દીનસિંગે કહ્યું, ઠીક હય હજૂર! કમાન્ડિંગ ઑફિસરના ગયા પછી મેં દીનસિંઘને હું આ વાતનો એક અક્ષર પણ સમજ્યો ન હતો એમ કહ્યું ત્યારે એણે કહ્યું કે પોતે પણ સમજ્યો ન હતો. પણ સાહેબ બહાદુરને કોઈ સામો સવાલ પુછાય? એને બદલે તો ઠીક હય હજૂર કહેવું સારું. અને એણે મને ખાતરી આપી. આટલું કહી દો પછી સાહેબ બહાદુર કદી પાછા આવતા નથી.

હિન્દીઓના મનોભાવ અને ઝીણી લાગણીને પોતે સમજે છે એવો બ્રિટિશનો દાવો હતો. છતાં આ જ મુદ્દા પર અવારનવાર ઘણું કાચું કપાતું. એક દાખલો જોવા જેવો છે. રઝમકમાં એમણે જેમાં મુસ્લિમ અને બ્રિટિશ સિપાહીઓ માટે ગાયોની કતલ કરવાની હતી તે પ્રસંગે ગાર્ડ તરીકે એક હિન્દુને મૂક્યો. પવિત્ર ગાયની કતલ વખતે ગાર્ડ તરીકે મુકાયાથી અમારા

બેટેલિયનમાં જે હિન્દી સિપાહીઓ હતા એની લાગણી ખૂબ દુભાઈ. એમણે એક દિવસ સંતરીને ચઢાવ્યો અને ઉશ્કેરાટમાં સંતરીએ પોતાના સ્થાને ઊભાઊભા જ ઘણા કસાઈઓની કતલ કરી નાખી. ગોળીએ દીધા. આખી પલટનમાં આથી ભારે ઊહાપોહ મચી ગયો. જો આ સ્થાને કોઈ મુસ્લિમ અગર અંગ્રેજ ગાર્ડ મૂક્યો હોત તો આ બધું બહુ સહેલાઈથી નિવારી શકાત. ગુનેગારને લશ્કરી અદાલતે દેહાંતની સજા કરી અને એ ફાંસીને લાકડે લટકી ગયો.

કેનેથ ગાય અમારા સેકન્ડ-ઈન-કમાન્ડ. આ ભાઈ તો વાસ્તવમાં ધરડી ડોશી જેવા. એક એક જણુ એમને ધિક્કારે. મેસમાં એમનો ભારે ત્રાસ. પરેડ વખતે જો જુનિયર ઑફિસરનો હાથ ખીસ્સામાં જાય તો તરત ટોકે. સિનિયર સાથે વાત કરતાં બીડી પીતો હોય તો ધમકાવે. બધે જ કાંક ને કાંક ખોડ જુએ. અને કમાન્ડિંગ ઑફિસર તો એને નજરે ખમી પણ ન શકે. છેવટે એ મેજર તરીકે નિવૃત્ત થયા અને પછી તરત એમની વાઈસરીગલ લૉજમાં ઘરખાતાના વડા તરીકે નિમણૂક થઈ.

એક દિવસ એક સાથી સાથે મેસમાં જઈને અમને જે ગતકડું લાગ્યું એવું કરવા જતાં હું મુસીબતમાં આવી ગયો. અમારી બેટેલિયનના સ્થાપક સર ચાર્લ્સ નેપિયરના મોટા તૈલ ચિત્ર સામે જઈને હું ઊભો રહ્યો. અને મજાકમાં જાણે સાવધાનની સ્થિતિમાં આવ્યો હોઉં એમ ઊભો રહીને મેં સેન્ડહર્સ્ટના રેજિમેન્ટલ સાર્જન્ટમેજરની રીતે મેં છબીને ઉદ્દેશીને કહેવા માંડ્યું : 'મિ. નેપિયર, તમારે વાળ કતરાવવાની જરૂર છે. દેદાર સાવ રેઢિયાળ છે અને કપડાં લઘરવઘર ફાટેલાં છે. આ બદલ બે વધારાની પરેડની સજા. અને જરા ઊંઘમાંથી જાગો, મિસ્ટર નેપિયર!' મને તો લાગતું હતું કે હું બહુ સરસ મજાક કરતો હતો પણ ભાનમાં આવ્યો અને જોયું કે કેનેથ ગાય પાછળે બારણેથી દાખલ થઈ ગયો હતો અને આ બધી 'નિંદા' સાંભળી ગયો હતો. સાવ થીજી ગયો હું. એ તો એટલો ધૂંવાંપૂવાં થઈ ગયેલો કે મોએથી ફીણ નીકળવાનું જ બાકી હતું. ત્યાં ને ત્યાં જ મને સખત નસિયત અપાવશે એટલું તો બોલી ગયો.

'કુરકુરિયું આટલા મોટા માણસની આવી મજાક કરે !'

અને આ ગતકડા બદલ મને જે સજા થઈ તે હું કદી ભૂલીશ નહીં. અને એ સજાને હું લાયક જ હતો.

આમ અમારી રેજિમેન્ટના દરજીઓ તરીકે હતા લીચ એન્ડ વેબોની. અમારો બધો સામાન એમને ત્યાં જ તૈયાર થાય. એના કાપ ને માપ બધાની

એકલા એમને જ ખબર. હું મારાં કપડાં માટે એમને ત્યાં જવાનું કરતો હતો ત્યાં મારો મિત્ર કિરપાલ મને કહે કે એણે તો બધું પિટમેનને ત્યાં તૈયાર કરાવ્યું છે. એના મત મુજબ પિટમેન આ લીચ એન્ડ વેબોર્ની કરતાં સારા દરજી હતા. લીચવાળા તો છેક દિલ્હીમાં રહે. પિટમેન લાહોરમાં જ હતો. એટલે બીજી ચિંતા પણ ઓછી. મેં આ શાણપણ વગરની સલાહ માની અને બધું પિટમેનને ત્યાં તૈયાર કરાવ્યું. એ પછીના ખાસ પ્રસંગે મેં એ પહેર્યાં અને મેસમાં ગયો. અને મારાં દુર્ભાગ્ય કે મારે મેજર ગાયની નજીક બેસવાનું આવ્યું. આમ એ સેકન્ડ-ઇન-કમાન્ડ. પણ સાથે મેસકમિટીના પ્રમુખ. અમારાં કપડાં વગેરે બાબતોની એમની જવાબદારી. એ તો મારાં નવાં ફક્કડ કપડાં સામું જોઈ રહ્યા અને પછી ગોળીબાર જેવો સવાલ :

'આવાં કપડાં ક્યાં સિવડાવ્યાં ?'

'પિટમેનને ત્યાં, સર!' હું બબડ્યો.

'પિટમેન? એ વળી કઈ ચીડિયા છે? એનું તો મેં નામે નથી સાંભળ્યું.'

'ઘણો સરસ દરજી છે, સર...'

'તમને ખબર છે ને કે આપણા દરજી તો લીચ એન્ડ વેબોર્ની છે. એમના સિવાયનો કોઈ દરજી આપણને ના ખપે. કોને કહીને તમે એવા અમાન્ય દરજીને ત્યાં ગયા?'

'કોઈએ નહીં, સર...'

'તો તમે વહેલામાં વહેલી તકે લીચ એન્ડ વેબોર્ની પાસે નવાં કપડાં કરાવીને મને બતાવી જાવ.'

'યસ સર...'

મેં જ પીડા ઊભી કરી હતી અને આવી પરિસ્થિતિમાંથી છટકી શકાતું નથી.

બેટેલિયનના સુબેદાર મેજરનું ભારે માન અને આદર. શાંતિના તેમજ યુદ્ધના કાળમાં એણે ઘણી જ કીર્તિ અપાવે એવી સેવા કરેલી. સિપાહી પર એમનો ઘણો પ્રભાવ. જો કમાન્ડિંગ ઑફિસરને બેટેલિયનમાં કશું કરવું હોય તો એ સુબેદારમેજરની, આવા પગલાના શક્ય પ્રત્યાઘાત વિશે તરત

સનાહ ત્યે કમાન્ડિંગ ઑફિસરના એ જમણા હાથ જેવા એટલે બધા જ એમની અદબ કરે.

જૂના વારામાં કેઈલીના બાપે પણ અમારી બેટેલિયનમાં સેવા કરેલી દરેક રેજિમેન્ટમાં કર્નલ–ઇન–ચીફની પદવી એ ખૂબ જ આદરણીય ગણાય અમારી રેજિમેન્ટના એ કર્નલ–ઇન–ચીફ એટલે કેઈલી સિનિયર સબ-ઓલ્ટર્ન હોવા ઉપરાંત પણ બેટેલિયનમાં ગૌરવભર્યું સ્થાન ભોગવે. પણ એકવાર યોગ્ય વર્તાવ(પ્રોટોકલ)ની બાબતમાં ચૂક થઈ તે લગભગ કમિશન ખોવાનો વારો આવ્યો એણે સુબેદારમેજર સામે ગુસ્તાખી કરી અને આમ તો કદી બની જ ન શકે કોઈ સુબેદારમેજર સાથે આવી તોછડાઈથી વાત કરે જ નહીં સુબેદારમેજર રાતાપીળા થઈ ગયા એણે તો કમરપટો કાઢીને કમાન્ડિંગ ઑફિસર પાસે મૂકી દઈને એ જ ઘડીએ નિવૃત્ત થવાની માગણી કરી જો બેટેલિયનના અફસરો આવો વર્તાવ કરે તો પછી સેવામાં ચાલુ રહેવામા કઈ મઝા ? કર્નલે એમને ટાઢા પાડયા કેઈલીને બોલાવીને એવો તો ધમકાવ્યો કહે, નોકરીમાંથી જ પાણીચું આપી દઈશું. કમાન્ડિંગ ઑફિસર અને સુબેદારમેજરની બીનશરની માફી માગી ત્યારે જ જાન બચી. દૂમ દબાવીને સીધો ઓર્ડર્લી રૂમમાં ગયો સુબેદારમેજરની પ્રતિષ્ઠા આ રીતે જળવાતી

હિન્દુસ્તાની સેનાની પ્રતિષ્ઠા રચવામા બીજા કોઈના જેટલો જ જવાનનો પણ ફાળો છે એની વફાદારી તો લગભગ દંતકથા જેવી બની છે અને એનુ ફરજનુ ભાન પણ ખૂબ તીવ્ર છે આમ એ ઘણો જ ખુશમિજાજ માણસ છે ઘણો સારો, ઘણો ભલો એની આસક્તિતાને કારણે એ જેના હાથ નીચે સેવા કરતો હોય એ બધાનો એ લાડકો જ બને પોતાનુ જે સર્વશ્રેષ્ઠ હોય તે એ પોતાની ટુકડીને જ અર્પે છે બદલામા સાવ નાનકડી વસ્તુની અપેક્ષા રાખે છે માગી માગીને રજા માગે–જેટલી રજા માટે હકદાર હોય એના કરતા થોડી વધારે અને તેય લશ્કરી સેવાને કારણે જે કૌટુમ્બિક આંગી ધૂટીઓ અણઊકેલી રહી હોય તે સરખી કરવા. એ એટલો સીધો સાદો છે કે આ (રજા માગવાનુ) કામ એ એની ભલી ભોળી રીતે કરે છે એને ખ્યાલ નથી કે આ જ કામ બીજા લોક બહુ જ ચાતુરીથી કરે છે એ રજા મેળવવા માટે ઘેરથી તાર કરાવે છે · 'ઘર પડી ગયું, ઢોર મરી ગયા, સ્થિતિ ગભીર છે, જલદી આવો' અફસરોને આંજવા એ આવી સરળ અને પકડાઈ આવે એવી જુક્તિ લડાવે છે

એને લાગે છે કે આટલી બધી મુસીબત માથે તૂટી પડી છે, એમ

દેખાડીએ ત્યારે ઉપરી અમલદાર ચોક્કસ પ્રભાવિત થાય. એને લાગણી થાય. પણ ધાર્યા કરતાં જુદી જ અસર થાય છે. ઉપરી અફસરને આ બધામાં કશું સર્વસામાન્ય તત્ત્વ દેખાય છે. ચાલ વરતાઈ જાય છે. એટલે ઉપરી અફસર તો પડે એવા દે છે.

'મારા બેટેલિયનની સી કમ્પનીના કમાન્ડિંગ અફસર હતા મેજર 'પીટ' રીસ. અંગ્રેજ એનો ચહેરોમોરો સુઘડ. વ્યક્તિત્વની છાપ ઊંડે. પણ જરા ઠીંગણો. એવું યુદ્ધવિદ્યાનું જ્ઞાન માન મુકાવે એવું. બોલવા ચાલવામાં સ્પષ્ટ અને દેખાડો કરનારો નહીં. ૧૯૩૪ ના નવેમ્બરમાં હું એમને મળ્યો ત્યારે એ ચાલીસની આસપાસ પહોંચ્યા હશે પણ લાગે ઘણા નાના. એની અપરિમિત શક્તિ. શરીરે અત્યંત સુદૃઢ. આદતો પણ બધી ઓછી ઓછી અને સાદી. દારૂ પીએ નહીં. રમતગમતમાં આગળ. પર્વતારોહણનો શોખીન. ડી. એસ ઓ. પદક મેળવેલો. વીરતા માટે એમ. સી. ઉપરાંત 'બાર' મેળવેલો. શાંતિકાળની વિશિષ્ટ સેવા બદલ એમને સી. આઈ. ઈ. મળેલો. એને માટે કશું જ અશક્ય ન ગણાય. જો એક વાર એ બોલ આપે તો પછી હરહાલતમાં એને નિભાવે. આમ સાચા બોલો. અને ઈશ્વરનો ડર પણ ખરો. આમ એના અભિપ્રાયો વગેરે પાકા ઘૂંટાયલા. વિચાર પછી નિર્ણય બાંધે. એમના હાથ નીચેના માણસો એને પૂજે. અને પોતાના કામ પ્રત્યેની એની ગજબની વફાદારી. ઉદાર દિલનો, ઉષ્માભર્યો, સાચા અર્થમાં દિલવાળો. હિમ્મતબાજ, સહાનુભૂતિભર્યો પણ સાથે શિસ્તપાલનમાં કઠોર. નિષ્પક્ષ અને ન્યાય કરવામાં કદી પાછો ન પડે. આમ પહેલની શક્તિ અને અત્યંત દૃઢનિશ્ચયી. લાલ પટ્ટીને ખૂબ ધિક્કારે. પોતાની સત્તા આસપાસથી મર્યાદિત ન થવા દે. આપણા બધા જ રીતરિવાજ અને ધાર્મિક માન્યતાનો આદર કરે. એ મારો આદર્શ. હરેક વાતમાં એનું અનુકરણ કરવાનું મેં મારી આખી ધંધાદારી જિંદગીમાં કર્યું છે.

મારા પૂરતું તો કહી શકું કે બેટેલિયનમાં એની કામગીરી અત્યંત મહત્ત્વની હતી. ઘણીવાર રાતે એ મારા કમરામાં આવે, લશ્કરી વ્યૂહરચના વિશે, લશ્કરી ઇતિહાસ વિશે અને રેજિમેન્ટને લગતી અન્ય બાબતો વિશે બોલે. એકવાર મને પૂછ્યું : રજામાં શું કરો છો ? સાંજને સમયે શું કરો છો ? મેં કહ્યું : રમત પછી રેડિયો સાંભળું છું. એ જમાનામાં રેડિયોની ખૂબ નવીનતા હતી. અને નવલકથાઓ વાંચું છું. મારા લશ્કરી જ્ઞાનને વિસ્તારવા હું કશું જ

કરતો ન હતો એ સાંભળીને એને તાજુબી થઈ મને એવી તક હતી અને હું એનો જોઈએ એટલો લાભ લેતો ન હતો. એ પોતે વીસ વર્ષ થયાં પોતાના ધંધાનું જ્ઞાન મેળવવા યત્ન કરે છે પણ હજુ પોતે અજ્ઞાન હોય એમ એને પોતાને લાગે છે એટલું એણે સ્પષ્ટપણે કહ્યું જો હું મારા ધંધા પર ધ્યાન ન આપું તો વીસ વરસ પછી મારા શા હાલ હશે? વિચાર કરતાં પણ કમકમાં આવે એવું છે. શેની બડાશ પણ હાંકશો? સાવ અર્થહીન એવી પ્રવૃત્તિ કર્યાનો સંતોષ લેશો? એમની આ વાતથી હું ખૂબ જ પ્રભાવિત થયો અને એ દિવસથી મે મારા ધંધા અંગેની જાણકારી મેળવવાનો ગંભીર યત્ન આરંભ્યો ત્યારે મને નોકરીમાં એક વરસ થયેલું. વ્યૂહરચના અને લશ્કરી ઇતિહાસ ઉપરાંત મહાન યુદ્ધનેતાઓ સિઝર, સિકંદર, નેપોલિયન, કમાલ આતાતુર્ક, લોરેન્સ ઓફ અરેબિયા વગેરેનાં જીવનચરિત્રો મેં વાંચવા માડયા.

હું બીજી કમ્પનીની નાયકી કરતો હતો ત્યારે એકવાર એમણે મને આખી રઝમક કેમ્પના અવિશ્રામ દોરામા સાથે આવવાનું કહ્યુ અમે બન્ને પગપાળ્યા વિના સળગ પ દરેક માઈલ ચાલ્યા ખભા પર ભારે બોજ ઉઠાવેલો. અમારી ખમી ખાવાની શક્તિનો કયાસ કાઢવામાં અમે દરિયાની સપાટીથી ૭૦૦૦ ફૂટ ઊંચે સળંગ દસેક કલાક ચાલ્યા. આવી રીતે એ દાખલો બેસાડતા. રીસ એ આદર્શ સિનિયર ઓફિસર હતા. અને અહીં સામ્રાજ્ય ચણવાના હેતુથી આવતા એમના બીજા ઘણા હમવતનીઓ કરતાં સાવ જુદા હતા.

માતાજી તરફથી તાર મળ્યો. એમને ગંભીર ઓપરેશન કરાવવાનું હતું અને એ માટે એક હજાર રૂપિયાની તાત્કાલિક જરૂર હતી. આ રકમમાં થોડો અંશ મેં ખાનગી રાહે કરજે લીધો અને બાકીની રકમ જે થોડુંઘણું મારી પાસે હતુ—ગ્રામોફોન, શેતરંજી, અને એવું થોડુ—તે વેચીને ઊભી કરી. મારા કમાન્ડિંગ ઓફિસરને મે ખાનગી રાહે પૈસા કરજે લીધા છે એમ ખબર પડી ત્યારે આ લશ્કરી નિયમોની ખિલાફ થયું હતું એમ એમણે મને કહ્યું. મેં સાદર એમને જણાવ્યું કે આ નિયમની મને ખબર હતી, પણ મારાં માતાજીને આપત્તિ સમયે મદદ કરવાના મારા કાર્યને કોઈ નિયમ અટકાવી ન શકે એમ પણ મે જણાવ્યું. મારા બ્રિટિશ કમાન્ડિંગ ઓફિસરે આવા જવાબની જરૂર કદર કરી હશે, કારણ કે ટૂંક સમયમા જ મને રેજિમેન્ટની મૂડીમાંથી થોડું

કરજ મળ્યું. આમાંથી હું પહેલું દેવું વાળી શક્યો અને સાથે સાથે માતાજીની ઑપરેશન દરમ્યાન અને પછી પણ ઠીક રીતે સંભાળ લઈ શક્યો.

પણ આ પછી માતાજીની તબિયત નરમ જ ચાલ્યા કરી. આમે એમની સારવાર માટે વધારે અને વધારે રકમની જરૂર પડવા લાગી. ત્યાંનો વહેવાર ચલાવવા માટે તો ખરચ ચાલુ જ હતું. પણ દરમાસે હું નિયમિત જે રકમ મોકલતો હતો તેના ઉપરાંત પણ ખરચ થતું હતું માતાજી પણ કરજ કર્યા કરતાં હતા. અને લેણદારોએ પહેલાં એમના પર અને પછી મારા પર તકાદો કરવા માંડયો. જો કરેલા મક્કમ નિરધાર મુજબ એમનો નિભાવ કરવાનો જ હોય અને ઉપરાંત આ દેવુ ભરવાનું હોય તો મારે મારી આવક વધારવાનાં સાધન શોધવાં જ રહ્યાં. અને આ એક જ રીતે થઈ શકે. મારે કાંક વધારે પ્રાપ્તિવાળી નોકરી શોધી કાઢવી જોઈએ એટલે કે બૅટેલિયન છોડી દેવી જોઈએ. આ સાથે જ મારું મન રાજપૂતાના રાઈફલ્સ છોડવાનુ ન હતું, કારણ કે મારી અહીંની કારકિર્દી ખાસ ખરાબ ન હતી. હુ દ્વિધામાં પડી ગયો. ફોજમાં રહેવું અને સાથે ફોજ છોડવી એ બન્ને વાત જુદાં જુદાં કારણસર જાણે અનિવાર્ય બની ગઈ. આ પરિસ્થિતિનો સામનો કરવાનો મેં શક્ય એટલો પ્રયત્ન કર્યો. પણ છેવટે કુટુમ્બ પ્રત્યેની ભાવનાનો વિજય થયો. અને મેં એક લશ્કરી ફરમાન મુજબ એકસ્ટ્રા રેજિમેન્ટલ રોજગારી જેમાં વિશેષ પ્રાપ્તિની તક હતી એવા ફ્રન્ટિઅર સ્કાઉટસ, બર્મા મિલિટરી પોલીસ અને આર્મી સર્વિસ કોર્પ્સમાં અરજી કરી. પહેલી બે નોકરીમાં હિન્દુસ્તાનીઓને સ્થાન મળતુ ન હતું એટલે મારી અરજી આર્મી સર્વિસ કોર્પ્સમાં સ્વીકારાઈ. બેધારુ હથિયાર હતું. પ્રાપ્તિ ઠીક હતી પણ રાજપૂતાના રાઈફલ્સ મૂકી દેવી પડતી હતી. બૅટેલિયનની નોકરી મૂકવાની હતી એ દિવસે મારો નિશ્ચય ડગી ગયો અને અરજી પાછી ખેંચી લેવી એવો ખ્યાલ થતો ગયો. મારી કૌટુમ્બિક પરિસ્થિતિથી વાકેફ એવા થોડા મિત્રોએ મને મક્કમ રહેવા સમજાવ્યો. મારા જવાના માનમાં ખાણું અપાયું ત્યારે મારું મન ખૂબ જ વ્યગ્ર હતું. મારા સંજોગો સુધરે એટલે તરત હું ઇન્ફન્ટ્રીમાં પાછો આવીશ એવું વચન મેં આપ્યુ. આવા સંજોગોમાં મેં ઇન્ફન્ટ્રી છોડી. સંજોગ સુધર્યા અને સત્તાવાળાઓએ રજા આપી એટલે હું પાછો આવ્યો.*

ત્રણ માસના સમય માટે હું રાવલપિંડી ગયો અને ૧૯૩૬ના નવેમ્બરમાં સાડીચોવીસની ઉમ્મરે મારાં લગ્ન થયાં. લગ્ન સાદાં હતાં. આ દેશમાં

* ઘણાં વરસ લગી મારે આવો યત્ન કર્યા કરવો પડેલો.

સામાન્ય રીતે લગ્નમાં થાય છે એવો ઠઠેરો ન હતો. બન્ને બાજુએ દેખાદેખીનું અને ફાલતુ ખરચ ન કરવાનું નક્કી કરેલું. મારી પત્નીનું હુલામણું નામ ધન્નો. ખૂબ સુંદર. રહેણીકહેણી ઘણી સાદી અને માન ઉપજાવે એવી. આમ એ ઘણી ધર્મિષ્ઠ વૃત્તિની. મારાં લગ્ન પછીના એક બે દિવસમાં અમારે એક વર્ગમાં ચાલુ બનાવો વિષે બોલવાનું હતું. સાથમાં એક જુવાન બ્રિટિશ સાથી હતો. એ પણ તાજો પરણેલો. પણ એને આ ભાષણ માટે તૈયારી કરવાની આળસ ચઢી એટલે એણે એની પત્નીની મદદ લીધી. ભલી બાઈએ મધરાત લગી દીવા બાળીને બધી તૈયારી કરીને ભાઈને ગોખાવ્યું. એને થયું કે આમ અક્ષરેઅક્ષર મગજમાં કોતરાઈ ગયો છે. પણ બીજે દિવસે સવારે ભાઈ બોલવા ઊભા થયા ત્યારે એક અક્ષર પણ યાદ ન મળે.

એ બબડયો —

'સજ્જનો, ગઈકાલ રાત લગી મારે જે બોલવાનુ હતું એ મને અને મારાં પત્ની બન્નેને બરાબર યાદ હતું. કમનસીબે અત્યારે એકલી એને જ યાદ છે!'

આખો વર્ગ ખડખડ હસી પડયો. પણ કમાન્ડિંગ ઑફિસર રોષે ભરાયો. એ જરાકે મલકયો નહીં અને આ બિચારા જુવાનને એ જ સાંજે ગાડીમાં પોતાની જૂની જગ્યાએ પાછા જવું પડયું.

રાવલપિંડીથી હું જબલપુર ગયો. બ્રિગેડિયર લોકહાર્ટ આ મથકના નાયક. મેજર મેકકે એમના બ્રિગેડ મેજર. લોકહાર્ટ સાહેબ શીખ રેજિમેન્ટમાંથી આવેલા. પણ મેકકે તો રાજપૂતાના રાઈફલ્સમાંથી આવેલા. બન્ને ઘણા સરસ અફસરો. એમના નીચે કામ કરતાં સાચે જ આનંદ આવ્યો. લોકહાર્ટ તો પછી હિંદુસ્તાનના સરસેનાપતિ બન્યા મેકકે મેજર જનરલના પદે નિવૃત્ત થયા.

હવે હું પચીસનો થયો. સહજ હતું કે મારી ઉંમરના જુવાનને આમ સારી રીતે રહેવાનુ મન થાય કોકવાર તો આરામ સગવડથી રહેવાનુ મન થાય. કોઈ પણ જાતની મોટર હોય, રેડિયો હોય, રેફ્રિજરેટર હોય, અવારનવાર સિનેમા જોવા જઈ શકાય, કોઈને ત્યાં જઈ આવ્યા હોઈએ તો એને આપણે ઘેર બોલાવી શકાય, કોકવાર રમ્ન લઈને થોડો છાંટોપાણી પી શકાય (મારે માટે આ સવાલ જ ન હતો) – આવુ બધું એ ઇચ્છે. સાત વર્ષ પહેલાં પિતાજીનું મૃત્યુ થયું ત્યારથી આજ લગી મેં આવા બધાનો ત્યાગ કર્યો હતો, કારણ કે મારે માતાજી અને કુટુમ્બને ટેકો કરવાનો હતો.

સિનેમા જોવા જતાં પહેલાં બે વાર વિચાર કરવો પડતો. મારે ત્યાં ફારપેટી ન હતી, રેડિયો ન હતો, મોટર ન હતી, જવલ્લે જ હું કોઈને મારે ત્યાં જમવા બોલાવી શકતો. પણ આ બધાનીય મર્યાદા હોય છે. એની પેલેપાર જવાનું સહુ માટે શક્ય નથી બનતું. અને એક દિવસ સાવ સાહસવૃત્તિથી જ મેં સેકન્ડહેન્ડ મોટર ખરીદવાનું ઠરાવ્યું. બોમ્બે ગરાજમાં જઈને મેં એક વોલ્સેલી હોર્નેટ ગાડી નવસો રૂપિયામાં ઠરાવી. આ રકમ પણ ભવિષ્યમાં ચૂકવવાની ઠરાવી. મને ગાડી હાંકતાં આવડે નહીં છતાં મોટા દમામ કરીને હું જાણે ઉસ્તાદ હાંકેડુ હોઉં એમ બેઠો. ગરાજવાળાને સ્ટાર્ટર ક્યાં વગેરે સવાલો પૂછીને ગાડી બહાર કાઢી. એન્જિને ખાંસી ખાધી, મારા હાથ ધ્રૂજ્યા. અને ગાડી પર મારો કાબૂ ન રહ્યો. ગરાજનો વંડો છોડતાં પહેલાં જ નાનકડો અકસ્માત કર્યો. બીજે જ દિવસે ગાડીનું સમારકામ થયું. ધીરે ધીરે મને હાંકતાં આવડી ગયું. અને તે આ જ ખડખડપાંચમ ગાડી પર. તરતા અને ઘોડેસવારી કરતાં પણ હું આમ જ શીખ્યો હતો.

૧૯૩૮માં મારી બદલી જબલપુરથી અહમદનગર થઈ. અહીં મને જાટ રેજિમેન્ટની અગિયારમી બ્રિગેડમાં મૂકયો. બ્રિગેડિયર મેકફરસન નાયક હતા. ભવિષ્યમાં હું જાટ રેજિમેન્ટનો કર્નલ કમાન્ડન્ટ થયેલો. અમારું વડું મથક અહમદનગરના કિલ્લામાં. આ કિલ્લામાં જ યુદ્ધકાળનાં વરસો દરમ્યાન રાષ્ટ્રીય નેતાઓને રાખવામાં આવેલા. આમ મારું સ્થાન આ, પણ રજા કે એવું મળે કે હું શિવાજી સાથે સંકળાયેલા સ્થળ અને ત્રણસો વર્ષ પહેલાં જે જે ઠેકાણે લડીને એમણે અમર કીર્તિ પ્રાપ્ત કરી હતી તે તે સ્થળોની મુલાકાત લેતો.

૧૯૩૯માં લશ્કરમાં યંત્રીકરણ ચાલતું હતું. પ્રાણીઓનાં સ્થાને યંત્રો આવતાં હતાં. ઘોડાનું સ્થાન રણગાડીઓ લેતી હતી. ખચ્ચરને બદલે ખટારા આવતા હતા. આવી એક યંત્રીકરણની ટુકડી આર્મર્ડ ફાઈટિંગ વેહિકલ્સ સ્કૂલના નામે ઊભી કરાઈ તેમાં મને ઇન્સ્ટ્રક્ટર નીમ્યો. આમ અમારા કમાન્ડિંગ ઑફિસર લેફ્. કર્નલ શેસ્ટન ભારે કડક હાથે કામ લેનાર. પોતે દિવસ ઊગે ત્યારથી સૂરજ ડૂબે ત્યાં લગી કામ ર્ક્યા કરે. વચ્ચે પંદર મિનિટ જમવાની કાઢે અને દાદા સેન્ડવીચીઝ ઝપઝપ ચાવી ખાય. ખૂબ કામ કરવાને કારણે–અને મને લાગે છે આ માણસમાં રમૂજની સુદ્ધાં રગ ન હતી એ કારણે–થોડા મહિના પછી એનું મૃત્યુ થયું

અને ખબર મળ્યા કે કાશ્મીરમાં મારી બહેન ખૂબ બીમાર છે. હું શ્રીનગર જે લગભગ તેરસો માઈલ દૂર હતું ત્યાં દોડી ગયો. મારી બહેન નિમ્મીને ડાબા પગના અંગૂઠાના હાડકામાં ક્ષયની અસર હતી. પગ સૂજી ગયો હતો અને એને વેદના થતી. શ્રીનગરમાં મેં બહુ દોડાદોડ કરી પણ પછી ત્યાંના ડૉક્ટરોની સલાહની ઉપરવટ થઈને હું એને લાહોર લઈ જવાના નિર્ણય પર આવ્યો. લાહોરમાં વધારે સારી સારવાર મળશે એમ હું માનતો હતો. અને આવા મોકા પર ઢીલ કરવી કે નિર્ણય પર આવતાં વાર ન કરવી, તરત જે હોય એ કરવું એ હિતાવહ સમજીને અને સારી સલાહ અને ઈલાજ થાય એમ માનીને મેં આમ કર્યું. એને મોટરમાં મૂકી અને શ્રીનગરથી લાંબા માર્ગે હું લાહોર લાવ્યો. અહીં તાત્કાલિક એનું ઑપરેશન થયું. અત્યંત કુશળ એવી વાઢકાપ કરીને ડૉક્ટર પસરિચાએ એનો પગ બચાવ્યો. બગડેલા અંગૂઠાનો થોડો ભાગ કાઢી નાખવો પડ્યો.

પછી સાજા થવાનો સમય. દસ દિવસ મેં એના નાનકડા વૉર્ડમાં કાઢ્યા. ફરસ પર સૂઈ રહેવાનું, બીજો ખાટલો મુકાય એટલી જગા જ ન હતી. એનો અંગૂઠો બરાબર રુઝાયો નહીં એટલે બીજા સર્જનની શોધમાં મારે એને દિલ્હી લઈ જવી પડી. ઇલાજ લાંબો ચાલ્યો પણ એ સાવ સાજી થઈ ગઈ. ખર્ચ પોસાય એમ ન હતું પણ અમે એને સારી કરવાનો નિરધાર કર્યો હતો.

એ દિવસોમાં હું નાનાં નાનાં ગતકડાં કરતો. અહીં એના બે નમૂના રજૂ કરું છું. પછીથી જે પાકિસ્તાનના સરસેનાપતિ થયા તે લેફ્ટેનન્ટ મહમ્મદ મુસા ૬/૧૩ ફ્રન્ટીઅર ફોર્સ રાયફલ્સમાં સબઓલ્ટર્ન હતા. ઘણા સારા સિપાહી અને ઘણા ધર્મિષ્ઠ. સાચા પઠાણ જેમ એ રોજ સવારે કામે ચઢતાં પહેલાં પ્રાર્થના કરે. એકવાર અમે ત્રણ–કનૈયા અતલ, શૌકત અને હું, બધા લેફ્ટેનન્ટોએ ભેગા મળીને અમારી ઘડિયાળો આગળ મૂકી. અને ઓછી ને વત્તી પાંચ કલાક. છી મધરાત થઈ ત્યારે મુસાને જગાડ્યો.

'કેટલા વાગ્યા?' એણે આંખો ચોળતાં પૂછ્યું.

'સવારના પાંચ થયા, મુસા.' અમે બધા જૂઠ્ઠું બોલ્યા. પ્રાર્થના કરવાનો વખત થયો.

એણે પોતાની ઘડિયાળ જોઈ. ત્યાં તો મધરાતનો સમય. અમારા સામું

એ શંકાથી જોઈ રહ્યો. અમે એને વારાફરતી અમારી ઘડિયાળો બતાવી. પાંચ મિનિટનો દરેકમાં ફેર પડે પણ આમ પાંચ વાગ્યાનો સમય બતાવે. એ તો કૂદકો મારીને બેઠો થયો. એને થયું કે પોતાનું ઘડિયાળ ખોટું હતું. એની ખાતરી થઈ ગઈ કે પ્રાર્થનાનો સમય થયો હતો. અમે શાંતિથી પરસાળમાં રહ્યા. પણ એણે જોયું તો પ્રાર્થના કરી રહ્યા પછી પણ કાળું ઘમાંગ અંધારું હતું. ત્યારે તો પ્રભાતનો પહોર થવો જોઈએ. અને એને શંકા પડી.

'શું થયું છે તમને બધાને? શું શરારત છે?' અડધી મજાકમાં જોડા અમારા તરફ ફેંકતાં મુસા બોલ્યો.

કોઈ કાંઈ ન બોલ્યું.

'કોઈ કહેશો અત્યારે કેટલા વાગ્યા છે તે?' એણે પૂછ્યું.

'સાડાબાર.' અમે કબૂલ કરી દીધું.

રૂસી બિલિમોરિયા જેને અમે લાડમાં બિલ્લી કહેતા તે અને હું એક વાર હૈદરાબાદથી દિલ્હી જવા સ્ટેશને ગયા. એણે મને સ્ટેશન સુધી એની ગાડીમાં લીધો. આવ્યા ત્યારે મોડા પડેલા અને ટ્રેઈને ચાલવા માંડેલું. બિલ્લી શાંત હતો. હું ખિજાયેલો હતો. આ નજર સામે જ ટ્રેઈન જતી હતી. જેવો ગાર્ડ એના ડબ્બા પર લીલો દીવો બતાવતો કૂદકો મારવા જાય કે મેં અને બિલ્લીએ દોડીને પકડી રાખ્યો. બન્ને હાથ જકડી રાખ્યા. કહેતા જઈને 'અમને મૂકીને કયાં જશો, ભાઈલા?' ત્યાં બિલ્લીએ એને ભીંસમાં લીધો. ગાર્ડ બી ગયો એણે તરત જ લાલ દીવો બતાવ્યો. ટ્રેઈન ઊભી રહી. ટોળાં ભેગાં થયાં. હોહા થઈ રહી. અમને મુશ્કેલી પડી પણ અમે ટ્રેઈન પકડી. અમે રજા પરથી પાછા આવ્યા ત્યારે બ્રિગેડ કમાન્ડર આગળ અમારો ખટલો. આમ તો ગંભીર ગુનો અને શિસ્તભંગ ગણાય. પહેલાં તો બ્રિગેડિયરે ખૂબ ચોપડાવી પણ પછી અમને છોડી મૂકયા. અને એ પણ અમારી સાથે મજાકમા જોડાયા.

# સંક્રાન્તિ

મર્ત્ય જીવનના કેટલા પલટા ? કેટલી તક ?
—બુક ઑફ કૉમન પ્રેયર

૧૯૩૯ના સપ્ટેમ્બરની ત્રીજી તારીખે પૂનામાં હું અને મારાં પત્ની એક અંગ્રેજી ભાષાનું ચિત્ર જોતાં હતાં ત્યાં કાર્યક્રમને અધવચ્ચે અટકાવીને એક જાહેરાત થઈ.

'સન્નારીઓ અને સજ્જનો ! અમને જણાવતાં ખેદ થાય છે કે આજની તારીખથી ગ્રેટ બ્રિટન અને જર્મની વચ્ચે યુદ્ધ જારી થયું છે.'

અને આમ વિશ્વયુદ્ધ બીજું શરૂ થયું. પ્રેક્ષકગૃહમાં સન્નાટો વ્યાપી ગયો. બધે જ ભારે ઊથલપાથલ જેવું લાગતું હતું. કોઈને પણ શું બની રહ્યું છે એનો કશો ખ્યાલ ન હતો. બધે જ ભારે ગૂંચવાડો હતો. યુદ્ધના સમયમાં ચાલે છે એમ બધે ઠેકાણે અફવાનું બજાર ખૂબ ગરમ હતું. હું મારા કમાન્ડિંગ ઑફિસર પાસે ગયો. મને તાત્કાલિક સિકન્દરાબાદ જવાનો હુકમ થયો. ત્યાંના પાંચમા ડિવિઝનનું યંત્રીકરણ કરવાનું હતું. હું હવે સિનિયર સબઑલ્ટર્ન હતો. સાધારણ રીતે જે કામગીરી મેજરને ભળાવાય તે મને ભળાવવામાં આવી. આથી મનમાં ગૌરવ થતું. પણ સાધારણ રીતે યુદ્ધકાળમાં નેતાઓની ટંચાઈને કારણે તમારે તમારા હોદ્દાના ઉપરના હોદ્દાનાં પણ ઘણાં કામ કરવાં પડે છે. આ કામગીરી દરમ્યાન મારો મેજર જનરલ 'પીગ્ગી' હીથ સાથેનો સંબંધ વધ્યો. એ પાંચમા ડિવિઝનના કમાન્ડર હતા. બ્રિગેડિયર 'મો' મેયન જે બ્રિગેડની નાયકી કરતા હતા અને કર્નલ 'ફ્રેન્ક' મેસર્વી જે અમારા પ્રથમ દરજ્જાના સ્ટાફ ઑફિસર

હતા અને 'રેજિનાલ્ડ સેવરી* એ. કયુ. વગેરે સાથે પરિચય વધ્યો. આ કામગીરી થોડા મહિના પછી પતી ત્યારે મેસર્વી અને સેવરી બન્નેએ મારે માટે એ લોક શું કરે એવો પ્રશ્ન પૂછ્યો. મેં સામું પૂછ્યું : મને મારી જૂની બેટેલિયનમાં પાછા જવાની રજા મળે ? જો એમ ન થાય તો પછી મધ્ય-પૂર્વના રણક્ષેત્ર પર જતી પાંચમી ડિવિઝનની સાથે હું જઈ શકું ? એમણે તો કોશિશ કરી પણ આર્મી હેડક્વાર્ટર્સના મિલિટરી સેક્રેટરીએ જરાકે દાદ ન દીધી. પછી મેં ૬/૧૩ ફ્રન્ટીઅર ફોર્સ રાઇફલ્સમાં બદલી માગી. એ વખતે લેફ. કર્નલ રસેલ (પાશા) એના નાયક હતા. પણ ઉચ્ચાધિકારીઓએ આ વાત પણ ન સાંભળી. ફરી એકવાર પાયદળમાં જોડાવાનો મારો યત્ન નાકામયાબ નીવડયો. પણ મેં યત્ન કરવાનું મૂકી ન દીધું.

પાંચમી ડિવિઝનના યંત્રીકરણનું કામ પૂરું કરીને હું ૧૯૪૦ ના માર્ચમાં મોટર બેટેલિયનના તાલીમ કેન્દ્રના એડજુટન્ટ તરીકે દેવલાલી ગયો. લેફ. કર્નલ શીહન આમ આઇરીશ હતા અને કડક રીતે કામ લેનાર નાયક હતા. એમના હાથ નીચે કામ કરવામાં ખૂબ શીખવાનું મળતું. સોગરમાં નૉન કમિશન્ડ ઑફિસરની શાળામાં ઇન્સ્ટ્રક્ટર તરીકે કામ કર્યા પછી મને, ૧૯૪૨ ની શરૂઆતમાં કવેટાની સ્ટાફ કૉલેજમાં ખોલવામાં આવેલા નવા 'યુદ્ધ શિક્ષણક્રમ'માં સ્થાન મળ્યું. આ એક અત્યંત સુંદર અને સમૃદ્ધ સંસ્થા હતી. એના નાયક તરીકે પ્રથમ પંક્તિના અફસર મેજર જનરલ 'જેક' ઈવાન્સ, ડી. એસ. ઓ. હતા.

હું અને અકબરખાન આમ સેન્ડહર્સ્ટમાં સહાધ્યાયી હતા. કવેટામાં અમે નિકટના પરિચયમાં આવ્યા. એ અને હું બન્ને વ્યક્તિગત અંગ્રેજ સાથે સુમેળ રાખતા. પણ અંગ્રેજની હિન્દુસ્તાનની 'સલ્તનત' માટે અમને કૂંણી લાગણી ન હતી.÷ પણ અહીં કવેટામાં અમારો એક સહાધ્યાયી તો ખુદ રાજા કરતાં પણ વિશેષ વફાદાર હતો. એણે બનુચિસ્તાનના ઇન્ટેલીજન્સ બ્યુરોના બ્રિટિશ વડાને અમારા રાજકીય વિચારો વિષે ચાડી ખાધી. પણ નસીબજોગે અકબરનો એક મિત્ર આમના રસાલામાં હતો. આ કરનાર કોણ હતું એના એણે અમને સમાચાર આપ્યા. એ જ રાતે અકબર એ ખૂટલ પાસે ગયો અને આવી ચાડી ખાવા બદલ એને પોતાને શરમ લાગે એવું કહી આવ્યો. આ પછી એનો અમારી સાથે કશો મેળ ન બેઠો.

* મેસર્વી અને સેવરી બન્ને પછી ઘણા જ પ્રસિદ્ધ થયા.

÷ એ દિવસોમાં રાષ્ટ્રવાદી વિચાર હોય એ વ્યક્તિ અંગ્રેજ વિરોધી છે એમ માની લેવાતું. વિચિત્ર તર્કશાસ્ત્ર !

૧૯૪૨ ના ફેબ્રુઆરીમાં 'પ્રિન્સ ઑફ વેલ્સ' અને રીપલ્ઝ નામનાં એ મોટાં બ્રિટિશ યુદ્ધ-જહાજને જપાનીઓએ ડુબાડ્યાં. અને પછી ટૂંક સમયમાં જ સિંગાપુરનું પતન થયું. આથી હિન્દુસ્તાનમાં બ્રિટિશ પ્રતિષ્ઠા પર ભારે ફટકો પડ્યો. (લોકોએ જોયું કે આ સાહેબને એશિયાવાસીઓ હરાવે છે!) હિન્દુસ્તાની તરીકે અમને જર્મન અને જપાનીઓ પર વિજય મેળવવાની આતુરતા હતી, કારણ કે અમારે આઝાદ થવું હતું. એટલે અમારા મનમાં એક વિચાર દૃઢ થતો ગયો. જેમ જેમ અંગ્રેજ રાજકીય અને લશ્કરી નજરે હિન્દુસ્તાનમાં નબળો પડતો જાય અને તો જ એ વહેલો હિન્દુસ્તાન છોડીને જતો રહે. આખરે તો આ વાત સાચી પણ પડી.

મલાયા અને આફ્રિકામાં બ્રિટિશના પરાજયના સમાચાર મળ્યા ત્યારે અકબરે પાંચ બ્રિટિશ અને હિન્દી અફસરોને એક ચર્ચા માટે નિમંત્ર્યા. ચર્ચાનો વિષય હતો: અંગ્રેજો ભારત છોડીને કેમ જતા ન રહે? બન્ને બાજુ ગરમાગરમ દલીલો થઈ. ચર્ચા મોડી રાત લગી ચાલી. પણ ચર્ચાને અંતે બધા મિત્ર તરીકે જ છૂટા પડ્યા.*

ક્વેટાથી મારી બદલી કરાંચીમાં ઇન્ટેલીજન્સની શાખાના ઇન્સ્ટ્રક્ટર તરીકે થઈ. સ્ટાફ કૉલેજમાં તેમ ઇન્ટેલીજન્સ શાળામાં મને લશ્કરના અમુક કોઈ અંગ કે મુદ્દા વિષે આલોચનાત્મક અહેવાલો લખવાનું સોંપાતું. આ કામગીરીની સોંપણી ખુદ કમાન્ડિંગ ઑફિસર્સ કરતા. આવા અહેવાલોમાં દર્શાવેલા વિચારો સાથે મારા ઘણા ઉપરી અધિકારીઓ સહમત થતા ન હતા. આને કારણે દિલ્હીના આર્મી હેડક્વાર્ટર તરફથી મને ચેતવવામા આવ્યો જે કરો તે વિચારીને કરજો એવુ પણ મોઘમ કહેવાયું. આવા એક અહેવાલમાં મેં બ્રિટિશની પ્રસિદ્ધિ અને પ્રચારની રીત સામે ઘણા વાંધા ઉઠાવેલા. એટલે જ મને દિલ્હીના આર્મી હેડક્વાર્ટરના જાહેર સંપર્કખાતામાં બ્રિગેડિયર આર્ઇવોર જદુના હાથ નીચે મૂકવામાં આવ્યો. જેની મેં ટીકા કરી હતી તે વાતમા સુધારો કરી શકાય તેમ હોય તો કરવાની કામગીરી સોંપાઈ.

સર રોજર લુમલી તરફે ક્રિકેટ રમવા હું મુંબઈ ગયો હતો. (આ વખતે હિન્દુસ્તાન છોડોનુ આંદોલન અતિ ઉગ્રપણે ચાલતું હતું.) આ સાથે જ વાદસા મચઈ નામની ઓગણીસ વર્ષની એક ક્રાન્તિકારી બાઈને મળવાનું.

* આવી સભા મળી હતી એ સમાચાર અમારા હમવતનીઓએ બ્રિટિશ કમાન્ડન્ટને પહોંચાડેલા.

પણ એક મિત્ર મારફત ગોઠવાયું હતું. પહેલી મુલાકાત પ્રસંગે તો હું બ્રિટિશ લશ્કરમાં હતો માટે એણે ઉગ્ર પ્રહારો કર્યા. હુકમ તો બ્રિટિશર જ કરતા હતા. મને એનો આ અભિગમ ન ગમ્યો. એ જેટલે અંશે સ્વદેશને ચાહતી હતી એટલે જ અંશે હું પણ ચાહતો હતો અને સ્વદેશભક્તિ એ કાંઈ એનો એકલીનો ઇજારો ન હતો એ વાત મેં એને કહી. આ ટપાટપી પછી એણે મને બ્રિટિશ વિરોધી વિદ્યાર્થીઓની એક સભાને સંબોધવાનું હિમ્મતભેર કહ્યું. હું એ સભામાં ગયો અને સભાને સંબોધન પણ કર્યું. અહીં મેં જુવાનોને આગળ આવીને યુદ્ધયત્નમાં જોડાવા અનુરોધ કર્યો. સાથે ભવિષ્ય માટે આનું શું મહત્ત્વ હતું એ વાત પણ સમજાવી. આ ભાષણમાં મેં જે સામાન્ય રાષ્ટ્રવાદી વિચારો વ્યક્ત કર્યા એને બ્રિટિશ દૃષ્ટિબિંદુથી રાજદ્રોહ કરનારા ગણવામાં આવ્યા. ગવર્નરે ક્રિકેટર તરીકે મારી કદર કરી પણ એમના રસાલા તરફથી એમને આ ભાષણની જે માહિતી આપવામાં આવી હતી તેને કારણે નાપસંદગી પણ વ્યક્ત કરી. બેરેસ્ફર્ડ પીઅર્સે પણ મને આ 'બફાટ' માટે ઠપકો આપ્યો. વાત્સા તો મારા વક્તવ્યથી રાજી થઈ. આ કસોટીમાંથી હું એની નજરે તો પાર ઊતર્યો એટલે એને હવે બીજો વસવસો ન રહ્યો. પોલીસ એની, અને જે ગેરકાયદે બ્રોડકાસ્ટિંગ સ્ટેશન ચાલતું હતુ તેની પાછળ પડી હતી એ વાત એણે મને કહી. લશ્કરના એક હિન્દી 'મિકેનિક' પોતાના ફાળા લેખે આ સ્ટેશન ચલાવી આપેલું બોંયભીનરી પ્રવૃત્તિ પરના છાટકામાંથી બાલબાલ બચી જવાનાં કેટલાંક સાહસમાં હું વાત્સા સાથે હતો. મને આ સાહસથી બહુ મઝા પડતી.

એક દિવસ મુંબઈના એક મિત્ર મારફત મને સમાચાર મળ્યા કે સુપ્રસિદ્ધ બાગી અચ્યુત પટવર્ધન—જે આ વખતે ફરારી જાહેર થયેલા હતા—ટાઈમ્સ ઑફ ઇન્ડિયાના એક કટાર લેખક ફ્રાન્ક મોરાએસની મુલાકાતે એક મોડી રાતે જવાના હતા. હું એ વખતે ત્યાં પહોંચી ગયો. મેં અચ્યુતના દિદારના દર્શન કર્યાં. બ્રિટિશરોએ તો એના માટે ભારે ઇનામ જાહેર કર્યું હતું ત્યાં અમને, પોલીસ ગમે તે ઘડીએ અહીં દરોડો પાડશે એવા સમાચાર મળ્યા. અચ્યુત એક મોટરમાં સરકી ગયા અને કોક સાવ અજાણ્યા સ્થળે જતા રહ્યા. અમે પણ પોતપોતાના સ્થળે પહોંચી ગયા.

બેંગલોરના દક્ષિણ વિભાગના કમાન્ડિંગ ઑફિસર જનરલ સર નોએલ બેરેસ્ફર્ડ પીઅર્સ આ દેશમાં તદ્દન નવા હતા. એમને હિન્દવી કે હિન્દુસ્તાની માટે કશો પૂર્વગ્રહ ન હતો. ૧૯૪૨ની આખર લગીમાં મારી બઢતી થઈ

અને મને લેફ્ટેનન્ટ કર્નલની પદવી મળી* અને મારી નિમણૂક જાહેર સંપર્કખાતામાં થઈ. પીઅર્સને આપણી આકાંક્ષાઓ સાથે ઘણી જ દિલચસ્પી હતી, એ જોઈને મને થોડું આશ્ચર્ય થયું. એમણે મને પૂછ્યું ત્યારે મેં સ્પષ્ટ કહેલું કે અમારા દેશ પર અંગ્રેજ રાજ્ય કરે એ વાતને કોઈ પણ રીતે વાજબી ન ગણાય. આ તો તારું ઘર અવ્યવસ્થિત છે એમ કહીને એનું ઘર પચાવી પાડવા જેવી વાત થઈ. કોઈ કહેતાં કોઈને પણ આવો હક્ક ન હોઈ શકે. એમ થાય તો તો જિંદગીમાં વ્યક્તિની સ્વતંત્રતા જ ન રહે. અને બ્રિટિશરો આવે વખતે પણ હિન્દુસ્તાનીઓ પર જે ખાર રાખતા, ભેદભાવ કરતા, એના દાખલા મેં એમની આગળ રજૂ કર્યા. આવો વર્તાવ અસહ્ય હતો. આ કિસ્સાઓમાં મેં મદ્રાસ કલબનો દાખલો ટાંક્યો. હિન્દુસ્તાનીઓને એ કલબના સભ્ય થવા દેવાતા ન હતા. એમણે તો આ વાત તરત ઉપાડી લીધી. વળતે દહાડે જ મને સાથે લઈને મદ્રાસ ગયા. મને એ કલબમાં જમવા નિમંત્ર્યો. એમને કસોટી કરવી હતી. પણ મદ્રાસના યુરોપિયનો ખળભળી ઊઠ્યા. આમ એમના હમવતનીઓનો વિરોધ એ ગળી ગયા. પણ પેલાઓએ મદ્રાસના બ્રિટિશ ગવર્નર સર સ્ટેન્લી જેક્સન આગળ રાવ ખાધી. એમણે જનરલને સમજાવવા કોશિશ કરી. પણ એ અણનમ રહ્યા તે તરત જ ગવર્નરે આ વાત વાઈસરોય લૉર્ડ વેવેલને કહી. અને લૉર્ડ વેવેલે ભારતના અંગ્રેજ અમલની સમતુલા ખેરવવાના યત્ન બદલ એમને ઠપકો આપ્યો. આમ બેરેસ્ફર્ડને, પોતે જેને સુયોગ્ય રાહ સમજતો હતો તે પણ કરવા દેવામાં આવ્યું નહીં.

એકવાર હું અને મારા એક અંગ્રેજ સહકાર્યકર્તા મુસાફરીમાં સાથે હતા. ટ્રેન એક નાનકડા સ્ટેશને થંભી. શરીર પર નામનાંય કપડાં ન હતાં એવો, તદ્દન અસ્થિપિંજર જેવો એક ભિખારી અમારી નજરે પડ્યો. મારા પરદેશી સહકાર્યકરે તરત મારું ધ્યાન એ તરફ દોર્યું અને કહે : ' આ બધા ભમરાળા કહે છે એમ અમે અહીંથી જતા રહીએ તો તમારા

* આ વખતે મારા સિવાય બીજા એક જ હિન્દી આ પદવી ધરાવતા હતા અને તે કરીઅપ્પા. પાછીથી કરીઅપ્પા ભારતના સરસેનાપતિ થયા. કરીઅપ્પા ઘણી રીતે અગ્રગામી છે. પહેલેથી રાષ્ટ્રવાદી અને વ્યક્તિગત વર્તનની બાબતમાં એમણે દાખલો બેસાડ્યો છે. પણ એમને રાજકારણની આટીઘૂંટીમાં કાંઈ સમજણ ન પડે. લશ્કર પર એમનો સામાન્ય રીતે ઘણો સારો પ્રભાવ હતો.

બધાની દશા આવી થાય.' 'એ બદલ તો અમારે બ્રિટિશ રાજ્યનો જ આભાર માનવો રહ્યો. બસો વર્ષને અંતે અમારી આવી દશા થઈ છે.' એ જ ભિખારી સામું આંગળી ચીંધીને મેં કહ્યું. અને એ સાથે ઘણાં વરસ પહેલાં એક સોવિયેત લેખક એમ. વી. મીખીવે, 'હિન્દુસ્તાનમાં મુસાફરી' નામના એના લેખમાં લખ્યું હતું તેની યાદ અપાવી:

અમારી આખી જિંદગી અમને યાદ રહેશે આ કંગાલ ભૂખ્યા લોકની. બેસી ગયેલી છાતી, દોરડી જેવા પગ, પાંસળીઓ એક એક બહાર તરી આવતી દેખાય અને બધા જ રોગગ્રસ્ત...

મારા મિત્રને મેં એક બીજી વાત પણ કહી. સ્વરાજ્યનો કદી કોઈ વિકલ્પ હોતો નથી.

બેરેસ્ફર્ડ પીઅર્સને આવી વાતો સાંભળીને ખૂબ રંજ થતો. એ ઇચ્છતા હતા કે હિન્દુસ્તાન સ્વતંત્ર થાય. પણ એમના ઉપરી અમલદારોએ એમને ચૂપ કરી દીધા.

બેંગલોરમાં અમે મૃણાલિની અને વિક્રમ સારાભાઈની પડોશમાં રહેતાં. મૃણાલિની પ્રસિદ્ધ નૃત્યકાર છે અને વિક્રમ વિખ્યાત વૈજ્ઞાનિક છે. બન્ને પાકાં રાષ્ટ્રવાદી. એક વાર એમણે મિનુ મસાણીને આશ્રય આપેલો એમ મેં સાંભળ્યું હતું. ત્યારે મિનુ મસાણી જુવાન ક્રાન્તિકાર હતા અને ફરારી હતા. પોલીસ એમની પાછળ પડી હતી. સારાભાઈ કુટુમ્બ આમ સારી દેશસેવા કરતું હતું.

આ અરસામાં એક અમરિકી યુદ્ધવૃત્તાન્તનિવેદક ટોમ ટ્રીનોર સાથે મેં કેરલમાં ત્રિવેન્દ્રમ અને કેપ કોમોરીનની મુલાકાત લીધી. ત્યાં અમે સુવિખ્યાત સર સી. પી. રામસ્વામી અય્યરના મહેમાન હતા. સર સી. પી. પ્રતિભાશાળી વ્યક્તિ હતા. હાજરજવાબી પણ એટલા જ. રાજ્યના મુખ્ય પ્રધાન. ટોમે એમને, ત્રાવણકોર રાજ્યમાં અક્ષરજ્ઞાનનું આટલું મોટું પ્રમાણ શા કારણે હતું એવો સવાલ પૂછ્યો. એમણે સામું પૂછ્યું:

'અક્ષરજ્ઞાન અને જ્ઞાન એ બે વચ્ચેનો ફેર જાણો છો?'

'ના જી.' ટોમ ખોટું બોલ્યો.

'હું એક મિસાલ આપું. મારાં માતાજીને શાસ્ત્રો મોંએ છે પણ નથી

કોઈ ભાષા વાંચતાં આવડતું કે નથી લખતાં આવડતું. હું એમને શિક્ષિત કહું, ભલે અક્ષરજ્ઞાન ન હોય. મારા કહેવાની મતલબ સમજ્યા ?'

'ના જી,' ટોમે કબૂલ કર્યું.

'મારા મિત્ર લોર્ડ મૅકોલેએ અક્ષરજ્ઞાન પર હું મૂકું છું એના કરતાં જુદો જ ભાર મૂક્યો હતો.' સી. પી એ કહ્યું.

પછી ટોમે સી. પી.ને વધુ સવાલ ન પૂછ્યા.

થોડા મહિના પછી ટોમનુ મધ્યપૂર્વમાં એ લૉસ ઍન્જીલસ ટાઈમ્સના પ્રતિનિધિ તરીકે કામગીરી બજાવતો હતો ત્યાં મૃત્યુ થયુ એવા સમાચાર મળ્યા. મેં એને એના ઘરે જવાનું વચન આપ્યુ હતુ એ એમ જ રહ્યું.*

૧૯૪૨ ના અંત ભાગમાં મધ્યપૂર્વથી પાછા ફરેલા મેજર જનરલ રીસને ફરીથી મળવાનુ થયું. એમણે એક વાત કહી આફ્રિકામાં સોલુમ પાસે એ પાયદળ ટુકડીના નાયક હતા. અહીં પૂરતાં સાધન વિના એમને આ સ્થિતિનુ રક્ષણ કરવાનુ ફરમાન થયું સંજોગ જોતાં પોતાથી આમ નહી થઈ શકે એમ રીસે કહ્યુ અને કોર્પ્સ કમાન્ડન્ટે ગભરાટમાં રીસની પાસેથી નાયકી લઈ લીધી. પછીના બનાવોએ રીસના અભિગમને સાચો ઠેરવ્યો. યુદ્ધસમયમાં સારા અને બહાદુર અફસરને અન્યાય થયાનો આ કાંઈ પહેલો દાખલો ન હતો. રીસની પદવી ઊતરી ગઈ. એ બ્રિગેડિયર બન્યા. તત્ક્ષણ તો એ અધારામા જાણે ગરકાવ થયા. એમને દિલ્હી આર્મી

* આના ઉપરથી મને મારા બીજા મિત્ર 'જમ્બો' મજમુદારના અકસ્માતમાં થયેલા મૃત્યુની વાત યાદ આવે છે. એની યુદ્ધ-કારકિર્દી અત્યંત યશસ્વી હતી. એટલે અમને હતું કે બ્રિટિશ સત્તાવાળાઓ એણે દેશની કેવી સેવા કરી હતી એ વાતને પ્રસિદ્ધિ આપશે. આને બદલે એના મૃત્યુની નોંધ પણ ન લેવાઈ એ જોઈ મને દુઃખ થયુ. મને લાગ્યું કે આ ઠીક થતું ન હતુ. એટલે મેં નભોવાણી પર એને વિષે પ્રશસ્તિમાં બોલવાનુ નક્કી કર્યું. પણ એક અક્ષર પણ બોલતાં પહેલાં રજા જોઈએ. મને રજા મળે કે ન મળે આ વિષે કશું નિશ્ચિતપણે કહી શકાય એમ ન હતુ એટલે મેં ઝેડ એ બુખારી જે ઑલ ઇંડિયા રેડિયોના ડિરેક્ટર હતા તેમની સાથે બારોબાર ગોઠવ્યું. ધારણા મુજબ દિલ્હીના મોનિટરે મેં રજા વિના વાયુપ્રવચન કર્યું અને એમાં એમનો લાડકો ન હતો એવા એક હિન્દીની પ્રશસ્તિ કરી એ પકડ્યું. બુખારી અને મારે થોડા ખુલાસા કરવા પડયા.

એસ્ટાબ્લીશમેન્ટ કમિટીના પ્રમુખ તરીકે મોકલવામાં આવ્યા. ૧૯૪૩ની શરૂઆતમાં એમને બ્રિગેડિયર પીઅર્સના હાથ તળે મૂકયા. પછી ૧૯મા ડિવિઝનના નાયક તરીકે મદ્રાસ નજીકની એક તાલીમમાં એક મેજર જનરલને બરતરફ કર્યા ત્યાં મૂકયા. નાયક તરીકે એ ઝળકયા. જપાનીઓ પાસેથી માંડલે પાછું હાથ કર્યું ત્યારે એ મોખરે જ રહ્યા. એમની વીરતા અને વ્યક્તિગત નેતાગીરીના ગુણની સહુને જાણ થઈ.

એ રંગુન ગયા એ પહેલાં રીસ સાથે મારે ઘણી જ વાતો થઈ સાંજ અને રાતના સમયે થતી આ વાતોમાં એ ધંધાદારી દષ્ટિબિંદુથી ઘણા મુદ્દા ચર્ચતા. આ હમેશાં યુદ્ધમાં સફળ નીવડેલા નેતાનાં જીવનચરિત્ર સહુએ જાણવાં જોઈએ એ વાત ભારપૂર્વક કહેતા. રોજ રાતે એ મને સફળ સેનાપતિઓની વાતો કહે. એમાં અભણ ચંગીસખાનની વાત પણ આવે. આ ચંગીસખાને ત્રણ સામ્રાજ્ય જીત્યાં અને પચાસ દેશને બંધનકર્તા એવા કાયદા ઘડયા. પણ જ્યાં એમણે અરબસ્તાનના લોરેન્સની વાત કહેવા માંડી અને હું અત્યંત પ્રભાવિત થયો.

રીસ કહે કે લોરેન્સે પોતાનુ જીવન પોતાની ધૂન મુજબ ઘડયું હતું. પોતાના આત્માના અવાજને એના જેટલો વફાદાર માણસ મળવો મુશ્કેલ હતો. યુદ્ધ પૂરું થયા પછી એમને કમાન્ડર ઑફ બાથની પદવી આપવાની હતી. એમણે, પોતે આપેલાં વચનોનો બ્રિટન ભંગ કરવાનું છે એ પરિસ્થિતિ જોઈ આની ના પાડી. રીસે લોરેન્સને પ્રખર વિદ્વાન તરીકે ગણાવ્યો હતો. એ પોતે ભારે ભોગ આપી શકતો. અત્યંત દૃઢ મનનો અને અમર્યાદ હિમ્મત ધરાવતો હતો. મૃત્યુના મુખમાંથી અનેકવાર બચી ગયો હતો. પોતાને થતી વેદનાની કશી જ ગણતરી ન કરનારો હતો. હવે તો એનુ નામ સર્વાંશે ઐતિહાસિક બની ગયું છે.

રીસની માન્યતા હતી બીજા બધા સંજોગો ઉપરાંત યુદ્ધમાં નસીબ પણ મોટો ભાગ ભજવે છે (અલબત્ત ઈશ્વર તો જેની પાસે વિશેષ યુદ્ધ-સામગ્રી એની જ તરફદારી કરે છે). એમણે જ કહ્યું એમ કોઈને બઢતી આપવાનો પ્રસંગ આવે ત્યારે નેપોલિયન હમેશાં પૂછતો : નસીબદાર છે ? રીસના મત મુજબ તો શકયતાઓની સમગ્ર ગણતરી એટલે યુદ્ધ. સેનાપતિઓ આવી રહેલા નહીં પણ લડાઈ ગયેલા યુદ્ધની તૈયારી કરતા હોય છે એમ કહેવાય છે. જો આવી જ પ્રશસ્તિ કરવાની હોય તો વાસ્તવમાં રાજપુરુષો માટે કરવી જોઈએ; કારણ કે એ લોક તો કશા પણ યુદ્ધની તૈયારી નથી

કરતા. પોતે આ લશ્કરી ધંધાદારીને એટલા માટે પસંદ કરતા હતા કે આ કામગીરીમાં પોતાના દેશ માટે જીવવાનું અને વખત આવે ત્યારે મરી મીટવાનું શકય હોય છે.

•

૧૯૪૩માં મને બર્મામાં આરાકાન મોરચે યુદ્ધક્ષેત્ર પર જવાનો હુકમ મળ્યો. અણીને સમયે ખપ લાગે એવી બધી સામગ્રી અને ઝીણી ઝીણી વસ્તુઓ એકઠી કરીને, પત્ની અને ત્રણ અને એકની ઉમરનાં બે બાળકોની વિદાય લઈને હું નીકળ્યો. કલકત્તાથી ચિત્તાગોંગ આગબોટમાં ગયો. આ આગબોટ પરના સર્વ મુસાફર અત્યંત વ્યાકુળ અને ઉશ્કેરાયેલા હતા. કેટલાકની મૂંઝવણ તો ચહેરા પર ચિતરાયેલી. કોક વળી જે રીતે આમથી તેમ આંટા મારે એ પરથી જ એમની ગડમથલનો ખ્યાલ આપી દે. અમે બધા જ જાણતા હતા કે અમે કોઈ ઉજાણીમાં જતા ન હતા. અમારી આગબોટોને જપાની સબમરીનોએ ડુબાડી દીધી હતી એવી અનેક અફવાઓ ચાલુ હતી. એટલે જ્યારે પણ દૂર દરિયામાં કશો કાળો પદાર્થ દેખાય એટલે એ દુશ્મનની સબમરીન હશે એવી હવા ફેલાય.

મારા એક ઘણા જ જૂના મિત્ર લેફ્ટ કર્નલ 'બ્રજ' કપુર પણ આ જ આગબોટ પર હતા. એક દિવસ સવારે અમે તૂતક પર ઊભા ઊભા સાગરની ભવ્યતા જોતા હતા ત્યાં તો એલાર્મ વાગ્યો. સહુ કોઈ પોતપોતાના સ્થાને પહોંચી ગયા. દુશ્મનની એક સબમરીન અમારી આગબોટ પાછળ પડી હતી. સહુ કોઈ ચૂપચાપ થઈ ગયા. અમારાં વળાવિયાં વહાણોએ સરસ કામગીરી બજાવી તે ત્યાર પછી અમે એ સબમરીન જોઈ નથી.

ચિત્તાગોંગમાં ઊતરીને મે તરત જ મોટર ટ્રાન્સપોર્ટ રેજિમેન્ટની નાયકી લીધી. મારા એડજુટન્ટ તરીકે એક ફ્રેન્ચ કેનેડિયન ટામી મોરાં કરીને હતા. અત્યંત સુઘડ દેખાવ, સાચો કુશળ કાર્યકર્તા અને સહુને ગમી જાય એવો અફસર. મારા હાથ નીચે બીજા ઘણા અંગ્રેજ અફસરો પણ હતા. દક્ષિણ આફ્રિકાના એક મેજર સિવાય બીજા કોઈએ મને કશી તકલીફ આપી ન હતી. એ મારી ઉપરવટ થઈ મારા બ્રિટિશ ઉપરી અધિકારીઓ પાસે પહોંચી ગયો. એને કોઈ હિન્દીના હાથ નીચે ન મૂકવાની અરજ કરી. આ ગેરશિસ્ત બદલ સજા કરવાને બદલે ઉપરી અધિકારીઓએ તો એની વિનંતી માન્ય કરીને એને કોક બ્રિટિશ અધિકારીવાળી જગ્યાએ મૂકયો. યુદ્ધકાળમાં પણ

અભિવાદન કર્યું પણ થોડી ક્ષણો માટે જ, કારણ કે બીજા સખ્યાબધ લોક એમને મળવા આતુર હતા હુ બીજે દિવસે એમને મળવા ગયો ત્યારે એમણે મને ઘણા ઘણા સવાલ પૂછ્યા સવાલો બર્માંમાંના યુદ્ધ વિષે હતા એમને એ ખબર હતી કે હુ એ કામગીરીમાં હતો ખાસ તો સુભાષ બોઝની આઝાદ હિન્દ ફોજ વિષે હુ કશું જાણું છુ કે નહી એમ મને પૂછ્યુ આરાકાનમાં મારે (૧૯૪૪મા) આ જ ફોજનો સામનો કરવાનો હતો એ વાત મે એમને કહી આ ક્ષેત્રમાં તો જુદા જુદા ધ્વજ હેઠળ ભારતીઓ જ ભારતીઓ સામે લડતા હતા એવી પરિસ્થિતિ હતી હુ માનતો હતો કે આ ફોજમાં ઘણા બધા દેશભક્તિથી જ જોડાયેલા હતા પણ થોડાક સાવ જુદા હેતુસર પણ જોડાયેલા હતા એમણે કેવાં સકટો સહ્યાં, કેવી હાડમારી વેઠી એની વાત પણ મે એમને કહી જપાનીઓએ એમને પૂરતી સામગ્રી આપી જ ન હતી છતાં માત્ર વીરતાથી એમણે મલાયાથી આસામ લગી કઈ રીતે પોતાનો માર્ગ કાઢ્યો હતો એની વાત પણ મે કહી બ્રિટિશ અને હિન્દી લશ્કરને હાથે એમનો પરાજય થયો તે વેળાએ એ લોક છેક કોહિમા લગી તો આવી પહોંચ્યા હતા એમણે બોઝને જે વચન આપ્યું હતુ તે બરાબર પાળ્યું હતું જનરલ શાહનવાઝ પાસેથી સાંભળેલી આઝાદ હિન્દ ફોજના એક હવિલદાર(સાર્જન્ટ)ની વીરતાની પ્રેરક વાત પણ મે એમને કહી સિગાપુર છોડતાં પહેલાં એણે બોઝ પાસે પ્રતિજ્ઞા લીધેલી કે આ આઝાદ ફોજ સાથે જ એક દિવસ એ ભારતની ભૂમિ પર પગ ધરશે એમાં જાનની પણ એ પરવા નહી કરે પોતાની સર્વ શક્તિથી એ બર્માંમાં લડ્યો કમનસીબે કોહિમા પહોંચ્યો ત્યારે એક બૅામ્બથી એ ઘવાયો આઝાદ હિન્દ ફોજના મેજર જનરલ શાહનવાઝે એને લોહી નીગળતા દેહે ખૂબ ઘવાયેલી હાલતમાં જોયો

પોતાના સરદારને જોઈ ને એણે બધુ જોર કરીને કહ્યુ 'સાહેબ નેતાજીને કહેજો કે મે મારુ વચન પાળ્યું છે ' અને પછી માતૃભૂમિની ધૂળને ચૂમીને એણે આખરી શ્વાસ ખેચ્યો આઝાદ હિન્દ ફોજનુ અધિકૃત અભિવાદન સૂત્ર ' જયહિદ ' હતુ એ સમાચાર મે નેહરુને આપ્યા અને એમનુ સૂત્ર ' જીના હય તો મરના સીખો ' છે એ પણ જણાવ્યું

આ વાત સાભળીને નેહરુ લાગણીવશ થયા હતા

૧૯૪૬માં બ્રિટિશે દિલ્હીના ઐતિહાસિક લાલ કિલ્લામાં આઝાદ હિન્દ ફોજના ત્રણ અફસરો શાહનવાઝ, સહેગલ અને ધીલોન–એક મુસ્લિમ, એક હિન્દુ અને એક શીખનો લશ્કરી મુકદ્દમો ચલાવ્યો. એમના સામે રાજદ્રોહનો અને રાજા સામે જુદ્ધ કર્યાના આરોપ હતા.

આઝાદ હિન્દ ફોજની સ્થાપના ખ્યાતનામ ભારતીય દેશભક્ત બોઝે કરી હતી. બ્રિટિશરોને વહેલામાં વહેલી તકે હરાવીને બળપૂર્વક સત્તા આંચકી લેવાની નેમ હતી. કોઈ પણ ભારતીયને નેતાજીની દેશભક્તિ માટે તો કશો પણ અંદેશો ન હોઈ શકે. એમણે લોકાદર મેળવ્યો હતો. લોકનેતા હતા. ૧૯૪૩માં એમણે મલાયામાં આરઝી હકૂમતની સ્થાપના કરી ત્યારે ઘણા હિન્દીઓએ એમના પ્રત્યે શુભેચ્છા બતાવી. (આઝાદ હિન્દ ફોજ તો સુસંકલિત કુટુમ્બ જેવું હતું. એમાં હિન્દુ, મુસ્લિમ, ઈસાઈ બધા માટે એક જ રસોડું હતું. આ વાત તો હજુ આજે પણ આપણા લશ્કરમાં શક્ય બની નથી.)

બોઝ અને એમના અનુયાયીઓનો મત એવો હતો કે આ ફોજ તો જેમને છોડીને એમના બ્રિટિશ અફસરો ભાગી ગયા હતા તેવા યુદ્ધ કેદીઓમાંથી ઊભી થઈ હતી. એમને એ વાતમાં લશ્કરને, શિસ્તને, વફાદારીને, કે ફરજના ભાનને વિકૃત કર્યા જેવું લાગતું ન હતું. ભારતની આઝાદી જીતવાના હેતુસર આ ફોજની રચના થઈ હતી એટલે એમની વિચારણામાં આ પ્રકારનો ખ્યાલ આવ્યો જ ન હતો. વાસ્તવમાં હિન્દી લશ્કરમાંના ઘણાના મન પર આનો ભારે બોજ હતો. જનરલ થીમૈયાના ભાઈ અને અમારા ઘણા મિત્રો આઝાદ હિન્દ ફોજમાં હતા. એ લોક રેડિયો મારફત ઘણી ઘણી વાતો પ્રચારતા. પોતે હિન્દી ત્રિરંગી ઝંડા હેઠળ ભારતની આઝાદી માટે લડે છે ત્યારે અમે બ્રિટિશ ઝંડા હેઠળ લડીએ છીએ, એમ એ બહુ અસર પડે એ રીતે કહેતા.

અત્યંત અપવાદરૂપ કહેવાય એવા સંજોગોમાં, બોઝે ભારતના લશ્કરી દળોમાંના એક અંશ પર પ્રભુત્વ જમાવ્યું હતું. આમ કરવામાં એ પહેલ પ્રથમ ભારતીય નેતા હતા. અને હિન્દીઓની બ્રિટિશ તાજ પ્રત્યેની વફાદારીની દંતકથાને ઉઘાડી પાડીને, એ શાશ્વત ટકી રહેનારી વસ્તુ નથી એમ પણ એમણે સાબિત કર્યું. આમ એમણે ભારતમાંના બ્રિટિશ રાજનો એક સ્તંભ તોડી પાડ્યો. (૧૯૪૬માં ભારતીય નૌકાસૈન્યના અને હવાઈ-

દળના બળવાએ બ્રિટિશ અમલનો મૃત્યુઘંટ વગાડયો. બ્રિટિશરો સમજી ગયા કે હવે ભારતીય લશ્કર, નૌકાસેના અને હવાઈદળની સહાયથી ભારતને જકડી રાખવાનું શકય ન હતું. ) બોઝે પણ આ બાબતમાં કશી જ શંકા રહે એવું રહેવા દીધું ન હતું. જપાની કમાન્ડરોએ એમની આઝાદીપરસ્તી અને પ્રબળ ઇચ્છાશક્તિનો સ્વીકાર કર્યો હતો. ચર્ચિલે એકવાર કહ્યું હતું કે પોતાના દેશની આઝાદી માટે તો પોતે ખુદ સેતાનનો પણ સાથ લ્યે બોઝે આ જ વાત રંગુનથી કરેલ એક વાયુપ્રવચનમાં કહી હતી :

જો બ્રિટિશ સામ્રાજ્ય જેવી પ્રબળ અને માતબર સત્તા પણ ભીખનું શકોરું લઈને આખી દુનિયામાં ફરતી ફરે તો જેની આઝાદી છીનવાઈ ગઈ છે, જે ગુલામ બની છે અને જેને નિઃશસ્ત્ર બનાવાઈ છે એવી ભારતની પ્રજા પરદેશીઓ પાસેથી મદદ શા માટે ન લ્યે?

બળવો શબ્દ રૂપાળો નથી. પણ ઘણા દેશોએ પોતાની આઝાદી બળવા મારફત જ લીધી છે. બોઅર યુદ્ધ એ બળવો હતો. જનરલ સ્મટ્સ પોતે બળવાખોર હતા. ડી વેલેરા અને વૉશિંગ્ટન પણ બળવાખોર હતા.

આઝાદ હિન્દ ફોજના અફસરોના મુકદ્દમાથી આખો દેશ ખળભળી ઊઠયો. જાણે એક એક હિન્દી આરોપીના પાંજરામાં મુકાયો હોય એમ લાગતું હતું. બ્રિટિશરોને આશા હતી કે આ મુકદ્દમાની એવી અસર પડશે કે બધા ચુપચૂપ થઈ જશે. આમ ગણતરીમાં એમણે ભારે થાપ ખાધી. ઊલટું આ વાતથી તો જાણે દેશભક્તિનાં પૂર ચઢયાં એવું બન્યું. આક્ષેપ એવો હતો કે આ અફસરોએ લશ્કરમાં દાખલ થતાં લીધેલા શપથનો ભંગ કર્યો હતો. હકીકતમાં તો એમણે પોતાના દેશની આઝાદી માટે સોગન લઈને પેલા શપથને બાજુએ મૂકયો હતો. જિંદગીની બધી જ ગણતરીઓમાં આ દેશ પ્રત્યેની ફરજ સર્વોપરી રહે છે. આક્ષેપ એમ હતો કે એ રાજા સામે લડયા. પણ આ દેશને ગુલામ રાખનાર એક પરદેશી તે એમનો રાજા શી રીતે રહે? વાસ્તવમાં તો આ લોક દ ગોલ અને એમના જેવા, યુરોપમાં અને સર્વ જગ્યાએ આઝાદી સ્થપાય એ માટે બહાર પડયા હતા એમના જેવા હતા.

૧૮૫૭માં દિલ્હીના છેલ્લા બાદશાહ બહાદુરશાહના અને આ મુકદ્દમામાં સ્થળસ્થાન અને આરોપો વગેરેમાં ઘણું સામ્ય હતું. બન્નેમાં બ્રિટિશરોએ આરોપ મૂકયા હતા બન્ને મુકદ્દમા દિલ્હીના લાલ કિલ્લામાં ચાલ્યા હતા. બન્ને મુકદ્દમામાં તહોમતદારો તરફથી એક જ પ્રકારની દલીલ કરવામાં આવી હતી.

ક્રાન્તિમાં કે આઝાદીના જંગમાં દેશભક્ત કે દેશદ્રોહી એ વાતનો નિર્ણય તો પરિણામની સફળતા કે નિષ્ફળતા પર આધારિત રહે છે.

તહોમતદારોનો બચાવ ભારતના સર્વશ્રેષ્ઠ વકીલો સર તેજબહાદુર સપ્રુ, સર બી. એન. રાવ અને ભુલાભાઈ દેસાઈ જેવાએ કર્યો હતો. ભુલાભાઈ દેસાઈ એમના મોવડી હતા. જવાહરલાલ નેહરુ અને આસફઅલી એમના મદદગાર હતા. આ મુકદ્દમા દરમ્યાન મને ભુલાભાઈ દેસાઈ તરફથી એક સંદેશો મળ્યો. બ્રિટિશ ઇન્ટેલીજન્સના સત્તાવાળાઓ પાસે એક દસ્તાવેજ હતો. જો એ દસ્તાવેજ રજૂ કરી શકાય તો, બચાવપક્ષને ઘણો જ સહાયકારી થઈ પડે. આ સ્થળે મારે આભાર માનવો જોઈએ આર્મી હેડક્વાર્ટર્સમાં એક સિનિયર ભારતીય અધિકારી કર્નલ રુદ્રનો. એમણે મને આ દસ્તાવેજ થોડા કલાક માટે વાંચવા મળે એવી સગવડ કરી આપી મેં એના મુદ્દાની ભુલાભાઈને વચન આપ્યા પ્રમાણે જાણ કરી.

આ મુકદ્દમો સાંભળવા મોટી મેદની લાલ કિલ્લામાં જમા થતી. એકવાર હું ગયો હતો ત્યારે શામાટે ગયો હતો એવો ખુલાસો મારી પાસે પુછાયો. મેં જણાવ્યું કે જવાની મનાઈ કરતો કોઈ હુકમ ન હતો. અને મેં મારા હક્ક અધિકાર મુજબ જ આમ કર્યું હતું. એમણે આ વાત અહીં જ મૂકી દીધી પણ એ ભારે નારાજ થયા હતા એટલું તો હું સમજ્યો.

આ ગાળામાં વચગાળાની સરકાર સ્થપાઈ હતી. દેશમાં આઝાદ હિન્દ ફોજના જે સિપાહીઓ વગેરે પકડાયા હતા એમને છોડી દેવાને માટે ભારે ઊહાપોહ જાગ્યો. પણ ઑકિન્લેકે નેહરુને કહ્યું કે જો આમને આમ છોડી મૂકવામાં આવશે તો એથી લશ્કરની શિસ્ત પર અવળી અસર પડશે અને લશ્કર છિન્નભિન્ન થશે. કેટલાક વડીલ હિન્દી અફસરોનો પણ આવો જ મત હતો. જ્યારે આ બાબત મારો મત પુછાયો ત્યારે મેં જણાવ્યું કે બ્રિટિશરોની માન્યતા ખોટી હતી. અને જો આ લોકને મુક્ત કરવામાં આવશે તો એની સામાન્ય અસર ઘણી સારી પડશે. ભારતીય ઝંડા હેઠળ લડેલા આ દળને મુક્ત કરવામાં આવશે તો એ પગલાનુ ભારે સ્વાગત થશે. જે હિન્દીઓ બ્રિટિશ અભિપ્રાયનો પડઘો પાડતા હતા તેમની ઝાઝી ગણતરી થવી જરૂરી ન હતી. નેહરુએ ડહાપણ અને કુનેહપૂર્વક લાગતા વળગતા સહુ કોઈને સમજાવ્યા અને આ લોક છૂટયા.

આ બધામાં કર્નલ એમ. એસ. હિમ્મતસિંહજીનો એક ઘણો જ દિલચસ્પ કિસ્સો હતો. આમ એ બ્રિટિશ રાજના ચુસ્ત વફાદાર હતા. પણ આ અરસામાં

એમના અભિપ્રાય બદલાયા હતા. આમ એ પોતે રજવાડી ખાનદાનના અને ઑકિન્લેકના ખાસ મિત્રોમાંના. એમને આમીં હૅડક્વાર્ટર્સ કર્નલની સાવ નામની અને નિર્જીવ પદવીએ મૂક્યા એનું એમને ભારે લાગ્યું. આમ એમની સેવા જ્વલંત હતી. પણ અત્યારે એમને કલ્યાણખાતામાં મૂકવામાં આવ્યા. આપણે શું કરવું એમ મને પૂછ્યું ત્યારે મેં સલાહ આપી કે એમણે પહેલાં તો પોતાને થયેલા અન્યાય વિષે ધ્યાન દોરવું અને છતાંય આ અન્યાય ચાલુ રહે તો નોકરીમાંથી રાજીનામું આપવું. પછી આ વાત ઑકિન્લેકના ધ્યાન પર આણી. પણ કશું વળ્યું નહીં એટલે કાગળિયાં ધરી દીધાં. આ તો જલદ પગલું હતું. આ પહેલાં એમણે આવું કદી કર્યું ન હતું. થોડા દિવસ પછી લેજિસ્લેટિવ એસેમ્બ્લીમાં લશ્કરના પ્રતિનિધિ તરીકે એમની નિમણૂક થઈ. બ્રિટિશ લશ્કરી સત્તાવાળાઓ માનતા હતા કે હિમ્મતસિંધજી ઓછામાં ઓછું ધારાગૃહમાં તો એમનુ જ ગાણું ગાશે. એમને આમનુ આખું માનસ પલટાઈ ગયું છે એનો કશો અંદેશો જ ન હતો. હવે તો એ રાષ્ટ્રપ્રેમી વાતાવરણમાં ઘૂમતા હતા આથી એમને પણ ખૂબ ઉત્તેજના લાગી અને એ બ્રિટિશનો ઢડહડતો વિરોધ કરતા થયા. એસેમ્બ્લીમાં જ્યારે આઝાદ હિન્દ ફોજનો સવાલ આવ્યો ત્યારે મેં હિમ્મતને રાષ્ટ્રવાદી સૂરમાં બોલવાની સલાહ આપી. થોડી દલીલ કરીને પછી એ મારી સાથે સહમત થયો. પણ મને ભાષણનો કાચો મુસદ્દો તૈયાર કરી આપવા વિનતી કરી હોંશભેર મેં મુસદ્દો તૈયાર કર્યો અને એમની પાસે પણ તૈયાર કરાવ્યુ. અને ઘડી આવી ત્યારે ભારે હિમ્મતભેર એણે ભાષણ કર્યું. અંગ્રેજો તો ડઘાઈ જ ગયા પણ હિન્દુસ્તાની સભ્યોને સાનંદ આશ્ચર્ય થયું. કોંગ્રેસમેનોએ હિમ્મતને ધન્યવાદ આપ્યા. અને એ તો પૂર્ણપ્રસિદ્ધિના પ્રકાશવર્તુલમાં આવ્યો. પછી એને હિમાચલ પ્રદેશનો રાજ્યપાલ બનાવ્યો ત્યારે એને નેક સલાહ આપ્યા બદલ આભાર માનતો પત્ર લખવા જેટલો એ ખેલદિલ હતો.

ભારતની આઝાદીના સમર્થક સર સ્ટ્રેફર્ડ ક્રિપ્સ અહીં આવ્યા. એક સાંજે નેહરુએ મને બોલાવ્યો. મને ક્રિપ્સ સાથે કરવાની વાતચીતમાં કશા ખાસ મુદ્દાઓ ચર્ચવા જેવા છે એમ પૂછ્યું. (આવી જ રીતે એમણે ઘણા બધાને પૂછ્યું હશે.) મેં કહ્યું કે મારે તો માત્ર એક જ મુદ્દો રજૂ કરવો છે. જેવા બ્રિટિશરો સત્તા છોડે તે જ ક્ષણે લશ્કરનું રાષ્ટ્રીયકરણ કરી દેવું જોઈએ. બીજા જે થોડી વાર પછી એમ કરવાનું કહેતા હતા તેમની એ સલાહ મુજબ મોડું કરવું નહીં જોઈએ.

૧૯૪૬ના સપ્ટેમ્બરમાં નેહરુ ભારતની વચગાળાની સરકારના વાસ્તવમાં વડા પ્રધાન બન્યા ત્યારે એ ન્યુ દિલ્હીના યાર્ક રોડ પરના ૧૭ નંબરના બંગલામાં રહેવા આવ્યા. ૧૯૪૬ના સપ્ટેમ્બર સાતમીના વાયુપ્રવચનમાં એમણે ભારતની દેશવિદેશની ભાવિ નીતિ વિષે કહ્યું. એમાં ભારતના સામાન્ય અને ભૂલાયેલા માનવી માટે ઉચ્ચ જીવનધોરણ, કોમી એકતા અને એખલાસ, અસ્પૃશ્યતાનો અંત, સત્તાધારી જૂથો સાથે અસંગતતાની નીતિ, સાંસ્થાનિક અને દબાયેલી પ્રજાઓની આઝાદી, બ્રિટન અને રાષ્ટ્રસમૂહ સાથે મનમેળ અને મૈત્રીભાવ, અમેરિકા અને સોવિયેત સાથે મૈત્રી, આફ્રિકા એશિયાના દેશો સાથે ગાઢ સંબંધ અને લાંબે ગાળે આખી દુનિયાનો રાષ્ટ્રસમૂહ સ્થાપ એવી ભાવના; આ બધું એમાં સમાવાયું હતું.

આ કાળમાં નેહરુ મને અવારનવાર અવિધિપૂર્વક ઘણી વાતોમાં પૂછતા. પણ જેવા એ સત્તાસ્થાને આરૂઢ થયા તેટલું આ મળવાહળવાનું વાત કરવાનું ઓછું થતું ગયું. મને લાગ્યું કે આઝાદી પહેલાં એ પરિસ્થિતિ અને વ્યક્તિ સાથે જેટલી દૃઢતાથી કામ લેતા એવું હવે બનતું ન હતું. કદાચ જવાબદારીના બોજને કારણે આવો પલટો આવ્યો હોય.

આ ઘડીએ કર્નલ પીગુ મારા વડા હતા. એ અત્યંત નિષ્ઠાવાન પુરુષ સાચું કહેતાં જરાકે ડગે કે ડરે નહીં. પણ આ ગુણોને કારણે એમને ધીમે ધીમે પદવી ઊતરવાનું થયું અને મેજર જનરલમાંથી એ કર્નલ લગી આવી પહોંચ્યા. પોતાના મનમાન્યા ધંધાની લગનવાળો માણસ કેવો હોઈ શકે એનો આ જ્વલંત દાખલો હતો. પોતાના દેશની, પોતાની સેનાની આ માણસે ખૂન અને પસીનાથી સેવા કરી. એની પાસેથી મને ઘણી ઉમદા વસ્તુઓ શીખવા મળી.

આમ મારે પ્રોફેસર અમરનાથ જહા સાથે સારો પરિચય હતો. મેં રશિયન લશ્કર વિષે લખેલો લેખ એમના વાંચવામાં આવ્યો. એમાં એની રચના કેવી રીતે થાય છે અને એ જર્મન સામે કેવી રીતે લડ્યા એની વાત લખી હતી. જહાએ આ લેખ અમારા ત્યારના સરસેનાપતિ અને એમના અંગત મિત્ર ઑકિન્લેકને બતાવ્યો. બધા એને ઑકના કુલામણા નામે બોલાવતા. એમણે મને એકવાર જમવા નોતર્યો. મારી સાથે ખૂબ મૈત્રીભાવે

વાત કરી અને મારો લેખ એમને ગમ્યો હતો એમ કહ્યું. પછી સરસેનાપતિએ આ લેખ મિલિટરી ઇન્ટેલીજન્સના ડિરેક્ટરને બતાવ્યો ત્યારે એના પર કડક નુકતેચીની થઈ. મારા લેખમાં કશું પણ રાજકારણ ન હતું. પણ નેહરુ સાથેના મારા પરિચયને કારણે થોડા લોક મારી એક એક વાતને વિકૃત દૃષ્ટિથી જોતા થયા હતા. થોડાં અઠવાડિયાં બાદ ઑકે મને જનરલ સ્ટાફ ધ્યાન્યમાં પહેલી શ્રેણીમાં નીમવાની વાત કરી; પણ આ નિમણૂક થાય એ પહેલાં એમણે મને સશસ્ત્ર દળોના રાષ્ટ્રીયકરણની જે સમિતિ નીમાઈ હતી એના મંત્રી તરીકે નીમાવી દીધો. આ ઉપરાંત એમણે સંરક્ષણ મંત્રી શ્રી બલદેવસિંઘજીને, મને પોતાના સંપર્ક અધિકારી તરીકે નીમવા નીચેનો ભલામણપત્ર લખ્યો હતો :

નવી દિલ્હી
૪ ઑક્ટોબર, ૧૯૪૬

શ્રીમાન સંરક્ષણ મંત્રીશ્રી,

લશ્કરના વડા અને સંરક્ષણ મંત્રી વચ્ચેના સંપર્કાધિકારી તરીકે લેફ. કર્નલ બી. એન. કૌલને નીમવાનું સૂચન કરુ છું. અત્યારે એ જનરલ હેડક્વાર્ટર્સમાં એસિસ્ટન્ટ એડજુટન્ટ જનરલ તરીકે કામ કરે છે. એમણે સ્ટાફ કૉલેજમાં શિક્ષણ લીધું છે. ખૂબ હોશિયાર છે અને ખૂબ અનુભવી છે. મારા મત મુજબ એ પણ સારા અફસર છે. એ ઘણા આગળ જશે. અંગત રીતે આપના અને મારા વચ્ચે એ સંપર્કાધિકારી તરીકે રહે એ મને ગમશે.

આપનો
ઑકિન્લેક
ફિલ્ડમાર્શલ

મારી માન્યતા છે કે ઑક ભારતીય લશ્કરના સાચા મિત્ર હતા પણ એમને વિષે ઘણી જ ગેરસમજ ફેલાયેલી છે.

ત્રણ

# વિધવિધ વેશ

એક માણસ પણ જીવનમાં કેટલા
વિવિધ વેશ ભજવે છે !
—શેક્સપીઅર
( એઝ યુ લાઇક ધટ

૧૯૪૬ના ડિસેમ્બર મહિનામાં સશસ્ત્ર દળોના રાષ્ટ્રીયકરણ માટે નીમાયેલી સમિતિના પ્રમુખ સર ગોપાલસ્વામી આયંગરના મંત્રી તરીકે મારી નિમણૂક થતાં મેં એ પદ સ્વીકાર્યું. એ સમિતિના સભ્યો તરીકે કુંઝરુ—જે સંરક્ષણને લગતી બાબતોના નિષ્ણાત છે તે – અને મેજર જનરલ કે. એસ. થીમૈયા હતા. ભૂમિસેના, નૌસેના અને વાયુસેનામાં જે બ્રિટિશ અફસરો હતા તેમનાં સ્થાન હિન્દીઓથી પૂરવાની કામગીરી આ સમિતિને સોંપાઈ હતી. આમાં વાસ્તવિક નાયકી અને સ્ટાફ બન્નેનો સમાસ થતો હતો. આ કામ જેમ બને તેમ વહેલું પૂરું કરવાનું હતું. પછી તો જૂન ૧૯૪૮ લગીમાં પૂરું કરવું એમ ઠરાવવામાં આવ્યું

આ પહેલું મહત્ત્વનું પદ મને મળ્યું હતું. નજીકના ભવિષ્યમાં જ ભારતીય લશ્કરની સરદારી ભારતીયોના હાથમાં આવશે એ અપેક્ષાથી હું ખૂબ ઉત્તેજિત હતો. મારી કામગીરી શરૂ કરું એ પહેલાં નેહરુએ મને બોલાવ્યો અને આ સશસ્ત્ર દળોના રાષ્ટ્રીયકરણનું કામ કેટલું વહેલું ઊકલી શકે એમ પૂછ્યું. આ પહેલાં પણ મેં મારો જે અભિપ્રાય જણાવ્યો હતો કે લશ્કરી રીતે આપણો અનુભવ પૂરતો ગણી ન શકાય છતાં રાજકીય રીતે તાત્કાલિક રાષ્ટ્રીયકરણ થાય એ આપણી આઝાદી નિર્બંધ રહે માટે આવ-

સ્પષ્ટ હતું. નેહરુને કોઈકે સશસ્ત્ર ભારતીય દળમાં બ્રિટિશ રહે એ હિતાવહ છે એવી સલાહ આપેલી. કારણમાં અમને ધંધાદારીય અનુભવ ન હતો એ આગળ ધરવામાં આવતું. અને આ વાત આવતાં થોડાં વરસ માટે આમ જ રહેશે એમ પણ કહેવાયું. થોડા મહિના પહેલાં નેહરુ લશ્કરના તાત્કાલિક રાષ્ટ્રીયકરણની અગત્ય સાથે સહમત થયા હતા. જેવા આઝાદ થઈએ એવું જ લશ્કરનું રાષ્ટ્રીયકરણ થવું જોઈએ. સ્વતંત્ર દેશના સંરક્ષણના પ્રશ્નને પરદેશી કાબૂ હેઠળ રાખવાનું હિતાવહ નથી એમ મેં કહ્યું.

અમારી સમિતિ સમક્ષ ઘણા બ્રિટિશ અફસરોએ જુબાની આપી. સામાન્ય રીતે એ, ભારતીયો હજુ આવતાં થોડાં વર્ષ પોતાના લશ્કરનું સંચાલન કરી શકે એવી હાલતમાં નહીં હોય એમ મત દર્શાવતા. કેટલાક તો હિન્દીઓ સંચાલન અને ઇન્ટેલીજન્સ ( માહિતી મેળવવાનું ) કામ યોગ્ય અનુભવ અને પાર્શ્વભૂ ન હોવાના કારણે નહીં કરી શકે એમ કહેતા હતા. અમે એમને આ પાર્શ્વભૂ એટલે શું એમ પૂછ્યું. આનો કશો સ્પષ્ટ જવાબ એમની પાસે ન હતો. પણ કુંઝરુએ તો આ જ સવાલ પૂછ્યે રાખ્યો ને છેવટે એમણે આ દલીલ જતી કરી. એ બધા આઝાદીના પૂરને ખાળવાના આખરી પગલા તરીકે અને વિલાતા સામ્રાજ્યને ટકાવી રાખવાના ખ્યાલમાં આ દલીલ કરતા.

ઘણા હિન્દીઓ પણ જુબાનીમાં દહીં અને દૂધમાં પગ રાખતા. બ્રિટિશ જશે જ એવી કશી ખાતરી એમને ન હતી. એટલે એ પણ પેલું બ્રિટિશ ગાણું જ ગાતા. કહેતા કે હજુ થોડાં વર્ષ તો બ્રિટિશ લશ્કરમાં રહેવા જોઈએ. પોતાની સ્થિતિને સદ્ધર કરવા જ એમણે આ મધ્યમ માર્ગ અપનાવ્યો હતો. ઘણા થોડા હિન્દીઓ તાત્કાલિક રાષ્ટ્રીયકરણ શક્ય છે એમ કહેતા. આમ કહેનારમાં મેજર (હવે લેફ. જનરલ) જે. એસ. ધીલન અને લેફ. કર્નલ ( હવે પાકિસ્તાની લશ્કરમાં મેજર જનરલ ) અકબરખાન ડી. એસ. ઓ. મુખ્ય હતા. આ બે અફસરોની કારકિર્દી ઘણી ઉજ્જવળ હતી. એમણે અમારી સમિતિ સમક્ષ રાષ્ટ્રવાદી, તર્કબદ્ધ અને ઉદાત્ત વિચારો રજૂ કર્યા.

બ્રિટિશરો હંમેશા, ગુરખા ટુકડીની નાયકી હિન્દીઓ કરે એનો વિરોધ કરે. સમિતિને ઓકિન્લેક જેવાએ કહેલું કે નેપાલના રાજા અને ગુરખા ટુકડીઓનો ખાસ આગ્રહ છે કે આજ લગી જેમ અંગ્રેજો આવી ટુકડીનું નેતૃત્વ કરતા તેમ જ ચાલુ રહે. મને લાગ્યું કે આવી વલણ એ હિન્દી

અફસરોની નુકતેચીની છે અને જો નેપાળનો આવો મત હોય તો એ આપણી પ્રતિષ્ઠા પર ઘા કરનારો છે. મેં આ વાત પર નેહરુનુ ધ્યાન દોર્યું અને આ વાત વિષે નેપાળના રાજાને પૂછી જોવાનું સૂચન કર્યું. નેહરુ તો આ સાંભળીને ઊકળી પડયા. તરત જ એમણે તે સમયના વિદેશ મંત્રી સર ગિરજાશંકર બાજપાઈને ખટમન્ડુ આ જ કારણસર મોકલ્યા. બે ત્રણ દિવસ પછી બાજપાઈ, નેપાળના રાજા આવું બોલ્યા જ નથી એવી ખાતરી સાથે પાછા ફર્યા. ઊલટું હિન્દીઓ ગુરખાઓની આગેવાની કરશે તો પોતે રાજી થશે એમ એમણે કહેલું. કદાચ ઑકિન્લેકની આ બાબતમાં સાચેસાચ ગેરસમજ થઈ હોય.

ગોપાલસ્વામી આયંગર, કન્ઝરુ, થીમૈયા, અને મુસા તો સમિતિના શક્તિના સ્તંભ બની ગયા. મેં મુસા મારા સહાયક બને એવી માગણી કરેલી.

ધીરે ધીરે ભારતીય લશ્કર પરથી બ્રિટિશ કાબૂ ગયો અને આખરે ત્રણે ભારતીય દળના ભારતીય સેનાપતિ નીમાયા.

ભારતના સ્વાતંત્ર્ય યુદ્ધમાં સરદાર પટેલે જે મહત્ત્વનો અને અત્યંત તેજસ્વી ફાળો આપ્યો હતો તે બદલ હું એમનો ખૂબ આદર કરતો. પરિણામે એ પણ કાશ્મીર સમેતની ઘણી વાતો વિષે મને વિશ્વાસમાં લેતા. એ સવારે ફરવા જાય ત્યારે ઘણી મુલાકાતો આપતા. આવી જ એક મુલાકાતમાં–૧૯૪૭ની શરૂઆતમાં–એમણે મને કહ્યું કે એમને કાશ્મીરના મહારાજાની વલણ અસ્પષ્ટ લાગતી હતી. એમણે સૂચવ્યું કે હું કાશ્મીરના મહારાજાને ઓળખતો હતો અને આમ પણ કાશ્મીરના પ્રશ્નમાં મને રસ હતો. એટલે મારે એમને જણાવવું કે હિન્દુસ્તાન સાથે રમત રમવાનુ છોડીને એક યા બીજા પ્રકારનો સ્પષ્ટ નિર્ણય કરી લેવો. આ પરથી મેં હરિસિંગનો સંપર્ક સાધ્યો. પટેલને જણાવી શકું એવુ કશું પરિણામ ન આવ્યુ. પછી તો બનાવોની રફતાર ખૂબ વેગીલી બની અને કાશ્મીરે ભારત સાથે જોડાવાનુ નક્કી કર્યું અને કશી દલીલને અવકાશ ન રહ્યો. આ પ્રકરણ પછી હું ગંભીર માંદગીમાં પટકાયો ત્યારે પટેલ ખુદ મારી ખબર કાઢવા આવ્યા ત્યારે હું લેફ્ટેનન્ટ કર્નલ હતો.

ઘણા પ્રશ્નો પર સરદાર પટેલ અને નેહરુ એક મતના ન હતા. ઘણા મહત્ત્વના પ્રશ્નો વિષે એ બન્નેમાં મતભેદ હતો. પટેલ વાસ્તવદૃષ્ટિ હતા, નેહરુ

આદર્શવાદી હતા. બન્નેનું અનુયાયીદળ ઘણું મોટું હતું. બન્નેએ દેશના અતિ-ગંભીર પ્રસંગે અતિ મહત્ત્વની કામગીરી બજાવી હતી. એકના પણ વિના દેશ ચલાવી ન શકે. પટેલ ઘણા નાજુક મામલામાં બહુ કુનેહપૂર્વક વર્તતા. એમની વાસ્તવદર્શી અને સાથે કડક એવી નીતિને જ, ભારતમાંથી રજવાડાંની નાબૂદી અને ભારતની એકતા આભારી છે. એટલું સરળતા અને સાહજિકતાથી એમણે કામ લીધું કે એક ભારત જાણે જાદુગરની ટોપીમાંથી પ્રગટ્યું હોય એવું લાગ્યું. આ રાજકીય ચમત્કારમાં પટેલને ત્રણ તેજસ્વી સનંદી નોકરોએ પૂરો સાથ આપ્યો: વી. પી. મેનન, વિશ્વનાથન અને વી. શંકર. આવા જ બીજા બે કુનેહબાજ સનંદી નોકરો એચ. એમ. પટેલ અને એચ. વી. આર. આયંગરે સત્તાના પલટાના કામમાં બજાવેલી કામગીરી નાનીસૂની નથી.

જનરલ બુચરે નેહરુને હૈદરાબાદમાં પોલીસ પગલાંનાં શકય એવાં ગંભીર પગલાં બાબતમાં ચેતાવેલા. તેમ છતાં સરદાર પટેલે ૧૯૪૮ના સપ્ટેમ્બરમાં દૃઢતાથી કામ લીધું. પટેલ પાકિસ્તાન સાથે મક્કમતા સાથે કામ લેવાના હિમાયતી હતા. નેહરુ નરમાઈથી કામ લેવાની રીતના તરફદાર હતા. આપણા ઘણા નેતા સરદાર પટેલનો આદર કરતા અને બીતા. પટેલ કુશળ વહીવટકર્તા હતા નેહરુ માટે એમને માત્ર માન હતું.

૧૯૪૭ના માર્ચની ૨૩ મીએ બે મહત્ત્વના બનાવ બન્યા: પહેલું તો એશિયાઈ રાષ્ટ્રો વચ્ચેના સંપર્કની પરિષદ મળી. એશિયાઈ જાગૃતિનું જાણે આ પ્રતિક હતું. આ જ ઘડીએ નેહરુએ આંતરરાષ્ટ્રીય રાજકારણમાં પદાર્પણ કર્યું. બીજો બનાવ એ કે વેવેલની જગાએ રીઅર એડમિરલ વાઈકાઉન્ટ માઉન્ટબેટનની નિમણૂક થઈ. (મેં બર્મામાં એમના હાથ નીચે કામ કર્યું હતું.) બીજા વિશ્વયુદ્ધમાં એ દક્ષિણ-પૂર્વ એશિયા કમાન્ડના સરસેનાપતિ હતા. ઘણી પ્રતિષ્ઠિત કારકિર્દી ધરાવતા હતા. આમ એમનો રાજકીય પ્રભાવ પણ ઘણો. અંગત રીતે ચર્ચિલના પરિચિત. રાજકુટુંબમાં સગપણ. એટલીએ એમની હિન્દુસ્તાનના છેલ્લા વાઇસરોય તરીકે નિમણૂક કરી. આ વખતે એમની વય પૂરી પચાસની પણ ન હતી એમની નિમણૂકના એક દિવસ પહેલાં જ ૩૦ મી જૂન ૧૯૪૮ પહેલાં હિન્દુસ્તાન-પાકિસ્તાનના ઉપખંડમાંથી બ્રિટિશ સત્તા સોંપીને જતા રહેશે એવી જાહેરાત થયેલી. ઘણા અંગ્રેજોએ આ જાહેરાતને સત્તાની ઉઠાંતરી (ઓપરેશન સ્કટલ) એ નામે ઓળખાવેલી.

માઉન્ટબૅટને પોતાને સોંપાયેલી કામગીરી અત્યંત ચતુરાઈપૂર્વક અદા કરી. સાથે ઉત્સાહ પણ હતો અને સભ્યતા પણ પૂરી હતી. એમની કામ કરવાની રીત મૌલિક અને કલ્પનાસભર હતી. એકાદ કલાક રાજકીય ચર્ચા કર્યા પછી એ બીજા મુલાકાતીની મુલાકાત લેતાં પહેલાં પા કલાક એ થયેલી વાતચીત ઉતરાવી જાય. એને કારણે એમની પાસે આ ચર્ચાઓની વીગતવાર અને અધિકૃત નોંધ તૈયાર હોય. આ કામગીરી માટે માઉન્ટબૅટને એક પ્રકારની આતુરતા બતાવી એનો એક દાખલો નોંધવા જેવો છે. દિલ્હીનાં એમનાં ઘણાં દફતરમાં એમણે દીવાલ પર તારીખપત્ર મુકાવેલાં જેમાં હવે સત્તા સુપરત કરવાના આટલા દિવસ રહ્યા એમ લખાતું. આ રીતે પોતાને અને લાગતાવળગતા સહુને આ દિવસની યાદ સતત અપાયે જતી. આવી રીતે માઉન્ટબૅટને સત્તા સુપરદનું અત્યંત અટપટું અને નાજુક કામ અત્યંત વેગીલી તેમ જ સરળતાપૂર્વક પાર પાડ્યું. અવરોધોનો તો કોઈ પાર ન હતો પણ એમણે બધી મુસ્કેલીઓ વટાવી.*

આપણી પ્રજામાં માઉન્ટબૅટન અત્યંત લોકપ્રિય થયા. એટલા લોકપ્રિય કે પ્રથમ સ્વાતંત્ર્યદિને ૧૯૪૭માં પ્રજાએ એમને 'પંડિત માઉન્ટબૅટન કી જય' એ નાદે વધાવેલા.

નેહરુના રાજકીય સાથીદારો અમુક પગલું લેવાનું કહે અને માઉન્ટબૅટન એમ કરવા વિરોધી મત આપે એવા પ્રસંગ પણ બનતા હતા. ઘણીવાર

* ૧૯૪૮ના ડિસેમ્બરમાં સંરક્ષણ સમિતિ સમક્ષ કાશ્મીરનો પ્રશ્ન રજૂ કરવા જતા સર ગોપાલસ્વામી આયંગરના સલાહકાર તરીકે મારી નિમણૂક થઈ ત્યારે માઉન્ટબૅટને, હું એમના પ્રચારવડા એલન કૅમ્પબેલ જૉન્સનને જતાં પહેલાં મળું એવું સૂચન કરેલું. આ મુજબ હું એમને ૫મી જાન્યુઆરી '૪૮ના રોજ મળ્યો. અમે કાશ્મીર પ્રશ્નની સામાન્ય ચર્ચા કરી. રાષ્ટ્રસંઘે પ્રશ્નના ઉકેલની દિશામાં કામ કરવું જોઈએ એવો ધ્વનિ હતો. સંયુક્ત રાષ્ટ્રસંઘનાં વર્તુલોમાં આયંગર એટલા જાણીતા ન હતા એટલે મને એમને જાણીતા કરવાની સૂચના પણ થઈ. બહુબોલા શેખ અબ્દુલ્લાને વારવા અને અમેરિકી છાપાંની દુનિયામાં કુનેહપૂર્વક રમતા મૂકવાની પણ સૂચના થઈ. બી. એલ. શર્મા કુશળ સંપર્કાધિકારી છે એમને સાથે લેવાનું ઠરાવ્યું. આ પછી હું નેહરુને મળ્યો અને એમના જ સૂચનથી ગોઠવાયેલી સભાનો અહેવાલ મેં આપ્યો. (આ અંગે જૉન્સનનું 'મીશન વિથ માઉન્ટબૅટન' જોવું. ત્યાં આ બનાવ વર્ણવાયો છે.)

કશમકશ થતી અને એમાંથી ગાંઠ પડે એવું પણ થતું. માઉન્ટબેટન નેહરુના સર્વોપરી સલાહકાર થયા. ઘણી બાબતમાં એ નેહરુના અભિપ્રાયને બદલાવતા. આ નવો વહીવટ સરળ થયો તો સાથે જટિલ અને મુશ્કેલ પણ બન્યો.

માઉન્ટબેટન પહેલવહેલા નેહરુને ૧૯૪૫–૪૬ માં મળેલા. પરસ્પર ખૂબ પ્રભાવિત થયા. માઉન્ટબેટનનું વ્યક્તિત્વ જાદુભર્યું હતું અને એમને હિન્દી વાતાવરણમાં ખૂબ ફાવ્યું. એ પોતે સંજોગોને ખૂબ અનુકૂળ થયા. સ્વભાવે નેહરુ અંગ્રેજ-પ્રભાવિત હતા. એટલે એ બન્નેને ખૂબ ફાવી ગયું. વાસ્તવમાં તો બન્ને કુટુમ્બો વચ્ચે ખૂબ ગાઢ મૈત્રીભાવ જાગ્યો. બન્ને કુટુમ્બોમાં કેટલીક વાત સામાન્ય અને સમાન હતી. બન્ને રૂપાળા, ખાનદાની મિજાજવાળા અને બુદ્ધિશાળી. માઉન્ટબેટન અને નેહરુ મિત્ર બની શકયા, કારણ કે બન્નેના વ્યક્તિત્વમાં સામ્ય હતું.* લેડી માઉન્ટબેટન અને નેહરુ એકમેકની નજીક આવ્યાં: કારણ કે નેહરુના એકાકી જીવનમાં જે એકલતા હતી તે પુરાઈ (શી ફિલ્ડ એ વોઈડ ઈન હીઝ લોન્લી લાઈફ)

એમની વિદાય પ્રસંગે નેહરુએ માઉન્ટબેટન દંપતીને હૃદયસ્પર્શી અંજલિ આપી. માઉન્ટબેટનને ઉદ્દેશીને નેહરુએ કહ્યું:

આપ અહીં ભારે પ્રતિષ્ઠા મેળવીને આવ્યા. પણ અહીં તો ઘણાની પ્રતિષ્ઠા ધૂળ ભેગી થઈ છે. આપનું અહીં રહેવાનું થયું તે કાળ ભારે મુશ્કેલીઓ અને નંગદિલીનો હતો. છતાં આપની પ્રતિષ્ઠા અક્ષુણ્ણ રહી, એ જેવી તેવી કામગીરી નથી.

લેડી માઉન્ટબેટનને ઉદ્દેશીને નેહરુએ કહ્યું:

સુંદરતા અને પ્રખર બુદ્ધિ એ આપને કોઈ ફિરસ્તાની ભેટ છે. સાથે

---

* આ મૈત્રી પછીનાં વરસોમાં પણ દૃઢ રહી. વારંવારના મિલનથી એને સજીવ રાખવામાં આવેલી. નેહરુ કે એમની દીકરી બ્રિટન જાય કે માઉન્ટબેટનોમાંથી કોઈ આ બાજુ આવે ત્યારે સાથે રહેતા. આવા એક પ્રસંગે લેડી માઉન્ટબેટન ભારત આવેલાં ત્યારે નેહરુએ મને જમવા બોલાવેલો. આ વખતે કશી ગંભીર વાત ચર્ચેલી નહીં. પણ સાવ નિશ્ચિંત લાગતા નેહરુએ મને, મેં આ પહેલાં એમને કરેલી કેટલીક રમૂજી વાતો કહેવા કહ્યું. ખાસ તો 'સફેદ ટોપી'ની ચેમ્બર્સ ડિક્શનેરીમાં અપાયેલી વ્યાખ્યા વિષે: પોતાની જ નિમણૂક કરનારી એક ચોકીદાર સમિતિ જે બીજાંનાં નીતિમત્તાનાં ધોરણ સુધારવાના બહાના હેઠળ પોતાને ન ગમતા માણસો સાથે ઘણો હિંસક વર્તાવ કરે છે.

વર્તનની મધુરતા, ઋજુતા અને કાર્યશક્તિ જેવી મોટી દેણગી પણ આપને મળી છે. આવા ગુણો ધરાવનાર બાઈ જ્યાં પણ જાય ત્યાં ભાગ મુકાવે. પણ કુદરતની કૃપા એવી છે કે એ ભરતામાં ભરે છે., અને કુદરતે આવી મોટી બક્ષિસ સાથે આપને બીજી મોટી બક્ષિસ આપી છે. તે માનવીય સંસ્પર્શોની, માનવતાના પ્રેમની, જે પીડિત છે, દુઃખી છે તેની સેવા કરવાની શુભ નિષ્ઠાની. અને આ સર્વ ગુણ મળીને એક એવો સંસ્પર્શ જાગે છે, કે એથી સહુનાં દુઃખ કાપે–શમાવે એવી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. આપ જ્યાં જ્યાં ગયાં છો ત્યાં આપે સહુને શાતા આપી છે, આશ્વાસન આપ્યું છે.... અને આવું હોય તો ભારતની પ્રજા આપને ચાહે, આપને પોતાનામાંનાં જ એક ગણે અને આપ જવાનાં છો એથી દુઃખ અનુભવે એમાં શું આશ્ચર્ય ? માઉન્ટબૅટન દંપતીને આપણી સાથે સાંકળતાં સ્નેહબંધન એમ તૂટ્યાં તૂટે એમ નથી. અમે આશા રાખીએ છીએ કે આપણે ફરી ફરી મળીશું.

માઉન્ટબૅટન દંપતીએ બ્રિટન અને ભારતની અનન્ય સેવા બજાવી.

જે ઠેકાણેથી મેં મારી કારકિર્દીની શરૂઆત કરી હતી તે પાયદળ-(ઇન્ફન્ટ્રી)માં મારી ફેરબદલી થાય એ માટે મેં અનેક કોશિશો કર્યા પછી ૧૯૪૬ માં મને એક બૅટેલિયનની નાયકી કરવા મળી. આ પછી ટૂંક સમયમાં લશ્કરના રાષ્ટ્રીયકરણ માટેની સમિતિના મંત્રી તરીકે મારી નિમણૂક થઈ અને પછી વૉશિંગ્ટનમાં લશ્કરી એલચી તરીકે હું નીમાયો. આ અરસામાં આર્મી હેડક્વાર્ટર્સના જનરલ સ્ટાફના વડા જનરલ સર આર્થર સ્મિથે મને બોલાવ્યો અને ઇન્ફન્ટ્રી બૅટેલિયનની સરદારી અને વૉશિંગ્ટનની મિલિટરી એલચીનુ પદ એ બે વચ્ચે પસંદગી કરવાનું કહ્યું. મેં જવાબ વાળ્યો કે મારું મન તો ઇન્ફન્ટ્રી બૅટેલિયનની નાયકી કરવાનું છે. આ પછી વિવિધ સ્તરે ચર્ચા ચાલી. પછી મને રાષ્ટ્રીયકરણ સમિતિની કામગીરી પતાવીને મારે વૉશિંગ્ટન જવાનુ છે એવો આદેશ મળ્યો. એટલે ઉચ્ચાધિકારીઓની આજ્ઞાને કારણે મને ઇન્ફન્ટ્રીની નાયકી કરવાની તક ન મળી.

૧૯૪૭ના જૂનમાં ભારત છોડવાની ઘડીએ હું નેહરુની વિદાય લેવા ગયો. હું અમેરિકા જતો હતો એ બદલ એમણે ખુશી પ્રગટ કરી. આપણી આઝાદીની લડત દરમ્યાન અમેરિકા કેવી રીતે આપણું મિત્ર રહ્યું હતું એ વાતને યાદ કરીને આઝાદ ભારત એમનું મિત્ર બનીને રહે એવી એમની

ઈચ્છા છે એ વાત પણ નેહરુએ કહી. એક પતાકડા પર એમણે મને ખુશમખ્તીના થોડા શબ્દ લખી આપ્યા. આ પતાકડું હજુ મારી પાસે છે.

૧૯૪૭ના જુલાઈમાં હું આગબોટ દ્વારા મારાં પત્ની અને બે પુત્રીઓ સાથે ન્યુયોર્ક પહોંચ્યો. આઝાદીની વિશાળ મૂર્તિથી હું પ્રભાવિત થયો. ગગનચૂંબી ઇમારતો અને પાણીના રેલા જેમ દોડતી મોટરો જોઈને પણ પ્રભાવિત થયો. અહીંથી અમે વૅાશિંગ્ટન ગયાં.

હું અહીં ઠરીઠામ થવાનું કરતો હતો ત્યાં દેશમાં બહુ ઝડપથી બનાવો બનતા ગયા. આપણે અંધાધૂંધીમાં અટવાઈએ એ પહેલાં જ કશી જ હાનિ ભોગવ્યા વિના બહાર નીકળી જવાની બ્રિટિશરોને તાલાવેલી હતી. નેહરુની સામે ઘણા જ વિકટ અને મતિને મૂંઝવી દે એવા પ્રશ્નો આવતા ગયા. ભારે ખમચાતા દિલે એમણે મુસ્લિમ લીગ સાથે પાકિસ્તાન રચાય એ મુદ્દા પર સમજૂતી કરી હતી. એ સમજૂતીનો પાયાનો મુદ્દો એ હતો કે પાકિસ્તાનમાં જોડાવા ન માગતા વિસ્તારોને બળજબરી જોડવામાં નહીં આવે સંસ્કારિતા, ભાષા અને જાતથી પણ જે એક જ પ્રજા હતી તેનાં હવે બે સાર્વભૌમ રાજ્ય બનતાં હતા. અલગ ધ્વજ બનતા હતા. આ નિર્ણયને કારણે અને કોમવાદી પ્રચાર તથા ધાર્મિક બખેડાને કારણે પંજાબમાં, સિંધ અને બંગાળમાં પ્રજાના વિશાળ વર્ગનુ ઉન્મૂલન થયુ. પછીથી થયેલી હિજરતમાં લાગણીઓ ઘણી ઘણી ઉશ્કેરવામાં આવી, રોષ અને ધિક્કાર વધ્યાં અને અકલ્પ્ય દુઃખ અને પીડાના સાક્ષી બન્યા. આ કતલમાંય વિશેષ કારમો તો આપણી નિષ્ફળતાનો ડંખ હતો આઝાદીની લડત દરમ્યાન જે જે વાતોને આપણે સિદ્ધાન્તરૂપે સ્વીકારી હતી, જે જે વાતોનો ગાંધીએ આખી જિંદગી પ્રબોધ કર્યો હતો તે સર્વને આપણે પળમાં વિસારી બેઠા. કેટલા માનવીના જાન ગયા અને કોને કેવળ આર્થિક હાનિ થઈ એનો તો અંદાજ કાઢવો પણ મુશ્કેલ છે. માનવીનુ મન ઉન્માદને માર્ગે વળ્યું અને આખા દેશ પર એવું તો કારમુ પૂર ફરી વળ્યું કે પાછળ હજારો શબનો પરિપાક જ રહ્યો. એકાદ વરસ પછી નેહરુએ કહ્યુ હતું: અમે ભાગલા માટે સંમતિ આપી હતી, કારણ કે અમે માનતા હતા કે ભારે કીમતે પણ અમે શાંતિ અને સદ્ભાવ ખરીદતા હતા

આખરે પેલો, આતુરતાપૂર્વક જેની રાહ જોતા હતા તે આઝાદીનો દિન, ૧૫મી ઑગસ્ટ ૧૯૪૭ના રોજ આવ્યો. બ્રિટિશ વાવટો ઊતર્યો અને ભારતનો ત્રિરંગો ચઢયો દોઢસો વર્ષ લગી પોતાની જાત પર લાદેલા ગોરાના

ગુરુભારનો આમ અંત આવ્યો. પ્રજા જોગ સંદેશામાં નેહરુએ અત્યંત લાગણીવશ થઈને કહ્યું:

આખરે કિસ્મતે નક્કી કરેલો દિવસ આવી પહોંચ્યો છે. ગાઢ અને લાંબી નિદ્રા અને વિખવાદ મથામણ બાદ ભારત જાગ્યું છે, અને જાગૃત થઈને શક્તિશાળી થઈને આઝાદ અને સ્વતંત્ર થવા તત્પર થઈને ઊભું છે. કેટલેક અંશે હજુ ભૂતકાળનું વળગણ આપણને વળગેલું છે. અને આપણે વારંવાર લીધેલા સંકલ્પોને પાર પાડવા આપણે હજુ ઘણું કરવાનું છે. છતાં આપણે વળાંક વટાવી ગયા છીએ. આજની ઘડીથી આપણો નવો ઇતિહાસ શરૂ થાય છે. આપણે જીવીશું, વર્તીશું એવો ઇતિહાસ. જેની બીજા નોંધ લેશે એવો ઇતિહાસ... આ ક્ષણે આપણા સહુના વિચાર વળે છે એ આઝાદીના પ્રખર શિલ્પી પ્રતિ, દેશના પિતા પ્રતિ. ભારતના અનંત આત્માને મૂર્તિમંત કરવા સાથે જેણે આઝાદીનો આતશ જલતો રાખ્યો અને ચોમેરથી ઘેરતા અંધકારમાં રોશની પ્રગટાવી.

કોન્સ્ટિટ્યુઅન્ટ એસેમ્બલીને સંબોધતાં નેહરુએ કહ્યું: ઘણાં ઘણાં વર્ષો પહેલાં આપણે કિસ્મત સાથે એક સંકેત કર્યો હતો, મિલન ગોઠવ્યું હતું, કોલ આપ્યો હતો આપણે. શપથ લીધા હતા આપણે. એને પરિપૂર્ણ કરવાની ઘડી આવી પહોંચી છે. હા, પૂર્ણપણે નહીં પણ મહદ્ અંશે પરિપૂર્ણ કરીએ એવી ઘડી આવી પહોંચી છે. મધરાતની ઘડી આવશે, દુનિયા નિદ્રાવશ હશે ત્યારે ભારત જીવનના નવા ધબકારથી અને આઝાદીના ઉત્સાહથી જાગી ઊઠશે. એક ક્ષણ એવી આવે છે – ઇતિહાસમાં ઝાઝી વાર નહીં છતાં આવે છે, જ્યારે આપણે જૂનામાંથી નવામાં કદમ ધરીએ છીએ, જ્યારે એક યુગ વિરમે છે અને નવો યુગ શરૂ થાય છે. જ્યારે રાષ્ટ્રના દીર્ઘકાળ લગી સંતાપિત અને વ્યથિત પ્રાણને વાચા સ્ફુરે છે ..ઇતિહાસના પ્રભાતે ભારતે એની અનંત ખોજ શરૂ કરી હતી. પછીનાં સૈકાં તો એની આ ખોજ એના ઝગહળતા વિક્રમો અને સિદ્ધિઓ અને એની નિષ્ફળતાથી અંચિત છે

(આ જ દિવસે વૉશિંગ્ટનમાના આપણા દૂતાવાસમા આપણો ત્રિરંગો ફરકાવવા તથા એને સલામી આપવાનું મને સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું. આપણા રાષ્ટ્રગીતના સરોદો વાદ્ય પર વાગતા હતા અને હું અત્યાનંદનો આહ્લાદક રોમાંચ અનુભવતો હતો. વાજબી અભિમાન પણ હતું. આશા હતી કે સૈકાંનુ દળદર અને મોત જેવી આળસ હવે દૂર થશે અને હવે આઝાદ થયા એટલે નવુ શરું ભારત જાગી ઊઠશે...)

આપણા ઇતિહાસમાં પહેલીવાર હિમાલયથી માંડીને કન્યાકુમારી સુધીનો પ્રદેશ એક તંત્ર હેઠળ આવ્યો. આ તંત્રનો પાયો હતો લોકશાસનવાદી, બિનસાંપ્રદાયિક સમવાયી બંધારણ. એ બંધારણમાં મૂળભૂત માનવીય હક્કનો આમ સ્વીકાર કરવામાં આવ્યો છે :

(અ) તત્કાળ જે પણ સરકાર હોય એની ટીકા કરવા સમેતના અભિપ્રાયની મુક્ત અભિવ્યક્તિ.

(બ) વહીવટી તંત્રના કશા જ કાબૂ કે નિયંત્રણ સિવાય કામ કરતી ન્યાયાધીશી, જેનો કોઈ પણ રાજકીય પક્ષ સાથે કશો જ સંબંધ ન હોય, જે ગરીબ કે તવંગર સર્વનો સમાન ન્યાય કરે, જે ખાનગી વ્યક્તિ અને સરકારી અધિકારીઓને સમાન ગણીને ચાલે.

(ક) કોઈ પણ જાતના શોષણ કે વેરવૃત્તિના શિકાર નહીં બનાવાય એટલા વિશ્વાસ સાથે ગમે તે સામાન્ય ખેડૂત કે કામદારને કામ કરવાનો અને પોતાના પરસેવાની કમાણી ખાવાનો હક્ક.

હવામાં જાણે પક્ષીઓ ગાતાં હતાં. આ પહેલાં સૂર્ય પણ આટલી તેજસ્વિતાથી પ્રકાશતો ન હતો. અમારી આંખમાં ચમક હતી. અમે એકમેકનુ અને સહુનુ અભિવાદન કર્યું. હવામાં જ જાણે આશા ઝૂમતી હતી. દુનિયાના આઝાદ દેશોમા હવે આપણે ઊંચુ માથું રાખીને ફરી શકીશું. આપણાં સર્વ સ્વપ્નાં સાચાં પડશે. આપણાં સર્વ દુઃખનો અંત આવશે. અમને નવજન્મના જાણે સ્વપ્ના આવતાં હતાં. આપણા દેશમાં આપણું રાજ્ય, આપણે આપણા માલિક, જે ચાહીએ તે બોલી શકીએ. ઇચ્છામાં આવે તે કરી શકીએ. આપણે જ આપણો કારભાર ચલાવીશું. સૈકા પછી મુક્ત હવામાં શ્વાસ લઈ શકીશું. ભૂખ, શિક્ષણ, કુટુમ્બનિયોજન – એક ઝપાટે કામ કરી શકીશું. આપણે જ આપણી નીતિનું નિર્માણ કરીશું. કોઈની સાથે બંધાઈ સધાઈ નહીં જઈએ અને આંતરરાષ્ટ્રીય પ્રશ્નોમાં સાવ સ્વતંત્ર નીતિ અપનાવીશુ. આપણા વર્તન અને નીતિમત્તાનાં ધોરણ આપણે જ નક્કી કરીશું. આપણે પોતે આ બધું કરીશું.

જે બ્રિટિશરોના એક અગ્રણી લૉર્ડ કર્ઝને આવી બડાશ હાંકી હતી તે અંગ્રેજોએ આખરે ભારતમાંથી વિદાય લીધી :

આપણાં હિન્દી સંસ્થાન છોડવાની લગારે ઇચ્છા નથી અને આપણી ભાવિ પેઢી પણ આવો કોઈ ઇરાદો ધરાવશે નહીં એ વાત આપણે જાણી

લઈએ એ સારું છે. ભારતીઓ આ જાણી લ્યે એ એમના હિતમાં છે અને આખી દુનિયા સમજી લ્યે એ વિશ્વની પ્રગતિશીલ સભ્યતાના હિતમાં છે.

હવે આપણે સ્વતંત્ર થયા તે આપણે રેતીનો પાયો રચીશું કે પથ્થરનો? શેના પર રચના કરીશું? સ્વપ્ન પર કે વાસ્તવિકતા પર? શું આપણે એક થઈશું? શિસ્ત જાળવીશું? આપણાં લક્ષણ અને ચારિત્ર્યને સુધારવા આપણે શું પગલાં ભરીશું? શું આપણે જેવું બોલતા હતા તેવું આચરણ કરીશું? કે પછી માત્ર બોલ્યા કરીશું? શિખામણ આપ્યા કરીશુ? લાગણીથી દોરવાઈશું કે વાસ્તવિકતાને પ્રીછીશું? શું આપણે આપણુ સંભાળવાની વાત કરીશું કે પછી બીજાની વાતમાં ગબગબ કરીશું? લોક સાથેના વર્તાવમાં 'અમે તો અતિ પવિત્ર' એવી વૃત્તિ રાખીશું? શું આપણે કહેવાતા સંતકારોને ઉત્તેજન આપીશું (અને આપણા દેશમાં આ જાતના લોક તો પાર વિનાના છે) કે પછી વાસ્તવવાદી નીતિ અપનાવીશું? આપણા પ્રશ્નોના ઉકેલ માટે આપણે વાસ્તવદર્શી બનીશું કે પછી ચાલ્યું છે એમ જ ચાલવા દઈશું? હકીકતનો બહાદુરીથી સામનો કરવાની વૃત્તિ કેળવીશુ? આપણી જાતને આપણે નિરપેક્ષ ભાવે જોઈશુ કે પછી આ નવી આઝાદીને આપણને મદીલા બનાવવા દઈશું? આ પ્રથમ આઝાદી દિને મેં મારી જાતને આવા કેટલાક પ્રશ્નો પૂછ્યા હતા.

અત્યંત નોધપાત્ર વાત એ હતી કે મારા અને સામાન્ય રીતે સામાન્ય હિન્દીના મનમા અગ્રેજો વિષે ઓછામાં ઓછો રોષ હતો. આ અગ્રેજોએ એકવાર તો ભગવદ્ગીતા પર પ્રતિબધ મૂકવાનુ વિચારેલુ એમ કે. એમ. પણિક્કર જણાવે છે. એમની ભૂતકાળની આવી બધી કારકિર્દી છતાં હવે આપણે સ્વતંત્ર થયા. એટલે એમના પ્રત્યે કશો રોષ કે દ્વેષ ન હતા. આનુ કારણ તો ગાંધી અને નેહરુના મનની સાચી ઉદારતામાં છે. (નેહરુએ કુલ ૩૨૬૨ દિવસ બ્રિટિશ કેદમા ગાળ્યા હતા) ઘણા એ વાતનો સ્વીકાર નહીં કરે પણ આનુ બીજું કારણ તે અગ્રેજોએ (અને યુરોપિયનોએ) આપણા પુનરુત્થાનમાં જે ફાળો આપ્યો છે, દોઢસો વરસના એમના મુકામ દરમ્યાન એમણે આ દિશામા જે કામ કર્યું તે પણ ગણવું જોઈએ. આપણી પુરાણી સંસ્કારિતાની પુનઃ પ્રાપ્તિ માટે એમણે પણ જહેમત ઉઠાવેલી. ભારતીય સંસ્કૃતિ અને પુરાણો વગેરેમાં એમણે છેક ૧૭૮૪ થી રસ લેવા માંડયો. એ સાલમાં કાલિદાસના શાકુન્તલનો અનુવાદ કરનાર સર વિલિયમ જોન્સે એશિયાટિક સોસાયટી ઓફ બેન્ગાલની સ્થાપના કરી. ૧૭૮૫ માં ભગવદ્-

ગીતાનો અનુવાદ થયો. પ્રિન્સેપે બ્રાહ્મીલિપિ જે ત્યાં લગી અણઉકલી રહી હતી તે ઉકેલી બતાવી તે ૧૮૩૭માં. આથી આપણને અશોકના ધર્મસ્તંભોનાં લખાણ સમજવામાં સહાયતા થઈ. ફિરોજશાહ તઘલક છેક દિલ્હી આવા બે સ્તંભ લઈ આવેલો પણ ઉકલી શકયા ન હતા. (મુએંજો ડેરોની લિપિ હજુ અણઉકલી જ રહી છે.)

શિલ્પસ્થાપત્યના પુરાતત્ત્વની બાબતમાં માત્ર બે જ નામનો ઉલ્લેખ કરીએ તો જનરલ કનિંગહેમ અને સર આલ્ફ્રેડ માર્શલની અનન્ય કામગીરીને સંભારવી જોઈએ. પોતાના કેટલાક દઢ અભિપ્રાયોને કારણે નામચીન બનેલા લોર્ડ કર્ઝને પણ આ સંશોધનના કામને જીવતું કર્યું એ વાત પણ આપણે ભૂલવી ન જોઈએ. એ પછી ત્યારની હિન્દુસ્તાનની સરકારના આશ્રયે ડૉક્ટર વોગેલ અને ડૉક્ટર બ્લોચ, સર ઑરેલ સ્ટેઈન, સર આલ્ફ્રેડ માર્શલ (દયારામ અને મજમુદાર વગેરેએ કરેલી જહેમતના પરિણામે આપણી સંસ્કૃતિ એ ઐતિહાસિક રીતે ઘણી જ પુરાણી છે એ વાત સિદ્ધ થઈ. અંગ્રેજોએ આપણને એક પ્રકારનો ઉદ્યોગ પણ આપ્યો. નહેરો અને સિંચાઈની દિશામાં પણ એમણે ઘણું કામ કર્યું. સંદેશાવ્યવહાર અને અવરજવરનાં સાધનો સ્થાપ્યાં. એમણે આપણને નિષ્પક્ષ ન્યાયાધીશી આપી. એક જ મૂળને રાજકીય રીતે વફાદાર એવું આધુનિક લશ્કર આપ્યુ. ઉપરાંત વહીવટનુ પોલાદી ચોકઠું આપ્યું જેને આપણે વિસ્તારીને જાળવી રાખ્યું છે. સહુથી વિશેષ તો એમણે આપણને શિસ્ત અને સંઘભાવના આપ્યાં.

ભારતમાં બ્રિટિશ અમલમાં જેવાં કાળાં ધાબાં છે એવી જ ઘણી ઉજ્જવળ અને અમૂલ્ય કામગીરી પણ આ વહીવટદારોમાંના કેટલાક વિધવિધ ક્ષેત્રોમાં બજાવી છે. જો એમણે હિન્દુસ્તાન તલવારના જોરે મેળવ્યું હોય તો ૧૯૪૭માં કલમને એક ગોદે એ ભારત છોડી ગયા.

વર્ષો પહેલાં ચર્ચિલે કહ્યું હતું : 'જો આપણે ભૂત અને વર્તમાન વચ્ચે કશો કંકાસ-કલહ માંડી બેસીશું તો આપણે માટે કશું ભાવિ નહીં રહે.' એટલે જ્યારે આપણે બ્રિટિશ રાષ્ટ્રકુટુમ્બમાં રહેવાનો નિર્ણય કર્યો એથી મને અને મારા જેવા ઘણાને આનંદ થયો. જે નેહરુને અંગ્રેજોએ તેર વાર જેલ ભેગા કર્યા હતા તે નેહરુએ, તંગદિલી ઘટાડે અને શાંતિ તથા મનમેળ સ્થાપે એવી આ ભાગીદારીને સમાજ અને સરખા વચ્ચેની ભાગીદારી તરીકે ઓળખાવી. પણ એ બ્રિટિશ તાજ પ્રત્યે કશી વફાદારી દાખવવા તૈયાર ન હતા એટલે ૧૯૫૦માં રાષ્ટ્રસમૂહમાં પોતે પ્રથમ લોકશાસનવાદી–રીપબ્લિક– એવું સૂત્ર રચાયું.

ઘરઆંગણે ખૂબ રોમાંચક બનાવો બનતા હતા ત્યારે મારે પરદેશમાં રહેવું પડ્યું એ જરા કમનસીબ બીના હતી. પણ મેં મારી નવી કામગીરીથી પરિચિત થવા માંડ્યું. વૉશિંગ્ટનની આંતરરાષ્ટ્રીય સમાજની ઓળખાણ કરવા માંડી. રહેવા અને સ્થિર થવાના ઘરના પ્રશ્નો પણ ઊકલી ગયા. દીકરીઓના અભ્યાસનો પ્રશ્ન પણ સારી રીતે પત્યો.

હું જ્યોર્જિયામાં મેજર જનરલ 'માર્ક' એ. ડેનિયલના અધ્યક્ષપદે ચાલતી ઇન્ફન્ટ્રી સ્કૂલના કેટલાક પ્રયોગો જોવા ફોર્ટ બેનિંગ ગયો. ખૂબ માનચાંદ મેળવેલા આ ભારે આત્મવિશ્વાસુ નાયકે, એક દિવસ, મારી જેમ જ જેમને આમંત્રણ મળ્યું હતું એવા એક પરદેશી મિલિટરી ઍટેચીએ અમેરિકનોની ભાંડણી કરી. મેં ચર્ચા ચલાવી. હું અમેરિકાનો ખાસ તરફદાર હતો એ કારણે નહીં પણ મને લાગ્યું કે મહેમાન યજમાનની ભાંડણી કરે એ કાંઈ સભ્ય વાત ન ગણાય. ઓ ડેનિયલને આ વાતની ખબર પડી અને પહેલી જ વાર ફૂણો પડીને એ મને જોઈને મલક્યો.

સામાન્ય અમેરિકનમાં રમૂજની રગ છે એ વાતની મને પ્રતીતિ થઈ. એક દાખલો નોંધવા જેવો છે. એક વાર મેં ટેક્સી કરી અને ટેક્સીવાળાને સ્ટેટ ડીપાર્ટમેન્ટ લઈ જવા કહ્યું.

'સ્ટેટ ડીપાર્ટમેન્ટ?'

'હા.'

'ભાઈસાહેબ, સ્ટેટ ડીપાર્ટમેન્ટ અહીં તો છે જ નહીં. એ તો રહ્યું લંડનમાં. ત્યાં બેઠા બેઠા જ બધા વિદેશનીતિના નિર્ણય થાય છે!'

એક વાર અમે વૉશિંગ્ટનથી ન્યુયૉર્ક ટ્રેઈનમાં જતાં હતાં. મારી બન્ને દીકરીઓએ શાળાને કારણે અમેરિકી ઉચ્ચાર ગ્રહણ કરી લીધા હતા. રેસ્ટોરાં કારમાં અમે નાસ્તો કરતાં હતાં ત્યાં નાની, ચાર વર્ષની દીકરી ચિત્રાએ એક અમેરિકન દંપતીને સેલાડ ખાતાં જોયાં. એ આ વાનગીથી અપરિચિત. બહુ જ નિર્દોષ ભાવે એણે એમને જઈ ને પૂછ્યું: 'ઘાસ ખાવ છો?' એ લોક આ પછી અમારાં મિત્ર બની ગયાં.

નેહરુનાં વિખ્યાત બહેન શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતે પરદેશમાં આપણા રાજદૂત તરીકે ઘણી કામગીરી બજાવી છે અને આપણી વાત ઘણી જ કુશળતાપૂર્વક રજૂ કરીને આપણને પ્રતિષ્ઠા અપાવી છે. એ વર્ષે એ રાષ્ટ્ર-

સંઘમાં ભારતીય પ્રતિનિધિમંડળના મોવડી તરીકે હતાં. ટી. એન. કૌલ ત્યારે એમના રહસ્યમંત્રી તરીકે કામ કરતા. અત્યંત ગૌરવભરી રીતે એ મંચ તરફ ગયાં. ભારત અને અન્ય અવિકસિત અને અલ્પવિકસિત દેશો વતી બોલ્યાં. સમગ્ર સભાગૃહે એમના વક્તવ્યને વધાવી લીધું. આ નમણી બાઈ માટે, એમણે જે કુશળતાથી સહુને આપણા તરફી કર્યાં તે બદલ સહુના ચિત્તમાં એમને માટે આદર થાય. અને આ સભાગૃહમાં તો દુનિયાભરના શ્રેષ્ઠ બુદ્ધિશાળીઓ હતા. છટાદાર ભાષણ અને સુદૃઢ તર્કબદ્ધ વાત કરીને એમણે સભાગૃહનો અભિપ્રાય બદલાવ્યો. આથી થોડા સમય બાદ બનેલા એક બનાવથી મને થોડી નવાઈ થઈ. એક દિવસ સવારે એમણે મને વૉશિંગ્ટન ટેલિફોન કરીને એ સાંજે ન્યુયોર્કમાં મને અને મારાં પત્નીને જમવાનું આગ્રહભર્યું નિમંત્રણ આપ્યું. એમણે જ કહ્યું કે આ ખાણામાં એમણે રાષ્ટ્રસંઘના ઘણા પ્રતિષ્ઠિત જનોને બોલાવ્યા છે. એટલે અમે તો છેક ન્યુયોર્ક પહોંચ્યાં. અમે ટી. એન. કૌલના કમરા પર રાહ જોતાં બેઠાં હતાં ત્યાં એમનો ટેલિફોન આવ્યો. કહે કે એ બીજા દંપતીને આમંત્રણ આપેલું હતું એટલે અમારે જમવાની સગવડ બીજે કરી લેવી. મેં સામું કહેવરાવ્યું કે આ રીતભાતથી મને ખૂબ દુઃખ થયું છે. એમના આગ્રહને કારણે જ અમે વૉશિંગ્ટનથી ન્યુયોર્ક આવ્યાં હતાં. અમે બીજે ક્યાંય જમવા જવાનાં ન હતાં. થોડી વાર પછી શ્રીમતી વિજયાલક્ષ્મી આવ્યાં. સદાય હોય છે એવાં જ ગૌરવવંતાં અને ભવ્ય. એમણે થોડીક વાર પહેલાં જ મોકલેલા સંદેશા વિષે એક અક્ષર પણ ન ઉચ્ચાર્યો ઊલટું અમને જમવા આવવા આગ્રહ કર્યો. અમે તો આ બાઈની આવી સ્વસ્થતાથી ડઘાઈ ગયાં. ટી. એન. કૌલ આ બનાવના સાક્ષી છે. આ બાઈ એ કસાયેલ રાજપુરુષ છે.

વૉશિંગ્ટનમાં મેં સાંભળ્યું કે પાકિસ્તાનની ઉશ્કેરણીથી પઠાણ ટોળકીવાળાઓએ ૨૧મી ઑક્ટોબર ૧૯૪૭ના રોજ કાશ્મીર પર હુમલો કર્યો છે ત્યારે મને પણ ત્યાં જઈને થોડુંઘણું કામ કરવાનું મન થયું. પરદેશમાં હાથ જોડીને બેસી રહેવાનું દિલ ન હતું. એટલે મેં ભારતમાં ઉચ્ચ અધિકારીઓ સમક્ષ આ વિનંતી કરી. થોડા સમય પછી મને સંદેશો મળ્યો, દેશ પાછા આવવાનો. દેખીતી રીતે જ આ નેહરુનો સંદેશો હતો. દિલ્હી પહોંચ્યો કે તરત જ નેહરુએ મને બીજે જ દિવસે એમની સાથે પુંચ પહોંચી જવાનું

ફરમાવ્યું. અહીંની ટુકડી ઘેરાઈ ગઈ હતી. કાસ્મીરનુ જુદ્ધ ઉગ્રતાની હદે પહોંચ્યું હતું અને એમાંય પુચ તો કેન્દ્ર હતું.

વડાપ્રધાન અને મંડળી દિલ્હીથી બીજે દિવસે ઊપડી. મંડળીમાં સર ગોપાલસ્વામી આયંગર, શેખ અબ્દુલ્લા, જનરલ રસેલ-બ્રિટિશ સલાહકાર, જનરલ કરીઅપ્પા અને એચ. વી. આર. આયંગર હતા. જમ્મુ પહોંચ્યા એટલે લેફ. જનરલ કલવન્તસિંઘ મળ્યા. એમણે યુદ્ધ કેવી રીતે ચાલતું હતું અને કેવા તબક્કે પહોંચ્યું હતું એની માહિતી આપી આ સ્થળે જે અનેક પ્રશ્નો ચર્ચાયા તેમાં એક પ્રશ્ન તે દોમેલ પરના પુલને ઉડાવી દઈને આ હુમલાખોરોનો પાછા ફરવાનો માર્ગ રૂંધવો એવો હતો. આ કામ માટે મેં સ્વેચ્છા બતાવી. નેહરુ બહુ રસપૂર્વક આ ચર્ચા સાંભળી રહ્યા. લંબાણથી બધી બાજુની દલીલો થઈ. પણ પછી આ રાહ ન લેવાનું નક્કી થયું.

અમે પુચ પહોંચ્યા ત્યારે લશ્કરી સત્તાવાળાઓએ આ સ્થાન વહીવટી રીતે જાળવી શકાય એમ નથી એ કારણે ખાલી કરવું જોઈએ એમ રજૂઆત કરી. એ ગુસ્સે થઈ ગયા. એ સહુને નેહરુએ, જો પુચવાસીઓ એમના સ્થાને રહે તો પુચનુ ગમે તે ભોગે રક્ષણ કરવાની બાંયધરી ભારતે આપી હતી એની યાદ આપી. એ પ્રજાએ યુદ્ધની હાલાકી વેઠીને પણ ત્યાં જ રહેવાનું કબૂલ્યું અને રહ્યા ત્યારે ભારતે પણ પોતાનુ વચન નિભાવવું જોઈએ. એટલે એમણે પુચનુ ગમે તે ભોગે રક્ષણ કરવાના સાવ સ્પષ્ટ હુકમ આપ્યા. કોઈ આદર્શ માટે નેહરુ સ્પષ્ટ વલણ અખત્યાર કરે અને એને પાર પાડવા જહેમત કરે એ જોવાનો પણ એક મોટો લહાવો છે.

થોડા દિવસ પછી મારે જલંદર જવાનુ થયું. ત્યાંથી મેં લેફ. કર્નલ મુસાને ટેલિફોન કર્યો મુસા હવે લાહોરમાં પાકિસ્તાની લશ્કરમા હતા મેં એને હું એને મળવા આવુ છુ એમ કહીને સરહદ ઓળંગવાની વ્યવસ્થા કરવા કહ્યું. અમે બન્ને હવે જુદા દેશોના જુદા લશ્કરમા હતા એ વાતની એણે અમને યાદ અપાવી ને મારે સરહદ ઓળંગવાનો યત્ન ન કરવો એમ કહ્યું. એણે જે કહ્યું એની અવગણના કરીને હું તો અટ્ટારી સરહદ થાણે પહોંચ્યો. પાકિસ્તાની સંતરીએ મારી પાસે રજાચિઠ્ઠી હોય તો જ સરહદ ઓળંગાય એમ કહ્યું હું એને મારી પાસે રજાચિઠ્ઠી કેમ ન હતી એનો ખુલાસો કરતો હતો ત્યાં તો આ ચોકીના નાયક જ્યુનિયર કમિશન્ડ અફસર ત્યાં આવી પહોંચ્યા અને મને જોઈને મલકાઈ ઊઠયા. અમે થોડાક વરસ પર એક જ ટુકડીમાં સાથે હતા એટલે એ તો સાવ મિત્રભાવે વર્તતો હતો. ત્યારે

સરહદ પર અત્યારના જેવી કડક ચોકી રહેતી નહીં એટલે એણે તો જૂનાં સ્મરણ ખાતર હું જનરલ મુસાને મળવા જાઉં છું એમ મેં કહ્યું એટલે મને જવા દીધો. હું અને મુસા મિત્રો હતા એ વાત એ જાણતો હતો અને મેં કહ્યું એટલે એણે કશી આનાકાની વિના માની લીધું. એ દિવસોમાં ભારતીયો અને પાકિસ્તાનીઓનો ગણવેશ એક જ હતો. બહુ જ વિશ્વાસપૂર્વક હું લાહોરના આર્મી હેડક્વાર્ટરમાં કલાકેક પછી દાખલ થયો. પાકિસ્તાની સંતરીને તો હું ભારતીય લશ્કરમાં છું એવો અંદેશો પણ ન ગયો. એણે ફક્કડ રીતે સલામ કરી. હું પાકિસ્તાની અફસર છું એમ એણે માની લીધું. બધા એક જ જાતનાં કપડાં પહેરતાં. ચાંદપદક, પટ્ટીઓ પણ સરખી. મને ખબર પણ પડે એ પહેલાં તો હું મુસાના દફતરમાં પહોંચ્યો. આ ક્ષેત્રના સરદાર હતા મેજર જનરલ મહમ્મદ ઇફતેખાર ખાન. એ પડખેના કમરામાં હતા. મુસા ઘણી કફોડી દશામાં મુકાઈ ગયો. આમ મારો જિગરજાન દોસ્ત પણ અત્યારે એ પાકિસ્તાની લશ્કરમાં હતો અને એ લશ્કર તો અત્યારે અમારી સાથે લડતું હતું એટલે મને અહીં આવવાની ના કહી હતી. છતાં હું આ ઘડીએ જીવતો જાગતો એની સામે લાહોરમાં ખડો હતો. એણે બહુ દૃઢતાપૂર્વક મને કહ્યુઃ પાકિસ્તાનમા વિનાપરવાનગી આવવાનું મારી પાસે કશું જ કારણ ન હતું અને મારે અબઘડી જ ભારત પાછા જતા રહેવું જોઈએ. આમ તો એ મને ગિરફતાર કરી શકત. પણ એને બદલે એણે મને એક જીપમાં બેસાડયો અને રક્ષકો સાથે મને અટ્ટારીને બદલે ફિરોઝપુર જવા કહ્યું. આ બે થાણાં વચ્ચે ખાસું અંતર છે. દલીલ કરવા જેવું હતું જ નહીં. કશી આંચ વિના હું ભારત પાછો આવ્યો એ જ ગનીમત

એક અઠવાડિયા પછી બલદેવસિંગે મને પંજાબની સરહદ આસપાસ દસ હજાર અનિયમિત ગેરીલા ઊભા કરવા કહ્યું. આપણા પર પાકિસ્તાન તરફથી ભય હતો માટે આ અત્યંત આવશ્યક હતું કશાય વિલંબ વિના મેં આ કામ હાથ પર લીધું. અને આ કામમાં મને આઝાદ હિંદ ફોજના વિખ્યાત જનરલ મોહનસિંગની ઘણી મદદ મળી. પણ સત્તાવાળા આ દળને શસ્ત્ર આપવા રાજી ન હતા. અને શસ્ત્ર વિનાનું દળ ઊભું કરવાનું મને નિરર્થક લાગતું હતું હું આ વાત આગળ ચલાવત ત્યાં તો મને નેહરુનુ દિલ્હીથી તેડું આવ્યું બે દિવસમાં જ મને સર ગોપાળસ્વામી આયંગરના સરકારી સલાહકાર તરીકે સંરક્ષણ સમિતિની લેક સકસેસ પાસે મળતી બેઠકમાં ઊપડી જવાનું ફરમાન થયું. સર ગોપાળસ્વામીની કાશ્મીર પ્રશ્ન અંગેના ભારતીય

પ્રતિનિધિમંડળના વડા તરીકે નિમણૂક થઈ હતી. નેહરુએ કહ્યું તેમ હું કાશ્મીરમાં સાથેસાથ યુદ્ધમાં રહીને સેવા આપી શકું. પણ કાશ્મીરના પ્રશ્ન અંગે આપણા પ્રતિનિધિમંડળને સલાહ આપીને વિશેષ સેવા કરી શકું. એટલે ક્રમને પણ હું ૧૯૪૮ના જાન્યુઆરીમાં પાછો અમેરિકા ગયો

હું દિલ્હીથી વૉશિંગ્ટન જવા નીકળતો હતો (કાશ્મીરની લડાઈને હવે ત્રણ માસ થવા આવ્યા હતા) ત્યાં નેહરુએ મને અને એર વાઈસ માર્શલ એસ. મુખરજીને એક સાંજે એમને ઘેર બોલાવ્યા. થોડાક સમય પહેલાં એમને અને મુખરજીને વાત થઈ હતી એમ કહીને એમણે મને અમેરિકામાંથી થોડા મીડીઅમ મિશેલ બૉમ્બરો ખરીદવાની શકયતા જોવા કહ્યું. આ વાત એમણે આપણા વૉશિંગ્ટનના રાજદૂત આસિફઅલીને ન કરતાં મને કેમ કરી તેનું રહસ્ય મને આજ લગી નથી સમજાયું.

અમેરિકા જતાં પહેલાં અને સત્તાવાર રીતે વાત ઉપાડયા પહેલાં હું આ બાબતમાં લુઈ જોન્સનને મળ્યો. (૧૯૪૨માં એ પ્રમુખ રુઝવેલ્ટના પ્રતિનિધિ તરીકે ભારત આવેલા અને એમણે આપણી આઝાદીનું ખૂબ સમર્થન કરેલું.) એમની સાથે ખૂબ ઉષ્માભરી મુલાકાત થઈ અને એમની લાગવગથી એમણે યુદ્ધસમયના વધારાના પુરવઠામાંથી હવે ધ ધાદારી રીતે વેચાતા માલ તરીકે આ બૉમ્બરો આપણને મળે એમ ગોઠવ્યું. પણ ગમે તે રીતે આ વાતચીતની ખબર સ્ટેટ ડીપાર્ટમેન્ટને પડી ગઈ. બ્રિટિશ સત્તાવાળા પણ આ વાત જાણતા થયા. એટલે બ્રિટિશ પ્રતિનિધિમંડળના વડા વૉરેન ઑસ્ટીન અને એના લશ્કરી સલાહકાર લૉર્ડ ઇસ્મે હું સંરક્ષણ સમિતિની સભામાં પહોંચ્યો એવા જ મને મળ્યા અને આ વિષય કાઢયો. ઇસ્મેએ મને કહ્યું કે આપણા બે દેશો વચ્ચેના સંબંધો જોતાં જો ભારતે બ્રિટન પાસે લશ્કરી સહાય માગી હોત તો સારું થાત. બીજી બાજુથી વૉરેન ઑસ્ટીને, મેં કે આપણા રાજદૂતે આ સોદો સ્ટેટ ડીપાર્ટમેન્ટ મારફત ન કર્યો એનુ શું કારણ એમ પૂછ્યું. મેં જવાબ દીધો કે સરકારી તંત્રમાં હમેશાં ખૂબ ઢીલ થાય છે અને અમારે તાત્કાલિક અગત્ય હતી એટલે જ મેં જૂના સ્નેહી મારફત કામ લીધું. આવા ખાસ સંજોગોમાં આવું ઘણું ચાલતું હોય છે. રંજ સાથે ઑસ્ટીને મને કહ્યું કે અમેરિકી સરકાર આ સોદો નહીં થવા દે; કારણ કે એ કોઈ રીતે પક્ષકાર ન બને. મેં જવાબ

દીધો કે મારા દેશ પર પાકિસ્તાને આક્રમણ કર્યું છે એટલે મારા દેશ સાથે પાકિસ્તાને યુદ્ધ કર્યું છે તે સંજોગોમાં અમને અમારા દેશનું રક્ષણ કરવાનો પૂરો હક્ક છે. જો અમારી આઝાદીની રક્ષાના માર્ગમાં આવા વિધિ અને નિષેધ આવે તો એ ઘણું જ ખેદજનક ગણાય. પણ હું વોરેન ઓસ્ટીનને ગળે કશી દલીલ ઉતરાવી ન શક્યો અને વાસ્તવમાં આપણને ઓબ્ઝર ન મળ્યા.

આયંગરના પ્રથમ ભાષણની તૈયારીમાં વિદેશખાતાના બાજુ હક્સર અને મેં રાતના ઉજાગરા કર્યા. પણ એમણે વાસ્તવિક હકીકતનો પણ ઘણો ભાગ સાવ ગાળી નાખ્યો. એમનું ભાષણ આમ સજ્જનનું ભાષણ કહી શકાય. પણ આ રહેમ વિનાની આંતરરાષ્ટ્રીય બેઠક પર એની જરા સરખી પણ અસર ન થઈ. પાકિસ્તાની પ્રતિનિધિમંડળના મોવડી સર ઝફરુલ્લાખાને આપણી બધી વાતનો બહુ જ અસરકારક જવાબ વાળ્યો. અમે આયંગરને સામા રદિયા આપવા કહ્યું. ઝફરુલ્લાના નિવેદનમાં જે અસંગતતા અને હકીકતોનો મારમચોડ અને વિકૃતિ હતી તેનો જવાબ આપવા કહ્યું ત્યારે ભારત એવા ઠાલા વાગાડંબરની ઉપેક્ષા કરીને ગૌરવ જાળવવાનું પસંદ કરશે એવો એમણે જવાબ વાળ્યો.*

રશિયાના પ્રતિનિધિમંડળના મોવડી ગ્રોમિકોને મેં મળવાની વિનંતી કરી અને એમણે મને ખાણા પર બોલાવ્યો. મારી સાથે શેખ અબ્દુલ્લા પણ સામેલ થયા. મેં એમને એ એટલે કે સોવિયેત આપણને કાશ્મીરના પ્રશ્ન અંગે ટેકો આપશે કે નહીં એવો પ્રશ્ન પૂછ્યો ત્યારે એમણે ગોળગોળ જવાબ એવો વાળ્યો કે બ્રિટિશ જેવી કુશળ પ્રજા પણ જો બસો વર્ષના આપણી સાથેના સંબંધ પછી તાજેતરમાં આપણા પ્રશ્નોને પૂર્ણપણે સમજ્યા વિના જ અલગ થઈ હોય તો આપણી મુશ્કેલીઓથી હજુ હમણાં જ પરિચિત થનાર એમનો દેશ ઉતાવળે આવા પ્રશ્ન વિષે સ્પષ્ટ વલણ કેવી રીતે ધરાવે? લંબાણથી વાત થઈ. વાતચીત દરમ્યાન ગ્રોમિકો ખૂબ જ સાવધાનીથી વાત કરતા હતા. એમણે અંતે એમ કહ્યું કે સોવિયેત આ પ્રશ્ન પર ન ટેકો આપશે ન વિરોધ કરશે, પણ એ મત નહીં આપે. (વાસ્તવમાં સોવિયેત અને અમેરિકા બન્નેના વલણ વિષે કશી સ્પષ્ટતા ન હતી.)

શેખ અબ્દુલ્લાએ કાશ્મીર પ્રશ્ન પર સંરક્ષણ સમિતિમાં ઘણીવાર બોલવાનો

* ૧૯૬૫માં પણ આમ જ બન્યું. ભુત્તોએ ઘણી ગાળો દીધી પણ આપણે સભાત્યાગ કરીને બેસી રહ્યા. કશો જવાબ ન વાળ્યો.

યત્ન કર્યો; પણ આયંગરે એમને રજા ન આપી. પણ આ 'શેરે કાશ્મીર'ને એમ કાબૂમાં રાખવાનું ઘણું જ મુશ્કેલ કામ હતું. એમને એક રીતે ગૂંગળામણ લાગતી હતી. અને ધૂંધવાટમાં ગમે ત્યારે બંધન ફગાવી દેવાની કોશિશ કરતા હોય એવું લાગતું હતું. ફેબ્રુઆરી માસમાં શેખ અબ્દુલ્લાએ કશી તૈયારી વિના જ મોંએથી ભાષણ આપીને સહુને છક્ક કરી દીધા. કાશ્મીરના પ્રશ્નની આ તેજસ્વી અને વૈવિધ્યપૂર્ણ રજૂઆત હતી. પાકિસ્તાનને ઉદ્દેશીને એમણે કહ્યું:

એવું શું બન્યું છે કે આપ આ ક્ષણે અમારી આઝાદીના સમર્થક બન્યા છો? ૧૯૪૬માં મેં 'કાશ્મીર છોડો'નું મંત્ર આપ્યું ત્યારે પાકિસ્તાનના મહાન નેતા મહમ્મદઅલી ઝીન્નાહે મારા આંદોલનનો વિરોધ કરતાં એમ કહ્યું હતું કે આ તો થોડા ભાગેડુઓની લડત છે. અને એને એમનો ટેકો ન હોય....

નેહરુ વિષે બોલતાં અબ્દુલ્લાએ કહ્યું કે આવા મહાન માણસ અને એમના મિત્ર ગણે એ મારું ઘણું મોટું ગૌરવ છે. એ પોતે કાશ્મીરી છે અને લોહી પાણી કરતાં હમેશાં ઘટ્ટ હોય છે.

ચર્ચા લંબાતી ગઈ. બન્ને બાજુથી ઘણી ઘણી તકરારો થઈ પણ ઝઘડાનો કોઈ ઉકેલ ન હતો. સંરક્ષણ સમિતિમાં અમે ચાર મહિના રહ્યા. ઘણા લોક બન્ને બાજુની વાતો કરતા હતા. અને સત્તાના રાજકારણનું નગ્ન પ્રદર્શન થઈ રહ્યું હતું. આમ તો સંયુક્ત રાષ્ટ્રસંઘનું હક્કનામું ઉદાર અને ઉમદા છે પણ એનું પાલન થતું હોય એવું ન લાગ્યું. તારવણી એ હતી કે આક્રમક પાકિસ્તાનને સંયુક્ત રાષ્ટ્રસંઘે આક્રમણ પાછું ખેંચવાનું ન કહ્યું.

૧૯૪૮ના જાન્યુઆરીની ૩૦મી તારીખે ન્યુયોર્કની મારી હોટલમાં મધરાત પછી મને ટેલિફોન મળ્યો કે દિલ્હીમાં મહાત્મા ગાંધીનું ખૂન થયું છે. આખી દુનિયા જેમ હું પણ આ સમાચારથી સ્તબ્ધ થઈ ગયો. આ શાંતિના ફિરસ્તા, કદાચ ઈસુ પછીના મહામાનવ, આપણા રાષ્ટ્રના પિતા, આપણા તારણહાર, એનું અમારા જ દેશના એક વાસીએ ખૂન કર્યું! બીમાર આયંગરને સમાચાર મળ્યા ત્યારે એ ઢગલો થઈ ગયા.

સંરક્ષણ સમિતિએ બે મિનિટનું મૌન પાળ્યું. જે સિદ્ધાન્તો માટે સંયુક્ત રાષ્ટ્રસંઘ ઊભો હતો તે જ ગાંધીને ખપતા હતા એમ કહી એમણે માથું નમાવ્યું. ગાંધીના ખૂનના સમાચારથી આવી આંતરરાષ્ટ્રીય પરિષદ પણ લાગણી બની ગઈ એ દૃશ્ય ખરેખર યાદગાર હતું.

ભારતમાં તો ઘેરઘેર શોક હતો. એકએક વ્યક્તિ હુતાત્માને અંજલિ આપતી હતી. રૂંધાયેલા અવાજે અને આંખમાં આંસુ સાથે નેહરુ બોલ્યા:

'મિત્રો, સાથીઓ, આપણા જીવનમાંથી પ્રકાશે વિદાય લીધી છે. બધે ચારે કોર અંધારું દીસે છે. તમને શું કહેવું અને કેમ કહેવું એની મને સમજ પડતી નથી.... આપણા પ્રિય નેતા હવે સદેહે નથી... '

આ પછી મેં ભારત પાછા આવવા માટે કોશિશ કરવા માંડી. છેવટે આયંગર સંમત થયા. હું આગબોટ પર આવ્યો પણ ત્યાં મને વડા પ્રધાનના મંત્રી એચ. વી. આર. આયંગરનો તાર મળ્યો. હું હજુ વધુ થોડા દિવસ અમેરિકામાં રોકાઉં એવી વડા પ્રધાનની ઇચ્છા હતી એમ તારમાં જણાવ્યું હતું. ઊતરી જઈને ફરી પાછો નિષ્ક્રિય બેસી રહું એ સિવાય મારો બીજો કોઈ આરો ન હતો. પછીના દિવસોમાં મેં સતત કોશિશ કર્યા કરી. છેવટે મને દિલ્હી થઈને કાશ્મીર જવાની રજા મળી.

આ સ્થળે કાશ્મીરનું મુખ્તેસર વર્ણન કરું અને ત્યાં શું બન્યું હતું એની હકીકત લખું એ ઉચિત ગણાશે. લગભગ ૮૫૦૦૦ વર્ગમાઈલનો વિસ્તાર. ચાલીસ લાખની વસતી. આમાં ત્રીસ લાખ મુસ્લિમ અને દસ લાખ હિન્દુ. બે શહેર, ચાલીસ કસ્બા અને ૯૦૦૦ ગામડાં. આમ ખનીજ સમૃદ્ધિ ઘણી. ખેતી મુખ્ય રોજગારી.

બ્રિટિશ ભારતમાંથી હટી ગયા એ પહેલાં ૫૬૫ જેટલી સંખ્યાના દેશી રજવાડા પર એમનું વર્ચસ્વ હતું. આ બધાં રાજ્યો હવે ભારત કે પાકિસ્તાનમાં સંમિલિત થયાં છે. એમના રક્ષણ અને ઇજ્જતની જવાબદારી આજ લગી ભારતની હતી. નવા વિધાનમાં એવી જોગવાઈ હતી કે જે રાજ્યો ભારત કે પાકિસ્તાનમાં જોડાય તે તે રાજ્યના એ અંતર્ગત ભાગ બની રહેશે જમ્મુ અને કાશ્મીરના રાજ્યે પોતાનો નિર્ણય કરવામાં ઘણી જ ઢીલ કરી. ૧૯૪૭ની ૧૨મી ઑગસ્ટે એ રાજ્યે ભારત અને પાકિસ્તાન બન્ને સાથે જેસે થે જેવા સ્થગિત રહેવાના કરાર( સ્ટેન્ડ સ્ટીલ ઍગ્રીમેન્ટ)ની દરખાસ્ત કરી પાકિસ્તાને આ રાજ્યની પ્રજાને આ કરારનો ભંગ કરીને તેલ, ખાંડ, મીઠું, અનાજ વગેરેનો પુરવઠો ન મળે એમ ભૂખે મારવાનો યત્ન કર્યો. કાશ્મીરને પાકિસ્તાન સાથે જોડાવાની ફરજ પાડવા માટે આ સીતમ થયો. આ યત્નમાં નિષ્ફળતા મળતાં પાકિસ્તાને બીજી ચાલ ચલાવી અને એ રીતે આ પ્રશ્ન વિષેની વાટાઘાટોને ખોરંભે નાખવાનું કર્યું. પાકિસ્તાને પોતાના નિયમિત દળના માણસોને 'રજા' પર ઉતાર્યા અને સરહદ પ્રાન્તના તાયફાવાળાને

ઉશ્કેર્યાં. પાકિસ્તાનના તાલીમબાજ અફસરો અને મંત્રી શરીફના પીરના નેતૃત્વ નીચે આધુનિક શસ્ત્રાસ્ત્રથી સજ્જ લોકોએ કાશ્મીર પર આક્રમણ કર્યું.* આખા દળની સરદારી બ્રિગેડિયર અકબરખાનને સોંપાઈ હતી. એમણે પોતાનું નામ જનરલ 'તારીખ' રાખ્યું હતું. ૨૧મી ઑક્ટોબરે સવારના પહોરમાં આ લોક મુઝફ્ફરાબાદ ગામમાં દાખલ થયા. અર્થહીન કતલ અને લૂંટફાટ શરૂ થયાં. રાજ્યનું લશ્કર તો સાવ ડઘાઈ ગયું. નામશેષ થઈ ગયું. ૨૩મીએ આક્રમકો ચીનારી પહોંચ્યા. ૨૪મીએ ઉરી પહોંચ્યા. ૨૭મીએ તો રામપુર અને બરામુલ્લા પહોંચ્યા. (હજુ આજે પણ બરામુલ્લામાં એમણે વરસાવેલા કેર અને સીતમની વાત મહમ્મદ મકબુલ શેરવાની અને અન્ય જુવાન શહેરીઓનું શહીદ સ્મારક કહી જાય છે.) એમણે કૅથેડ્રલ પર પણ ધાવો નાખ્યો. સેંટ જોસેફ કૉન્વેન્ટની સાધ્વીઓને ભ્રષ્ટ કરી અને મારી નાખી. કર્નલ અને મિસિસ ડાઈક્સ અને એમની બે નાની બાળકીઓ અહીં રજા માણવા આવેલાં તેમની પણ કતલ થઈ. બરામુલ્લાથી આ લોક ગુલમર્ગ અને શ્રીનગર તરફ વળ્યા. લૂંટફાટ, કતલ આગ, ઘરડી જુવાન કે કિશોર ગમે તેવી સ્ત્રીઓ પર બળાત્કાર, બધું ચાલુ જ હતું. આ કારણે ઘણા કાશ્મીરીઓ—અને હું પણ કાશ્મીરી છું—ને પાકિસ્તાનવિરોધી બનાવ્યા. એ વખતે કાશ્મીરની નેશનલ કૉન્ફરન્સના નેતા શેખ અબ્દુલ્લા હતા. એમણે મહારાજા હરિસિંગને ૨૭મી ઑક્ટોબરે ભારતને વહારે ધાવાની વિનંતી કરવા અને ભારત સાથે જોડાવાનો નિર્ણય કરવા સમજાવ્યા. ભારતના ગવર્નર જનરલે આ વિનંતી માન્ય રાખી આમ કાશ્મીર ભારત સાથે ભળ્યું અને એના વિધાન મુજબ ભારતનું એક અંતર્ગત રાજ્ય બન્યું. પણ જોડાણ થયું એ ક્ષણે પણ ભારતે કાશ્મીરના લોકને એક વચન આપ્યું કે જે ક્ષણે કાશ્મીરમાં કાયદો અને વ્યવસ્થા સ્થપાશે અને કાશ્મીરની ભૂમિ પરથી આક્રમકને હટાવી દેવાશે (જે સ્થિતિ હજુ આજે પણ આવી નથી) ત્યારે કાશ્મીરની પ્રજાની ઇચ્છા જાણવાની કોશિશ થશે. ભારતે તાબડતોબ પોતાનું લશ્કર હવાઈમાર્ગે મોકલી આપ્યુ અને શ્રીનગર અને જમ્મુ પરના આક્રમકોના

* પાકિસ્તાને આ આક્રમણ કરાવ્યું હતું અને એને સક્રિય બધી મદદ કરી હતી એના જોઈએ એટલા પુરાવા મોજૂદ છે. પાકિસ્તાને ખુદ ૧૯૪૮માં મોડે મોડે પણ પોતાના લશ્કરની કાશ્મીરમાં હાજરી હતી એમ કબૂલ કર્યું. ૧૯૪૮ના મે માસમાં ઉરી આગળના યુદ્ધમાં હું હતો ત્યારે મારી નજર સામે પાકિસ્તાની સિપાહી પકડાયેલા.

હલ્લા ખાળવામાં આવ્યા. બરામુલ્લા ૮મી નવેમ્બરે અને ઉરી ૧૧મી નવેમ્બરે ફરી હાથ કર્યાં.

પાકિસ્તાન વારંવાર એવી દલીલ કરે છે કે પાકિસ્તાન સાથે જોડાણ ઈચ્છતા લોકે રાજ્ય સામે બળવો પોકાર્યો હતો. જો પરિસ્થિતિ આવી હોત તો ૧૯૪૭ના ઑક્ટોબરમાં થોડા ભારતીય સૈનિકો શ્રીનગરમાં આવી જ શકયા ન હોત કે લાંબા પથરાયેલા સંપર્કમાર્ગો જાળવી શકાયા જ ન હોત ઉપરાંત જો પરિસ્થિતિ આવી હોત તો પાકિસ્તાની આક્રમકોનું ભાવભીનું સ્વાગત થયું હોત. વાસ્તવમાં તો સ્થાનિક કાશ્મીરી મિલિશિયા અને સ્વયંસેવકોએ જાન પર આવીને એનો સામનો કરેલો. ભારતે પાકિસ્તાનને આક્રમકોને કશી સહાય ન આપવા વારંવાર વિનંતિ કરી, પણ સાવ વ્યર્થ. જો ભારતે આ આક્રમકોની મૂળ છાવણીઓ જે પાકિસ્તાનમાં હતી તેના પર હુમલો કર્યો હોત તો તો બન્ને દેશ વચ્ચે યુદ્ધ જ થાત (૧૯૬૫માં આ જ થયું) એવું પગલું ભરવાને બદલે ભારતે પાકિસ્તાનને બહુ જ મક્કમ રીતે એમ કહ્યું કે જો પાકિસ્તાન આક્રમકોને વિવિધ રીતે સહાય કરવાનુ અને પોતાની ભૂમિનો છાવણી તરીકે ઉપયોગ કરવા દેવાનુ બંધ નહીં કરે તો સંયુક્ત રાષ્ટ્રસંઘના દસ્તાવેજ સાથે સુસંગત હોય અને પોતાના રક્ષણને માટે આવશ્યક હોય એવાં સર્વ પગલાં ભારત ભરશે. પાકિસ્તાને આનો કશો જ જવાબ ન વાળ્યો. આ પછી ભારતે સલામતી સમિતિમાં વિધિસરની ફરિયાદ દાખલ કરી.

(પોતે આ આક્રમણમાં કશો પણ ભાગ લીધાનો પાકિસ્તાને બહુ જ ભારપૂર્વક ઇન્કાર કર્યા કર્યો. સંરક્ષણ સમિતિએ એક સાવ મોળો ઠરાવ પસાર કરીને, બન્ને રાજ્યોને પરિસ્થિતિ સુધરે એવાં તમામ પગલાં લેવાનો અનુરોધ કર્યો. આ ઉપરાત એમણે ભારત અને પાકિસ્તાન બન્ને મુલકમાં જાય એવું કમિશન નીમ્યું. કમિશન ૧૯૪૮ના જુલાઈમાં પહોંચ્યું. અને કમિશનને પાકિસ્તાને પોતે આ વર્ષના મે માસથી પોતાનાં નિયમિત લશ્કર જમ્મુ અને કાશ્મીરમાં લડે છે એવું કહ્યુ એથી આશ્ચર્ય થયુ હકીકતમાં તો ઘણો લાંબો સમય થયાં લશ્કર ત્યાં હતું. પછીથી સંયુક્ત રાષ્ટ્રસંઘના ભારત-પાકિસ્તાન માટેના પ્રતિનિધિ સર ઓવેન ડિકસને કહ્યું :

૨૦મી ઓક્ટોબર ૧૯૪૭ના રોજ જમ્મુ અને કાશ્મીરની સરહદનું ઉલ્લંઘન દુશ્મનાવટભર્યાં તત્ત્વોએ કર્યું તે આંતરરાષ્ટ્રીય કાનૂનથી વિરુદ્ધ હતું અને જ્યારે પાકિસ્તાનના નિયમિત લશ્કરે જમ્મુ અને કાશ્મીરમાં પ્રવેશ કર્યો તે પણ આંતરરાષ્ટ્રીય કાનૂન વિરુદ્ધનો હતો

(ભારતની કહેવાની વાત એ છે કે જમ્મુ અને કાશ્મીરમાં પાકિસ્તાન આક્રમણખોર છે અને એણે આક્રમણ પાછું ખેંચી લેવું જોઈએ. બીજી બધી દલીલો સાવ અર્થહીન છે.)

૧૯૪૮ના એપ્રિલમાં, અમેરિકાથી પાછો આવીને હું મેજર જન. પી. એન. થાપર જે આર્મી હેડક્વાર્ટર્સના લશ્કરી મંત્રી હતા, તેમના આગળ રજૂ થયો ત્યારે એમણે મને ખબર આપ્યા કે મારી નિમણૂક જમ્મુ અને કાશ્મીરમાં ચાલતા ઘમસાણમાં એક પાયદળ ટુકડીના સરદાર તરીકે થઈ છે. ત્રણ દિવસ પછી થાપરે મને ખબર આપ્યા કે જમ્મુ અને કાશ્મીરના રાજ્યે, મારું નામ દઈને એમની મિલિશિયાના કમાન્ડર તરીકે માગણી કરી હતી અને વડા પ્રધાન તથા સંરક્ષણ મંત્રીએ એને બહાલી આપી હતી. આ ઉપરાંત થાપરે મને એમ પણ જણાવ્યું કે આ કમાન્ડ હેઠળ ઘણા અનિયમિત દળોનો સમાવેશ થતો હતો છતાં એને નિયમિત ઇન્ફન્ટ્રી બૅટેલિયનની સમતુલ ગણવામાં આવશે. આવી વ્યવસ્થામાંથી બહાર નીકળી શકાય એવી કોશિશ મેં છેલ્લી ઘડીએ પણ કરવા માંડી અને નેહરુને એમને ઘેર મળ્યો. એક ધંધાદારી સિપાહીને મન નિયમિત ટુકડીની નાયકી કરવાનું મહત્ત્વ કેટલું હોય તે મેં સમજાવવાની કોશિશ કરી. દિવસભરનું કામ કરીને નેહરુ કંટાળેલા હતા. અને મને બહુ જ સ્પષ્ટતાપૂર્વક એમ કહ્યું કે મારા મનમાં ગમે તેવી ગણતરી હોય, એમની પોતાની ખાતરી હતી કે જો મારી સેવાઓ મિલિશિયા સારુ કાશ્મીર સરકારને મળે તો એથી દેશનું હિત સચવાશે. હવે મારે દલીલ કરવાનું રહ્યું જ નહીં. અને વાત ત્યાં પતી દોઢ વરસમાં આમ બીજી વાર મને ક્ષેત્રનાયકી ન મળી.

એપ્રિલની ૨૫મીએ હું કાશ્મીર ગયો. મારી નવી નિમણૂકની જવાબદારી લેવા જતો હતો ત્યારે મેજર જન. કે. એસ. થીમૈયા પણ આપણા જમ્મુ-કાશ્મીરના દળની સરદારી લેવા મારી સાથે એ જ વિમાનમાં જતા હતા. બે દિવસ પછી હું થીમૈયા સાથે પુંચ ગયો. આ ઠેકાણે પહોંચવામાં ભારે જોખમ હતું; કારણ કે આસપાસની દુશ્મન ચોકીઓને ટાળીને વિમાનને ઊતરાણની પટ્ટીએ પહોંચતાં એક નાળા પર થઈને જવું પડતું.

થીમૈયાએ સાંભળ્યું હતું કે લડનારા પઠાણોની ઘણી મોટી જિરગાહ પુંચ પાસે જ કોક સ્થળે મળતી હતી. આ અગત્યના સમાચાર એમણે દિલ્હીના આર્મી હેડક્વાર્ટર્સ તથા હવાઈ વડા મથકે પહોંચાડ્યા અને આવા સરસ નિશાન પર હવામાંથી બૉમ્બમારો કરવાની સૂચના આપી. આ પછી ભારત અને પાકિસ્તાનના લશ્કરી વડા જનરલ બુચર અને જનરલ ગ્રેસીએ

અને અવરજવર તથા નાનકડી વ્યૂહકુશળતા પણ સુધારવા જેવી હતી. છતાંય કોઈક ક્ષણે તો એમને શરૂઆત કરવાની જ હતી. એટલે એમને ઉરી પાસે ૧૬૧મી બ્રિગેડ સાથે અને હંદવારા પાસે ૧૬૩મી બ્રિગેડ સાથે મૂક્યા.

થીમૈયા અને હું ૧૬૩મી બ્રિગેડના નાગી થાણા પાસે ગયા. (આ નાગી નામ તો તાજેતરમાં જ આ થાણું ભારે ભોગે જાળવનાર જ્યુનિયર કમિશન ઑફિસરના નામ પરથી પડેલું.) આ થાણાના સરદાર હતા બ્રિગેડિયર હરબક્ષ સિંઘ (હવે લેફ. જનરલ). થાણું એક ટેકરી પર હતું. ટેકરી અડધી આપણા કબજામાં અને અડધી પાકિસ્તાનના કબજામાં હતી. અમે ટેકરીની ટોચે જવા ભારે મથામણ કરી. દુશ્મનનો ગોળીબાર ચાલુ હતો.

હંદવારામાં ઘર્ષણ ૧૬મીએ શરૂ થયું. આગલે દિવસે એક નઝીર નામનો માણસ, જે પહેલાં જંગલખાતાનો અફસર હતો અને હવે જે લશ્કરમાં કામ કરતો હતો એણે, સ્વેચ્છાએ વેશપલટો કરીને દુશ્મનની આગલી હરોળમાં જવાનું અને બને એ માહિતી લાવવાનું સ્વીકાર્યું. જાનના જોખમે જઈને એ બીજે દિવસે એ અમૂલ્ય માહિતી લઈને પાછો આવ્યો. હરબક્ષ સિંઘે પછી ૧૬૩મી બ્રિગેડ સાથે ભારે હિમ્મતભેર હુમલો કર્યો અને દુશ્મનને તીથવાલ લગી હાંકી કાઢ્યા. આ લડાઈ દરમ્યાન ૧૬મી અને ૧૭મીએ હું આખો વખત એમની અને દળની સાથે હતો. મારા મિલિશિયાની એ ટુકડી ત્યાં હતી. એમને સાધનની જોઈએ એટલી સહાય મળી હોત તો આ હુમલાનું હજુ પણ વધુ તેજસ્વી પરિણામ આવત.

૧૮મીએ હું ઉરી પહોંચ્યો. યોજના એવી હતી કે ૧૬૧મી બ્રિગેડ ઈસ્લામાબાદની ટેકરીઓ દુશ્મન પાસેથી આંચકી લ્યે અને દોમેલ પ્રતિ આપણી કૂચ ચાલુ રાખે. આ ટેકરી પરનું પોતાનું થાણું દુશ્મન છોડી દેવાની અણી પર છે એવી વિશ્વાસપાત્ર માહિતી મળી હતી. આમ ટેકરીનું શિખર પોતાના હસ્તક રાખવાનો દેખાવ કરીને રાત પેલી બાજુની તળેટીમાં અને ગરમ વાતાવરણમાં ગાળવી એવી દુશ્મનની યોજના હતી. એટલે એવો નિર્ણય કરવામાં આવ્યો કે રાતે એકાએક હુમલો કરીને આ શિખર સર કરવું. આ કામ ડોગરાની બીજી ટુકડીને સોંપાયું.

હુમલાના એક દિવસ પહેલાં હું ઉરી પહોંચ્યો ત્યારે દુશ્મન મોર્ટાર અને તોપમારો ચલાવતો હતો. એમાં આપણી થોડી ખુવારી થઈ હતી. બ્રિગેડના સરદાર અને મને પણ દુશ્મનના ગોળીબારનો સ્વાદ મળ્યો. અમે 'કિલ્લા'ને નામે ઓળખાતી દુશ્મનની સ્થિતિનો બરાબર ક્યાસ કાઢવા

મથતા હતા. નિશ્ચિત દિવસે ડોગરા ટુકડી અત્યંત ચૂપકીદીથી ઉરીના પુલ પાસે એકઠી થઈ અને જાણે શ્વાસ થંભાવીને સજ્જ ઊભી રહી. એ લોક એમની ઘડિયાળ જોતા હતા. ટાંકણી પડે તોય સંભળાય એટલી શાંતિ હતી. હવામાં જ જાણે ભારે ઉત્તેજના હતી. રાતના દસનો સમય મુકરર કરેલો હતો. દસ વાગ્યા અને દબે પગલે કશો અવાજ કર્યા વિના એ લોક ઉરસામા બાજુની આ ટેકરી ચઢવા લાગ્યા. યોજના એવી હતી કે પ્રભાતનુ અજવાળું થાય એ પહેલાં ટેકરી ચઢીને દુશ્મનને અજાણ જ ઝાલવો. પણ આપણા દળને ઉપર જતાં મોડું થયું. દુશ્મનને ગંધ આવી ગઈ એટલે એણે પહેલ કરી અને આપણા દળના ગરમાગરમ સ્વાગત માટે પૂરી તૈયારી કરી. ડોગરા ટુકડી ટેકરી કબજે કરવાને બદલે લડવામાં પડી એટલે બ્રિગેડ કમાન્ડરે ૬/૬ રાજપૂતાના રાઇફલ ટુકડીને આ પરિસ્થિતિમાં સુધારો કરવા મોકલી. જો મૂળ યોજના મુજબ આ ટેકરી હાથ થઈ હોત તો દુશ્મન ભાગતો થાત અને આપણે દોમેલ કબજે કર્યું હોત. પણ હવે તો એને પોતાની સ્થિતિ મજબૂત કરવાનો સમય મળ્યો, આખે રસ્તે એણે પોતાની હાલત સંગીન કરી. આપણી યોજનાઓની એણે આગળથી આગાહી કરી અને આપણી યોજનાને નિષ્ફળ બનાવી.

રાજપૂતાના રાઇફલ્સે પરિસ્થિતિ સમાલી લીધી તેની આગલી રાતે બ્રિગેડ કમાન્ડર અને હું આખી રાત એક આગલી હરોળને સ્થાનકે ઠંડીમાં ઠૂંઠવાતા અને ડોગરાની ટુકડીનુ આક્રમણ કેમ ચાલે છે એના તર્કવિતર્ક કરતા બેઠા હતા. કમાન્ડિંગ ઑફિસર તો ઘણે દૂર, માઈલો આઘે, બેઠા હતા. એટલે એમની તો કશી વાત કરવાની ન હતી એ કોઈ પણ રીતે યોજનાની કેવી ગતિ થાય છે એના સમાચાર આપી શકે એવી હાલતમાં ન હતા. અમે એમના તરફથી કશું જાણવા મળશે એમ માનીને બેઠા હતા. આજ રાતે અમને હાજી પીર ઘાટીમાંથી અનેક દીવા જતા દેખાયા. આથી અમારી મૂંઝવણ વધી કઈ બાજુથી દુશ્મન ઘાવ નાખવાનો? પડખેથી કે પાછળથી? કે પછી એ કોક બીજી જ યોજનામાં હતો? પીછેહઠ કરતો હતો? અમને પછીથી ખબર પડી કે આ તો એક ભરમાવવાનો જ દાવ હતો.

આ પછીના ત્રણ દિવસ તો હું આમથી તેમ ચાલતી ખેંચાખેંચમાં જ અટવાઈ ગયો. મુખ્ય માર્ગ પર દુશ્મને જબરી પકડ જમાવી હતી. મજબૂત થાણું જમાવ્યું હતું. હું અને લેફ. કર્નલ (હવે મેજર જનરલ) 'સ્પેરો' રાજિન્દર સિંઘ દુશ્મનના ગોળીબાર થતા હતા ત્યાં ઊભા હતા તેટલામાં

થીમૈયાના વડામથકેથી લેફ્. કર્નલ ઓબેરાઈ આવ્યા. પૂછે, બ્રિગેડ કમાન્ડર ક્યાં છે ? એમને અગત્યનો સંદેશો આપવાનો છે. અમે કહ્યું બ્રિગેડિયર સેન પાસે એક ઝૂંપડીમાં છે પણ દુશ્મનનો ગોળીબાર એવો છે કે અત્યારે એ બાજુ જઈ નહીં શકાય. થોડીવાર રાહ જુઓ, પછી આપણે બધા સાથે જઈએ. ઓબેરાઈએ અમારી સાવચેતીને હસી કાઢી અને આગળ વધ્યા. હું અને રાજીન્દર પણ સાહસ કરી આગળ વધ્યા. પણ એવો ભારે ગોળીબાર થયો કે પળમાં અમે ભોંયસરસા સૂઈ ગયા જેથી ગોળીઓ અમારા દેહ પર થઈને જતી રહે. ઓબેરાઈ બહાદુર અફસર હતા. પણ હવે એમને અમે આગળ આપેલી ચેતવણીનો મર્મ સમજાયો.

૨૧ મી મેના રાતના આઠ વાગ્યે રસ્તાની ડાબી બાજુથી આગળ વધીને અમુક ટેકરી સર કરવાનો ૭ મી શીખ ટુકડીને હુકમ અપાયો. એમના ઉપર ખૂબ ભારે ગોળીબાર થયો અને એ આગળ વધી ન શક્યા. રસ્તા પરની અમારી મુખ્ય કામગીરી પર પણ ભારે પ્રહાર થયા એટલે રુકાવટ આવી. અમારા જમણા પડખા પર કુમાઉંની ટુકડીની નાયકી લેફ્. કર્નલ (હવે લેફ્. જનરલ) એમ. એમ. ખન્નાએ ખૂબ બહાદુરીપૂર્વક કરી અને આગળ વધ્યા. પણ પોતાના સાધનથી સમાલી શકાય એ કરતાં એ વધારે આગળ નીકળી ન જાય માટે અમારે એમને વધારે આગળ જતા વારવા પડ્યા. સમગ્ર રીતે બ્રિગેડને થોડી અર્થહીન લડાઈ પછી થંભી જવું પડયું. ઉરી-દોમેલ માર્ગના ૫૮ મા મજલથંભ પાસે જ અમારી આગેકૂચ અટકી પડી.

થીમૈયાએ દોમેલ હાથ કરવા હિમ્મતભર્યો પ્રયાસ કર્યો હતો. પોતે સરસ સરદાર હતા. એમના હાથ નીચેના અફસરો પણ બહાદુરીપૂર્વક લડ્યા પણ આ સ્વપ્નું સિદ્ધ ન થયું.

ઑગસ્ટ માસમાં લેહની ટુકડીના નાયક લેફ્. કર્નલ પ્રીથીચંદનો ખૂબ તાકીદનો સંદેશો મળ્યો. એમને છેલ્લા માણસ અને છેલ્લી ગોળી લગી લડી લેવાનો આદેશ અપાયેલો. પણ એમણે જણાવ્યું એ મુજબ ઇચ્છા છતાં પણ કાંઈ થઈ શકે એમ ન હતું જો એમની માનવબળ, દારૂગોળો, પુરવઠો અને કપડાંની તંગીને નિવારવામાં નહીં આવે તો એ લાંબો સમય લેહને સાચવી નહીં શકે. સામે દુશ્મનનું ખૂબ જબરું દબાણ હતું. થીમૈયાની આ સહુ પ્રત્યે પૂરી હમદર્દી હતી. એમને આ સંદેશો મળ્યા પછી થોડીવારમાં

મારે બીજા કારણસર એમને મળવાનું થયેલું. એમણે મને આ સંદેશો વંચાવ્યો. મેં સ્વેચ્છાએ લેહ જઈને ખરી પરિસ્થિતિ જોઈ આવવાનું માથે લીધું. એમણે મારી વિનંતી સ્વીકારી અને હું બીજે દિવસે સવારે લેહ જવા ઊડયો. લડાખ જવાનો હવાઈમાર્ગ તો ઝોજીલા થઈને જાય અને એ માર્ગ હજુ દુશ્મનના કબજામાં હતો. અમારું ડેકોટા એ ઘાટી પરથી ઊડ્યું ત્યારે દુશ્મને મશીનગનમાંથી ગોળીબાર કર્યો. એક પાંખ પર ગોળી વાગી પણ ખરી. પણ કુશળ પાઈલટે થોડી મિનિટ પછી અમને સલામત રીતે લેહ ઉતાર્યા.

લેહ ૧૧૫૦૦ ફૂટની ઊંચાઈએ છે. ચોમેર ઊંચા પહાડ. ૧૬૦૦૦ ફૂટ સુધીની ઊંચાઈએ ચોકીઓ છે. એ વખતે લેહ જતાં આપણા વિમાન એંજિન બંધ કરતાં જ નહીં. ઠીંગરાઈ જવાની સતત બીક રહેતી અને પંદર મિનિટમાં તો પાછા શ્રીનગર પહોંચી જતા.

લડાખની રાજધાનીએ પહોંચીને હું લેફ. કર્નલ પ્રીથીચંદને મળ્યો. આગળનો આખો શિયાળો એમણે લેહને કબજે રાખ્યું હતું એ નાનીસૂની વાત ન હતી. એ પોતે સાહસી અને દમામદાર દેખાવના સિપાહી. દુશ્મનના ૧૩૦૦ સામે એમની પાસે ૪૦૦ માણસ ૨/૪ ગુરખાની બે કમ્પની અને જમ્મુ–કાશ્મીર રાજ્યનાં પાકિસ્તાન અને કારગીલથી પાછાં ખેંચાયેલાં દળમાંનાં થોડાંક બિસ્માર હાલતના દળ આ ઘેરાયેલી ટુકડી પાસે ન મળે પુરવઠો, ન મળે કપડાં. આ ઊંચાઈએ તો રાંધવાની અને પાણી ઉકાળવાની પણ ભારે મુશ્કેલી હતી. લશ્કરીઓને એમનાં કુટુમ્બની ફિકરચિંતા મહિના થયાં ખરખબર નહી મળેલી તગીમી સાધનની તંગીને કારણે ઘા વકરેલા અને સડેલા. આવા સંજોગોમાં પણ વૈયક્તિક જવાંમર્દીના ઘણા કિસ્સા હતા.

૨/૮ ગુરખાની કમ્પનીના નાયક મેજર હરિચન્દને હું અહીં મળ્યો. સાવ નિર્ભય માણસ. ઘણા કામ વીરતાપૂર્વક કરેલાં. આપણી ટુકડી પાસે થોડાંક જ હથિયાર અને દારૂગોળો. અને તે પણ દીર્ઘ અંતરે ચાલે એવો નહીં. દુશ્મન તો ૩.૭ ઇંચની હોવીત્ઝર ખેંચી લાવેલો. હરિચન્દે આને નાકામયાબ કરવાનુ માથે લીધું. અને એણે દુશ્મનને ઊંઘતાં ઝડપ્યો. ધાવો નાખ્યો, તોપ ભાંગી અને એ તોપના ઊંઘતા રક્ષકોને કતલ કરી નાખ્યા. આ અને આવાં બીજાં બહાદુરીભર્યાં કામ, જે મેં નજરો નજર જોયાં એથી મેં જનરલ થીમૈયાને આ સિપાહીને મહાવીર ચક્ર આપવાની ભલામણ કરી. થીમૈયાએ એનો સ્વીકાર કર્યો અને એમને મહાવીર ચક્ર એનાયત થયો.

હું એમને મળ્યો ત્યારે સુબેદાર ભીમચંદ લેહથી બાર માઈલ દૂર ચારુ

મુકામે હતા. સ્થાનિક વસતીમાં તો એ વીરપુરુષ અને તારણહાર તરીકે ગણાતા, કારણ કે, દુશ્મનના ઘણા હુમલામાંથી એમણે આ ગામોને બચાવ્યાં હતાં. એક દિવસ એને સમાચાર મળ્યા કે એના ગામમાં એની પત્ની બે બાળક મૂકીને મરી ગઈ. સમાચાર સાંભળીને એ ઘણો વ્યાકુળ થયો અને કૌટુમ્બિક કામ પતાવવા એણે નાનકડી રજા માગી. તરત જ રજા મંજૂર કરવામાં આવી પણ થોડી ક્ષણોમાં જ આ લશ્કરી થાણા થારુના રહેવાસી ગામવાસીઓ ત્યાં ભેગા થયા. એમને દુશ્મન બીજો હુમલો કરશે એવો ભય હતો અને સુબેદાર સિવાય બીજું કોઈ એમનું રક્ષણ કરી શકે એમ ન હતું. માટે હમણાં રજા પર જવાનું મુલતવી રાખો એવી અરજ ગુજારી. ભીમચંદ સામે તો ધર્મસંકટ જેવું થયું નમાયાં થયેલાં પોતાનાં બાળકો પાસે જાય કે પછી પોતાના સ્થાને રહીને ઘણા નિર્દોષના જાન બચાવે ? એણે ઘણા મંથન પછી અહીં જ રહેવાનો નિર્ણય ગદ્‌ગદ કંઠે કર્યો. અને એ પછી જે લડાઈ ખેલાઈ એમાં પોતાના પર મુકાયેલ વિશ્વાસ યોગ્ય જ હતો એમ એણે પુરવાર કર્યું. ફરજપાલનના આવા ઉમદા દૃષ્ટાન્ત બદલ અને બીજાં વીરતાભર્યાં કામ બદલ એમને વીર ચક્ર આપવાની ભલામણ કરી અને ઉચ્ચાધિકારીઓએ એ સ્વીકારી.

આ ઘેરાયેલી ટુકડી સાથે રહીને, એમની સાવ તંગ અને ગંભીર હાલત જોઈ તથા જે બહાદુરીપૂર્વક એ પરિસ્થિતિને સંભાળી રહ્યા હતા તે જોઈને હું હવાઈમાર્ગે ૧૯મી ડિવિઝનના મુખ્ય મથકે પહોંચ્યો અને મેં જે જોયું એ થીમૈયાને કહ્યું.

' રામબન પાસેના સુમલ ગામમાંથી' બે ડોગરા છોકરીઓ સીના અને શુ ખુનું કેટલાક બકરવાલોએ અપહરણ કર્યું હતું. છોકરીઓના બાપે, બનીહાલ પાસેની રાજપૂત બૅટેલિયનના કમાન્ડિંગ ઑફિસર લેફ. કર્નલ રણવીરસિંઘ એમ. બી. ને સહાય કરવા અરજ કરી અને એમણે કર્તવ્યભાનથી એ અરજ માન્ય રાખીને જ્યાં હોય ત્યાંથી એ છોકરીઓને શોધીને હાજર કરવા લશ્કરી ટુકડી મોકલી. આ શોધમાં એમને હથિયારધારી બકરવાલો સાથે ઝઘડો થયો.' છોકરીઓ તો હાથ ન લાગી, પણ એ પોતે મુશ્કેલીમાં મુકાયા. આ આખા ઝઘડાની બધી વાતની તપાસ કરવા એક સમિતિ નીમાઈ અને દિલ્હીએ મને એ સમિતિનો પ્રમુખ નીમ્યો.' અબ્દુલ્લાએ આ સમિતિ સાથે ઘણી વાતે સહકાર ન કર્યો. અમને સાક્ષી મેળવવામાં પણ મુશ્કેલી નડી આ કિસ્સામાંથી. અબ્દુલ્લાએ રાજકીય લાભ' ઉઠાવવાની કોશિશ કરી.

રાજીનામુ આપવાની ધમકી આપીને એણે નેહરુને દમ માર્યો કે જો થોડા હિન્દી લશ્કરના માણસો સામે કડક હાથે કામ લેવામાં નહીં આવે તો (કરવામાં આવેલા આક્ષેપો તો કદી પુરવાર થયા જ નહીં) એના કાશ્મીરી પ્રજા પર ઘેરા પ્રત્યાઘાત પડશે! આ એમની બહુ જ પ્રિય ધમકી હતી પણ ભારત સરકારે એની તપાસ ચાલુ રાખી.

આક્ષેપ એમ હતો કે એમના ગામમાંથી આ બે છોકરીઓને ઉઠાવી ગયા પછી એમને ઠામ ઠામ પીર પંચાલ ડુંગરામાં ફેરવી હતી, અને છેલ્લા થોડાક માસમાં એમનાં કેટલાય બકરવાલ સાથે લગ્ન કરવામાં આવેલાં. અબ્દુલ્લાએ એક શંભુનાથને ખોટા આરોપસર પકડયો હતો અને શ્રીનગરમાં કેદ રાખ્યો હતો એવા પણ સમાચાર મને મળ્યા હતા. એ દિવસોમાં એવું બનતુ કે જો કોઈની સામે, અબ્દુલ્લા પોતાને ન ગમતા માણસ સામે કશો પુરવાર થઈ શકે એવો આરોપ રજૂ કરી શકતા નહીં તો એવી વ્યકિતને એ આર એસ એસ (રાષ્ટ્રીય સેવક સંઘ–જે મુસ્લિમ લીગના સામેના પલ્લાની સંસ્થા હતી)નો સભ્ય છે એમ આક્ષેપતા. પછી બિનસાંપ્રદાયિકતા હેઠળ સજા કરાવતા. આખરે અમે શંભુનાથને અમારી સમિતિ સમક્ષ સાક્ષી આપવા લાવી શકયા. અને અમે એમની હૃદયદ્રાવક વાત સાંભળી. એ પોતે વેરીનાગના નેશનલ કોન્ફરન્સના પ્રમુખ હતા તાજેતરના ઘર્ષણ વખતે એણે ભારતીય લશ્કરના ભોમિયા તરીકે કામગીરી કરી હતી એ કારણસર એનું સઘળું મહત્ત્વ જાણે ઘડીના છઠ્ઠા ભાગમાં જ અલોપ થઈ ગયુ. એને આર. એસ. એસ ના માણસ તરીકે ભાડવામાં આવ્યો અને જેલ ભેગો કરી દીધો. હાથે બેડી પહેરાવીને ખુલ્લા પગે, ચાલતો બધે ફેરવ્યો હતો એમ પણ શંભુનાથે કહ્યુ હતુ. શંભુનાથે મને મારવાથી પડે એવા સોળ આખે અંગે પડયા હતા તે મને બતાવ્યા. સત્તાવાળાએ એને માર્યો હતો. એણે કર્યા ન હતાં એવા કામ કર્યાંનુ એ કબૂલ કરે માટે એને મારવામા આવેલો. ઇતિહાસ પણ જાણે પાછાં પગલાં કરીને મધ્યયુગમાં પાછો પેસી ગયો હોય એવું હતુ મેં અવિધિસર આ કિસ્સાની વાત સરદાર પટેલને પહોંચાડી. આખરે શંભુનાથનો છૂટકો થયો પણ એને કાશ્મીરમાં રહેતા જાનનો ખતરો હતો. મેં કાશ્મીરથી એને એક લશ્કરી ખટારામાં મોકલીને દિલ્હી પાસે એને નોકરી અપાવી. પછી મેં આ કિસ્સા વિષે ખૂબ કડક અહેવાલ યોગ્ય સત્તાવાળા પાસે મોકલ્યો. મને સાંભળવા મળ્યુ કે શેખ અબ્દુલ્લાએ જનરલ બુચર પાસે મદદની માગણી કરી બુચરે મારા અહેવાલ અને ભલામણની અવગણના કરીને આપણા રજપૂત સિપાહીઓ સામે જુદા જુદા આરોપો મુકાવીને મુકદ્દમા માંડયા.

આ બધા સામે કશા પુરાવા ન મળ્યા એટલે પુરાવાના અભાવે સહુ છૂટી ગયા. બુચરે લેફ. કર્નલ રણજીરસિંગ અને બ્રિગેડિયર વિક્રમસિંગ સામે અબ્દુલ્લાને રાજી કરવાના હેતુથી કારવાઈ કરાવેલી.

જનરલ બુચરની ભારતના સરસેનાપતિ તરીકેની નિમણૂકને લશ્કરમાં સારો આવકાર મળ્યો ન હતો. લોકહાર્ટ અને રસેલ જેવા વિખ્યાત બ્રિટિશ અફસરોની આ સ્થાને, કદાચ એ લોક વધુ સ્વતંત્ર અને આખાબોલા હતા માટે નિમણૂક ન થઈ. બુચરની કારકિર્દી સામાન્ય હતી અને આખી કારકિર્દીમાં એમણે ક્યારેય નાયકી કરી જ ન હતી

હું એક પરિષદના કામે કાશ્મીરથી દિલ્હી આવ્યો હતો અને નેહરુ સાથે છોટા હાજરીમા હતો. થોડી વાત પછી મેં, પૂરી માફી માગીને એક નાજુક મુદ્દાની વાત માંડી. ભારતના સરસેનાપતિ રોમ બુચર અવારનવાર પાકિસ્તાનના સરસેનાપતિ ગ્રેસીને ટેલિફોન કરે, લશ્કરી બાબતોની માહિતી આપે અને કદાચ વ્યૂહ વિષેની ચર્ચા કરે એ, બન્ને દેશો વચ્ચે યુદ્ધ ચાલતું હોય ત્યારે વાજબી ગણાય ? આ તે કેવી લડાઈ કહેવાય ? બે સેનાપતિ વચ્ચે એક રીતનો આવો વહેવાર હોય ત્યારે લડાતી લડાઈને શું કહેવું ? અને બુચરે દુશ્મન દળના પઠાણો પુંચ વિસ્તારમાં એકઠા થયા હતા ત્યારે એમના પર બૉમ્બમારો કરવાની ના પાડી અને તે પણ જો જવા દીધા તો આપણી હસ્તીને જ જોખમમાં મૂકશે એ વાત જાણ્યા પછી, તે શું યોગ્ય કહેવાય ? ગમે તે કારણ હોય પણ યુદ્ધમાં દુશ્મનને સાવ કોરો જવા દેવો અને તે પણ એનું ચાલે તો પહેલી તકે જ એ આપણો ઘાત કરવાનો છે એ જાણ્યા પછી, એ શું ઠીક કહેવાય ? મેં વાતને અંતે એમ કહ્યું કે બુચરની ભારતના લશ્કરમાં પ્રતિષ્ઠા નથી અને બ્રિટિશ કચેરીમા કશું ચલણ નથી તો પછી એમનું કામ શું ? જો સાંભળ્યા પ્રમાણે બુચર લંડન યુદ્ધસામગ્રી મેળવવા જવાના હશે તો એમનો બ્રિટિશ સત્તાવાળાઓ પર જે પ્રભાવ હતો એ જોતાં આપણને કશું પણ મળવાની સંભાવના ઘણી જ ઓછી છે.

નેહરુને બુચર વિરુદ્ધની મારી વાતોથી થોડું વસમું લાગ્યું અને મને આગળ બોલવાનું કશું ઉત્તેજન ન આપ્યું કશી અણગમતી વાતની ચર્ચા અટકાવવાની આ એમની જાણીતી આદત હતી પછીથી મને જાણવા મળ્યું કે બુચર લંડન ગયા—તાત્કાલિક અગત્યની એવી લશ્કરી સામગ્રી મેળવવા

તેય લગભગ ઠાલા હાથે પાછા આવ્યા. સાથે જો અને તો વગેરેનો ભારો બાંધી લાવ્યા. મેં નેહરુને બુચરની લંડનની કામગીરી વિષે પૂછ્યું ત્યારે એટલો જવાબ દીધો કે એ સફળ નીવડ્યા ન હતા. થોડા મહિના પછી બુચર ગયા અને કરીઅપ્પા ભારતના સર સેનાપતિ થયા ત્યારે હિન્દી લશ્કરમાં એ પગલાંને એક અવાજે વખાણવામાં આવેલું.

જે મિલિશિયાનો હું સરદાર હતો એના કામમાં અબ્દુલ્લા ડખલ કરતા હતા એટલે મારે એમની સાથે ઘર્ષણમાં આવવું પડ્યું. અઢતી અને શિસ્તની બાબતમાં અણુધાર્યું દબાણ આવ્યા કરતું. હું કશી જ ધાલ-ધૂસણને પસંદ કરતો ન હતો એટલે હું અળખામણો બન્યો. એકવાર મિલિ-શિયાના એક સિપાહીને ગંભીર ગુના બદલ પકડ્યો હતો. લશ્કરી અદાલત સમક્ષ એનો મુકદ્દમો ચાલવાનો હતો. આ વખતે હું ઈદને દિવસે ટુકડીને કામે બહારગામ હતો.

પોતાના રસાલા મારફત અબ્દુલ્લાએ મારી ગેરહાજરીમાં મારા હાથ નીચેના અફસરોને, આજના મુબારકદિનની ઉજવણીમાં અપાયેલી સામાન્ય મુક્તિમાં, છોડી મૂકવાનો હુકમ કર્યો. આ ગુનેગારને જે સખત નસિયતને એ લાયક હતો તે કરવાને બદલે અબ્દુલ્લાએ પોલીસ અધિકારી બનાવ્યો. મેં ઘણો ઊહાપોહ કર્યો. પણ બધું અરણ્યરુદન જેવું. કોઈએ મારા કહેવા પર ધ્યાન આપ્યું નહીં. હવે તો લશ્કરી બાબતોમાં પણ રાજકારણ પૂરબહાર ચાલતું હતું.

થોડા દિવસ પછી એક સિપાહી, જેને કશા ગુના બદલ સજા થયેલી તે વિરોધમાં ભૂખહડતાલ પર ગયો. ફરી એકવાર લશ્કરમાં રાજકીય ઊછળકૂદનો પ્રયોગ આવ્યો. મેં આ સામે કશી રહેમ વિના કામ લેવાનું ઠરાવ્યું. એટલે મેં મારા કુશળ સ્ટાફ ઑફિસર લેફ. કર્નલ જી એસ. પુરીને કહી દીધું કે આ માણસ ભૂખહડતાલ છોડી દે તોય એને એક બે દિવસ લગી કશો ખોરાક ન આપવો, માત્ર પાણી આપવું. આ કદાચ કઠોર લાગે એવી રીતે પણ જો એ બાધપાઠ શીખે તો એને પણ લાભ થશે. અને એ દરમ્યાન એ ખોરાક લેવાની ના પાડતો હતો તે વખતે, માથે ભારે બોજો મુકાવી મેં એને ચક્કર દોડાવ્યું. એણે ખૂબ આનાકાની તો કરી. પણ દોડવું પડ્યું. આ ઘડીએ અબ્દુલ્લાના એક માણસે મને આની સાથે રહેમિયતથી વર્તવાનું કહ્યું. મેં કહ્યું કે મારો ઉદ્દેશ તો અમારા દળમાં ગેરશિસ્તને દાખલ થતી રોકવાનો જ હતો અને આવા કિસ્સામાં કશી રહેમદિલીને સ્થાન ન

હોય; કારણ કે એવી રીતે દાખલો બેસાડવાનો હોય. પણ જે ઘડીએ માણસ યોગ્યતા કે વહેવારની આગળ સિદ્ધાન્તને મૂકતો થાય છે ત્યાંથી એને વિષેની ગેરસમજ પણ શરૂ થાય છે.

ગ્રીષ્મઋતુમાં અબ્દુલ્લાએ મને બોલાવ્યો. મને કહે કે કિસ્તવારમાં કોમી બેદિલીને કારણે વાતાવરણ તંગ હોવાના સમાચાર એમને મળ્યા હતા. એટલે મારે અમુક એક કોમના માણસોની ટુકડી મિલિશિયામાંથી લઈને ત્યાં જવું જેથી સ્થાનિક પ્રજામાં ફરીવાર વિશ્વાસની સ્થાપના થાય. મેં કહ્યું: ભારતીય દળોમાં સાધારણ રીતે કોમવાર ટુકડીઓ નથી હોતી અને એમને આમ ચોક્કસ કામ આવી રીતે નથી સોંપાતું. એટલે મારી સાથે હાજર હશે એ ટુકડી લઈને જઈશ. મને લાગે છે કે અબ્દુલ્લાએ આ વાત હું કશો ભારે ગુનો કરતો હોઉં એ રીતે ઉચ્ચ અધિકારીઓ સમક્ષ રજૂ કરી. મારી પાસે જાતજાતના ખુલાસા માગવામાં આવ્યા. પણ જ્યારે ઉચ્ચ અધિકારીઓને ખબર પડી કે નાનકડી સાદી વાતને કોમવાદી રંગ ચઢાવવામાં આવતો હતો ત્યારે એમણે આ વાત આગળ ન ઉખેળી.

મને એમ ખબર મળ્યા કે એક માજી લેફ્ટેનન્ટ અદાલત ખાને પહેલાં પાકિસ્તાન હિજરત કરી હતી પણ પછી અબ્દુલ્લાએ એને બોલાવ્યો એટલે પાછો આવ્યો. અબ્દુલ્લાએ એને કિસ્તવારનો વહીવટદાર નીમ્યો હતો. નેહરુના ઘરમાં કામ કરતાં શ્રીમતી કૃષ્ણા મહેતાના પિતા કિસ્તવારમાં રહેતા હતા. એમણે કિસ્તવારમાં શું બન્યું હતું એનું અબ્દુલ્લા કરતાં સાવ જુદું બયાન મને કહ્યું.

૧/૨ પંજાબ પેરાટ્રુપર્સના સોએક માણસ સાથે હું બાતોતીથી નીકળ્યો અને ૬૫ માઈલ ભર વરસાદમાં કાપીને ત્રીજે દિવસમાં કિસ્તવાર પહોંચ્યો. ત્યાં લેફ્. કર્નલ (હવે બ્રિગેડિયર) 'ફીમ' યાદવ મિલિશિયાના નાયક હતા. ૧૯૪૬–૪૭માં એ લોર્ડ માઉન્ટબેટનના એર્ડ–દ–કેમ્પ હતા. પોતે સરસ કુશળ અફસર હતા. કિસ્તવારમાં ભારે અસંતોષ હતો એ હું જોઈ શક્યો પણ એ અસંતોષ અબ્દુલ્લાએ વર્ણવ્યો હતો એના કરતાં જુદી જ જાતનો હતો. અદાલત ખાન કુશળ કે આદર્શ વહીવટદાર પુરવાર થયા ન હતા.

ફીમ યાદવ મારફત તાતકાલિક અને અસરકારક પગલાં લીધાં એટલે લોકમાં વિશ્વાસ આવ્યો. એટલે પીર પંચાલ થઈને હું શ્રીનગર આવ્યો. આવતાં મને ત્રણ ચાર દિવસ થયા. હું શ્રીનગર પહોંચું એ પહેલાં અદાલત ખાને અબ્દુલ્લાને અહેવાલ મોકલ્યો હતો. એમાં મારી કિસ્તવારની મુલાકાત સામે અને મેં

લીધેલાં 'આપખુદ' પગલાં સામે વિરોધ ઠાલવ્યો હતો. આમ તો આ પગલું એણે પોતાના બચાવ ખાતર લીધું હતું, કારણ કે એના ગેરવહીવટની વાત પહેલી જ વાર બહાર આવી ગઈ. અબ્દુલ્લાએ મારા સામે આ આક્ષેપ મૂક્યો ત્યારે જ મેં એ સાવ પાયા વિનાનો હતો એમ કહ્યું. જેને આપખુદ કે અયોગ્ય કહેવાય એવું કશું જ મેં કર્યું ન હતું એમ પણ મેં કહ્યું. પણ એણે વાતને વધારીને નેહરુને લખ્યું. સાથે જણાવ્યું કે જો ભારત આવી જ રીતે વર્તે અને આવા બનાવ બન્યા કરે તો કાશ્મીરનો રાજકીય ટેકો ચાલુ રહેવાની એ પોતે કશી ખાતરી નેહરુને ન આપી શકે. સાથે એમ પણ લખ્યુ કે આ મુદ્દા પર એમના પ્રધાનમંડળના કેટલાક પ્રધાનો રાજીનામું આપવા તૈયાર થયા છે. સહજ હતું કે નેહરુ ગુસ્સે થાય. એ બધી વાત જાણતા ન હતા. એમણે મને તરત જ દિલ્હી બોલાવ્યો અને મારે કહેવાનું હતું તે સાંભળ્યા વિના જ ગુસ્સામાં મને કહ્યું: 'કિશ્તવારમાં તમે જે કર્યું એનો અહેવાલ અબ્દુલ્લાએ મને મોકલ્યો છે મને કાંઈ સમજાતું નથી. તમે તમારી જાતને શુ માની બેઠા છો ? જો આમ જ કરશો તો કોઈ દિવસ ભારત કાશ્મીર ગુમાવશે '

'પણ આપ હકીકત શુ છે તે જાણો છો ?' મે પૂછ્યુ.

'મને તે કારણસર તમે અબ્દુલ્લા સાથે ઝઘડયા છો. એની સાથે વંકાવાનુ આપણને પાલવે નહીં. મને એમ હતુ કે બીજા બધા કરતાં તમે તો આટલી વાત સારી પેઠે જાણો છો !' એ ગુસ્સાથી ધૂંવાંપૂંવાં થઈ ગયા હતા.

હું ચૂપ રહ્યો. જો હકીકતનુ કશું મહત્ત્વ ન હોય અને રાજકારણ જ અંતરાત્મા કરતાંય ઉચ્ચ સ્થાને હોય તો મારે કશું કહેવાનું જ ન હતુ.

'કેમ કશું બોલતા નથી ?' નહેરુએ પૂછ્યું.

હવે હું પણ જરા તંગ હાલતમાં આવ્યો. જવાબ વાળ્યો: 'જો આપ કશી વાત સાંભળવા માગતા ન હો અને આપે આપનો નિર્ણય કરીને કિશ્તવારમાં મેં જે કર્યું તે અયોગ્ય હતું એમ ઠેરવ્યું હોય, અને તે પણ મારી એક વાત સાંભળ્યા વિના, તો પછી મારે શું કહેવાનુ હોય ?'

નેહરુ કશું બોલવાની તૈયારી કરતા લાગ્યા પણ ત્યાં તો એ રોષમાં કમરામાંથી નીકળી ગયા.

બીજે દિવસે સવારે નેહરુએ મને ફરી બોલાવ્યો આ વખતે એમણે બહુ ભાવપૂર્વક મને બોલાવ્યો. વીગતે મેં કિશ્તવારમાં શું જોયું એની વાત

કહેવા કહ્યું. સાવ જુદા જ માણસ લાગતા હતા. રાતની વાતમાં કોકે એમને કશું કહ્યું હશે કે નહીં એની તો મને ખબર નથી, પણ મને મનમાં એવું થયું ખરું. એ જે હોય તે, મેં તો એમણે જ મને કાશ્મીર મોકલ્યો હતો એ વાતથી વાત શરૂ કરી. જમ્મુ–કાશ્મીરની સરકારની ભલામણથી અમેરિકાની કામગીરીથી પાછો આવ્યો ત્યારે મોકલ્યો હતો, અને તે દેશના હિતને લક્ષમાં રાખીને. કિશ્તવાર તો હું અબ્દુલ્લાની વિનંતીથી ગયો હતો. મેં આગળ કિશ્તવારમાં જે જોયું, એ દૂર ફંગોળાયેલા જિલ્લામાં જે ગેરવહીવટ પ્રવર્તતો હતો એની વાત કરી. આ રચળે આપણી કેટલીક રાઈફલો એ સાવ અનધિકૃત માણસોના હાથમાં હતી અને એ હથિયારના જોરે ત્યાં ઘણું અઘટિત કામ થયું હતુ. કેટલીય જુવાન છોકરીઓનાં અપહરણ થયાં હતાં. એમને સાવ અનિચ્છનીય માણસોને વરાવવામાં આવી હતી. અને આવા તો ઘણાં ગુનાહિત કાર્ય ત્યાં થયાં હતા. આ અને આવા કિસ્સાઓ હું સત્તાધારીઓ સમક્ષ એ હેતુથી રજૂ કરતો હતો કે વેળાસર આવું અટકાવી શકાય. અબ્દુલ્લાના તંત્રમાં આવું ચાલતું હતુ એને રોકવામાં ન આવે તો જતે દહાડે એ બધું આપણે શિરે આવે.*

આ તકનો લાભ લઈને અબ્દુલ્લાની નિગેહબાની નીચે કાશ્મીરમાં ચાલતાં બીજાં અનિષ્ટોની વાત પણ મેં નેહરુને કહી ખૂબ ધીરજથી એમણે મારી બધી વાત સાંભળી. ઘણીવાર લગી મૌન ધાર્યા પછી એમણે મને કાશ્મીરના રાજકારણના ઘણા ગુંચવતા મુદ્દાઓ સમજાવ્યા અને શેખ અબ્દુલ્લા સાથે સારાસારી રાખવાની અગત્ય વિષે કહ્યું. મેં જે કહ્યું એ સાંભળીને પોતાને દુઃખ થયું છે એમ જણાવીને એ બાબતમાં વહેવારુ દૃષ્ટિબિંદુને કારણે કશું પણ થઈ શકે એવુ નથી એમ પણ કહ્યું. છેવટે સાચા મુદ્દા પર આવીને કહ્યું કે અબ્દુલ્લાએ મારી કાશ્મીરથી બદલી કરવાનું કહ્યું છે, એમને મારી હાજરી પોતાના કામમાં અંતરાયરૂપ લાગે છે. નેહરુએ મારો કોઈ ખાસ દોષ નથી એટલી સ્પષ્ટતા કરતાં કહ્યું કે અબ્દુલ્લાની વિનંતીને અવગણવાનું પોતાને માટે શક્ય ન હતું. આખરે એ કાશ્મીરના વડાપ્રધાન છે અને હું એમની સાથે ઝઘડો માંડી બેઠો હતો ! અબ્દુલ્લાને ખમેડવા કરતાં મારા

* મેં નેહરુને એ વાતની પણ યાદ અપાવી કે ૧૯૩૭ લગી અબ્દુલ્લા કાશ્મીરમાં કોમી જૂથોના નેતા હતા. પણ પવન જોઈને અને કૉંગ્રેસ એક દિવસ ભારતમાં રાજ્ય કરશે. એવું વરતાતા એ એકાએક રાષ્ટ્રવાદી બનેલા. ૧૯૩૮માં પહેલીવાર કૉંગ્રેસ સત્તા પર આવી ત્યારે આમ બનેલું.

જેવી વ્યક્તિને ખસેડવાનુ એમને માટે આસાન હતું * નેહરુએ એમ પણ કહ્યું કે વહીવટી વડા સાથે કોઈ વ્યક્તિ ટકરાય તો વ્યક્તિને જ સાધારણ રીતે જવું પડે. એટલે હવે મારી બદલી થશે અને મને કાસ્મીર બહાર પણ કાસ્મીરની નજીક જ, જેમ બને તેમ જલદી મૂકવામાં આવશે. આ પછી એમણે લશ્કરના વડાને આ જાતનો પત્ર લખ્યો અને મને નકલ મોકલાવી.×

૧૯૪૮ના ઓક્ટોબરમાં મેં કાસ્મીર છોડયું. ઘડિયાળના લોલક જેમ ચાલતા યુદ્ધમાં હું ઘણું ઘણું શીખ્યો હતો અને જેનો જોટો ન મળે એવા રાજકીય સંજોગોમાં હું જીવ્યો હતો.

કાસ્મીરથી પાછા ફર્યા પછી મને ૧૯૪૮ના ઓક્ટોબરમાં જલંદર ખાતે ૧૧ ઇન્ફન્ટ્રી બ્રિગેડનો કમાન્ડ અપાયો. ઘણો સમય થયાં હું લશ્કરના મહત્ત્વના ખાતા ઇન્ફન્ટ્રીમાં હતો ત્યાંથી ઘણાં વરસ થયાં અલગ થયો હતો. લશ્કરમાં જ હતો છતાં આ વરસોમાં મને લશ્કરી અને બીજી ઘણી બાબતોનો અનુભવ મળ્યો હતો. દા. ત. મને ક્વેટાની સ્ટાફ કોલેજનો શિક્ષણક્રમ લેવાની તક મળી હતી. કરાચીની ઇન્ટેલીજન્સ સ્કૂલમાં શીખવવાની તક મળી હતી. જાહેર સંપર્કનું કામ કર્યું. આર્મી હેડક્વાર્ટર્સના સ્ટાફ પર પણ કામગીરી બજાવી. લશ્કરના રાષ્ટ્રીયકરણ વિષેની સમિતિનો મંત્રી રહ્યો. પછી વૉશિંગ્ટનમાં લશ્કરી એટેચી તરીકે રહ્યો. પછી સંયુક્ત રાષ્ટ્રસંઘના આપણા કાસ્મીર વિષેના પ્રતિનિધિમંડળના લશ્કરી સલાહકારની કામગીરી બજાવી. બર્માની લડાઈ દરમ્યાન મોટર ટ્રાન્સપોર્ટ બૅટેલિયનની સરદારી કરી અને છેલ્લે જમ્મુ અને કાસ્મીરના યુદ્ધ દરમ્યાન મિલિશિયા, ઇન્ફન્ટ્રી )ની ઘણી ટુકડીઓની નાયકી કરી

મારા હાથ નીચે લગભગ ૪૦૦૦ જેટલા સિપાહીઓ હતા. તેમાં બે

* પણ પાંચ વરસ પછી અબ્દુલ્લાને રાષ્ટ્રના તકાદાને કારણે ખસેડેલા.

× ૧૯૪૮માં જમ્મુ-કાસ્મીરમા જે બન્યું એને માટે બક્ષી ગુલામ મહમ્મદને નહીં પણ શેખ અબ્દુલ્લાને જવાબદાર ગણવા જોઈએ, એટલું મારે અહીં ઉમેરવું જોઈએ. વાસ્તવમાં તો જેમ સમય વીતતો ગયો તેમ અબ્દુલ્લા અને બક્ષી વચ્ચેની ફૂટ વધતી ગઈ. તંગ સંજોગોને કારણે બક્ષીએ અબ્દુલ્લાનાં ઘણાં કાર્ય સામે આંખમિચામણાં કર્યાં. બીજાઓએ બીજે સ્થળે પણ આમ જ કર્યું હતું. બન્ને વચ્ચે મેળથી થયેલાં કામ તો ઘણાં જ અલ્પ છે.

આ સંસ્થાનને નાકે મેં આવી તખતી મુકાવી. બીજા વિશ્વયુદ્ધમાં પોતાનો જાન આપનાર મારી બ્રિગેડના અફસરો અને સિપાહીઓની યાદમાં આવું લખાણુ લખ્યું :

બીજા જીવે માટે પોતાનો જાન આપનારની યાદમાં.

સર્વધર્મની પ્રાર્થના થઈ શકે—હિન્દુ, મુસ્લિમ, શીખ, ઈસાઈ બધા જ, અકબરના દીને ઈલાહી જેમ એક જ સ્થળે બધા જ પ્રાર્થના કરી શકે એવો મોટો કમરો બાંધ્યો. મારો આગ્રહ હતો કે દરેક ધર્મવાળા પોતાના ધાર્મિક તહેવારો આ સ્થળે ઊજવે તો એ લોક એકમેકની વધુ નજીક આવે. એવા દિવસે જે તે ધર્મપુરુષો સાથે પ્રાર્થના કરે, સહુના ધર્મ વચ્ચે સુસંવાદિતા હોય અને એકમેક વચ્ચે કશો જ વિખવાદ ન હોય એમ. મધ્યમાં જ મેં એક અશોક સ્તંભની રચના કરાવી. એ થયો સર્વધર્મની સમતાનો સંકેત. એની રચના અને શિલ્પ માટે મેં દિલ્હીથી નિષ્ણાતને બોલાવ્યા.

મેં આ યોજનાનુ નામ 'જવાનાબાદ' પાડયું. એનો અર્થ થતો સામાન્ય સિપાહીનુ નિવાસસ્થાન. કોઈ પ્રસિદ્ધ રાજકારણી પુરુષ કે કોઈ મોટા વિજેતા સેનાપતિના નામ સાથે એને સાંકળવા હું તૈયાર ન હતો. આપણા દેશમાં આવા મોટા માણસોનો આદર કરવાની આ પ્રથા છે એ હું જાણું છું. આ 'સંસ્થાન'ના રસ્તાઓનાં નામ પણ બ્રિગેડના જે યુદ્ધમાં મરણ પામ્યા હતા તેમના નામ પરથી પાડયાં. વિશ્વ આરોગ્ય સંસ્થા સાથે મસલત કર્યા પછી મેં અહીં એક રુગ્ણાલય રચવાનો નિર્ણય કર્યો. આ સ્થળે મારા માણસોનાં કુટુમ્બીઓનાં આરોગ્યની દેખભાળ થઈ શકે. તરવાનો હોજ અને ખુલ્લા રંગમંચની પણ મેં વ્યવસ્થા કરી. એમને કાંઈ ખર્ચ કરવું ન પડે અને છતાં એમના જીવનમાં સગવડ અને આરામ મળે એવો મારો ખ્યાલ હતો.

આ બધું કરવા જતાં ઘણી મોટી રકમનાં બિલ આવ્યાં અને એ આપવા માટે નાણાં ઊભાં કરવાનાં હતાં. મેં શકય એટલા માર્ગ અજમાવ્યા. નાટકો લખ્યાં અને ભજવ્યાં. અને ઘણી જહેમત પછી જવાનાબાદ તરતું થયું.

કવાયત, અને ગોળીમારની તથા બીજી તાલીમની સાથે સાથે મેં આ કામ કર્યું. જો આ બાંધકામમાં થોડો પણ વખત આ જરૂરી પ્રવૃત્તિમાંથી ગયો હોય તો તરત જ અમે વધારે વખત કામ કરીને વાળી ભરતા. પાંચ મહિના લગાતાર વરસાદ અને તાપમાં અમે ચોવીસ કલાક મજૂરી કરી.

મારી સામે અપરંપાર મુશ્કેલીઓ આવતી હતી. પણ તે વખતે મારા

સદ્કાર્ય કરે અડગ દીવાલ જેમ મારી સાથે રહ્યા. એ બધાનો હું ખૂબ આભારી છું. મને એ પ્રસંગ બરાબર યાદ છે. આ યોજના હાથ લેતાં પહેલાં મેં આ ચાર હજાર સિપાહીઓને ઉદ્દેશ્યા હતા. અને આવા કાર્યમાં મને એમનો સહકાર મળી શકે કે કેમ એમ પૂછ્યું હતું. ત્યારે ચાર હજાર રાઈફલ ઊંચી થઈ હતી, એક અવાજે હાનો જવાબ મળ્યો હતો તે હશે. આ જવાબથી મારી હોંશ ખૂબ વધી હતી. હવે પાંચ મહિનાના સદ્કાર્ય પછી મેં એમને એક મૂર્તિમંત થયેલા સ્વપ્નાની ભેટ ધરી.

જવાનાબાદ બંધાયું. આમ મોટે ભાગે માટીગારાનું, પણ એ બાંધવામાં ૧૧ ઇન્ફન્ટ્રી બ્રિગેડના સર્વ અંગોએ અત્યંત ઊંડરમેર ભાગ લીધેલો. સહુનો ઉત્સાહ અને ઉમંગ યાદ રહે એવાં. આ સ્થળે રહેશે સર્વ જાતિનાં સ્ત્રી-બાળક-પુરુષ રહેશે એટલે સાથી તરીકે રહેશે. જીવનનું સભર ધોરણુ જળવશે. આ દેશમાં એ ધોરણથી નીચે કોઈને પણ નહીં જવા દેવાય. આપણા સહુના સ્વપ્નના ભારતની એક સાવ નાનકડી પ્રતિકૃતિ રચવાનો મેં યત્ન કર્યો

નેહરુને કાને જવાનાબાદની વાત ગઈ એમાંય સર્વધર્મની પ્રાર્થનાના સ્થાનકની વાત સાંભળીને એ રાજી થયા એક વાર ખાણાને પ્રસંગે અમે મળ્યા ત્યારે એમણે બીજી અનેક વાતો ભેગી એક વાત કહી ભારતમાં આપણે મુસ્લિમોનો પ્રેમ સંપાદન કરીએ એ કેટલું જરૂરી છે એ વાત એમણે કરી ભારત ઉપરાંત મુસ્લિમો રશિયા, ચીન, મધ્યપૂર્વ, અફઘાનિસ્તાન, ઇંડોનેશિયા, અને પાકિસ્તાનમાં વસે છે. એ કોમની કશી અવગણના ન થઈ શકે.

જલંદર ખાતેના પાકિસ્તાનના ડેપ્યુટી હાઈકમિશનર મેજર જનરલ અબ્દુલ રહેમાન મારા જૂના મિત્ર હતા બન્ને દેશો વચ્ચે ઘર્ષણ અને તંગદિલી વધતાં હતાં ત્યારે એમને પોતાના કુટુમ્બની સલામતીની ચિંતા થતી હતી એમણે મને, જો બન્ને દેશો વચ્ચે લડાઈ થાય તો પોતાના કુટુમ્બને સલામત જલંદરથી પાકિસ્તાન મોકલી આપશો? એમ પૂછ્યું. મેં એનુ વચન આપ્યું.

ભાગલા વખતે ભારત અને પાકિસ્તાન બન્નેની ઘણી સ્ત્રીઓ પોતાનાં કુટુમ્બીઓથી અલગ પડી ગઈ હતી અને સરહદની બન્ને બાજુએ ઘેરાઈ ગઈ હતી. એકલી પડી ગઈ હતી પોતાનાં કુટુમ્બીઓ સાથે થવાનુ એમને ખૂબ મન હતું. બન્ને રાજ્ય આ નાજુક પ્રશ્નને હલ કરવા યત્ન કરતાં હતાં! પણ એમાં એમની પ્રગતિ અત્યંત ધીરી હતી. અને દરમ્યાન જે વિખૂટાં પડ્યાં હતાં તેમના અજંપાનો પાર ન હતો.

એક દિવસ મારા હાથ નીચે કામ કરનાર એક સિપાહી મારી પાસે આવ્યો. એની જુવાન પત્ની પાકિસ્તાનમાં રહી ગઈ હતી. એને અહીં લઈ આવવામાં મારી કશી સહાયતા મળી શકે ખરી? આમ બધા સરકારી અને સત્તાધારી રાહ નિષ્ફળ નીવડ્યા હતા. એટલે મેં અબ્દુલ રહેમાનને આ બાબતમાં એ કશું કરી શકશે અને રાજદૂત તરીકે એને જે એક પ્રકારનું રક્ષણ મળતું એનો ઉપયોગ કરી શકે ખરો ?–એવું પૂછ્યું. એણે શક્ય હોય હોય એ બધું જ કરવાનું કહ્યું. પણ આવી વાતો એકદમ સરળતાથી પતતી નથી. એટલે મેં એમને મેજર જનરલ અકબર ખાન ડી. એસ. ઓ. જે સેન્ડહર્સ્ટમાં મારા સહાધ્યાયી હતા અને જે હવે પાકિસ્તાની લશ્કરના સરસેનાપતિ હતા તેમના પર પત્ર આપ્યો. એમાં લખ્યું કે અબ્દુલ રહેમાનને એ કહે તે અંગત કામમાં મદદ કરજો. મને એમ લાગતું હતું કે આથી અબ્દુર રહેમાનનું કામ ઘણુ સરળ બનશે.

આ પત્ર લઈને અબ્દુલ રહેમાન લાહોર ગયો પણ ત્યાં અકબર ખાન સાથે એની મુલાકાત ન થઈ. આગલે દિવસે બંડ કરીને સત્તા હાથ કરવા બદલ અકબર ખાનની ધરપકડ થઈ હતી. અબ્દુલ રહેમાન તરત જ જલંદર પાછો આવ્યો. ધીમા અવાજે એણે અકબર ખાનનું શું થયું એ કહ્યુ. પોતે પેલા ન પહોંચાડેલા કાગળનો નાશ કર્યો છે એમ કહ્યુ. અને આ સંજોગોમાં હું અબ્દુલ રહેમાન પર પણ આ બાબતમાં કશો ભાર મૂકી શકું એમ ન રહ્યું.*

---

* મારા માણસોને અને એમનાં કુટુમ્બીઓને મદદ કરવાની કોશિશ કરેલી એના થોડા કિસ્સામાં મને સફળતા મળેલી. લાન્સ નાયક પ્યારસિંઘનો કિસ્સો છે. દાંતમાં દુખાવાની એણે ફરિયાદ કરી. દાક્તરોએ એ દાંત કાઢવાની ભલામણ કરી અને દાંત ખેંચ્યો. કમભાગ્યે એને ખૂબ લોહી પડ્યું અને એ મરી ગયો. એના મૃત્યુ પછી એની જુવાન વિધવા મને મળવા આવી ત્યારે જ મને આની ખબર પડી. એનુ કોઈ સગુંવહાલું હયાત ન હતું. બધાં ભાગલામાં કતલ થયેલાં. આવી આફતની ઘડીએ કોઈની પાસે જઈને સહારો માગે એવુ કોઈ ન હતું. થોડા દિવસ પછી ઉદાર મિત્રો પાસેથી દસ હજારની રકમ એકઠી કરી આપી. આમાંથી નાનકડું ઘર અપાવ્યું અને બાકીની રકમ જમા કરાવી, નોકરી શોધી આપી. એ આ વખતે માત્ર ત્રેવીસ વર્ષની હતી. એટલે એને ફરીથી ઘર મંડાવી આપવાની પણ નિષ્ફળ કોશિશ કરી.

થોડા સમય પહેલાં મેં સાંભળેલું કે પાકિસ્તાનની વધતી જતી મુશ્કેલીઓને એક માત્ર ઇલાજ તે માત્ર લશ્કરી સરમુખત્યારી છે એવી અકબર ખાનની માન્યતા દૃઢ થતી હતી. કાશ્મીરની લડાઈમાં પાકિસ્તાની લશ્કરનું ' તારીખ 'ના ઉપનામ હેઠળ બહુ સારી રીતે નેતૃત્વ કરવાથી એ પાકિસ્તાનમાં સારી રીતે પ્રસિદ્ધ હતા. એટલે એમને બંડનો ખ્યાલ આવ્યો. અને એમણે આ રીતે બંડ કર્યું.

પોતાના અફસરો સાથેની વાતમાં એ વારંવાર પાકિસ્તાનની અનેકવિધ મુશ્કેલીઓની વાત રજૂ કરતા. જો આ વાત દરમ્યાન એને એમ લાગે કે કેટલાકને આ વાત જચી ગઈ છે અને એ નિષ્ઠાવંત છે તો એવાને એ તરત જ પોતાના મકાનમાં એક ઓરડામાં લઈ જઈ ' દીક્ષા ' આપતા. પોતાના દળમાં નોંધતા. આ કમરામાં વાતાવરણ બહુ ભવ્ય અને પ્રભાવક હતું. દીવાલ પર પાકિસ્તાનના સર્જક મહમ્મદઅલી ઝિન્નાની તસવીર હતી. નીચે જ હતું કુરાન શરીફ. ઝિન્નાની તસવીર હેઠળ કુરાને શરીફને ચૂમે એટલે વફાદારીની પ્રતિજ્ઞા લીધી કહેવાય. પછી પોતાના ખૂનથી એક ચોપડામાં સહી કરે એટલે એ આ ટોળીના સભ્ય બન્યા. બહાર જતાં એમને લાલ ગુલાબ ભેટ ધરાય. આમ તો બહુ રંગીન વિધિ ગણાય. પણ આખરે લોકશાહીનો વિજય થયો. થનારા સરમુખત્યાર કશું કરે એ પહેલાં ઝડપાયા, અને એમણે જે દિવસે પાકિસ્તાનના આખા પ્રધાનમંડળને ગિરફતાર કરવાનું નક્કી કર્યું હતું એના ઘણા દિવસ પહેલાં વહેલી સવારે એમની જ ધરપકડ થઈ.

એક વડા લશ્કરી અધિકારી સામે થયેલા આક્ષેપો બાબતમાં રચાયેલી કોર્ટ ઑફ ઇન્કવાયરીનો મને સભ્ય નીમ્યો હતો. કાશ્મીરના યુદ્ધ દરમ્યાન પોતાની ટુકડી પર દુશ્મને ભારે ભીંસ કરી છે અને પોતાની હાલત ઘણી ગંભીર છે અને પોતે જાન પર આવીને લડે છે એવો અહેવાલ એણે મોકલેલો. એમાં પોતે દુશ્મન દળનો ભારે સંહાર કર્યો છે એમ જણાવેલું. પછીથી લશ્કરી વડા અફસરો એ જગ્યાએ પહોંચ્યા અને જોયું તો આમાંનું કશું જ થયું ન હતું.* પછી આ અફસરે પોતાની પાસે પૂરતું દળ ન હતું (અને એ

* કાશ્મીરની લડાઈ દરમ્યાન આ ચાલો ફૂલ્યોફાલ્યો હતો. બનેલી વાતને ખૂબ વધારીને કહેવી અને પોતે જસ ખાટવો, એવું ચાલતું. આ ઉપરાંત ઉપરથી ચોક્કસ આજ્ઞા આવી હોય પણ અહીં પાળવાનાં ગલ્લાં-તલ્લાં કર્યાં હોય, અને બહાનાં બતાવે. ઘણીવાર લશ્કરી અફસરો રાજપુરુષોના નચાવ્યા નાચે અને લશ્કરી હિત જોખમાય એવું પણ બનતું.

કારણે રક્ષણ હરોળ બરાબર સંગઠિત થઈ ન હતી) એમ કહી વધારાનું દળ માગેલું. વાસ્તવમાં એની પાસે દુશ્મન કરતાં ચડિયાતું બળ હતું અને એ વાત એણે પોતે જ આગળના એક અહેવાલમાં જણાવી હતી. એ પોતાનાં અંગત બણગાં ફૂંકે અને પોતાના હાથ નીચેના માણસોનાં કામને હલકાં ગણાવે.

આ ઘેરાયેલી ટુકડી દુશ્મના ઘણા પ્રચંડ ઘા છતાં પણ ટકી રહેલી તે આપણા અફસરો અને સિપાહીઓની જવાંમર્દી અને જાનફેસાનીને કારણે. ઉપરાંત આસપાસની ટેકરીઓ આપણા કબજામાં હતી એટલે આપણી ભૌગોલિક સ્થિતિ અત્યંત સુદૃઢ હતી એ કારણે.

આ અફસરની અહીં મુલકી અને ફોજી વહીવટદાર તરીકે નિમણૂક થઈ ત્યારથી એમનો અમલ કાંઈ સુખચેનનો કાળ ન હતો. પોતે અત્યંત આરામમાં રહે. લશ્કરને દુશ્મનના ગોળીબાર થયા કરે એવી ખાઈઓમાં રહેવું પડે. જે બંગલામાં આ અફસર રહેતા હતા તેના માલિકે પોતાની માલમત્તા, ઘરેણાંગાંઠું બધુ અહીં જ રાખેલું. એકાએક લડાઈ ફાટી નીકળી એટલે એ અહીંથી હટાવી શકેલા નહીં. અફસરને આ વાતની ખબર પડી એટલે જે મિલકતનું એમને રક્ષણ કરવાનું હતું એમાં એમણે ઊંડો રસ લેવા માંડયો અહીં મહેમાનગતિ અને મજમાનીઓ આપે, મોડી રાત લગી પીવાનું ચાલે. આ ઉપરાંત પણ એમણે થોડી નિયમ બહારની વાતો આચરેલી.

કુદરતે આ અફસરને એક સરસ ટુકડીની સરદારી આપી હતી. સંજોગો કપરા હતા, એ સાચુ. પણ એના દળ સમેત સહુને યશ મળે એવું હતું પણ એણે તક ગુમાવી. પછી એક અનિયમિતતા બદલ એના પર લશ્કરી અદાલતમાં કામ ચાલ્યું અને એને પદભ્રષ્ટ કર્યો.

કાશ્મીરના પ્રશ્નને કારણે ભારત–પાકિસ્તાન વચ્ચેના સંબંધ વધુ અને વધુ બગડતા ચાલ્યા. સરહદ પરનું નાનું છમકલું પણ ઘણું ગંભીર રૂપ લેતું. આ દશાએ પહોંચ્યા એનો ખરો ભાર તો આપણી ઢીલાશ તથા વિલંબનીતિ પર જ છે. દુનિયાના ઘણાખરા દેશો ઘરઆંગણાની વાત સંયુક્ત રાષ્ટ્ર સંઘ સમક્ષ નથી લાવતા. આપણે એવો પ્રશ્ન સં. રા. સંઘ સમક્ષ ઉપસ્થિત કર્યો. અને આ આંતરરાષ્ટ્રીય સંસ્થાએ પાકિસ્તાને આક્રમણ કર્યું એ મૂળ પ્રશ્નને બાજુએ ધકેલી દઈને ભારત અને પાકિસ્તાન બન્ને જાણે આ તકરારના

એ પક્ષકાર હોય એ રીતે અન-અંત ચર્ચ્યો. આને કારણે બન્ને વચ્ચેના સંબંધો વિશેષ બગડયા.

૧૯૫૧ માં પંજાબની આપણી સરહદે પાકિસ્તાને લશ્કર એકઠું કર્યાની પૂરતી સાબિતીઓ મળી હતી. અને જેમ કાસ્મીરમાં કર્યું હતું એમ અહીં પણ ઘણી ઉશ્કેરણી થાય એવું કર્યા કરતા હતા. કાં તો યુદ્ધ કરવું કે કાં તો ભય પમાડવો એ બે હેતુ હોઈ શકે. જો પાકિસ્તાને કશી પહેલ કરી હોત તો એમને શરૂઆતમાં થોડો લાભ જરૂર મળ્યો હોત. આમ અમૃતસર લગી ધસી આવ્યા હોત. જો આ ક્ષણે આપણે પહેલ કરી હોત તો આપણા માટે જીતી જવાની ઘણી તક હતી. આવી તક ફરી હાથ આવવાની નથી. પણ આપણે રક્ષણાત્મક વલણ અપનાવ્યું. પઠાણકોટથી ફિરોઝપુર લગી આપણે સેના મૂકી પણ એટલેથી આપણે જરાકે આગળ ન ગયા. જો આપણે પહેલ કરી હોત – અને પહેલ કરવાને માટેનાં અનેકાનેક વજૂદવાળાં કારણ હતાં – તો આપણે લાહોર કબજે કરી શકયા હોત. અને લાહોરનું રાજકીય તેમ જ આર્થિક મહત્ત્વ હતું તે ઉપરાત એ બધા વહેવારનું, રેલવે તથા માર્ગવહેવારનું કેન્દ્ર હતું. અટ્ટારીવગાહની ભારત-પાક સરહદથી માત્ર સોળ માઈલ દૂર. અમૃતસર એ જ રીતે દક્ષિણમાં કેન્દ્રરૂપ હતું. એટલે જો ઘર્ષણ થાય તો બન્ને દેશનાં પહેલાં લક્ષ્ય તો જાણે એમની હથેળીમાં હતાં. મારી ટુકડીને સખ્ત તાલીમ મળી હતી અને આવી પડે એ બધી જવાબદારી અદા કરવા સજ્જ હતી.

ઉપર વર્ણવી પરિસ્થિતિમાં આપણે વગાહ અને લાહોર વચ્ચે આવેલી ઇચ્છોગીલ નહેર ઓળગવી પડે. મને લાગતું હતું કે આ નહેર આપણા માર્ગમાં અવરોધરૂપ બનશે એટલે મેં એનો ખાસ અભ્યાસ કરવા માડ્યો. આપણને એનાં જુદાં જુદાં વર્ણન મળતાં હતાં, આ જ કારણોસર હું આપણી હદમાં આવેલા ઇચ્છોગીલ નહેરની નજીકમાં નજીકના સ્થળ રણીઆં ગયો. આ અડચણ વિષે મને એટલી વિશેષ માહિતી મારે મેળવવી હતી. એની પહોળાઈ, ઊંડાઈ, પાણીનાં વહેણ, એના ઢોળાવ, એનું બાંધકામ કોન્ક્રિટનું હતું કે કેવું હતું અને આ નહેરના બન્ને કાંઠે શું હતું એ જાણવા મેં જાસૂસો મોકલવાની ગોઠવણ કરી. જાસૂસો આ પ્રદેશના જાણકાર હતા. આ રીતે મળેલી માહિતી મુજબ, અને ઓછામાં ઓછા એક પરદેશી સામયિકના જણાવ્યા મુજબ ઇચ્છોગીલ નહેર ૧૧૦ થી ૧૨૦ ફૂટ પહોળી હતી, ૧૫ ફૂટ ઊંડી હતી. બધી બાજુએ કોન્ક્રિટ છાયેલી હતી અને ખૂબ

કે છેલ્લી દોડ ઇગતપુરી અને મુંબઈ વચ્ચે છે એમાં એવી ટ્રેઇન મારી મૂકે કે નિરધારિત સમય કરતાં ત્રીસ મિનિટ વહેલી પહોંચાડી દે. પહેલાં તો આવી અવનવી વાત એના દિમાગમાં ન ઊતરી પણ પછી એ સમજ્યો અને આમ કરી આપવાનું કબૂલ કર્યું. અને એણે વચન પાળ્યું. બરાબર ત્રીસ મિનિટ વહેલી ટ્રેઇન પહોંચી. ત્યાં મુંબાઈ ક્ષેત્રના ક્ષેત્રાધિપતિ મે. જ. દોલતસિંહે ચોપરાને પૂનાની ગાડીમાં મુકાવ્યા. આમ ચોપરા પૂનાથી ઔંધ પહોંચ્યા અને ત્યાં છાતીની શસ્ત્રક્રિયાના નિષ્ણાત કર્નલ ચકે સફળ શસ્ત્રક્રિયા કરી અને એ જલદી સાજા થઈ ગયા.

હું એડજુટન્ટ જનરલની કામચલાઉ કામગીરી બજાવતો હતો ત્યારે સંરક્ષણ મહેકમમાંથી અમુક અફસરને એક વિભાગમાંથી બીજા વિભાગમાં મૂકવાની વિનંતી આવી. મેં આ વાતનો એમ કહીને ઇન્કાર કર્યો કે આ અફસરની કારકિર્દી સાવ નિર્લેપ ન હતી. બીજે દિવસે સવારે સેનાપતિ રાજિન્દ્રસિંઘજીએ બોલાવીને, એમના પર પણ સંરક્ષણ મહેકમનો આવો જ પત્ર આવ્યો હતો એમ કહીને હું કશું કરી શકું કે નહીં એમ પૂછ્યું મેં એમના આગળ મારો વાંધો રજૂ કર્યો. એમણે સુજનતાપૂર્વક આ વાત આટલે જ મૂકી દીધી ચૌધરી કામ પર પાછા આવ્યા ત્યારે એમને પણ મહેકમ તરફથી આવી વિનતી થઈ અને એમણે આ બાબતમાં મારી સહાય માગી. એમણે જ ઘણીવાર લશ્કરી વર્તુળોમાં પોતે સરકારની ભલામણોથી દોરવાતા નથી એમ કહેલુ. મેં એ જ વાક્ય ટાંકી બતાવ્યું અને આ બાબતમાં હું દબાણથી ઝૂકી પડું એમ નથી એમ કહ્યુ. એ કહે: પોતે એડજુટન્ટ જનરલ છે અને મારે એમની સૂચનાનો અમલ કરવો જોઈએ. આ સામે, હું પણ થોડી જવાબદારીવાળો હોદ્દો ધરાવું છુ અને માત્ર હુકમ બજાવનાર નથી એમ કહીને સેવાના હિતનુ વિરોધી હોય એવું કશું નહીં કરું એમ કહી દીધુ. ચૌધરીએ આ વાત ત્યાં જ પડતી મૂકી.

આ પછી થોડો સમય વીત્યો. ચૌધુરીએ જનરલ સ્ટાફના વડા તરીકે સરકાર સમક્ષ એક સૂચના મૂકી. સેનાપતિની સંમતિ એમણે મેળવી લીધી હતી. એ સમયે આપણી પાસે બે આર્મ્ડ બ્રિગેડ્સ હતી, તેની એક કરવી એવી સૂચના હતી. આમ કર્યાથી થોડાં નાણાં બચે એમ હતું. અને એ સમયમાં સરકારને તો આવું ખૂબ ગમતું કામ હતું. એમના મનમાં જે પણ હોય તે, પણ એ આર્મ્ડ કોર્પ્સના પોતાના સાથીઓને ગળે આ વાત ઉતરાવી ન શક્યા. એ સાથીઓને આ વાતની ઘણેસણે ખબર પડી ગઈ.

એમાં કદાચ ધંધાદારી રીતે લાભ હતો પણ એ કારણે જ આપણી શક્તિમાં ધા કરવાની તાકાતમાં ઊનતા આવતી હતી. હા, સરકારને એમ બતાવી શકાય કે જુઓ અમે કેવા ખર્ચમાં કાપકૂપ કરીએ છીએ! હકીકતમાં તો એમણે આપણાં બખ્તરિયાં દળોમાં ઉમેરો કરવાની સરકાર પાસે માગણી કરવી જોઈતી હતી. (૧૯૬૫ના ભારત-પાકિસ્તાની યુદ્ધમાં આ દળો યશસ્વી કામગીરી બજાવવાનાં હતાં.)

આ જ અરસામાં લશ્કરના રેશનમાં 'ખૂબ વધારે કેલરી' છે એ ગણતરીએ સંરક્ષણ મહેકમ તરફથી કાપ મૂકવામાં આવ્યો. લશ્કરમાં આ વાત પસંદ ન પડી. અને અમારા હાઈકમાન્ડે પણ આ વાતમાં સંમતિ આપવી જોઈતી ન હતી. (પછીનાં વર્ષોમાં રેશનને મૂળ સ્થિતિએ લાવવું પડેલું.)

૧૯૫૩માં સ્ટેટ્સમેન પત્રમાં કામ કરતા પ્રેમ ભાટિયાએ મને કહ્યું કે, ચૌધરી એ પત્રના લશ્કરી વૃત્તાન્તનિવેદક છે. મેં ચૌધરીને પૂછ્યું ત્યારે એ સ્તબ્ધ થઈ ગયા. મને પૂછે, મારી પાસે આ સમાચાર શી રીતે આવ્યા? મેં પ્રેમ ભાટિયાનુ નામ દીધું, ત્યારે કહે કે પ્રેમ ભાટિયાને આવી વાત કરવાનો કશો અધિકાર ન હતો.

ઉપરની વાત નોંધવાની મતલબ એ છે કે ૧૯૫૨-૫૪માં એવા કેટલાક જનરલ હતા જે રાજકારણી પુરુષોને રાજી રાખવાનો યત્ન કરતા હતા અને લશ્કરી આચાર અને સેવાની પરંપરા સાથે અસંગત એવી પ્રવૃત્તિ પણ કરતા હતા.

નેહરુએ મને મરહૂમ રાજદૂત આસીફઅલીની પાયદસ્તની વ્યવસ્થામાં સહાય કરવાનું કામ સોંપ્યું દિલ્હીના ચીફ કમિશ્નર આની વ્યવસ્થા કરતા હતા. નેહરુ એ જાણતા હતા કે મેં આસીફઅલીના રસાલામાં વૉશિંગ્ટનમાં કામગીરી બજાવી હતી અને અમે દીર્ઘકાળથી એમનાથી પરિચિત હતો. હું અફાટ મેદનીને કાબૂમાં રાખતો હતો અને મેં બધી જ ગાડીઓ વગેરેને થંભાવી દીધેલી. આમાં એક અગત્યના રાજપુરુષની ગાડી ફરી. મેં સહુને આ નિયમનો કડક અમલ કરવાનું સ્પષ્ટ કહેલું એટલે એમને આમાં કશો ફેરફાર કરવામાં સફળતા ન મળી. એ ગાડી છોડીને પગપાળા મેદની વીંધતા મારી

પાસે આવ્યા. રોષમાં મને કહે, એમને ઘણું અગત્યનું કામ છે માટે એમની મોટરને જવા દેવી જોઈએ. મે જવાબ વાળ્યો કે આ ક્ષણે તો આસીફઅલીની પાયદસ્ત જેટલી અગત્યની બીજી કોઈ જ વાત ન હતી. આ ક્ષણે જો હું એક ગાડીનો પણ અપવાદ કરું તો ભારે ધાંધલ થઈ જાય. ભારતમાં એવા પણ લોક છે જે બે જાતના આચારમાં માને છે: લોક માટે એક શિરસ્ત, પોતાને માટે બીજી પોતાના મોભા કે હોદ્દાને કારણે પોતાને કોઈ પણ પ્રકારના નિયમો લાગુ ન પડે એમ એ માને છે. નેહરુને પછીથી આ કિસ્સાની ખબર પડી ત્યારે એમણે એમ કહ્યું કે આ તો દેશમાં જે પરિસ્થિતિ છે એનુ પ્રતિબિંબ માત્ર છે. આપણે ન તો આમને દેશપાર કરવા જોઈએ કે ન તો બીજાની આયાત કરવી જોઈએ જે મળ્યા છે એમની પાસેથી આપણી શક્તિ મુજબ કામ લેવુ જોઈએ

૧૯૫૩માં આપણા આમંત્રણથી પાકિસ્તાનના વડા પ્રધાન જનાબ મહમ્મદઅલી અને એમનાં પત્ની દિલ્હી આવતાં હતાં નેહરુએ જાતે આ વાતની જાહેરાત કરી હતી એટલે એમનો સત્કાર કરવા ઘણી મોટી માનવ મેદની આવવાની વકી હતી. પ્રેક્ષકોની ગેરશિસ્તને કારણે આવે પ્રસંગે બધી વ્યવસ્થા સાવ ભાંગી પડે છે. આ વખતે નેહરુએ કહ્યુ કે લોકને આવે પ્રસંગે કેવી રીતે વર્તવુ એની ખરી તાલીમ આપવી જોઈએ. પાલમ હવાઈમથકે વ્યવસ્થા કરવાનુ કામ મને સોપ્યુ. અને બધી બાબતની તકેદારી રાખી મારી એક વાત સાથે નેહરુ સહમત થયા કે બધા જ લોકે – અગત્યના અગ્રગણ્ય પુરુષો સમેત સહુએ – પાલમ દસ મિનિટ વહેલુ પહોંચી જવુ જોઈએ. મહમ્મદઅલીનુ વિમાન ઉતરાણ કરે એની દસ મિનિટ વહેલા. આ નિયમનુ હુ કડક રીતે પાલન કરુ એ વાત પણ એમણે સ્વીકારી એમાં કશો જ અપવાદ ન કરવો એટલે મે તો મારા હાથ નીચે મૂકવામાં આવેલા સર્વ દળને હુકમ આપી દીધો કે ઉતરાણના નિશ્ચિત સમયમાં દસ મિનિટ રહે એટલે હવાઈમથક પર કોઈને દાખલ ન થવા દેવા. દાખલ કરીએ તો વ્યવસ્થા ન જળવાય અને ધક્કાધક્કી થાય પ્રધાનમંડળના બે વડેરાને આવે પ્રસંગે મોડા પડવાની આદત હતી. મને લાગતું હતું કે આ પ્રસંગે પણ એ મોડા પડવાના હવે જો એમને દાખલ થવા દઉં તો આખી વ્યવસ્થા ડખોળાઈ જાય. એમની પાછળ ઘણા બધા દાખલ થવાનુ કરે એટલે વાહન-વહેવાર ભાંગી પડે મેં મારા માણસોને કડક સૂચના આપી કે મોડા પડનાર કોઈને દાખલ થવા દેવા નહીં અને ત્યાં જ રોકી દેવા રામેતા મુજબ જ

એ લોક દસ મિનિટ વહેલા ન આવ્યા પણ વિમાન ઊતરતું હતું ત્યારે આવ્યા અને સંત્રીઓએ એમને રોકયા. આ મહાપુરુષો પ્રત્યે કરી પણ અવિવેક દાખવવો ન હતો. કરી અનાદર પણ કરવાનો ન હતો. આ પ્રસંગે હું તો લોકની ભીડ અને કચડાકચડી ટાળવા માગતો હતો. ખાસ તો નેહરુની સંમતિ મળી હતી. જો એક વાર એકાદ સ્થળે પણ કરેલી કતાર તૂટી તો પછી ટોળાનું દબાણ એવું થશે કે હારહરોળ બધું બધે જ તૂટશે. અહીં પડેલા છીંડામાંથી બધા જ દાખલ થઈ જવા યત્ન કરશે. જ્યારે નેહરુને આ એને રોકયા છે એમ ખબર પડી ત્યારે એમને તરત જ અંદર દાખલ કરો એમ ફરમાવ્યું. અને જેવા એમને અંદર લીધા કે હજારો લોકોએ અંદર દાખલ થવા ધસારો કર્યો. અને એમને કોઈ રોકી ન શક્યું. અને પછી તો લાગતાવળગતા સહુને ખીજવી દે એવી અવ્યવસ્થા અને ઓકાહો થયો.

ભારતના લોકને ટોળે વળવાનું ઘણું ગમે છે. ઘણીવાર તો શા હેતુસર ભેળા મળ્યા છે એ એની ખબર પણ ન હોય. જેવા મહમ્મદઅલી વિમાનમાંથી ઊતર્યા એવો જ ધક્કામુક્કી અને ધસારો શરૂ થયો. કોક ' મહમ્મદઅલી ઝિંદાબાદ ' એમ કહેતું હતું તો થોડા એ કોણ છે એનું ભાન ન હોય એમ ' લિયાકતઅલી ઝિંદાબાદ ' એમ પણ પોકાર કરતા હતા. આમાં થોડો વ્યંગ હતો એ એ વાતનો કે લિયાકતઅલીનું થોડા સમય પહેલાં જ ખૂન થયું હતું અને એમના મૃત્યુને કારણે જ મહમ્મદઅલી આ સ્થાન પર આવેલા. ટોળામાંના કેટલાક કશી ગતાગમ વિના જ લિયાકતઅલી ઝિંદાબાદ એમ પોકારતા હતા.

૧૯૬૦માં કુશ્ચોવ દિલ્હી આવ્યા ત્યારે એમનું પણ અન્ય પદવીધારીઓ જેમ સ્વાગત થયું. હકીકતમાં કોઈ પણ અન્ય દેશના પ્રમુખ કે વડાપ્રધાન ભારત આવે છે ત્યારે આપણે અત્યંત ભાવભર્યું સન્માન કરીએ છીએ અને દિલ્હીમાં પાલમથી માંડીને કોનૉટ પ્લેસ લગી ઠઠારાબંધ લોકને ઊભા કરી દઈએ છીએ. મુંબઈ કે કલકત્તા, મદ્રાસમાં પણ આમ જ થાય છે. આવનાર મહેમાન પોતે આ દેશમાં અત્યંત લોકપ્રિય છે એમ માની લ્યે છે. એમને એ ખબર નથી હોતી કે અહીં તો ટોળેટોળાં ગમે તે પ્રસંગે એકઠાં થાય છે ૧૯૬૧માં મિસિસ જેકવેલીન કેનેડી અહીં આવેલાં ત્યારે મેં પાલમ લગી ગયેલા ટોળામાંના એકને સવાલ પૂછયો કે કોને જોવા ગયા હતા ? જવાબ મળ્યો : કોણ આવ્યું એની તો ખબર ન હતી પણ સાંભળ્યુ હતું કે પરદેશની એક ખૂબસૂરત રાની અહીં આવવાની હતી. આટલી જ મેદની ચાઉ એન લાઈ, આઈઝેન હોવર અને રાણી ઇલિઝાબેથનું સ્વાગત કરવા એકઠી થયેલી. કુશ્ચોવ

વાત સાંભળીને મને લાગી આવ્યું અને તાત્કાલિક ઈલાજ કર્યો. મેં લશ્કરના સિનિયર ગણાય એવા દાક્તરને આ બાઈને તપાસવા કહ્યું. દાક્તર પણ સારા કે તરત ગયા. પોતાના દવાખાનામાં રાખતા હના તેમાંથી દવા આપી અને આ કારકુનની પત્નીને આમ કશા પણ ભાર વિના ઇનાજનો લાભ મળ્યો તે એની તબિયત પણ તરત સુધરી. એ સારી થઈ ગઈ. એકાદ બે નિયમનો ભંગ મેં કર્યો હતો એ હું જાણુનો હતો પણ વજૂદવાળા કારણુસર કર્યો હતો. આ પછી મેં એની દીકરીઓને 'ગેસ્ટેટનર્સ' નામની પેઢીમાં તાલીમ અપાવીને યોગ્ય નોકરીઓ અપાવી અને એ કુટુમ્બ પાછું આરામથી રહેતું થયું.

જેમજેમ ૧૯૫૩નું વર્ષ આગળ વધતું ગયું તેમ તેમ શેખ અબ્દુલ્લાએ વધુ અને વધુ અંગત નિવેદનો કરીને એમ કહેવા માંડયું કે, કાશ્મીરનો પ્રશ્ન, કાશ્મીર, ભારત અને પાકિસ્તાન એ ત્રણેને સંતોષે એ રીતે ઉકેલવો જોઈએ. આ વખતે પહેલ પ્રથમવાર એમણે પાકિસ્તાનને પણ આવા ઉકેલથી સંતોષ થવો જોઈએ એમ કહ્યું. એમના કહેવાની મતલબ એવી હતી કે કાશ્મીરનો સ્વતંત્ર મોભો હોવો જોઈએ. આ સાથે અબ્દુલ્લાએ ભારત સામે સાવ કપોલ-કલ્પિત ફરિયાદો કરવા માંડી. અને હવે તો એમના વક્તવ્યમાં ઉગ્રતા આવતી ગઈ. આવાં વક્તવ્યથી નેહરુ ઘણા વ્યગ્ર થયા અને એમણે અબ્દુલ્લાને એમ લખ્યું પણ ખરું. પણ અબ્દુલ્લાએ તો પોતે આગળ જે કહ્યું હતુ એની જ પુનરુક્તિ કરી. આ પછી નેહરુએ ઈદના મુબારક દિને મૌલાના આઝાદને શ્રીનગર મોકલ્યા. એમને ઉમેદ હતી કે મૌલાના સાહેબ અબ્દુલ્લાને શાણપણભર્યું વલણ અપનાવવા સમજાવશે. પણ એ દિવસે અબ્દુલ્લાએ ભારત વિરુદ્ધ ઘણું કડક અને ઉગ્ર ભાષણ કર્યું. એ સાંભળીને મૌલાના દિલ્હી આવ્યા અને અબ્દુલ્લાને કોઈ રીતે સમજાવી શકાય એમ નથી એવો અભિપ્રાય એમણે વ્યક્ત કર્યો.

જુલાઈની અધવચમાં ડી. પી. ધાર, વડાપ્રધાનને દિલ્હીમાં મળ્યા અને કાશ્મીરમાં એ સમયે જે ધૂંધળી રાજકીય પરિસ્થિતિ હતી એથી વાકેફ કર્યા. નેહરુએ તરત પોતાના પ્રધાનમંડળના લોખંડી પુરુષ રફી અહમદ કિડવાઈને ટેલિફોન કરી ધારની વાત સાંભળવા કહ્યું. બીજે દિવસે સવારે કિડવાઈ અને [illegible] પછી કિડવાઈએ બે ઘણી સારગર્ભ ટીકા કરી :

(૧) કાશ્મીર એ ઘણું જ મહત્ત્વનું સરહદી રાજ્ય હતું અને ત્યાંનો કારભાર એક વ્યક્તિ કે અમુક જૂથના હાથમાં નહીં હોવો જોઈએ: કારણ કે ત્યાં જે પણ કાંઈ થાય એના છાંટા આખા દેશમાં ઊડયા વિના ન રહે.

(૨) શેખ અબ્દુલ્લાને હટાવવાનો સમય પાકી ગયો છે. કિડવાઈએ, પોતે અબ્દુલ્લાને મળવા માગે છે એમ લખે એની અબ્દુલ્લા પર શી અસર થાય એવો પ્રશ્ન પૂછ્યો. અબ્દુલ્લા કેવી તંગદિલી અનુભવતા હતા એ ધાર જાણતા હતા એટલે કિડવાઈએ એમને મળવા દિલ્હી બોલાવવાને બદલે પોતે શ્રીનગર મળવા આવે એમ લખવું એવું સૂચવ્યું. કિડવાઈએ એવો પત્ર લખ્યો પણ અબ્દુલ્લાએ આવા મિલનથી કશો જ હેતુ નહીં સરે એમ જણાવવા સાથે એમ લખ્યું કે જો કિડવાઈ કશું સમાધાન કરાવવા યત્ન કરે છે એવી હવામાં ખબર પડે તો એમની પ્રતિષ્ઠા પર ડાઘ લાગે. કિડવાઈએ ટેલિફોન કરીને પોતાની પ્રતિષ્ઠાની ચિંતા ન કરવા અને પ્રત્યક્ષ મિલનથી આ પ્રશ્નોના ઉકેલ માટે વાતચીત કરવા જણાવ્યું પણ અબ્દુલ્લા મક્કમ હતા અને મિલન થાય એમ ઈચ્છતા જ ન હતા. અબ્દુલ્લાની જકથી કિડવાઈ પણ છેડાયા હતા. એ ફરી ધારને મળ્યા, ૨૫મી જુલાઈએ કે આસપાસ. ફરી એકવાર ધારે કાશ્મીરમાં પ્રવર્તતી નેતાઓ વચ્ચેની તંગદિલી અને સાધારણ રીતે જે સ્ફોટક પરિસ્થિતિ હતી એની વાત કરી. પછી ધાર નેહરુ અને કિડવાઈને આ પ્રશ્નનો ઉકેલ લાવવાના ઇરાદે ભેળા મળ્યા. નેહરુએ શો ઉકેલ છે એમ પૂછ્યું. કિડવાઈ ચૂપ રહ્યા પણ ડી. પી. ધારે સૂચવ્યું કે કડક હાથે કામ લીધા વિના પરિસ્થિતિ હલ નહીં કરી શકાય. ત્યારે નેહરુએ અબ્દુલ્લા તરફથી તાજા આવેલા પત્રો બતાવ્યા. એ પત્રોમાં નીચેના મુદ્દા ઉપસ્થિત કરવામાં આવ્યા હતા :

(૧) કાશ્મીરના સ્વાયત્ત મોભાને ભારત ખોતરી રહ્યું છે અને એ કારણે કાશ્મીરીઓમાં ભારે અસંતોષ છે.

(૨) પોતે એટલા કામમાં છે કે આ પ્રશ્ન અંગે નેહરુને મળવા દિલ્હી આવવા જેટલો સમય ફાજલ પાડી શકે એમ નથી. (નેહરુએ આવું સૂચન કર્યું હતું.)

(૩) પોતે નેહરુનો આદર કરતા હતા પણ ક્યારેક એવા પ્રસંગો આવીને ઊભા રહે છે જ્યારે વ્યક્તિએ દેશના હિતને મહત્ત્વ આપવું પડે છે અને અંગત સંબંધોને બાજુએ મૂકી દેવા પડે છે.

ડી. પી. ધારે પત્ર વાંચીને કાંઈ ન કહ્યું ત્યારે નેહરુએ આ પત્ર કિડ-

વાઈને બતાવ્યો અને એમનો શું પ્રત્યાઘાત છે તે જાણવા માગ્યું. કિડવાઈએ કહ્યુ કે નેહરુએ, પત્રમાં અબ્દુલ્લાએ જ જેનો નિર્દેશ કર્યો છે તે રાષ્ટ્રીય હિતને જ મહત્ત્વ આપવું જોઈએ અને અંગત સંબંધની કશી જ ગણતરી ધ્યાનમાં લેવી ન જોઈએ. (નેહરુએ અબ્દુલ્લા સાથે કડક હાથે કામ લેવું જોઈએ એવું એમનુ સૂચન હતું.)

નેહરુના નિવાસસ્થાનેથી નીકળીને ડી. પી. ધાર અને કિડવાઈ ફરી મળ્યા. કાશ્મીરમાં જરૂર પડયે કડક હાથે કામ લેવું જોઈએ એ બાબતમાં એ સહમત થયા. ડી. પી. ધારે, નેહરુ આવી બાબતમાં નરમીથી કામ લ્યે છે એ હકીકત પ્રત્યે આંગળી ચીંધી. કિડવાઈએ પોતે વડા પ્રધાન સાથે આ વાત સમજી લેશે એમ કહ્યું.

ડી. પી. ધારે કિડવાઈ આગળ અને પછી નેહરુ આગળ એવું સૂચન કરેલું કે એમને તથા એમના સાથીઓને આ પરિસ્થિતિ પાર ઊતરવામાં સહાય કરવા મને કાશ્મીર મોકલવો. નેહરુને ડી. પી. ધાર તથા કિડવાઈના હેતુ વિષે ભય લાગતો હતો અને એમાં જ્યાં મારુ નામ આવ્યું ત્યાં તો એમને એવો વસવસો થયો કે આવુ જોડાણ કાંઈક એવાં પગલાં ભરી બેસશે, જેની સાથે સહમત થવાનુ એમને માટે કદાચ અશક્ય બની જાય એટલે એમણે પહેલા પહેલ તો આનાકાની કરી. પછી વધુ દબાણ થયું એટલે મને કાશ્મીર મોકલવામાં સહમત થયા પણ કશા અધિકારની રીતે નહીં. આવી વ્યવસ્થા કરી ડી. પી. ધાર શ્રીનગર ગયા, પણ આ પછી એ કિડવાઈને બધી વાતમાં માહિતગાર રાખતા.

જુલાઈ ૧૯૫૩ની આખરમાં એકવાર મને દફતરમાં ખૂબ કામ પહોંચ્યુ એટલે હું થાકયો હતો. મન થયું કે જરા વહેલો ઘેર જઈ આરામ કરું. પણ નીકળવા જાઉં એ પહેલાં તો ટેલિફોન આવ્યો કે વડા પ્રધાન નેહરુ મને અબઘડી મળવા બોલાવે છે. હું એમને વિદેશખાતાના એમના દફતરમાં મળ્યો ત્યારે એમણે કહ્યું કે મને એમણે મારા અધિકારી પદ મુજબ મળવા બોલાવ્યો નથી અને જે પણ વાત થાય છે તે બિલકુલ બિનસત્તાવાર છે– ખાનગી છે. પછી મને પૂછ્યું : કાશ્મીરમાં હાલ શું બની રહ્યુ છે એ વિષે મને કશી માહિતી છે? મેં કહ્યુ : છાપામાં જે આવે છે એટલી જ મને જાણકારી છે. પરિસ્થિતિ એ નજરે તો ખૂબ ગૂંચવાયેલી લાગે છે. એ આ વાત સાથે સહમત થયા. એમણે એમ પણ કહ્યું કે મહત્ત્વનો સવાલ તો આંતરિક રીતે કાશ્મીરને સ્થિર કરવાનો અને એની તાકાદ વધારવાનો છે.

જો આમ થઈ શકે તો ત્યાંથી ભારતને હટાવવા કે નબળું કરવાની કોઈ વાતને જરાક સરખો પણ ટેકો નહીં મળે *

પછી નેહરુએ કાશ્મીરમાં સાધારણ વાતાવરણ કેટલું કલુષિત બન્યું હતું એની વાત કરી અને યુવરાજ અને શેખ અબ્દુલ્લા તથા એમના નાયબ બક્ષી ગુલામ મહમ્મદ વચ્ચે કેવા ગંભીર મતભેદ હતા એની વાત કરી. એકાએક જ શેખ અબ્દુલ્લાની ભારત પ્રત્યેની વલણ કઠોર બની હતી. આવો ઘમંડ અને આવી તુમાખી એમણે આ પહેલાં કદી પણ દાખવ્યાં ન હતાં શેખ અબ્દુલ્લા આ ઉપરાંત પણ ઘણા નવા મુદ્દા ઉપસ્થિત કરતા હતા નેહરુએ કહ્યું કે કાશ્મીરમાથી એમના ઘણા બેચેન કરી દે એવા અહેવાલ મળ્યા છે. આમ તો એમણે બધી રાખેતા મુજબની મુલકી કામગીરીવાળાને પોતાને બનતા બનાવોથી વાકેફ રાખવા જણાવ્યું હતું પણ એમ છતાંય, પોતાની વતી મારે ત્યાં, બિનસત્તાવાર 'રજા' પર ઊતરીને, જવું અને ત્યાં જઈ પરિસ્થિતિ વિષે એમને વાકેફ કરવા એવું એમને મને કહ્યું. આજની ઘડીએ હું કાશ્મીરમા હોઉ એ સારી વાત થાય એમ પણ એમણે કહ્યું.

મેં દસ દિવસની આર્મીચીફ પાસેથી રજા લીધી અને શ્રીનગર પહોંચ્યો. નેહરુએ ટેલિફોન કરીને બધા લાગતાવળગતાને હું આવું છું એ સમાચાર આપેલા. હું કાશ્મીર ગયો હતો પણ કશાય સત્તાધારી હોદ્દા વિના. શ્રીનગરમા હું મે. જ. હીરાલાલ અતલને ત્યાં રહ્યો. પહોંચીને તરત જ શેખ અબ્દુલ્લાને સલામ કરવા ગયો અમારી વાતચીતમાં એમણે ભારત સામે ઘણી ફરિયાદો કરી કહે કે કાશ્મીરનુ ભાવિ કાશ્મીરીઓ જ નક્કી કરે. અને એવું બને કે ભારત કે પાકિસ્તાન બેમાંથી એક સાથે જોડાવા કરતાં એ સાવ સ્વતંત્ર રહેવાનુ પસંદ કરે. મે એમને પૂછ્યું કે તો ભારતમાંના ચાર કરોડ મુસલમાનોનુ શું થાય એ વિષે એમણે કશો વિચાર કર્યો છે ખરો ? ત્યારે એમણે આ કાંઈ પોતાની જવાબદારી નથી એમ કહ્યુ એમણે ચેતવણી આપતા કહ્યુ કે, જો ભારત કાશ્મીરની આંતરિક બાબતોમાં હરકત કરવાનુ, હસ્તક્ષેપ કરવાનુ

* થોડા દિવસ પહેલાં નેહરુએ કહ્યુ હતું : કાશ્મીર વિષેની આપણી વલણ બિલકુલ સ્પષ્ટ છે અને આપણે એમાંથી મુદ્દલ ચસવાના નથી. હરકોઈએ એટલુ સમજી લેવું જોઈએ કે એ બાબતમાં અમે કશી વિદેશી દાદાગીરીને તાબે થઈશું નહીં. આના પછી થોડા જ વખતમાં કૃષ્ણ મેનને કહ્યું : જો કાશ્મીર વિષેનું આપણું વલણ સમજાયું ન હોય તો એમાં વાંક એ વલણની વ્યાખ્યા આપનારનો નહીં પણ એ વલણને સાંભળનારનો હશે.

બંધ નહીં કરે તો કાસ્મીરને નવી અને જુદી રીતે કામ લેવું પડશે. વાત સમેટતાં એમણે કહ્યું કે, પોતાને 'શેરે કાસ્મીર' તરીકેનું પદ મળ્યું છે તે કાંઈ અમથું મળ્યું નથી એટલું ભારત યાદ રાખે!

આ વાત પછી મારી ખાતરી થઈ કે હું ઉશ્કેરાયેલા અને ઉગ્ર વિચાર ધરાવતા અબ્દુલ્લા સાથે વાત કરતો હતો. એક વખત એવો હતો જ્યારે એ સાચેસાચ લોકનેતા હતા. પણ ધીરે ધીરે વહીવટમાં મર્યાદાઓ બહારનું વર્તન કરીને, લાગવગશાહી ચલાવીને અને આડેધડ અન્યાય કરીને અત્યારે તો એમનું નવું જ રૂપ પ્રગટ થતું હતું. અત્યારે એ નિર્દય, ઉદ્ધત લાગતા હતા. લોકે એમનામાંનો વિશ્વાસ ગુમાવ્યો હતો. નિર્દોષ કાસ્મીરીઓના જીવન સાથે ખેલ ખેલનારને નેહરુ ટેકો આપ્યા કરે એ વાત લોકને ખટકવા લાગી હતી. એમની અંગત રીતભાત સામે પણ હવે શેકબંધ ફરિયાદો આવતી હતી અને પોતાના પદનો લાભ લીધા-દીધાની ફરિયાદ પણ થતી હતી.

લોકમાં જે કારમી કંગાલિયત હતી તેને ફેડવા-દૂર કરવા માટે કશાં પગલાં લેવાતાં હોય એવું દેખાતું ન હતું. અબ્દુલ્લાની એવી ઇચ્છા હોય કે એ દિશામાં કશી કામગીરી બજાવાતી હોય એવું પણ દેખાતું ન હતું. લોકનું ધ્યાન બીજે દોરવા અબ્દુલ્લાએ રાજકીય પ્રશ્નો ઉપસ્થિત કર્યા હતા. જે જોડાણના એ પોતે જ શિલ્પી અને સ્થપતિ હતા એ જ જોડાણને હવે એ 'ભયંકર' કહેતા હતા. કોઈ પણ દેશને સ્વરાજ્ય અપાવે છે એની પ્રજાનું બળ. ૧૯૪૭માં સરહદને પેલેપારથી આક્રમણ થયું એને ખાળનાર પણ પ્રજાનું આ જ બળ હતું. એ જ પ્રજાએ લોકસરકાર રચી અને એના મોવડી તરીકે શેખ અબ્દુલ્લાને મૂક્યા. એ જ ઘરઆંગણે સુધારા કરશે અને આપેલાં વચનનું પાલન કરશે એવી એમની અપેક્ષાઓ હતી. આ અપેક્ષા પૂરી કરવાનો બધો ભાર હતો વડાપ્રધાન પર. બધી બાબતમાં પહેલ એમના હાથમાં હતી. પણ બનાવો એવા બન્યા કે સાવ વિરોધી ચિત્ર ખૂલ્યું. પ્રજાની આર્થિક હાલત સુધારવાની બાબતમાં અબ્દુલ્લા સાવ નિષ્ફળ નીવડ્યા હતા. હકીકતમાં લોકની આર્થિક હાલત વિશેષ બગડી હતી. લાગવગશાહી અને લાંચરૂશ્વતને દૂર કરવામાં એ સાવ નિષ્ફળ નીવડ્યા. એમની આસપાસ લાગવગશાહી ફૂલીફાલી. જમીનસુધારણાના કામમાં કે કિસાનોની કંગાલિયત દૂર કરવાના કામમાં એમને સરિયામ નિષ્ફળતા મળી. લોકની શૈક્ષણિક કે સાંસ્કારિક હાલત સુધરે એ માટે પણ એમણે કશું જ ન કર્યું. લોક અજ્ઞાન જ રહ્યા. એવું લાગતું હતું કે આ પ્રદેશમાં લોકશાસન હજુ આવ્યું જ ન

હોય. આવી નામોશી અને રંજભરી કારકિર્દીની પાર્શ્વભૂ પર અબ્દુલ્લા હવે એમના રાજકીય ઉદ્ગારો અને ધોષણાઓને પણ જાણે પાછી વાળતા હોય એમ બોલવા વર્તવા લાગ્યા. (અને આ સહુથી વિશેષ ગંભીર વાત તો એ હતી કે જમ્મુ–કાશ્મીરમાં કાયદો–વ્યવસ્થાની પરિસ્થિતિ સાવ કથળેલી હતી. એમ કહો કે ભાંગી પડેલી હતી.)

અવ્યવસ્થા અને અંધેરની આવી પરિસ્થિતિને લાંબો વખત નભાવી ન જ લેવાય. આવા સંજોગોમાં આવા નેતાને પદભ્રષ્ટ કરાય એ કાંઈ અવનવું કે અસામાન્ય ન ગણાય. લોકશાસનની પ્રગતિમાં આવું બનવું અનિવાર્ય ગણાય. જો લોકશાસનવાદી પ્રદેશમાં એવું વર્તાય કે જિંદગીની જે ભાત પોતે ઉપસાવવા માગે છે તે ચાલી શકે એમ નથી તો જે અંગને સડો લાગ્યો હોય કે જેને કારણે સમગ્રની તંદુરસ્તી જોખમાય છે તો તેને દૂર કર્યે જ છૂટકો. અને કાશ્મીરમાં એ જ થયું. પોતાની પ્રજાના જીવનને સુધારવાની એમની કશી ગુંજાશ ન હતી માટે અબ્દુલ્લાની ટીકા થતી હતી. ઉપરાંત લોકને બધી રીતે રૂંધતી મધ્યયુગી રજવાડી રસમને પણ એ નાબૂદ કરી શકયા ન હતા. અને કંગાલિયત તથા અજ્ઞાનના શાપ નિવારવાને પણ એ કશું કરી શકયા ન હતા. અને જે એમનું પ્રથમ કાર્ય હોવું જોઈએ તે, પોતાની પ્રજાના જીવનનુ ધોરણ સુધારવાનું કામ તો એ મુદ્દલે કરી ન શકયા; કારણ કે એ કરી શકે એવી કશી શક્તિ એમની પાસે હતી જ નહીં.

ભારતનાં અન્ય રાજ્યોમાં પણ જે સગવડ અને વિશેષાધિકાર કાશ્મીર અને અબ્દુલ્લાને ભાગ્યે મળતા હતા તેનો આ રાજ્યની પ્રજાને શા સારુ ઇન્કાર કરવામાં આવતો હતો એવા પ્રશ્ન પણ પુછાતા થયા હતા. લોકલાગણીને ઠેબે મારવાનું અબ્દુલ્લા માટે કઈ રીતે શકય બનતું હતું અને કેન્દ્ર સરકાર એમને આટલી છૂટ મોકળે હાથે કેમ આપતી હતી એમ પણ પુછાતું હતું. એમને સગવડ મળતી હતી, ખુલ્લંખુલ્લા અનાદર થાય અને ગેરવહીવટનો તો કશો પાર ન હોય તોય છૂટ મળતી જાય એ સામે ઘણો કચવાટ થતો હતો.

બક્ષી અને ડી. પી. ધાર સાથે મારે બહુ લંબાણથી વાત થઈ. યુવાન રાજવી કરણસિંઘ સાથે પણ વાતચીત થઈ. આ બધાએ શેખનું વર્તન તાજેતરમાં અત્યંત વાંધાભર્યું બનતું ગયું હતું એ વાતનું સમર્થન કર્યું. થોડી ચર્ચા પછી અમે એ અનુમાન પર આવ્યા કે એ કશી ચાલ ચાલે છે અને મનમાં કશો પેતરો ગોઠવી રાખેલો લાગે છે. આ પછીના ત્રણ

દિવસની એમની દિનચર્યા સાચેસાચ રહસ્યભરી હતી. પણ અમે નિરીક્ષણ ચાલુ રાખ્યું ડી. પી. ધાર અને બક્ષીએ મને કહ્યું કે શેખ ગુલમર્ગ જવાના છે એમ એમણે ધણેસણે જાણ્યું છે. શ્રીનગરથી આ જગ્યાએ જતાં કલાકેક થાય. અહીં એ, સાત માઈલ પાર આવેલી સરહદની પેલી બાજુથી આવનારા થોડા 'મિત્રો'ને મળવાના છે અને થોડા મુદ્દાની ચોખવટ થાય કે તરત જૂઠા આરોપ લગાડી બક્ષી, ધાર વગેરેને પકડવાના છે. પછી એમના સ્થાને અનુકૂળ હજૂરિયાને ગોઠવી દેશે અને પ્રધાનમંડળમાં પોતાનું સ્થાન મજબૂત કરશે. છેવટે પત્રકારો સમક્ષ એ કાશ્મીરને સ્વતંત્ર જાહેર કરશે અને ભારતને કાશ્મીર ખાલી કરવા જણાવશે. (આમાં પાકિસ્તાનનું શું થશે?) આમ સાવ પોતાની રીતે એ પ્રશ્નનો ઉકેલ રજૂ કરશે.

મધરાત લગી યુવરાજ, બક્ષી, ધાર અને મેં અત્યંત ગંભીર અને સ્ફોટક પરિસ્થિતિ વિષે વિચાર કર્યો. અંતે અમે એ નિર્ણય પર આવ્યા કે અબ્દુલ્લા સામે કડક પગલાં ભરવાની વેળા આવી પહોંચી છે. ભારત સાથેનું જોડાણ થયા છતાં પણ જો અબ્દુલ્લાને એમની આગવી રીતે કાશ્મીરને સ્વતંત્ર જાહેર કરવા દેવામાં આવે તો આમ જે ખાડો પડે એમાં બીજો કોઈ મુલક આવીને નહીં ભરાઈ જાય અને એવી પેશકદમી કરવાનાં દેખીતાં કારણો ન દર્શાવે એનું કશું જ કહી ન શકાય. ૧૯૪૭માં પણ આમ થયું હતું (અને ૧૯૬૫મા પણ આમ જ બન્યું) ત્યારે પણ કાશ્મીર પર આક્રમણ થયું હતું અને એને માટે બહુ સારાં કારણ દર્શાવવામાં આવેલાં — જાણે પરમુલક પર આક્રમણ કરવાને યોગ્ય ઠરાવવાનું કદી પણ વાજબી ગણાતું હોય એમ કારણ દર્શાવાયેલાં.

અમારી આવી સમીક્ષા છતાં કશું પણ પગલું ભરીએ એ પહેલાં કાશ્મીરની પ્રવર્તમાન સ્થિતિથી નેહરુને પૂરા વાકેફ કરવા જોઈએ એમ અમને મહેસૂસ થયું. આવી નાજૂક વાત ટેલિફોન પર ન થઈ શકે એટલે મારે તુરત જ દિલ્હી જવું એમ ઠરાવાયું

અંધારું થતું હતું અને બનીહાલ ઘાટીમાં વાતાવરણ તોફાની હતું. આવા વાતાવરણમાં જવા કે ઊડવાનું બની ન શકે ફ્લાઈટ લેફ. ગામાએ હવા અત્યંત દગાખોર હતી એવી ચેતવણી આપી. પણ મેં જવાનો આગ્રહ રાખ્યો એટલે એ મને પહોંચાડવા તૈયાર થયા. ૨૭ ઑગસ્ટ ૧૯૫૩ના સાંજના ૭ વાગ્યે અમે ઊપડયા. બનીહાલ ઘાટી પર આવ્યા ત્યારે તો ભયંકર વાવાઝોડામાં ફસાયા. કપરી કસોટી બાદ તોફાની હવા અને ધોધમાર

વરસતા વરસાદમાં અમે મોડી રાતે દિલ્હી પહોંચ્યા. ગામાએ હિમ્મત સાથે ભારે કુશળતા પણ બતાવી. એ જ કારણે દિલ્હી પહોંચાયું.

વિમાનઘરથી હું સીધો નેહરુના નિવાસસ્થાને ગયો. કશા પણ આડંબર વિના અને વખત વીતાવ્યા વિના મેં એમને જેવી હતી તેવી હાલતની વાત કહી. અબ્દુલ્લા ભારત અને પાકિસ્તાન બન્ને સાથે સોદાબાજી થઈ શકે એવી વેતરણ કરવામાં પડયા હતા એ કહીને મેં શેખને કેવો આત્મવિશ્વાસ વધ્યો હતો અને કેવી રીતે બધો દોર પોતાના જ હાથમાં છે અને પોતે ધારે તે કરાવી શકે એવું માને છે એની વાત કહી. મારી બધી વાત સાંભળ્યા પછી નેહરુ કહે કે યુવરાજ, બક્ષી અને ધાર ગમે તે રીતે વિચારતા હોય પણ અબ્દુલ્લાની ધરપકડ કોઈ પણ સંજોગોમાં નહીં થવી જોઈએ. એવા પગલાનું આપણે કોઈ પણ રીતે સમર્થન ન કરી શકીએ. દુનિયા આગળ કોઈ ખુલાસો કરી નહીં શકીએ. મેં કહ્યું: જો અબ્દુલ્લાને હજુય છુટ્ટો દોર મળશે અને એ બક્ષી ને ધાર અને બીજા પ્રધાનોને પકડાવી શકે એવી પરિસ્થિતિ સર્જાય તો કાશ્મીરમાં ભારત માટે ઘણી ગંભીર પરિસ્થિતિ આવીને ઊભી રહે. પણ નેહરુ પોતાની વાતમાં અટળ રહ્યા. મેં મારી સાથે થયેલી સર્વ વાતચીતથી કાશ્મીરમાં જે બધા મળ્યા હતા એમને વાકેફ કરવાનું વચન આપ્યું.

બીજે દિવસે શ્રીનગર પહોંચી મેં યુવરાજ, બક્ષી અને ધારને બધી વાત કરી. સહુના પ્રત્યાઘાત વિભિન્ન હતા. અમે સહુ એક વિષચક્રમાં ફસાયા હતા. જો અમે નેહરુને અબ્દુલ્લાની ધરપકડ થાય છે એમ કહીએ તો એ તરત જ આવું પગલુ અટકાવે. પણ મુક્ત અબ્દુલ્લા તો કાશ્મીરમાં લોકશાહીને પડકારતા હતા અને સમગ્ર રીતે આપણા રાષ્ટ્રીય હિતના વિરોધમાં હતા. પણ એમની ધરપકડ દેશના હિતમાં હોવા છતાં નેહરુની ઇચ્છા વિરુદ્ધનું કામ હતું. ચર્ચા ગરમાગરમ થઈ. અમે સહુ અબ્દુલ્લાએ જવાની ઘડી આવી છે એ વાત પર સહમત થયા. જરૂર પડયે નેહરુને પૂછ્યા વિના પણ એમની ધરપકડ કરવી જોઈએ (એક યુવરાજ, નેહરુને આ વાતની પહેલેથી ખબર આપવી જોઈએ એમ આગ્રહપૂર્વક કહેતા હતા).

ગુલમર્ગ જતાં પહેલાં અબ્દુલ્લા યુવરાજને મળવા આવ્યા. કેટલાય સમયથી એ બે મળ્યા જ ન હતા. તકનો લાભ લઈને રાજવીએ અબ્દુલ્લાનું ધ્યાન ગેરવહીવટના કેટલાક કિસ્સા પર દોર્યું અને બહુ સંભાળીને ચાલવું જોઈએ એમ પણ કહ્યું. શેખે આ આરોપોનો ઇન્કાર કરીને પોતે આને

કારણે ઘણા જ દુભાયા છે એવો ઢોંગ કર્યો. પણ યુવરાજે આ જ વાત કહે રાખી. પછી શેખ ગુલમર્ગ ગયા. કન્સ્ટીટ્યુઅન્ટ એસેમ્બલીના ઘણા સભ્યોએ આ પહેલાં રાજકારોબારમાં ગેરવહીવટ કર્યા બદલ એમને લેખિત વિરોધપત્ર સુપરદ કર્યો હતો.

એ બપોરે અમને ચોક્કસ માહિતી મળી કે શેખ આગળ કહેલી યોજના બે દિવસ પછી અમલમાં મૂકવાનો ઇરાદો રાખે છે. બક્ષી અને હું ડી. પી. ધારને ઘેર મળ્યા. પછી અમે બધા યુવરાજને ત્યાં ગયા. વાતાવરણ ઘણું જ તંગ હતું. એક એક વ્યક્તિ આવેશમાં હતી. બધી બાબતનો વિચાર કર્યા પછી શેખને આઠમી ઑગસ્ટની રાતે પકડવા એમ નક્કી કર્યું. હવે તો એ જાતે કાયદો અને વ્યવસ્થાની હાલત માટે પણ જોખમરૂપ હતા. અહીંની પરિસ્થિતિ કેટલી ગંભીર હતી એનો દિલ્હીને કશો ખ્યાલ ન હતો.

શક્ય એવા પ્રત્યાઘાતોનો વિચાર કરીને અમે સાવચેતીનાં પગલાં ભર્યાં. દા. ત. મહુરાનું પાવર હાઉસ અને શ્રીનગરનું ટેલિફોન એક્સચેન્જ અને અને શહેર અને આસપાસની બીજી વ્યૂહાત્મક જગ્યાઓના રક્ષણની યોજના કરી.

એલ. ડી. ઠાકુર, સુપરિ. પોલીસ અને શેખ ગુલામ કાદીર ડે. સુ. પો.ને અબ્દુલ્લાની ધરપકડ કરવા ગુલમર્ગ મોકલ્યા. પણ એ પહેલાં જમ્મુ અને કાશ્મીર રાજ્યના દળના વડા લેફ. કર્નલ બળદેવસિંગે અબ્દુલ્લાને બરતરફીનો હુકમ પહોંચાડી દીધો હોય એમ ગોઠવાયું. આ હુકમ મળ્યો ત્યારે શેખ જ ખૂબ જ ગુસ્સામાં આવ્યા. પોતાને આવું કહેવાની કોની હિમ્મત છે એમ બરાડા પાડયા. પણ પછી શાંત થયા અને આકાશવાણી પરથી સમાચાર સાંભળ્યા પછી નમાજ પઢી લીધી અને જ્યાં એમને નજરકેદ રાખવાના હતા તે ઉધમપુર જવા તૈયાર થયા. હવે નવમી ઑગસ્ટનું પ્રભાત થઈ ચૂક્યું હતું. પોતાના પ્રતિષ્ઠિત બંધીને લઈને મોટરવાન સાવ ગુપ્ત રીતે ઊપડી. પણ અબ્દુલ્લાની ધરપકડના સમાચાર ગમે તે રીતે પણ લોકને પહોંચી ગયા હતા. હું શ્રીનગરથી પાંચ માઈલ દૂર ગુલમર્ગ જવાના રસ્તા પર ઊભો હતો. આ વાતને ઝડપથી જતાં મેં જોઈ. પછી હું બક્ષીને જમ્મુ-કાશ્મીરના વડાપ્રધાન તરીકે સોગન અપાયા ત્યારે પણ હાજર હતો.

અબ્દુલ્લાની ધરપકડ પછી સ્વયંભૂ તોફાન થયેલાં. નિરીક્ષકોની જે ટુકડીઓ સરહદ પર હોવી જોઈએ એ, એમની સફેદ જીપોમાં શ્રીનગરની શેરીઓમાં આંટા મારતી હતી. પણ બક્ષી અને ધારે આ તત્ત્વો સાથે

કડક હાથે કામ લીધું. હું આ બધા બનાવોનો સાક્ષી હતો. શ્રીનગર અને ખીણુ પ્રદેશમાં શાંતિ અને એખલાસ જળવાય એ માટે જે પણ કામ સુપરદ થાય એ કરવા હું તૈયાર હતો.

ઑગસ્ટ નવમીએ નેહરુએ યુવરાજને ટેલિફોન કર્યો અને અબ્દુલ્લાની ધરપકડ થવા દેવા માટે ગેબે ભરાઈને બોલવાનું શરૂ કર્યું એટલે યુવરાજે તો ટેલિફોન, હમણાં જ આવી પહોંચેલા એ. પી. જૈનને આપ્યો. જૈનથી પણ આ પુણ્યપ્રકોપ ઝીરવાયો નહીં તે એમણે ટેલિફોન ડી. પી. ધારને આપ્યો. પણ હવે તો ધાંટા પાડવા સિવાય કશું રહ્યું જ ન હતું.

બે દિવસ પછી હું નેહરુને દિલ્હીમાં મળ્યો ત્યારે પોતાના હુકમની ઉપરવટ જઈને પણ અબ્દુલ્લાની ધરપકડ કરવામાં આવી હતી એ વાત બદલનો પોતાનો સર્વ રોષ એમણે ઠાલવ્યો. પણ દિવસો વીત્યા અને આવી સ્ફોટક પરિસ્થિતિમાં એમણે કાશ્મીરમાં જે 'કડક' પગલું ભર્યું હતું એનું લોકોએ સમર્થન કરવા માંડયું એટલે નેહરુ પણ જે બન્યું હતું એથી મન-મનાવતા થયા અને સાથે પેલા વ્યંગભર્યા ધન્યવાદ પણ સ્વીકારતા થયા

કોરિયન ભાષામાં કોરિયાને 'ચોસન' તરીકે ઓળખે છે. એનો અર્થ થાય છે પ્રભાતની શાંતિની ભૂમિ. મૂળ ટાપુ ઉપરાંત એમાં ૩૦૦૦ ટાપુઓ છે. મૂળ ટાપુ ૬૦૦ માઈલ લાંબો અને ૧૩૫ માઈલ પહોળો છે કુલ ક્ષેત્રફળ ૮૫૦૦૦ વર્ગમાઈલ છે. ત્રણ ચતુર્થાંશ ભાગ ડુંગરાળ છે. આમાં ૯૦૦૦ ફૂટ ઊંચા શિખરવાળા પણ ડુંગર છે કોરિયન પ્રજા ઘણી ખડતલ પ્રજા છે. ઘણા પુરાણકાળથી એમની વિશિષ્ટ સંસ્કૃતિ છે. મુખ્ય ધર્મ ખ્રિસ્તી છે. ૧૯૦૫ના રશિયા–જપાન વચ્ચેના યુદ્ધ પછી કોરિયા પર જપાની આધિપત્ય આવ્યું.

૧૯૪૩માં મિત્ર રાજ્યો કેરો મુકામે મળ્યાં ત્યારે અમેરિકા, ચીન અને બ્રિટને જાહેર કર્યું કે યુદ્ધને અંતે કોરિયાને સ્વતંત્ર બનાવવામાં આવશે. આ જ જાહેરાતની પુનરુક્તિ ૧૯૪૫માં પોટ્સડેમ ખાતે કરવામાં આવી અને એમ ઠરાવાયું કે ૩૮° અક્ષાંશની ઉત્તરે સોવિયેત જપાનીઓની શરણાગતિ સ્વીકારશે અને ૩૮° અક્ષાંશની દક્ષિણે અમેરિકા શરણાગતિનો સ્વીકાર કરશે. ડિસેમ્બર ૧૯૪૫માં રશિયન, અમેરિકન અને બ્રિટિશે એ વાતનો સ્વીકાર કર્યો કે સમસ્ત કોરિયા માટે એક કામચલાઉ લોકશાહી હકૂમત સ્થાપવી. આ

વ્યવસ્થામાં જ એ વાત અંતર્ગત હતી અને સર્વનો સ્વીકાર પામી હતી કે કે પાંચ વર્ષને માટે કોરિયામાં ચાર સત્તાની વિશ્વસ્તી ટ્રસ્ટીશીપ રહેશે. પછી રશિયનો અને અમેરિકનો વચ્ચે કોરિયાનો વહીવટ ચલાવવા માટેના સંયુક્ત કમિશનની સ્થાપના વિષે સહમતિ ન થઈ એટલે આખો પ્રશ્ન સંયુક્ત રાષ્ટ્રની સામાન્ય સભાને સોંપાયો. એણે ૧૯૪૭માં ફેંસલો આપ્યો કે ૧૯૪૮ના માર્ચ માસથી મોડી નહીં એમ કોરિયામાં લોકશાહી હકૂમત સ્થાપવા માટેના કોરિયાના પ્રતિનિધિઓની ચૂંટણી કરવામાં આવે; કોરિયામાંથી અમેરિકી અને સોવિયેત દળને કોરિયન સરકારની સ્થાપનાના નેવું દિવસમાં પાછાં ખેંચી લેવાય. આ ઉપરાંત સામાન્ય સભાએ કોરિયાની પરિસ્થિતિનો અભ્યાસ કરવા અને સમસ્ત કોરિયા માટે રાષ્ટ્રીય સરકારની સ્થાપનાની ભલામણ કરવા એક કમિશન નીમાય એમ ઠરાવ્યું. આ ઠરાવ પર મત આપવાનો રશિયન પ્રતિનિધિએ ઇન્કાર કર્યો અને ઉત્તર કોરિયાના પ્રદેશમાં આ કમિશન દાખલ થાય એનો વિરોધ કર્યો. એટલે આ કમિશનની કામગીરી દક્ષિણ કોરિયા પૂરતી મર્યાદિત રહી. સંયુક્ત રાષ્ટ્રસંઘે અમેરિકન વિસ્તાર તરીકે ઓળખાતા ૩૮° અક્ષાંશની દક્ષિણના પ્રદેશ માટે લોકશાહી સરકાર રચવાનું નક્કી કર્યું અને આ સરકાર( રીપબ્લીક ઓફ કોરિયા : આર. ઓ. કે. )ના વડા તરીકે ડૉ. સીંગમાન રૂહીની વરણી કરી. રશિયનોએ ૧૯૪૮ના ઑગસ્ટમાં પોતાના પ્રભાવવિસ્તાર ઉત્તર કોરિયામાં ચૂંટણી કરી અને રીપબ્લીક ઓફ કોરિયાની સ્થાપના કરવા સાથે આ રીપબ્લીકની હકૂમત સમસ્ત કોરિયા પર છે એવો દાવો કર્યો. આમ કોરિયાના ૩૮° અક્ષાંશની રેખાએ બે ભાગ પડયા. બન્ને ભાગની વિભિન્ન અને વિરોધી વિચારસરણી હતી. સોવિયેત દળે ૧૯૪૮ના ડિસેમ્બરમાં કોરિયા છોડયું. અમેરિકી દળે ૧૯૪૯ના જૂનમાં વિદાય લીધી.

સીંગમાન રૂહીએ ઉત્તર કોરિયા પર આક્રમણ કરવાની ધમકી આપેલી. પણ ઉત્તર કોરિયાનાં દળોએ એમના પહેલાં જ, ૧૯૫૦ના જૂનની ૨૮મી તારીખે ૩૮° અક્ષાંશ ઓળંગીને હુમલો કર્યો અને બે અઠવાડિયાં વચ્ચે યુદ્ધ ફાટી નીકળ્યું. આમાં અમેરિકા અને બ્રિટને દક્ષિણ કોરિયાની મદદે લશ્કર મોકલ્યું. ૧૯૫૦ના નવેમ્બરની છઠ્ઠી તારીખે સંયુક્ત રાષ્ટ્રોના દળના સેનાપતિ જનરલ મેક આર્થરે કોરિયન મોરચા પર ચીની દળોની હાજરીના સમાચાર આપ્યા. આ યુદ્ધ એક તરફ ઉત્તર કોરિયા અને ચીનનાં સામ્યવાદી દળો તથા બીજી બાજુ દક્ષિણ કોરિયા અને બ્રિટન અને અમેરિકા સમેતના

સોળ દેશોનાં દળો વચ્ચે ખેલાયું.* ચાર દેશોએ માત્ર તબીબી રાહતની ટુકડી મોકલી.×

૧૯૫૧ના નવેમ્બરમાં સુલેહની વાટાઘાટો શરૂ થઈ. ચર્ચાના પાંચ મુખ્ય મુદ્દા હતા :

(૧) કાર્યસૂચિનો સ્વીકાર અને એ ચર્ચવાની તૈયારી.

(૨) શસ્ત્રવિરામની રેખા નક્કી કરવી.

(૩) યુદ્ધબંધીનો અમલ.

(૪) કેદીઓની અદલબદલ.

(૫) ભલામણો.

બન્ને બાજુ કેટલા કેદી હતા એનો નિશ્ચિત આંકડો મળ્યો નહીં. ૧૯૫૨ના ૨૭મી એપ્રિલે બન્ને પક્ષ તટસ્થ દેશોનાં નિરીક્ષક દળનો આ યુદ્ધબંધીની શરતોનો અમલ કરાવવા માટે સ્વીકારવા તૈયાર થયા.

૧૯૫૨ના ૧૭મી નવેમ્બરે ભારતે ચાર સત્તાના કમિશન હેઠળ કેદીઓની અદલબદલ અંગે એક યોજના રજૂ કરી. આ ચારમાં બે સામ્યવાદી દેશ હતા, બે બિનસામ્યવાદી દેશ હતા. જો ગાંઠ પડે તો એના ઉકેલ માટે સંયુક્ત રાષ્ટ્રસંઘ એક વ્યક્તિને પંચ તરીકે નીમે. સોવિયેતે, ચીને અને ઉત્તર કોરિયાએ ભારતની યોજનાનો અસ્વીકાર કર્યો. ૧૯૫૩ના માર્ચમાં જનરલ કલાર્કે ગંભીર રીતે બીમાર હોય કે ઘવાયેલા હોય એમની જીનિવા નિયમ મુજબ તાત્કાલિક અદલાબદલી કરવાની દરખાસ્ત કરી. કમ્યુનિસ્ટોએ આ દરખાસ્તનો સ્વીકાર કર્યો. ૧૯૫૩ના જૂનની ૮મી તારીખે બન્ને પક્ષે સ્વીકાર્યું કે :

(૧) ભારત, સ્વીડન, સ્વીત્ઝરલેન્ડ, પોલાન્ડ ચેકોસ્લોવાકિયાના બનેલા તટસ્થ દેશોના પંચની રચના થાય. આ પંચ કેદીઓની અદલાબદલીની નિગેહબાની કરે. જે કેદીઓ પોતપોતાના દેશ જવાને નારાજ હોય એમને આ પંચ સ્વીકારે. પંચના પ્રમુખ તરીકે ભારતીય રહે.

* ઑસ્ટ્રેલિયા, બેલ્જીઅમ, કેનેડા, કોલંબિયા, ઇથિયોપિયા, ફ્રાન્સ, ગ્રીસ, લક્ષેમ્બર્ગ, નેધરલેન્ડ્ઝ, ન્યુઝીલેન્ડ, ફિલિપાઈન્સ, થાઈલેન્ડ, તુર્કી, દક્ષિણ આફ્રિકા, બ્રિટન, અમેરિકા.

× ભારત, ઇટાલી, નોર્વે, સ્વીડન.

(૨) આ કેદીઓની દેખભાળ માટેના સશસ્ત્ર દળની નિયુક્તિ એકલું ભારત કરશે

૧૯૫૩ના જુલાઈની ૨૭મીએ સુલેહના કોલકરાર થયા અને કોરિયન યુદ્ધનો અંત આવ્યો અને તે પણ સંયુક્ત રાષ્ટ્રસંઘના દૃષ્ટિબિંદુથી તો ૩૮° અક્ષાંશથી આઠ માઈલ દૂર. ત્રણ વર્ષ લગી આ યુદ્ધ ઘડિયાળના લોલક જેમ, ઘડીમાં આમ તો ઘડીમાં તેમ ઢળતું ચાલ્યું. બેસુમાર જાનહાનિ થઈ. આ સશસ્ત્ર યુદ્ધનો અંત આણવામાં ભારતે અગત્યનો ભાગ ભજવ્યો હતો.

સંયુક્ત રાષ્ટ્રના દળ પાસે ૫૮૦૦૦ ચીની અને ઉત્તર કોરિયન કેદીઓ હતા. સામ્યવાદીઓ પાસે સરખામણીમાં ઘણા થોડા બ્રિટિશ અને અમરિકી કેદીઓ હતા. પશ્ચિમના દેશોના મત મુજબ, પોતાના વતનમાં પરિસ્થિતિ ઘણી જ કપરી હોવાના કારણે આમાંના કોઈની પણ પોતાને દેશ જવાની ઇચ્છા ન હતી. આથી વિરોધ મત એમ હતો કે આવો ખૂનખાર જંગ ખેલીને, પોતાનાં કુટુમ્બીઓથી આટલો લાંબો સમય અલગ થયા પછી આ લોક તો તાત્કાલિક પોતાના દેશ જવાની માગણી કરશે. તટસ્થ દેશોના પંચે દરેક કેદીની પાછા જવાની ઇચ્છા છે કે નહીં તે જાણવાનું અને પછી નક્કી કરવાનું હતું. પણ આ પંચ કોરિયામાં એકઠું મળે એ પહેલાં ૫૮૦૦૦માંથી ૩૫૦૦૦ કેદીઓ 'ભાગી છૂટ્યા.' એટલે પ્રશ્ન ૨૩૦૦૦નો રહ્યો. નિઃશસ્ત્ર કેદીઓ આટલી મોટી સંખ્યામાં, સશસ્ત્ર દળના પહેરા વચ્ચેથી કેવી રીતે ભાગી છૂટ્યા એ પ્રશ્નનો કશો સંતોષકારક જવાબ મળતો નથી. કેટલાકનો તર્ક એવો હતો કે સીંગમાન રહીએ એમને છોડી દીધા.

ભારતે તટસ્થ પંચના વડા તરીકે લે. જ. કે. એસ. થીમૈયાની વરણી કરી. ચક્રવર્તી અવેજીમાં અને પી. એન. હકસર તથા બહાદુરસિંગ રાજકીય સલાહકાર તરીકે ગયા. લેફ. જ. એસ. પી. પી. થોરાટ ભારતીય સંરક્ષક દળના વડા તરીકે નિમાયા. થીમૈયાએ મારી એમના ચીફ ઑફ સ્ટાફ તરીકે પસંદગી કરી.

હું કોરિયા જવા ઊપડયો એ પહેલાં નેહરુએ મને મળવા બોલાવ્યો. આપણી સામે હતા એ આ કેદીની અદલીબદલીના પ્રશ્નનાં વિવિધ પાસાં સમજાવ્યાં. સોવિયેત અને અમેરિકા બન્ને પોતાની વિચારસરણીને વાજબી ઠરાવવા માગતા હતા તે વાત પણ એમણે કરી. આપણા ઉપર એનું ભારે દબાણ આવવાનું. આપણે ચુસ્ત નિષ્પક્ષ વલણ લેવું આવશ્યક હતું પણ એથીય વિશેષ તો આપણે નિષ્પક્ષ છીએ એ વાત સહુની નજરે આણવી

એ અગત્યનું હતું. પંચના વડા તરીકે આપણું સ્થાન સદુના વિશ્વાસનું સ્થાન હતું. અત્યંત સ્ફોટક સંજોગો વચ્ચે આપણે આંતરરાષ્ટ્રીય તંગદિલી શમે એવું નિષ્પક્ષપાતતાનું અને સ્થિરતાનું વાતાવરણ ઊભું કરવાનું હતું. તો જ તંગદિલી શમે. એમણે સૂચવ્યું કે આપણે દરેક કેદીને શુભેચ્છાનો સંદેશો મોકલીને શરૂઆત કરીએ. આપણે કોરિયન ભાષા શીખવાનો યત્ન કરવો જોઈએ. આથી આપણને એમના પ્રશ્નોમાં રસ છે એવી છાપ પાડી શકાય. એમણે વિશેષમાં કહ્યું કે કેટલાક કેદી ઘેર પાછા જવા ન પણ માગતા હોય. એટલે આપણે ઘેર પાછા જવા માગતા હોય એવાથી શરૂઆત કરવી જોઈએ. એમની લાગણી એવી હતી કે આમાંના ઘણાખરા તો કિસાનો હશે. એમને રાજકારણનો સ્પર્શ નહીં હોય એટલે પોતાને વતન પાછા ફરવા એ ખૂબ રાજી હશે. માટે આપણે એમની સાથે અત્યંત સહાનુભૂતિભર્યું વર્તન રાખવું જોઈએ. જેમનું વર્તન વાંધાભર્યું લાગે એમને અલગ તારવીને આપણે એમના નેતા જેવા હોય એમના પર ધ્યાન આપવું એવું નેહરુનું સૂચન હતું. પ્રશ્નો પૂછનારને એ પોતાનો પૂર્વઇતિહાસ આપવા રાજી નહીં હોય. આવા કિસ્સામાં એમને માહિતી આપવા સમજાવવા. અંતમાં નેહરુએ કહ્યું કે જ્યાં ગાંઠ પડે એવું લાગે ત્યાં આપણે અવિધિસર એનો મેળ પાડવા કોશિશ કરવી જોઈએ. ચીનની વાત કરતાં એમણે કહ્યું કે આપણા એ દેશ સાથે મૈત્રીસંબંધ છે. બીજા સાથે પણ આપણા મૈત્રીસંબંધ છે. પણ આપણા બે વચ્ચે લાંબી સહિયારી સરહદ છે. એટલે કશા કારણ વિના એક મૈત્રીભાવ ધરાવતા પાડોશીને છંછેડવાનું કામ શાણપણભર્યું ન ગણાય. આપણે કોઈનો પણ પક્ષ નહીં લેવો જોઈએ છતાં આપણે આપણા રાષ્ટ્રીય રાજકારણનું ધ્યાન રાખવું જોઈએ.

મારા કાનમાં નેહરુની શિખામણના ભણકારા વાગતા હતા. થીમૈયા અને આપણા મંડળના અન્ય સભ્યો સાથે હું દિલ્હીથી ઊપડચો અને ૧૯૫૩ના સપ્ટેમ્બરમાં જપાન પહોંચ્યો. જનરલ માર્ક કલાર્કની મુલાકાત લીધી. સંયુક્ત રાષ્ટ્રસંઘના લશ્કરી દળના એ સેનાપતિ હતા. એમની છાવણી ટોકિયોમાં હતી. અહીંથી અમે પાન મુન જોંગ જવા નીકળ્યા. દક્ષિણ કોરિયાના પ્રમુખ ડૉ. સીંગમાન રહી આપણા પર એટલા નારાજ હતા કે એમણે દક્ષિણ કોરિયાની ભૂમિ પર ઊતરવાની પણ રજા ન આપી. સંયુક્ત રાષ્ટ્રસંઘના દળે આ મુશ્કેલીને પોતાના વિસ્તારમાં અમને ઉતારીને પછી અમારી છાવણીએ અમને પહોંચાડીને ટાળી.

કોરિયા પહોંચ્યા અને મને એક વાતનું ભાન થયું : અમેરિકનો તેમજ ચીનાઓ બન્ને અહીં બીજા કોકનું કામ કરવા આવ્યા હતા.

તટસ્થ પંચે ભારતીય સંરક્ષક દળ મારફત સંયુક્ત રાષ્ટ્રસંઘના દળ પાસેથી ચીની અને કોરિયન કેદીઓનો કબજો લીધો ત્યારે એ બધા ખૂબ જ તોફાની અને ઉધમાતિયા હતા. આમાં આપણી ધીરજની ખૂબ તાવણી થઈ. પણ આપણી ટુકડીએ ભારે સંયમથી સ્વસ્થતા જાળવી. જરાકે વિહ્વળ ન થયા. લેફ. જન. થોરાટે એમને કશો પણ પ્રતિકાર ન કરવાની સૂચના આપી હતી. કેદીનો કબજો લેતી વેળાએ સંપૂર્ણપણે નિઃશસ્ત્ર રહેવાનો હુકમ હતો.

તટસ્થ પંચમાં એવી દશા હતી કે સ્વીસ અને સ્વીડીશ પ્રતિનિધિઓ સંયુક્ત રાષ્ટ્રસંઘના વલણના તરફદાર હતા ત્યારે પોલાન્ડ અને ચેકોસ્લોવાકિયાના પ્રતિનિધિઓ ઉત્તર કોરિયાના વલણ તરફ ઢળેલા હતા. એટલે ભારત સાવ તટસ્થ રહે એ વાતનું મહત્ત્વ ખૂબ વધી ગયું. જે ધીરજ અને ખંતથી મક્કમપણે ભારત કામ કરે એના ઉપર જ તટસ્થ પંચની સફળતા કે નિષ્ફળતાનો આધાર રહે. વાસ્તવમાં તો તહકૂબીના કોલકરાર વખતે જે વેરભાવ અને કડવાશ જાણે થીજી ગયાં લાગતાં હતાં તે ફરીથી પૂરજોસમાં ભભૂકી ઊઠયાં હતાં અને એનો સમગ્ર વારમો આપણે જ એક માત્ર તટસ્થ સત્તા હોવાથી આપણે શિરે આવ્યો હતો.

ઉત્તરના દળના મોવડી કેદીઓને સમજાવી શકે એ માટે અમે અમને યોગ્ય લાગ્યા તે સ્થળે તંબૂ ખેંચ્યા. ઘેર જવાને માટે એ સમજાવટ કરવી હોય તો કરે. પણ આ તંબૂ ખેંચવા એ બાબતમાં પણ બન્ને દળ વચ્ચે ભારે ખેંચાખેંચ થઈ. સંયુક્ત રાષ્ટ્રના દળના મોવડીઓનું માનવું હતું કે હજુય આ નિર્દેશિત સ્થાને સુરંગો બિછાવેલી પડી હતી એટલે આ જગ્યા કામ ન લાગે. ઉત્તરના દળવાળા કહે કે, જનરલ આપને ત્યાં સુરંગો નથી એવી મતલબના ઉદ્દગાર ૧૯૫૩ના સપ્ટેમ્બરની ૧૬મી તારીખે કાઢયા હતા એટલે ત્યાં સુરંગો નથી. આવી ચર્ચા ઘણા દિવસ પર્યંત લંબાઈ. અન્ય પ્રતિનિધિઓ જેમ મારી ધીરજ પણ ખૂટી. બન્ને પક્ષકારોના દેખતાં આ જમીન પર ચાલી બતાવીને આ ચર્ચાનો અંત આણવાની મેં દરખાસ્ત કરી. જો હું એ જમીન પરથી ચાલું એ દરમ્યાન મને કશી ઈજા ન થાય તો તો ત્યાં સુરંગ નથી એટલું સિદ્ધ થઈ જાય. જો ત્યાં સુરંગ હોય તો હું એ વાત કહેવા કે સાંભળવા કયાં પાછો આવવાનો હતો ? હકીકતમાં

વાત સાવ સાદી હતી. ઈશ્વરનું નામ દઈને, વીર મેપર મેજર માર્ક વરના-ડેર્સ અને મારી સાથે આવવા કબૂલ થયેલા બીજા થોડા અફસર સાથે મેં આ ધરતી પર પગ ધર્યો. મનમાં વિચિત્ર ભાવ હતા. 'એક ડગનું ભરું અને મનમાં થાય કે કોક સુરંગ પર તો પગ નથી મૂકતોને? અને આ સુરંગ ફૂટી તો? અનંતકાળનો ભાસ કરાવે એવી થોડી ક્ષણ પછી હું તો આગળ પહોચી જતો. પાછાં ફરતાં પણ કશો અકસ્માત ન થયો. બહુ ગણતરી-પૂર્વકનું જોખમ હતું. એ ક્ષણે જ બધી દલીલો બંધ થઈ ગઈ. અમે મુકરર કરેલી જગ્યાએ તંબૂ બાંધ્યા. કોઈ પણ પક્ષ તરફથી હવે કશી તકરાર આ બાબતમાં ઉપસ્થિત ન થઈ.

મને પીકિંગ જવાનુ સત્તાવાર આમંત્રણ મળ્યું. આ માટે મેં થીમૈયા અને નેહરુની રજા માગી. બન્ને એ સાથે સહમત થયા. પાન મુન જોંગ પાસેના કએસોંગથી મારા નિમંત્રીઓ મને ખાસ ટ્રેઈનમાં ઉત્તર કોરિયાના સરેવોન અને પ્યોંગયોંગ થઈને, આન તુંગ આગળ સરહદ ઓળંગી, મંચુ-રિયાના મુકડેન( શેન-યાંગ )માંથી પસાર થયા. મારી સાથે વિદેશસેવાવાળા બહાદુરસિંગ, મારા સ્ટાફ ઑફિસર મેજર એચ. એસ. સંધુ અને ત્રણ ભારતીય પત્રકારો, જી કે. રેડ્ડી, પી. અસ્રહામ અને મલ્કાની હતા. બહા-દુરને ચીન વિષે ખૂબ જ માહિતી. આખે રસ્તે એણે મને ખૂબ જ મહત્ત્વની માહિતી આપી. ઘણો કુશળ અને નિરાડંબરી રાજપુરુષ. ઘણા ચીની નેતા-ઓને અંગત રીતે ઓળખે. એક ચીની રાજકીય કોમીસાર અમારી સાથે હતા. પછી ખબર પડી કે એ હિન્દી સારી પેઠે જાણતા હતા. એ અમારી સાથે દુભાષિયા મારફત જ વાત કરે. એની હાજરીમાં અમે આપસઆપ સમાં, હિન્દીમાં ગમે તેમ ભરડિયે ત્યારે એ તો જાણે કશું સમજતો નથી એવો ભાવહીન ચહેરો રાખે. અમારી વાતચીતનો એક એક અક્ષર એ સમજતો હતો એનો અમને જરાકે અંદેશો પણ ન આવ્યો. ડિસેમ્બરની પંદરમીએ અમે પીકિંગ પહોચ્યા. અને ચીની ચીફ ઓફ પ્રોટોકલ તથા અન્ય અફસરો સાથે આપણા દૂતાવાસના માણસોએ અમારું સ્વાગત કર્યું.*

* ઉ કોરિયામા થઈને પીકિંગ પહોંચતાં અમે જાતજાતના પ્રદેશ-માંથી પસાર થયા. સુંદર છતાં પછાત ગણાય એવાં ગામડાં, નવા અને જૂના કસબા, મોટાં કારખાનાંવાળા ઔદ્યોગિક પ્રદેશો અને મારી કલ્પનામાં ન હતાં એટલાં આધુનિક લાગે એવાં બે ત્રણ શહેર-એ બધામાંથી અમે પસાર થયા.

પીકિંગમાં લોકની નિયમિતતા અને શિસ્ત જોઈને હું પ્રભાવિત થયો. શિક્ષણ માટે અને તત્કાળ રાહત માટેની એમની ધગશ તથા ઔદ્યોગિક અને ખેતીવિષયક તથા એવા બીજા પ્રશ્નોના ઉકેલ માટે જે ખંત અને ઉત્સાહથી કામ કરતા હતા તેની મારા પર ઘણી અસર પડી. સામે પક્ષે મેં એ પણ જોયુ કે એમને નામનું પણ વાણીસ્વાતંત્ર્ય ન હતું. કોઈ પણ વાતની પહેલ એમનામાં હોય એવું મને લાગ્યું નહીં. અનિવાર્ય રીતે અને અપવાદ સિવાય એ બધા નિર્ણયની વાત પોતાના વડા ઉપર છોડતા. અને એમને પ્રતિષ્ઠા ન અપાવે એવી એમના જીવનની કેટલીક બાજુનું અમને દર્શન કરાવવાની એમની આનાકાની હતી.

ચીની ચીફ ઓફ પ્રોટોકોલે પીકિંગમાં, મને કોને મળવાની ઇચ્છા છે એમ પૂછ્યું. મેં કહ્યું : આ બાબતમાં મેં કશી રીતે વિચાર્યું નથી. મારી કશી પસંદગી નથી. પછી એમણે વિદેશખાતાના ઉપમંત્રી જનરલ લે કાનોગ અને વડાપ્રધાન ચાઉ એનલાઈ સાથે મારી મુલાકાત ગોઠવી. આમાંની એક મુલાકાત પીકિંગમાં ૨૨મી ડિસેમ્બરના રોજ આપણા રાજદૂત રાઘવનની હાજરીમાં થઈ ચાઉ એનલાઈએ મને કહ્યું કે મારે જાતે નીચેના મુદ્દાઓ વિષે નેહરુને કહેવું :

(અ) અમેરિકા નીચેનાં કારણસર અગ્નિ–એશિયામાં તંગદિલી ચાલુ રાખવા માગે છે :

(૧) આ બહાના હેઠળ એ જપાનને સશસ્ત્ર કરે અને ત્યાં મોટું લશ્કર રાખી શકે.

(૨) પૂર્વમાં સામ્યવાદી ભયના બહાના હેઠળ પાકિસ્તાનને લશ્કરી સહાય આપી શકે.

(બ) અમેરિકા એવો આગ્રહ રાખે છે કે સોવિયેત રાજકીય પરિષદમાં જાણે પક્ષકાર હોય એમ ભાગ લ્યે અને સામ્યવાદી ચીન જાણે કશી રીતે શાંતિનું હામી ન બની શકે એવા ખ્યાલથી અમેરિકા સોવિયેત આવી બાંયધરી આપે એમ માગણી કરે છે. આનો અર્થ જ એ થયો કે અમેરિકા રાજકીય પરિષદ મળે એમ ઇચ્છતુ નથી.

(ક) જો અમેરિકા ચીન સામે લડવાની મૂર્ખાઈ કરશે તો અમે એમનું ગરમાગરમ સ્વાગત કરીશું અને એમને લોહીલુહાણ કરીશું.

ચાઉ એનલાઈએ નિરાંતમાં કહ્યું કે જે રીતે તટસ્થ પંચ કોરિયામાં કામગીરી બજાવતું હતું એથી એમને ખૂબ નિરાશા થઈ હતી. નાખી નજરે ચડે એવી હકીકત પણ એમના ધ્યાનમાં ઊતરી ન હતી.

આ મુલાકાત પછી મેં રાજદૂત રાઘવનને ચાઉ એન-લાઈએ જે કહ્યું હતું તે નેહરુને જણાવવા કહ્યું. એમણે કહ્યું કે એ એમ કરશે.

બીજા એક પ્રસંગે ચાઉ એન-લાઈએ મને કહ્યું હતું કે દુનિયાની ૨૪૦ કરોડની આબાદીમાંથી ૬૦ કરોડ તો એકલા ચીનમાં છે. અને ત્રીજા વિશ્વયુદ્ધથી અમે જરાકે ડરતા નથી; કારણ કે એના પરિણામે તો આખી દુનિયામાં સમાજવાદી બળોનો વિજય થશે. એણે વિશેષમાં કહ્યું કે થોડા અણુ બૉમ્બથી એ લોક દાખલા તરીકે બ્રિટનને ડુબાડી શકે પણ ચીનના એક અંશની જ તારાજી કરી શકે. અને જે બાકી રહી જાય એ વિશેષ બળવાન બનીને રહે. કેટલાય ઇગ્લેન્ડ કરતાં મોટો અંશ. મેં એમને પૂછ્યુંઃ ચીની ક્રાન્તિ પર રશિયન ક્રાન્તિનો કશો પ્રભાવ હતો ખરો ? ત્યારે એ ઉત્તેજિત થઈ ગયા. કહે, ક્યારેય તે સાચી ક્રાન્તિની નિકાસ થઈ શકતી નથી. એટલે ચીની ક્રાન્તિ એ સંપૂર્ણ રીતે સ્વયંભૂ અને સાવ સ્વદેશી વસ્તુ હતી, ઘણા માને છે એમ કાંઈ સોવિયેતમાંથી માગી આણેલી ચીજ નથી. ૬૦ કરોડ ચીનાને ૨૦ કરોડ રશિયનો કઈ રીતે પ્રેરણા આપી શકે ?

ચાઉ એન-લાઈ કહે કે મુલાકાતે આવતા પરદેશીઓ તરફથી કશી ટીકા થાય એ તો એમને ગમે. એટલે હું ચીન આવ્યો છું તો કશું કહું નહીં ? મેં કહ્યું કે નજરે ચડેલી ઘણી વસ્તુઓથી હું પ્રભાવિત થયો છું પણ મારે કેટલીક વાતો પર એમનું ધ્યાન દોરવું છે. દા. ત. મેં થોડા ચીની અફસરોને જમવા નોતર્યા તો એમણે છેક છેલ્લી ઘડી લગી મને કશો જ જવાબ ન વાળ્યો. મારે પીકિંગનું રેડિયો સ્ટેશન જોવું હતું તો છેક લગી લાગતાવળગતા અધિકારીઓએ હું ત્યાં જઈ શકીશ કે નહીં એવી દ્વિધામાં છેક છેલ્લી પળ લગી રાખ્યો. મેં પીકિંગની બસ્તીઓ જોવી છે એમ કહ્યું ત્યારે મને કહે કે જરૂર લઈ જઈશું પણ એ મને લઈ ન ગયા. દરેક કિસ્સામાં એમને ઉપરી અધિકારીઓને પૂછવું પડે છે ખરું એવો પ્રશ્ન મેં ચાઉ એન-લાઈને કર્યો. જો મને કોઈ જગ્યાએ જોવા જવા ન દેવો હોય તો એમણે મને કશી વજૂદવાળી વાત કહેવી જોઈએ, આમ છેલ્લી ઘડી લગી અદ્ધરતાલ નહીં રાખવો જોઈએ.

મને આવો અનુભવ થયો એ બદલ ચાઉએ દિલગીરી દર્શાવી પણ સાથે એક નવો દેશ ઊભો થાય છે અને એ હજુ કાચો (ઇમેચ્યોર) અને બાળક જેવો છે એ વાત મારે ધ્યાનમાં રાખવી જોઈએ એમ કહ્યું. એ કારણસર એમને ઘણી મર્યાદા અને બંધનો મૂકવાં પડે છે. આ દેશની પ્રજાના જે વાલી અને નેતા છે એમણે આ લોક ગમે તેમ બોલે કે વર્તે નહીં એ

વાતની તકેદારી રાખવી જોઈએ. અત્યારે મૂકવામાં આવેલાં નિયંત્રણ તો થોડા જ વખતમાં 'એ મોટા અને શાણા થશે' એટલે દૂર કરી દેવાશે. (આ કાંઈ મેં ઉપસ્થિત કરેલા પ્રશ્નનો સંતોષકારક જવાબ ન હતો પણ મેં આ પ્રશ્નને આગળ લંબાવ્યો નહીં, તે 'કીરચી' ખાતર—ચીની ભાષામાં સભ્યતાને કીરચી કહે છે.)

ચાઉએ એક દિવસ મને અને બહાદુરસિંગને પોતાને ઘેર જમવા બોલાવ્યા. આમ એ ચીની ભાષામાં બોલતા અને દુભાષિયો ભાષાન્તર કરીને અમને કહેતો. પણ એ વાતની વાતમાં ઘણા અંગ્રેજી શબ્દ બોલતા. પછી પીવાનું શરૂ થયું અને જામ પર જામ આવતા ગયા. માઓ ત્સે તુંગ અને નેહરુ, ચીન અને ભારતની ખુશબખ્તી પીવાઈ. પછી ચાઉ મને કહે કે આ માઓ તાઈ (ચોખાના દારૂ)ના જામ ખાલી કરવામાં મારે એમને સાથ આપવો. મેં કહ્યું કે એ બાબતમાં બહાદુરસિંગ મારા સમર્થ પ્રતિનિધિ (દાઈ બીઆઓ) તરીકે કામગીરી બજાવશે. એક પછી એક એમ પંદર જામ પીધા પછી ચાઉ લથડવા લાગ્યા પણ બહાદુરસિંગ તો સાવ સ્વસ્થ હતા. આથી ચાઉનો આત્મવિશ્વાસ ડગ્યો— મદ્ય પી શકવાની પોતાની શક્તિમાં. બહાદુર સામું ટીકી ટીકીને જોઈ રહેતાં એણે પૂછ્યું:

'તમે આટલું પીતાં કયાં શીખ્યા, મિ. બહાદુરસિંગ?'

ઊભા થઈ સાવ સ્વસ્થ રીતે આંખમાં ચમક સાથે બહાદુરસિંગે જવાબ દીધો: 'નામદાર, છેલ્લી સાત પેઢીથી મારા ખાનદાનમાં અમે મદ્ય પીએ છીએ એટલે મદ્ય તો મારા લોહીમાં છે!'

ચાઉએ એ પછી વધુ પીવાનું બંધ કર્યું. પછી કશી જ વિધિ વિના જમવાનું શરૂ થયું. ચીનની આવી રસિક મુલાકાત પછી હું પાન મુન જોંગ પાછો આવ્યો. મારા ભારતીય સાથીઓ સાથે હતા.

કોરિયામાં ચીનાઓ સંયુક્ત રાષ્ટ્રસંઘ સાથે કામ પાડવામાં ખૂબ જ હઠીલા હતા. જ્યાં જરાક સરખી દલીલ થાય ત્યારે પત્રવહેવારમાં કે રૂબરૂ વાતમાં 'ગંભીર પરિણામ' આવશે એમ ધમકી આપે જ જાય અને પાછા એ જ વખતે આ કેટલામી ધમકી થઈ, એકસો છોંતેરમી કે બસો ઓગણ-ચાલીસમી થઈ કે ચારસો છપ્પનમી થઈ એમ ગણીને બોલતા જાય. મને લાગે છે કે આ એમની આઘાત પમાડવાની તદબીર હતી. સામે પક્ષે સં. રા. દળની લગભગ સતતપણે એવી દલીલ હતી કે અમારા કબજામાં હતા એ બધા કેદીઓ સામ્યવાદના વિરોધી હતા અને એ એ કારણસર ઘેર પાછા ફરવા રાજી ન હતા.

(કેદીને) ખુલાસો કરવો હોય એ માટે અમે કરો વાંધો ન લઈ શકાય એવા નિયમોનો ખરડો તૈયાર કર્યો હતો. પણ આ નિયમોનો કશો જ અમલ ન થયો એ અત્યંત દુ:ખદાયી વાત છે. અમારા કબજામાં હતા એ કેદીઓ પર અમે કશી જ બળજબરી કરતા ન હતા; કારણ કે અમે અત્યંત શાંતિભરી રીતે કામ લેવાનુ ઠરાવ્યું હતું. એ ભારે ખેપાની ટોળી હતી છતાં અમારે એમની સાથે સનૂકાઈભિર્યો વર્તાવ રાખવો હતો. એ લોક અમને ગાળો દેતા અમારા સામે બેજવાબદાર અને પાયા વિનાના આક્ષેપો કરતા. અમારી ગાડીઓ પર પથરા મારતા. બીજો પણ ઘણો ઉધમાત કરતા. પણ અમારો એમના પ્રત્યેનો વર્તાવ જરાકે કઠોર ન હતો, ઊલટો નરમ હતો. કેદીઓ તોફાને વળે એવો ભય રહ્યા કરતો. કેદ તોડીને જવાનો પણ યત્ન થાય. થોડાકને, એ લોક બરાડા પાડતા હતા અને આપણા સંરક્ષકદળ પર હુમલો કરતા રહ્યા તોય અમે એમને તંબૂઓમાં મુશ્કેલીએ લઈ ગયા. બીજા તો ખુલાસો કરવા ગયા જ નહીં. ખુલાસો કરીને ઘેર જવાનુ પસંદ કરનારા તો ઈનિમીન, ગણ્યાગાંઠ્યા. બહુ જ ગણતરીપૂર્વક આ કેદીઓ ભેગા જેમને તોફાન કરાવવા માટે જ મૂકવામાં આવ્યા હતા તેમને અલગ પાડવાનું અમે ન કરી શક્યા. તોફાનો કરાવીને, આ કેદીઓ પર ત્રાસ ગુજારીને, ખૂન* થાય એ હદ લગી જઈને

* એકવાર ખૂન થયું અને આપણાં દળો તપાસ કરવા ગયાં ત્યારે એમણે એમનો સામનો કર્યો. એટલે મે ખૂનીને ઓળખી કાઢવાનું માથે લીધુ. અને જેની હરહમેશ ધમકી અપાતી તે કેદ તોડી ભાગી જવાનો યત્ન થાય તો એનો પણ યોગ્ય જવાબ વાળવાનુ મે કહ્યું. યીમિયાએ મારી દરખાસ્ત સ્વીકારી. મે આ કૅમ્પમાં જઈ માઈક્રોફિન દ્વારા જાહેરાત કરી કે બધા કેદીઓએ ઓળખ માટે શાંતિપૂર્વક પસાર થવુ. જો લોક શાંતિપૂર્વક પસાર નહીં થાય તો હું બળનાં પગલાં લઈશ. પહેલાં તો આ દાદાઓએ મારી વાત ન સાંભળી કરી અને બહાર ધસી આવવાનુ કર્યું. એમ ન કરવાના હુકમનો અનાદર કર્યો. મેં તરત જ મારા સિપાહીઓને ગોળીબાર કરવા કહ્યુ. એકાદ બે મૂવા. પણ આની એમના પર સજ્જડ અસર પડી. ભાગી છૂટવાનો અને તોફાન કરવાનો જુસ્સો સાવ શમી ગયો. આથી એક જ વાત સાબિત થઈ કે જો આપણે શક્તિનું થોડુંક પણ પ્રદર્શન કરીએ અને કત્લેઆમ ન કરીએ તો આ લોક પણ આપણે કામ લેવા માગીએ છીએ એટલી વાત સમજશે અને આપણી વાતનો અમલ કરશે પણ આપણે તો એમને લાડ લડાવતા ગયા એટલે હકીકતમાં આ કેદીઓના કેદી બન્યા. અને કોઈ રીતના બાદના ન રહ્યા.

પણ એમને ફરીથી આ દેશમાં આવતા રોકવા હતા. અને સજા કરવાને બદલે એમને વિશેષ સગવડો અપાતી. અમારા બરોબરિયા હોય એમ એ લોક સાથે ચર્ચા કરી. અમારી નજર સામે જ એમને એકમેકને છૂપા સંદેશા મોકલતા કે ઇશારા કરતા અમે વારી ન શકયા. અમને શંકા પડે ત્યારે તેવાની અમે ઝડતી લઈ શકતા ન હતા. સંયુક્ત રાષ્ટ્રદળની ઇસ્પિતાલમાં ચાલતી વાંધાભરી પ્રવૃત્તિને અમે મુદ્દલ રોકી ન શકયા, કે ન અમે એમના ખૂફિયા સંગઠનને સ્પર્શી પણ શકયા. મોટે ભાગે અમારી પાસે આવતો કેદી નામ વગરનો જ હોય. એના નામ પ્રમાણેની યાદી પણ અમે તૈયાર ન કરી શકયા. પરિણામે આમાંનાં ઘણાને છાનામાના બીજી છાવણીમાં દોરી જવાતા. ઘણાએ બબ્બે વાર ખુલાસા કર્યા. કેદીઓ પાસે ધારદાર હથિયારો, છરા વગેરે રહેવા દેવાયેલું. આનાથી એ લોક હુમલો કરતા અને ધમકી આપતા. અમારા ભારતીય દળના થોડા અફસરોને બળજબરીથી પૂરી રાખનાર ટોળીની પણ પૂરી તપાસ કરી ન શકયા. સત્તાવાળાઓ સામેની નાફરમાનીને કે ગેરશિસ્તના ગંભીર બનાવોની પણ અમે ન કશી જાંચ કરી શકયા તો પછી કશી સજા કરવાનો તો સવાલ જ ન હતો. ખુલાસો આપવા આવે ત્યારે કેટલાક સરકસના વિદૂષક જેવાં મહોરાં પહેરીને આવતા.

કેટલાક એમ માનતા થયા હતા કે આ કેદીઓના પ્રશ્નનો કોઈ જ ઉકેલ ન હતો. આ કેદીઓ વાસ્તવમાં બે સત્તાજૂથની રમતનાં પ્યાદાં બન્યાં હતાં અને એ સત્તાજૂથોના મતભેદનુ કોઈ જ નિવારણ ન હતું. કોઈ પણ વ્યક્તિ એનો ઉકેલ કરી શકે એમ નથી. એટલે અમે જે પણ પગલું ભરવા ધાર્યું હોય એ એક યા બીજા પક્ષને અસ્વીકાર્ય રહેવાનુ. અને આવી ગૂંચવાડા ભરેલી વાત ઉકેલવાનો આપણને કશો જ અનુભવ ન હતો. કેદીઓ બધા જ રાજકારણથી રંગાયેલા હતા. જો આવા કેદી સામે બળ વાપરીએ તો તે આપણા દેશે અપનાવેલા આદર્શની વિરુદ્ધ થાય. એટલે આપણે જે પણ કર્યું તે આવી કપરી કસોટીમાં થઈ શકે એટલું ઉત્તમ કામ હતું. અને અત્યંત કુનેહપૂર્વક અને ખંતથી આ કામ પાર પાડવાનો યશ લેફ્. જ. થીમૈયા અને મે. જ. થોરાટને છે

સામેનો મત એવો હતો કે કોરિયાની કામગીરીમાં આપણે સફળ નીવડયા ન હતા. જનરલ થીમૈયા અને જનરલ થોરાટની અત્યંત ઉમદા કામગીરી છતાં આપણે સફળ નીવડયા ન હતા. પી. એન. હકસર, બહાદુરસિંગ અને હું આ મતના હતા. નેહરુએ જે સમજાવ્યું હતું એ ભૂમિકા પર હું વિચાર કરતો અને આ કેદીઓને જ્યાં ત્યાં મોકલવાનો પ્રશ્ન એ માનવતાનો પ્રશ્ન એવો મત

ધરાવતો હતો. બીજા આને રાજકીય પ્રશ્ન માનતા. હું એમ માનતો હતો કે વરસો લગી યુદ્ધની કઠોર યાતના વેઠી ચૂકેલા આ કેદીઓની ઇચ્છા મુક્ત થવાની હશે. અને કાયમી દેશનિકાલી ભોગવવા કરતાં પોતાનાં કુટુમ્બીઓ સાથે ભળવાનું એમને વિશેષ ગમશે.

પંચના વડા તરીકે ભારત ગમે તે કરે પણ તટસ્થ પંચ એ સાથે સંમત ન હતું. નેહરુએ પણ ઢીલું મૂક્યું હતું આમ એ તટસ્થ પંચના નિર્ણયો સાથે સંમત થતા અને પંચના સમગ્ર કાર્યને ચલાવી લેતા

(કોરિયામાં મારે જે ૭ માસ રહેવાનું થયું એમાં ઘણા દેશોના લશ્કરના અફસરોને મળવાનુ થયું અને અને ૧૯૫૦ થી ૫૩ સુધીનાં જે યુદ્ધો થયાં તેમાં એ કઈ રીતે લડયા હતા તે જાણવાનું પણ મળ્યું. બીજી બધી વસ્તુઓ સાથે મને એ જાણવા મળ્યું કે સારી ચોકી, અસરકારક ગોળીબારની યોજના, અવરોધોમાંથી માર્ગ કાઢવાની આવડત, ખાસ તો જલમાર્ગ પાર કરવાની ફાવટ, છુપાવાની અને જુદી રીતે ફરવાની કળા, વહીવટમાં સાદાઈ અને સાહસી નેતાગીરી – આ વસ્તુઓએ સફળતામાં ભારે ફાળો આપ્યો હતો)

નેહરુ વારંવાર એમ કહેતા કે એશિયામાં લોકશાહીના વિકાસ અને પ્રસારનો આધાર તો લોકશાસનવાદી ભારત ઝડપથી અને સરસાઈથી વિકાસ સાધે છે કે સરમુખત્યારશાહી ચીન વિકાસ સાધે છે તેના ઉપર છે એટલે ભારત પાછો ફર્યા પછી હું એમને દિલ્હીમાં મળ્યો ત્યારે એમણે મને કહ્યુ કે હું ચીનની ઘણી વાતોથી પ્રભાવિત થઈને આવ્યો છુ એવુ એમણે સાંભળ્યું હતું એટલે આ કઈ વાતો છે તે મને કહો. મે કહ્યુ કે જે થોડું મને જોવા મળ્યું એ પરથી મારા પર એવી છાપ પડી હતી કે કેન્દ્રની દૃઢ સરકાર હેઠળ ચીન ભારે વેગથી પ્રગતિ કરતું હતું. ભારતના બીજા ઘણા નામાંકિત પુરુષોએ પણ મારી સાથે આ બાબતમાં ચર્ચા કરી બીજા ઘણા લોક જે એ દેશની સફર કરી આવ્યા હતા અને જે મારી જેમ, એ દેશની વિચારસરણી સાથે સહમત ન હતા એવા લોક પણ એ દેશે વેગવતી પ્રગતિ કરી છે એમ કહેતા હતા × પણ બીજા એવા લોક પણ હતા જે ચીને વેગવંતી પ્રગતિ કરી છે એમ માનતા ન હતા મારું વલણ એવું હતું કે

× દા. ત. જનરલ જે. એન. ચૌધરી ચીનની સફરે ગયા અને પાછા ફર્યા પછી તા. ૧લી નવેમ્બર ૧૯૫૬ના પત્રમાં મને જણાવે છે: 'એ મહાન દેશમાં અત્યારે જે પણ ચાલી રહ્યું છે એનાથી હું ખૂબ પ્રભાવિત થયો છુ એમ કહી શકું ...'

કોઈ પણ દેશના બળની વધારીને વાત કહેવી એ આપણા દેશના હિતમાં નથી પણ સાથે સાથે એનો ઓછો આંક આંકવો તે પણ યોગ્ય ન હતું.

કોરિયાની કામગીરીની ભારે જહેમત પછી મેં લાંબી રજા માટે અરજી કરી. મારી આ વિનંતી મંજૂર ન થઈ અને એને બદલે મને વિદેશખાતામાં ખાસ કામગીરી પર લેવામાં આવ્યો. આ કામગીરી પર હતો ત્યારે એકવાર નેહરુએ મને પૂછ્યું. પીકિંગમાં હતા ત્યારે ચાઉ એન-લાઈને મળેલા ? પીકિંગના આપણા રાજદૂતે મારી ચાઉ સાથેની મુલાકાત વિષે જે અહેવાલ મોકલવાનું કહ્યું હતું તે એમણે વાંચ્યો નથી? એમ મેં પૂછ્યું. એ કહે કે આવો કોઈ અહેવાલ એમના જોવામાં નથી આવ્યો એટલે મેં આપણા રાજદૂત તથા બહાદુરસિંગની હાજરીમાં ચાઉ સાથે થયેલી મુલાકાતની મારી નોંધ આપી.

૧૯૫૪ની શરૂઆતમાં મને એક ભયંકર વાત જાણવા મળી કે ઉત્તર પૂર્વી સરહદ પર આપણી એક ટુકડી થોડા સમય પહેલાં સાફ થઈ ગઈ હતી. આ સાંભળ્યા પછી નેફા (નૉર્થ ઇસ્ટર્ન ફ્રન્ટિયર એજન્સી) વિષેનો રસ પહેલો પાંગર્યો. નેફાવિસ્તારમાં ઘણી ટોળીઓ વગેરે વસે છે. સૈકાં થયાં એમને સંસ્કારિતા સાથે કશો જ સંબંધ રહ્યો નથી. હવે આપણે ધીરે ધીરે આપણા વહીવટને દૃઢ કરવાનાં પગલાં લેવાં માંડયાં હતાં. અને સાથે આ લોકની જાગૃતિ, વિકાસ અને પ્રગતિ માટે જે આપણને આવશ્યક લાગ્યું તે કરતા હતા. આ જ કામગીરી અંગે આસામ રાઈફલ્સની એક ટુકડી સુબંસીરી નદીના પૂર્વ કિનારે દપોરીજોથી આગળ એક નવું મુલકી થાણું સ્થાપવા જતી હતી. પ્રદેશ હજુ ઊઘડેલો ન કહેવાય. અત્યંત વિકટ ભૂમિ પર આગળ વધ્યા પછી એ લોક આશીમોરી નજીક એક સ્થાને પહોંચ્યા. અહીં એમણે રાતવાસો કરવાનું નક્કી કર્યું હતું. ત્યાં સ્થાનિક થગીન નાયક તુમ્સા દુસકે એની ચોકી પાસેથી આમને જોયા. એ તો 'આગળ વધતી' ટુકડીને જોઈને ડઘાઈ ગયો. આ લોક કોણ હશે એ વાત એ સમજી જ ન શક્યો. આ પહેલાં કોઈએ 'એની ભૂમિ' પર પગ મૂક્યો હોય એવું એને યાદ પણ ન હતું. એટલે એને, આ લોક કોક 'મેલી મુરાદ' સાથે એની ભૂમિમાં આવ્યા છે એમ લાગ્યું. પોતાના સલાહકારો સાથે મસલત કરી પણ એ લોક આ 'ભય' વિષે એને કશું કહી ન શક્યા. અંદર

અંદર ઘણી મસલત કર્યા પછી એ લોક એક નિર્ણય પર પહોંચ્યા. પોતે પૂરતા માણસનું દળ ઊભું કરી શકે એમ છે એમ એમને લાગ્યું એટલે લડાઈનો રાહ લીના કરતાં છળ કરીને આ 'ઘૂસણીઆ'નો હિસાબ પતાવી દેવાનું સરળ પડશે એવું એમણે ઠરાવ્યું. એટલે જેવી આ થાકેલી ટુકડી કશી પણ શંકા લાવ્યા વિના એમની ભૂમિમાં દાખલ થઈ ત્યારે આ લોકે એમની રીત મુજબ સ્વાગત કર્યું અને ઉતારા માટે સાફ કરેલી જગ્યાએ એમને લઈ ગયા. આ લોકની લાગણીની ઉષ્મા જોઈને આપણી ટુકડી ખૂબ પ્રભાવિત થઈ. આ તો એવી કુંવારી ધરતી હતી કે જ્યાં 'અજાણ્યા' લોકે હજુ પગ પણ માંડયો ન હતો. પોતાની કામચલાઉ છાવણીને દ્વારે આપણી ટુકડીએ એક સંતરી મૂકયો અને બીજા બધા આખા દિવસની રઝળપાટ પછી આરામથી ઊંઘી ગયા. એ રાતે કપટી થગીન નાયકની દોરવણી હેઠળ આ ટોળીવાળા, મીઠું જોઈએ છે એ મિષે છાવણીમાં દાખલ થયા અને પછી ઊંઘતા ભારતીય સિપાહીઓ પર તૂટી પડયા. એમનો ખ્યાલ એવો હતો કે આ ભારતીઓ એમનો દેશ આંચકી લેવા આવ્યા હતા. કુલ ૭૫માંથી ૭૩ સિપાહી અને મુલકી અધિકારીઓની એમણે કતલ કરી. આ ટુકડીના સરદાર રિપુદમન સિંઘ અને બીજાએ બે દિવસ સખત ટક્કર ઝીલી પણ પછી એ પકડાયા અને એમની તો નિર્દય રીતે બોટી બોટી કરીને કતલ કરી.

એકલદોકલ માણસ બચી ગયો એણે શિલોંગ પહોંચીને આ વાત જાહેર કરી. પછી વાત દિલ્હી પહોંચી. જે લોકોએ આવું દુષ્કૃત્ય કર્યું એની સાથે કેવી રીતે કામ લેવું એ વિષે વિચારણા થવા લાગી. એક બાજુ આપણે આ પ્રદેશને સર્વ શુભેચ્છા અને નેકદિલી સાથે ખોલતા હતા અને એમ છતાં આ થગીન ટોળીના લોકે એક સપાટે આપણા આટલા માણસોની ઠંડે કલેજે કતલ કરી હતી. થોડાકે કડક હાથે કામ લેવાની અને દાખલો બેસાડવાની ભલામણ કરી. મહાવીર ત્યાગી જેવા બીજાઓએ, આપણે એક પ્રાથમિક કક્ષામાં રહેલી પ્રજા સાથે કામ પાડવાનું છે અને એમને આપણા બનાવવા છે માટે નરમાઈથી કામ લ્યો એવી ભલામણ કરી. જો કઠોર પગલાં લેવાશે તો એની સમગ્ર નેફાવિસ્તાર પર અવળી અસર પડશે એવી દલીલ થઈ. નેહરુનું કહેવું હતું કે આપણે વેરવૃત્તિ ન રાખવી પણ આપણે નબળાઈ ન દેખાડવી. નેફામાં આપણા જે ઉદ્દેશ છે એથી વિરોધી હોય એવાં કશાં પગલાં ન લેવાં. આખરે એમ નક્કી થયું કે દપોરીજો, અલોંગ અને મચુકાથી આશરે હજારેક સિપાહીઓની ત્રણ

ટુકડી સુબંસીરી નદીને કાંઠે કાંઠે, ત્રણે અશીમોરી મુકામે મળે એમ મોકલવી અને એ ટુકડી આ ગુનેગારોને હાથ ધરે. યગીત નાયકે ફરી એક વાર મોટી ફોજને પોતાના પ્રદેશ પર આવતી જોઈ ત્યારે એ સાચે જ ગભરાયો. થોડા સમય પહેલાં જ આક્રમકોનો આવો ખાતમો કર્યા પછી હવે આ આટલું મોટું દળ ક્યાંથી આવ્યું હશે અને કોણે મોકલ્યું હશે એમ એણે પોતાના પ્રતિનિધિઓને પૂછ્યું. પણ કોઈ એને આ બાબતમાં જાણકારી કરાવે એવું નીકળ્યું નહીં અને થોડી જ વારમાં એ ઘેરાઈ ગયો અને કેદ પકડાયો. આગલી ટુકડીની કતલ કર્યાની વાત એણે જાતે કબૂલ કરી. એ એમ માનતો હતો કે એણે દુશ્મનની આખી ફોજને ખતમ કરી દીધી હતી હવે એ દાંતે તરણું લઈને માફી માગતો હતો. ખરેખર પોતાના જ દેશની શક્તિશાળી સરકાર સાથે દુશ્મનાવટ કરી એવો એને પોતાને કોઈ ખ્યાલ ન હતો. એ જે રીતે પશ્ચાત્તાપ કરતો હતો એ જોઈને મહાભારતની એક શિખામણ યાદ આવતી : 'જે યોગ્ય માણસની મૈત્રી કેળવવામાં નિષ્ફળ જાય છે અને બળવાનો પ્રત્યે દ્વેષ કેળવે છે એ ખરેખર તો દયાપાત્ર છે.' શાણપણ વાપરીને આપણી સરકારે એને છોડી દીધો અને સુબંસીરી જિલ્લામાં એ આપણો સહુથી વધુ ઉત્સાહી સમર્થક બન્યો.

લગભગ આ જ અરસામાં આપણી સરહદી ટોળીઓ અને એમાં પણ ખાસ તો નેફા અને નાગલૅન્ડમાં વસનારા વિષે મારે નેહરુ સાથે ચર્ચા થયેલી. એમણે કહ્યું કે આ લોક સાથે આપણે કાંક ઊંચા છીએ એવી ગંધ નાકમાં રાખીને વર્તવું નહીં જોઈએ એ સાથે આ સાદા પણ સમજુ લોકને આપણી ચીતરતી નકલ જેવા પણ નહીં બનાવવા જોઈએ. એમને શીખવવા જેવી કેટલી વસ્તુઓ જીવનતત્ત્વ અને એના દર્શન પૂરતી આપણી પાસે છે એની પોતાને ખબર નથી એમ નેહરુએ કહેલું. છતાં નેહરુના મનમાં એક વાત સાવ સ્પષ્ટ હતી. એમની પ્રણાલિકાગત રીતે એમને એમનો વિકાસ કરવા દેવો જોઈએ. પણ એ સાથે આપણે એમનામાંના જ થોડા લોકને વહીવટદારની અને નિષ્ણાતોની તાલીમ આપવી જોઈએ. પણ જે પણ ક્ષેત્રમાં આપણે એમને તાલીમ આપીએ, તેમા આપણે આપણી ભૂમિકા પર વિશેષ ભાર નહીં મૂકવો જોઈએ. અતિશયતાથી દૂર રહેવું જોઈએ. જો આ ટોળીઓ પર આપણે કોઈ પગલું કે માન્યતા લાદવાનો યત્ન કરીશું તો આપણે એમને આપણાથી અલગ પાડીશુ એમ નેહરુએ કહ્યું. આ પછીનાં વર્ષોમાં મને આ વાતચીત ઘણી માર્ગદર્શક નીવડી.

મોટી મોટી શિલાઓ પર બરફ છાયેલો. અમે ૧૦,૦૦૦ ફૂટ પહોંચ્યા ત્યારે તો હિમ અત્યંત લપસણું થઈ ગયેલું. ધીરધીરે અમે ૧૧,૫૦૦ ફૂટે પહોંચ્યા. અહીંથી પેલી ઘડીમા આમ અને ઘડીમાં તેમ ચઢાણુની કેડી શરૂ થાય છે. રોહતાંગ છે ૧૩,૫૦૦ ફૂટની ઊંચાઈએ. અહીંથી તો એ અત્યંત દૂર લાગે. અને એવામાં જ પવન વેગીલો બન્યો અને તોફાન જામ્યું. પવનનો વેગ સહેજે કલાકના સાઠેક માઈલ જેટલો હશે. વાવાઝોડું શરૂ થયું. અને પવનનો વેગ એવો કે અમારા માલ ઊંચકનારાની પીઠ પર કસીને બાંધેલો અમારો આછો પાતળો સામાન પણ ઊડી ગયો અને ગબડતો ગબડતો નીચેના ખાડામાં પડ્યો. અમારા હાથમાં હતી તે પહાડ ચઢાણુની ટેકા-લાકડીઓ પણ પવનના ઝપાટામાં અમારા હાથમાંથી ઊડી જાય. અમે પગલું પગલું કરીને આગળ વધતા હતા ત્યાં તો સામે બરફની સીધી ઊંચી દીવાલ જેવું આવ્યું. ગોકળગાયની ગતિએ અમે એની બીજી બાજુ જવાનો યત્ન કર્યો. આ સ્થળે અમે એક બરફથી ઢીંગરાઈ ગયેલા માણસનું શબ જોયું. એક શિલાને ટેકે પડેલું. એ કદાચ અહીં આરામ કરવા બેઠો હશે અને ત્યાંનો ત્યાં જ થીજી ગયેલો. ચારેકોર આસપાસ તો જાણે મોત જ ડારતું ઊભું હતું. જો એક ખોટું પગલું ભરાય તો આ લપસણા ઢોળાવ પરથી ગબડયા જ જાણવા. નીચે ખીણમાં અને પછી તો નક્કી મોત જ. અમારાં અંગ જકડાઈ ગયાં હતાં. કશું ચેતન લાગતું ન હતું. અમને સહુને થયું કે અમારી દશા પણ પેલા થીજી ગયેલા માણસ જેવી જ થવાની અને એમાં વાર પણ નહીં લાગે. હવે આગળ જવાની પણ મુશ્કેલી થતી ગઈ. ઘાંટી પાસે ગાઢું ધુમ્મસ જામતું હતું. અમે ઘાંટીથી ૫૦૦ ફૂટ જેટલા નીચાણમાં હોઈશું ત્યારે આ બધાનો થાક લાગવા માંડયો. અમે સાવ અશક્ત બની ગયા અંગેઅંગમાંથી ચેતન જાણે વિદાય લેતું હતું. આમે અમે જાતને ઢસડતા હતા. પણ થોડીવાર પછી તો એ પણ ન થઈ શકયું.

આવી ક્ષણે મનમાં જાતજાતના વિચાર આવે છે. મને ઘરના, પત્નીના, દીકરીઓના અને આખા જીવન દરમ્યાન જે જે સંઘર્ષો વેઠયા હતા એ બધાના વિચાર આવ્યા ચાંદ અને હું બન્ને અમારી સહનશક્તિની મર્યાદા વટાવી ચૂક્યા હતા પણ અમારી સર્વ ઇચ્છાશક્તિને જાણે એકઠી કરીને અમારા સાથીઓ તથા અમારી જાતને બચાવવાની કોશિશ કરતા હતા. અમે એટલા થાકી ગયા હતા કે શ્વાસ ખાવા અમારે થોડે થોડે ડગલે બેસી જવું પડતું. ચાલતા રહેવામાં જ બધી હિમ્મત અને સર્વ સાહસનો ઉપયોગ કરવો પડતો. અને જાણે અનંત યુગ વટાવ્યા હોય એમ લાગ્યા પછી અમને લાગ્યું કે

અમે ઘાટીની ટોચે પહોંચ્યા છીએ. આ કસોટીમાંથી અમે શી રીતે પાર ઊતર્યા એની અમને કશી ખબર નથી. પણ આખરે ત્યાં પહોંચ્યાનો ઘણો આનંદ અમને હતો. પેલી બધી જહેમત અને એનો થાક બધું પાછળ રહી ગયુ. આસપાસ ડુંગરા તો ૨૦,૦૦૦ ફૂટની ઊંચાઈએ પહોંચતા. પારા-શીશીમાં પારો તો નીચે નીચે જતો. ઘાટીનું દૃશ્ય ભવ્ય છતાં ડારક હતું. ખાસ તો રાતને વખતે શ્વાસ ચઢી ગયેલો. હાંફતાં હતા અમે. અંગેઅંગ જડ. અમે જીવીશું કે કેમ એ વિષે પણ હવે શંકા થતી હતી.

આખી રાત પવન અત્યંત વેગથી સૂસવાટા મારતો વહ્યો. અમારાં ચકભ્રમ થયેલાં મન તો અંધારામાં ક્યાંય આથડતાં રહ્યાં. અમને થયું કે અમને ભગવાન વ્યાસનાં જાણે દર્શન થયાં. ભગવાન વ્યાસે બે હજાર વર્ષ પૂર્વે ભારે તપ કરીને મહાભારત જેવા મહાગ્રંથની રચના કરી હતી અમને એક વાતની ખબર હતી. ભગવાન વ્યાસની સ્મૃતિમાં જેનું નામ 'બીઆસ' પડ્યું છે તે નદી અમે ઊભા હતા ત્યાંથી જ વહેતી હતી. કેવા ઉત્તેજક વાતાવરણ અને સ્થળમાં અમે ઊભા હતા!

ગરમ પીણાંની અને ગરમ કપડાંની ખોટ અમને ખૂબ સાલતી હતી. અમે અમારા માલ ઊંચકનારાની ખોળ કરતા હતા. એ લોક અમારાથી આગળ નીકળી ગયા હતા. ત્યાં તો એકાએક જાણે આસમાનમાંથી ઊતરતા હોય એમ એ લોક દેખાયા. એમની પાસે ચા, ખાંડ અને ગરમ કપડાં હતાં, બનૂસો પણ હતાં. અમે તરત જ ચા બનાવવા બરફ ઓગાળ્યો. અમારી જિંદગી બચાવી શકે એવી આ જ એક વસ્તુ હતી. આટલી ઊંચાઈએ અને આવા હવામાનમાં પાણીને ગરમ થતાં વાર લાગે છે એટલે અમે તો આ ભગવાને જ મોકલેલી સંજીવનીની પળોજણમાં પડ્યા. માંડ શોધી કાઢેલાં બે ખાલી ડબલાંમાં ચા બનાવવા માંડી. ચા તૈયાર થઈ ત્યારે તો અમને અમૃત તૈયાર કર્યા જેટલો આનંદ થયો. આમ અમારી પાસે બે જ ડબલાં, એટલે મારા મનમાં પહેલો ઘૂંટડો કોણ લ્યે એ પ્રશ્ન જાગ્યો: પેલા માલ ઊંચકનારા કે પછી હું કે ચાંદ? અમને ચારેને આમ જીવ જાય એવી તલપ લાગી હતી. મને થયું કે જો આ માલ ઊંચકનારાને પહેલાં પીવા દઈએ તો એ લોક કાયમના તમારા જ થઈ ને રહે. એટલે એમને પહેલી તક આપી. અમારો વારો આવે એની રાહ જોતા રહ્યા. પણ ચાનો જામ હાથમાં આવે એ પહેલાં તો જાણે યુગો વીતતા હોય એવું લાગ્યું.

અમે ખૂબ ઉતાવળમાં દિલ્હીથી નીકળેલા તે સાથે પૂરતાં ગરમ કપડાં

લીધાં ન હતાં. તેમ જ બરફ માટેના મલમ વગેરે લીધા ન હતા. અમારા મોં પરથી તો લોહી નીકળતું હતું બરફને કારણે. ચામડીમાં ફાટ પડી હતી. પગ સૂજી ગયા હતા. આટલું ઓછું હોય એમ અમને બરફનું રીંછ મળ્યું. એ પ્રાણી પણ અજાણ્યાને જોઈને ડઘાઈ ગયું લાગ્યું. વિચિત્ર લોકે એના એકાંતનો ભંગ કર્યો હતો. પણ થોડી વાર અમને ટીકી ટીકીને જોઈ રહ્યા પછી એ તો ક્યાંક જતું રહ્યું.

સમય તો જાણે અત્યંત વેદનાદાયી રીતે વીતતો હતો. પણ આખરે પ્રભાત ઊગ્યું. સૂર્યનો પ્રકાશ ઝળહળી રહ્યો. અને આ અત્યંત વિષમ હવામાનનો પણ જાણે અંત આવ્યો. અને ગમે તેવી કપરી પળે પણ આશાની સુવર્ણરેખા હમેશ દેખાય છે તે હવે અમને દેખાવા લાગી. અને જ્યાં અમે આ કપરી સફરના છેલ્લા તબક્કામાં પ્રવેશવા જાણે કદમ ઉઠાવતા હતા ત્યાં જ અમારો એક માણસ પેલી મોટી શિલા પાછળથી આવ્યો. એની પાછળ પાછળ હતા જે ટુકડીને અમે બચાવવા આવ્યા હતા તેના માણસ. ગમે તેમ કરીને એ લોકે નદીનાં થીજેલાં જળ પાર કર્યા હતાં અને અહીં લગી ગમે તેમ કરીને આવ્યા હતા. કપડાં લઘરવઘર હતાં. શરીરે સાવ ભાંગી ગયા હતા. અડધા ભૂખ્યા હતા. કોકને તો વળી હિમ-અંધાપો લાગ્યો હતો. બીજા કોકનાં ગાત્ર સાવ ઠરી ગયાં હતાં તે કાં તો લોહી નીગળતું હતું કે હિમવર્ષામાં કળી પડતાં હતાં. અમને જોઈને એ ઢગલો થઈ ગયા. એ જાણતા હતા કે માત્ર એમને બચાવવાની એક નેમથી જ અમે આ સાહસ કર્યું હતું. મિલન હૃદયદ્રાવક હતું અને ભેટ્યા ત્યારે બધાની આંખમાં આંસુ હતાં.

બધા ભેળા થયા એટલે મેં ટુકડીઓ પાડી. કુલ લગભગ ચાલીસનો કાફલો. ઘણા તો આધિવ્યાધિને કારણે મુસાફરી કરી શકે એવી હાલતમાં ન હતા. એટલે મેં એક સશક્ત માણસને હવાલે થોડા બીમારને મૂક્યા, જેથી એ એમની દેખભાળ કરી શકે. અને હવે તો રોહતાંગનો ઢોળાવ ઊતરવાનો હતો. સંધ્યાકાળે અમે તળેટીએ પહોંચ્યા. દિવસ દરમ્યાન ભારે શ્રમ પડ્યો હતો અને સાહસનો તો પાર ન હતો. જોયું તો અમારા બે માણસ ગુમ. કશો જ પત્તો ન મળે. બધે તપાસ કરી. આ માણસોને સાથે લીધા વિના પાછા ન જ જવાય. અમારામાંથી કોકે એમને ખોળવા પાછા ઘાટી લગી જવું જોઈએ. વિચાર માત્રથી કમકમા આવે. મન થાય તોપ શરીરમાં હવે એકાદ તસુ જવાની પણ તાકાત ન હતી. પણ આ માણસનો પત્તો મેળવ્યા સિવાય આગળ વધવું અયોગ્ય જ હતું એટલી મારા મનમાં પાકી ખાતરી હતી. પણ એ રાતે એમને

શોધવા માટે ટુકડી વગેરે રચીએ એ પહેલાં તો એ બે લથડતા આવતા દેખાયા. અમે પ્રભુનો ખૂબખૂબ પાડ માન્યો અને ઝાડનાં થડિયાં જેમ ઊંઘ્યા. અહીંથી મનાલી અને ત્યાંથી દિલ્હી. હવે કશી વાતે અડચણ ન હતી.

દિલ્હી પહોંચ્યા ત્યારે મારા હાલહવાલ જોવા જેવા હતા. મિત્રોએ આવા સાહસ પછી હેમખેમ પાછા આવવા બદલ મને મુબારકબાદ આપી. સંરક્ષણ મંત્રીએ પોતાને થયેલો આનંદ પત્ર દ્વારા વ્યક્ત કર્યો. નેહરુએ મને જમવા બોલાવ્યો. ભારતભરનાં છાપાંમાં મોટાં મથાળે આ સમાચાર છપાયા. પરદેશી પત્રોએ આ અંગે મારી પાસે લેખો માગ્યા. પણ આ જ સમયે આ જ કારણે લશ્કરમાં અને બીજાં ક્ષેત્રોમાં અદેખાઈ પણ જાગી.

૧૯૫૬ના ૧૫મી જાન્યુઆરીએ મને બઢતી મળી અને મેજર જનરલ બન્યો. થોડા માસ માટે મારી ઉત્તર પ્રદેશના પ્રાદેશિક વડા તરીકે નિમણૂક થઈ. (આ પછી મારી ચોથી ઇન્ફન્ટ્રી ડિવિઝનના કમાન્ડર તરીકે નિમણૂક થઈ.) મારા હાથ નીચે ઘણી તાલીમ આપનારી સંસ્થાઓ હતી એમાં આજના સરસેનાપતિ બ્રિગેડિયર પી. પી કુમારમંગલમ્ જેના સરદાર હતા તે પેરા બ્રિગેડ પણ હતી.

મને બરેલીની જિલ્લા–જેલની મુલાકાતનું આમંત્રણ મળ્યું. હું બધે ફરતો હતો ત્યાં મેં એક વિચિત્ર દૃશ્ય જોયું. એક જુવાન મુલાકાતી એક જર્ઈફ કેદીની આંસુભરી આંખે વિદાય લેતો હતો. આ વૃદ્ધને બીજે દિવસે ફાંસી આપવાની હતી. હું એની પાસે ઊભો રહ્યો ત્યારે મનમાં ઘણી જિજ્ઞાસા હતી. જેલના સુપરિન્ટેન્ડન્ટને મેં આની શું વાત હતી એમ પૂછ્યું ત્યારે એક વિચિત્ર વાત જાણવા મળી આ બુઢ્ઢાએ સત્તાવાળાઓ આગળ, હકીકતમાં જે ખૂન દીકરાએ કર્યું હતું તે પોતે કર્યાનું કબૂલ્યું હતું અને એ ખૂન બદલ એને ફાંસીની સજા થઈ હતી. એ જ દીકરો થોડા કલાક પછી જેને ફાંસીના તખ્તા પર લટકાવવામાં આવશે એ બાપને મળવા જેલમાં આવ્યો હતો. આ વાત હું બરદાસ્ત ન કરી શક્યો એટલે મેં તરત જ મારા પિતરાઈ ભાઈ એમ. જી. કૌલ આઈ. સી. એસ. જે એ વખતે ગૃહમંત્રી હતા તેમને લખનૌ ટેલિફોન કર્યો. આ માણસને બીજે દિવસે અપાનારી ફાંસી અટકાવવા એ હમણાં જ હુકમ કાઢે એવી મેં વિનંતી કરી. કૌલે પણ તરત જ આવો હુકમ કાઢ્યો અને મારી વિનંતી માન્ય કરી. એની ફાંસી હાલ તુરત અટકી. એટલે મેં ગૃહપ્રધાન પંડિત પંતને

આ માણસની જિંદગી બચાવવા અરજ કરી. પણ બધી વાત છતાં આ મુદ્દો તો એની ગુનાકબૂલતને જ વળગી રહ્યો અને એને ફાંસી દીધા સિવાય સત્તાવાળા પાસે બીજો કોઈ માર્ગ ન રહ્યો. મને ભારે ઉદ્વેગ થયો પણ બીજો કોઈ રસ્તો જ ન હતો.

લે. જ. સંતસિંઘ તે મારા આર્મી કમાન્ડર. ૧૯૫૬ના ઉનાળામાં એમણે મને એક કરુણ બનાવની વાત કરી. ૨ શીખ ટુકડીના કેટલાક સિપાહીઓએ કોહિમા પાસે અકસ્માત એક પ્રતિષ્ઠિત નાગ નાગરિક અને આપણી સરકારના ચુસ્ત સમર્થક ડૉ. હરલુનું ખૂન કર્યું હતું. ડૉક્ટર પંચોતેર વર્ષના જઈફ હતા. થોડાક વખત પહેલાં જ નાગલોકે કોહિમા પર આક્રમણ કર્યું હતું લશ્કરને આ પીડ પાછળના ઘાથી ઘણું જ લાગ્યું હતું અને એ લોક પણ પહેલાં કરતાં ઘણા જ સાવધ હતા. એક દિવસ સવારે ૨ શીખ ટુકડીના ચોકિયાતે સવારની લટાર માટે નાગ પહેરવેશમાં નીકળેલા ડૉક્ટર હરલુની ઝાંખી આકૃતિ જોઈ. અને એને લપાતો છુપાતો દુશ્મન સમજીને ગોળીથી ઠાર કર્યા. મરનાર તે ડૉક્ટર હરલુ હતા એમ ઓળખ થઈ ત્યારે ભારે મોટો ઊહાપોહ થયો. ભારતીય લશ્કર પર નિર્દયતાનું આળ ચઢ્યું. ભારત દગાખોર છે એમ કહેવાયું. ડૉક્ટર હરલુની દીકરી વિદેશ-ખાતામાં દિલ્હીમાં નેહરુના હાથ નીચે કામ કરતી હતી. નેહરુને અને એને આ વાત લગભગ એક જ વખતે પહોંચી. તરત જ આ પ્રકરણની તપાસ શરૂ થઈ. આના રાજકીય પ્રત્યાઘાતો ઘણા પ્રબળ પડશે એમ માનીને, લે. કર્નલ ગુરબક્ષસિંઘ જે આ બૅટલિયનના સરદાર હતા અને બીજા લશ્કરી અફસરો જેમણે ભૂલથી આ હત્યા કરી હતી તે સિપાહીઓને બચાવવા ઘણા આતુર હતા. એને પરિણામે પહેલી તપાસમાં આર્મીના કોઈને સજા ન થઈ. પણ આ તપાસ સાવ પૂર્વગ્રહરહિત ન હતી એમ ગણીને બીજી તપાસ જજ ઍડવોકેટ જનરલ બ્રિગેડિયર ડી. એમ. સેનને સોંપાઈ. એમણે આમને ગુનેગાર ગણ્યા અને કડક સજા થઈ. આ ગુનાને કારણે થોડા કમાન્ડરો પર પણ પાયા વિનાના આક્ષેપો થયા. લેફ્. જનરલ સંતસિંઘને પણ વફાદારી અને નિષ્ઠાપૂર્વક સેવા બજાવ્યા છતાં પાંચ મહિના વહેલા નિવૃત્ત કરવામાં આવ્યા. એમને સ્થાને થીમૈયાની નિમણૂક થઈ.* બ્રિગેડ અને બૅટલિયન કમાન્ડરની પણ બદલી થઈ. બધા સંજોગના શિકાર બન્યા.

* એમ કહેવાય છે કે થીમૈયાએ નાગ દુશ્મનદળના વડા કાઈટોની મુલાકાત લેવાનો યત્ન કર્યો ત્યારે કાઈટોએ એમ કહીને મુલાકાત ન લીધી કે થીમૈયા તો માત્ર લશ્કરના સરદાર છે (એટલે એને નાગ લશ્કરના સેનાપતિ ન મળે).

ચાર

# તૈયારી

મેં પણ રાજ્યની થોડીઘણી સેવા કરી છે
અને એ લોક એ વાત જાણે છે.

—શેક્સપીઅર

**પંજાબની ૪થી** ઇન્ફન્ટ્રી ડિવિઝનના કમાન્ડર તરીકે મારી ૧૯૫૬ના ઉનાળામાં નિમણૂક થઈ. છેલ્લા વિશ્વયુદ્ધમાં આ ટુકડીએ ભારે પ્રતિષ્ઠા મેળવી હતી. મારા પુરોગામી મેજર જનરલ બહાદુરસિંઘે એક અત્યંત સુઘટ રચનાવાળું તંત્ર વારસામાં આપ્યું હતુ. મારા દળમાં ત્રણ ઇન્ફન્ટ્રી બ્રિગેડ–પાંચમી, સાતમી અને અગિયારમી–હતી સાથે સમર્થક દળો નિયમ પ્રમાણેનાં હતાં. અને એમાં પણ કેટલાંક તો અત્યંત તેજસ્વી દળ હતાં. નાગલેન્ડમાંથી હટાવી લેવાયેલી ૨ જી શીખ બેટેલિયનને પણ મારા દળ સાથે મૂકવાની મેં સત્તાવાળાઓને વિનંતી કરી હતી તાજેતરમાં જ હરલુ હત્યાને કારણે આ તેજસ્વી ટુકડીની પ્રતિષ્ઠા પર ઘા પડયો હતો. એમને ફરીથી આત્મવિશ્વાસના પાયા પર મૂકી આપવાની મને ઉમેદ હતી. આ ટુકડીને મારી સરદારી નીચે મૂકવામાં આવી ત્યારે મેં એમનો ઉત્સાહ વધે એવાં પગલાં લીધાં અને એમણે ટૂંક સમયમાં જ પુરવાર કર્યું કે રમતગમત, કવાયત, ગોળીબાર કે તાલીમની બાબતમાં એ કોઈથી ઊતરે એવા ન હતા.

મારા પહેલા કોર્પ્સ કમાન્ડર લે. જ. થોરાટ હતા. પછી એ સ્થાને લેફ. જનરલ જે. એન. ચૌધરી આવ્યા. થોરાટ સાથે કામ કરવામાં મને આનંદ થયો પણ પછીના ભાઈ સાથે કામ કરતાં મને લાગ્યું કે એ અભિમાની

હતા અને સાથે લખવાની કળા જાણતા હતા. ઉપરાંત પોતાથી ઊંચે દરજ્જે હોય એમને રાજી રાખવાની ખૂબ ચિંતા રાખતા.

આ ડિવિઝનની સરદારી લેતાં પહેલું પ્રથમ કામ મેં મે. જ. ટી. ડબલ્યુ. રીસને પત્ર લખવાનું કર્યું. એ આ ડિવિઝનના એક વાર કમાન્ડર હતા અને મને એમના પ્રત્યે ભક્તિભાવ હતો. અત્યારે એ બ્રિટનમાં નિવૃત્ત જીવન ગાળતા હતા અને ફાજલ સમયમાં એક કસબો બંધાતો હતો એમાં સહાય કરતા હતા. મેં એમને લખ્યું કે અત્યારે મને વિખ્યાત ચોથા ડિવિઝનની સરદારી કરવાનું ગૌરવ પ્રાપ્ત થયું છે અને એ માન મેં નમ્રતાપૂર્વક અને સાથે ગૌરવના ખ્યાલથી સ્વીકાર્યું છે. મને એ હમેશાં યાદ રહેશે કે એક વાર આ વિખ્યાત ડિવિઝનની સરદારી એ આપના જેવા પાસે હતી. મારા પત્રમાં મેં એમને મને માર્ગદર્શન આપતા રહેવા વિનંતી કરી. થોડાં વર્ષ પૂર્વે એમણે આવું માર્ગદર્શન આપ્યું હતું. મારા પત્રનો મને ઘણો ઉષ્માભર્યો જવાબ મળ્યો. મારો પત્ર મળતાં એમને ઘણો જ આનંદ થયો હતો અને આ ડિવિઝનની પ્રવૃત્તિ સાથે સંબંધ રાખવામાં એમને જેટલો આનંદ થશે એટલો બીજી કોઈ વાતે નહીં થાય એમ એમણે પત્રમાં લખ્યું. (હું અવાર-નવાર એમને અમારી પ્રવૃત્તિ અને પ્રગતિના સમાચાર આપતો. ત્યાં એક દિવસ એમના આ ફાની જગતમાં ન હોવાના સમાચાર મળ્યા. એમનું મૃત્યુ થતાં મેં એક સરસ મિત્ર અને વડીલ ગુમાવ્યા.)

મારી નવી કામગીરીમાં મારે માથે ચાર જવાબદારી હતી: એક તો મારા ડિવિઝનને એની કામગીરી બજાવવા હર પળે તૈયાર રહે એ માટે મારે થઈ શકે એટલી તાલીમ આપવી જોઈએ અને જાતે યુદ્ધની વિવિધ રીતો જાણવી જોઈએ; બે, હરેક સ્તરે ગોળાગોળીનાં શસ્ત્રો કુશળતાપૂર્વક ચલાવવાની સર્વ રીતમાં પારંગત થવું જોઈએ; રમતગમતમાં શ્રેષ્ઠ પદ પામવું જોઈએ અને લશ્કર અને એમના કુટુમ્બીઓની સર્વની રહેવા વગેરેની સગવડનો બધો વહીવટ સુપેરે ચલાવવો જોઈએ; અફસરો અને જુવાનોનો ઉત્સાહ અને જુસ્સો વધતો રહે એ સહાયક શક્તિના ઉચ્ચ પદને પામવા જરૂરી છે.

૨૦,૦૦૦ માણસોની બનેલી ડિવિઝન કે ગમે તેવા મોટા જુમલાની સરદારી એ આમ ઘણું જટિલ કામ છે. આટલા બધા માણસ અને આટલી બધી વાતનો સરળ વહીવટ કરવો હોય તો પહેલાં તો તમારે એ બધાને યોગ્ય રીતે સમજવા જોઈએ. એમનો આગળ પાછળનો ઇતિહાસ પૂરેપૂરી રીતે જાણવો જોઈએ અને એમની સાથે કુનેહપૂર્વક કામ પાડવું જોઈએ.

મેજર જનરલની પદવી માત્રથી આ બધું નથી આવડતું. આ કામગીરીમાં તમારા સામે જાતજાતના સંજોગો આવીને ખડા થવાના. એમાં બેવફાઈ, કૃતઘ્નતા, ખુશામદ, કાયરતા, નીચતા, જૂઠાણું અને માનવસુલભ એવાં બધાં દૂષણોના સવાલ આવવાના. તમારે એ સહુ સાથે કામ પાડવાનું. સહુ પાસેથી કામ લેવાનું. આ બાબતમાં તમારું મોટું આશ્વાસન એ વાતનું કે આવા બધા રંજ અને દિલગીરીપ્રેરક બનાવો સાથે તમને સાહસ, સમર્પણ અને મૈત્રીના પણ અત્યંત તેજસ્વી દાખલા પણ મળવાના. એટલે આવા મિશ્રણ સાથે કામ લેવાની હું જાતને તાલીમ આપતો ગયો.

આ ડિવિઝનની તાલીમના લશ્કરી અંશની વાત હાથ ધરતાં પહેલાં મેં માનવી સાથે કઈ રીતે કામ પાડવું તથા નેતાગીરી વિષે મેં જે પણ વાંચ્યું હતું કે મને જે પણ શીખવવામાં આવ્યું હતું તે મેં તાજું કર્યું. હવે એક ડિવિઝનની દૃષ્ટિએ લડાઈમાં ઉપયોગાતાં સર્વ શસ્ત્ર અને સર્વ સેવાનો મેં અભ્યાસ કર્યો. પછી મેં તાલીમનું કામ લીધું. ધીરે ધીરે કરીને સર્વ પ્રકારની તાલીમ સાથે મેં યુદ્ધનાં અનેકવિધ કામની કામગીરીની તાલીમ પણ આપવા માંડી.

આમ તો ઘણી 'એકસરસાઈઝ' (તાલીમ–કવાયત) કરી પણ એમાંની બે 'માળવા' અને 'દોઆબા' વેસ્ટર્ન કમાન્ડે કરી એમાં મે મારા ડિવિઝન સાથે ભાગ લીધો. આમાં ઘણા જ વિશાળ પાયા પર પાયદળની હેરફેર અને ઉપસ્થિતિ, 'બખ્તર'નો ઉપયોગ, તોપખાનાની કામગીરી, ઇજનેરો તથા સંકેતોની કામગીરી વગેરે પણ હતાં. અહીં અગત્યના વ્યૂહાત્મક પ્રસંગો યોજાતા અને એ બધા ઉકેલાતા. આમાંની એક તાલીમ–કવાયતમાં મારે સતલજ પાર કરવાની હતી. મારી પાસે આક્રમક સામગ્રી ઓછી હતી એટલે મેં એક જ બ્રિગેડ સાથે સામે પાર જવાનુ ઠરાવ્યુ. મારે તોપદળ તથા ઇજનેરોનું જે સહાયક દળ મને આપવામાં આવ્યુ હતુ તેમની સાથે તાલીમ કરવાની હતી. હવે 'એચ' સમયને છત્રીસ કલાકની જ વાર હતી. હું, મારા 'ઓ' જૂથ સાથે મારે કરવાનાં સર્વ કામની તાલીમમાં પરોવાયેલો હતો. મેં હજુ તો મસલતની શરૂઆત કરી હતી ત્યાં લે. જ. જે. એન. ચૌધરી ઝીપમાં આવી પહોંચ્યા અને બધાનાં સાંભળતાં મને કહે કે, આર્મી ચીફ જનરલ કે. એસ. થીમૈયાની એવી ઇચ્છા છે કે આ નદી પાર કરવાની તાલીમમાં બે બ્રિગેડ લેવી એટલે મારે મારી બધી યોજના એ મુજબ કરવી. મેં એમને જણાવ્યુ કે આ કામગીરી માટે મારી પાસે પૂરતી સામગ્રી નથી

એટલે 'ચીફ'ની ઇચ્છા છતાં પણ છેક છેલ્લી ઘડીએ મારી યોજનામાં ફેરફાર કરવાને હું સમર્થ નથી. અને મારી યોજનામાં ફેરફાર કરવાનો અને નવી યોજના ઘડવાનો સમય જ નહોતો. ચૌધરીએ બહુ ભારપૂર્વક એવી દલીલ કરી કે 'ચીફ'ની ઇચ્છા વિરુદ્ધનું કશું ન કરવું જોઈએ અને કરવાનું પોતાને ન ગમે. ત્યારે મેં કહ્યું કે આપણે આ તાલીમ આપણા શિક્ષણ માટે યોજી છે કે આપણા ઉપરી અમલદારોને રાજી કરવા? મારા 'ઓ' જૂથના ઘણા માણસોના સાંભળતાં ચૌધરી બબડયા કે, મારે જે કહેવું હોય એ કહું પણ આ તાલીમમાં મારે બે બ્રિગેડ પ્રયોજવી. ગ્રાન્ડ ટ્રન્ક રોડ પર એક પુલ હતો. આ તાલીમ પૂરતો અમારે એને નાશ પામેલો ગણવાનો હતો. ચૌધરી કશી અક્કલની વાત સમજવા તૈયાર ન હતા એટલે આ પુલ હજુ સલામત છે એમ ગણીને નદીને હોડીમાં પાર કરવાની હતી એને બદલે હોડીના પ્રતીકરૂપ ટ્રકમાં બેસીને ટુકડી તૂટેલા પુલ પરથી નદી પાર કરે. જ્યારે જનરલ થીમૈયાએ બ્રિગેડિયર ભગવતીસિંઘને ૧૧મી બ્રિગેડ સાથે ખટારામાં બેસીને તૂટેલા પુલ પરથી નદી પાર કરતા જોયા ત્યારે એમણે તો સખત શબ્દોમાં નસિયત કરી. આ તાલીમ–કવાયત પૂરતો તો એ પુલ તૂટેલો હતો અને એના પરથી તો જવાનુ જ ન હતું. ચૌધરીએ વહેવારિક મુશ્કેલીઓને જરાકે લક્ષમાં લીધા વિના અમને આવા વિદૂષકવેડા કરવાનો આગ્રહ કેમ રાખ્યો એ વાત જ એમની સમજમાં ન આવી

ઉપર કહી એ વાત તો ચૌધરી ઉપરી અમલદારોને રાજી રાખવા કઈ હદ લગી જાય એનો લાક્ષણિક નમૂનો છે. લે. જન. કલવંતસિંઘ તે એમના સરદાર. એમની હાજરીમાં ચૌધરી જે રીતે વર્તતા એ તો એક નવાઈભર્યું દૃશ્ય હતું. અને પોતાના હાથ નીચેના માણસો આગળ પોતાનાં 'પરાક્રમો'ની વાત કહેવામાં એ ઘણો સમય ગાળતા. મારા પર સમગ્ર રીતે એવી છાપ પડી છે–અને મારા આ અભિપ્રાય સાથે બીજા ઘણા સહમત છે એ વાત પણ હું જાણું છું–કે એ ઉચ્ચાધિકારી વર્ગમાં પોતાની એક છાપ પાડવા માગતા હતા અને આવી છાપ એ ઘણી વાર પોતાની હાથ નીચેના માણસોને ભોગે પાડતા. બીજાઓ પોતાને વિષે શું માને છે એ જાણવા એ હમેશાં આતુર રહેતા. પોતાના વિષે બીજાનો શું અભિપ્રાય છે કે પોતાના અમુક કાર્યની શું છાપ પડી છે એવા સવાલ એ હમેશ પૂછ્યા કરતા મનમાં અપેક્ષા એવી હશે કે પોતે અદ્‌ભુત માનવી છે એમ બીજા કહે!

૧૯૫૮ના ફેબ્રુઆરીમાં જનરલ થીમૈયાએ માર્શલ ચેહ–ચીઆંગ–પીંગની

સરદારી હેઠળના એક ચીની લશ્કરી પ્રતિનિધિ મંડળને મારા ડિવિઝનની મુલાકાતે મોકલ્યું. આ પ્રસંગે મારે સાચા દારૂગોળાના ઉપયોગનું એક નિદર્શન ગોઠવવું એવો હુકમ હતો. મારા દેશ અને મારી ટુકડીની સરસમાં સરસ છાપ પડે એવું નિદર્શન ગોઠવવાની મને તીવ્ર ઇચ્છા હતી. ઘણી જહેમત પછી મેં 'ધનુષ' નામે પાયદળ અને વિમાની દળનું સંયુક્ત નિદર્શન યોજ્યું. એમાં ટેંક, તોપખાનું, મીડિયમ મશીનગન, મોર્ટાર અને હવાઈ દળના સહકારથી પાયદળના હુમલાનો કાર્યક્રમ હતો. હુમલો થાય એ પહેલાં દુશ્મનની સ્થિતિને કેવી રીતે ખોખરી કરવામાં આવે છે એ બતાવવા સાથે, હવાઈ દળ અને બખ્તર વચ્ચેના સુયોજન સાથે, પાયદળના હુમલાના માર્ગમાં આવે એવાં સામેવાળાંનાં સર્વ સ્થાન, સ્થિતિ વગેરે પર કેવી રીતે તોપમારો કરવો વગેરે બાબતો બતાવવી હતી. એટલે 'એચ' ઘડી પહેલાં જ વિમાનમાંથી તથા તોપોનો ગોળીબાર દાખવ્યો. પછી આવ્યું પાયદળ. જે પ્રથમ રેખા ઓળંગી જાય અને તોપમારાની આડમાં લક્ષ્ય સુધી પહોંચે. આમાં ટેંકની એમને મદદ રહે. આ જ ઘડીએ મોર્ટાર અને મશીનગનમાંથી દુશ્મનના પડખા પર ઘા થાય. જો એ સાબૂત રહે તો હુમલાની યોજના નિષ્ફળ જાય.

આ નિદર્શન વખતે સંરક્ષણ મંત્રી કૃષ્ણ મેનન, સેનાપતિ થીમૈયા, વિમાની દળના વડા મુખરજી, સ્ટાફ કૉલેજના વિદ્યાર્થીઓ અને એમના કમાન્ડન્ટ મે. જન. ગ્યાની હાજર હતા

પછીથી મહેમાનોના માનના ખાણા વખતે મેં ચીની ભાષામાં નાનકડું ભાષણ કર્યું. બધાને સુખદ નવાઈ લાગી. એ વખતે ચીની અને આપણા વચ્ચે એખલાસ હતો અને તેનું મૂળ આપણી સરકારની ત્યારની નીતિમાં હતું.

ભારત–પાકિસ્તાન સરહદ પર પણ મારી થોડી જવાબદારી હતી એટલે મેં ફિરોઝપુર અને ફરીદકોટ જેવાં અગત્યનાં મથકો વચ્ચે વગાહ અને ડેરા બાબા નાનક પુલ પર થઈને આવે જાય એવી મજલો ગોઠવી. આ પ્રદેશના આસપાસના ભૂપૃષ્ઠનો મેં ખાસ અભ્યાસ કર્યો. અને એમાંય સંદેશાવ્યવહાર અને હરકતો વગેરે બાબત પર ધ્યાન આપ્યું.

થીમૈયાએ માર્શલ ઝુકોવ સમક્ષ નિદર્શન કરવા માટે મારા ડિવિઝનની પસંદગી કરી. અમે તો સર્વ રીતે તૈયાર હતા. પણ છેવટની ઘડીએ એમની મુલાકાત રદ થઈ. આ પછી મેં પશ્ચિમી કમાન્ડની વડી છાવણી સિમલામાં રેતીના નમૂનાઓની તાલીમ–કવાયત યોજી. અહીં અમને ઘણી વહેવારિક મુશ્કેલીઓ નડી. આ વખતે લે. જન. કલવંતસિંઘે આ તાલીમમાં ભાગ

લેના ચૌધરી આગળ એક પ્રશ્ન રજૂ કર્યો ત્યારે એક કરતાં વિશેષ સિનિયર અફસરની હાજરીમાં એવી વાત કરી કે જે એમની કહેવાતી પ્રતિષ્ઠા અને અનુભવને મુદ્દલે ન છાજે.

૧૯૫૮માં હું જલંદરમાં ચૌધરી સાથે રહેતો હતો. એકવાર, પોતે જલંદરથી એક કલાકમાં પહોંચાય એટલા ફાસલા પર આવેલા હોશિયાર-પુરમાં રહેતા એક જ્યોતિષી પાસે જાય છે એમ કહી મારે સાથે આવવું હોય તો આવો એમ કહ્યું. એક બીજા અફસર પણ અમારી સાથે હતા. અમે આ પંડિત પાસે ગયા અને એમણે ચૌધરીને એ ટૂંક સમયમાં લશ્કરના વડા થવાના છે એમ કહ્યું ત્યારે ચૌધરી ખૂબ રાજી થયા. મારી જિંદગીના કેટલાક બનાવ વિષે પણ એમણે સાવ સાચી આગાહી કરેલી.

પ્રેમ ભાટિયા એક જાણીતા પત્રકાર હતા. આ સમયે એ અંબાલાના એક અંગ્રેજી દૈનિક ટ્રિબ્યુનના સંપાદક હતા. એ અને હું કૉલેજના સહાધ્યાયી. ૧૯૫૯ના એપ્રિલમાં એમણે મને, અમરિકી રાજદૂત એલ્સ્વર્થ બંકરના માનમાં યોજાયેલા એક મેળાવડામાં આમંત્રણ આપ્યું. હું તો લગભગ બધાથી અળગો બેઠો બેઠો બધું જોતો હતો. ત્યાં એકાએક જ એણે જાહેરાત કરી કે હુ વિખ્યાત મહેમાનના માનમાં બે બોલ કહીશ. મને પણ આથી આશ્ચર્ય થયું. હું થોડું મૈત્રીભાવભર્યું બોલ્યો. પણ એ પછી મારે એમની સાથે રસિક વાતો થઈ. દિલ્હી જઈને એમણે મને પત્ર લખ્યો :

નવી દિલ્હી,
તા. ૨૧ એપ્રિલ, ૧૯૫૯

પ્રિય જનરલ કૌલ,

...વાતચીત મેં આથી વિશેષ માણી હોય એવું મને સ્મરણ નથી. પ્રથમ મિલને જ આવી સહાનુભૂતિ અને અભિપ્રાયનું સામ્ય પ્રગટે એવું વારંવાર નથી બનતું. પણ એ રાતે આપણી વાતચીતમાં આવું થયું હતું....

તમારો સદાનો
એલ્સ્વર્થ બંકર.

(અને લગભગ આ જ ઘડીએ મારી નિંદા કરનારા મને અમેરિકા-વિરોધી કહેતા હતા!)

મેજર રંગભાષ્ય આમ મારા રસાલા પર હતા. અત્યંત કુશળ અફસર. કામકાજ ઉપરાંત પણ અમારે ઘણી વાતોની ચર્ચા થાય. એમના અભિ-

પ્રાયમાં બુદ્ધિપ્રતિભાના ચમત્કાર હતા. એકવાર એમણે મને ભારતનાં જુદાં જુદાં રાજ્યોની સભ્યતા અને સંસ્કારિતા વિષે પૂછ્યું. મેં તરત કહ્યું કે મને દક્ષિણ ભારત અને બંગાલી જીવનરીત ગમે છે. એ બે પ્રદેશના લોક સુધરેલી ગણાતી રીતમાં ફરયા ન હતા. ઈડલી, ડોસે કે મચ્છી ખાતા હતા. ચાલુ પ્રણાલિકાગત પહેરવેશ ઓછામાં ઓછું ઘરઆંગણે ચાલુ રાખ્યો હતો. અને કશા જ સંકોચ વિના તામીલ, તેલુગુ, બંગાળી બોલતા હતા. પોતાની સંગીત પદ્ધતિ એમને ગમતી. પોતાના ઉત્સવોની ઉજવણી કરતા. ટૂંકમાં એમણે આપોપું જાળવી રાખ્યું હતું. આ વાત બીજા ભારતીયો વિષે એટલી સચ્ચાઈથી નહીં કરી શકાય. એમને તો ભારતીયપણું પણ જાણે કશા ડાઘ અને નિંદા જેવું લાગતું.

અંબાલાના દક્ષિણ ભારતીઓએ આ જ અરસામાં મને શ્રી ત્યાગરાજાના સંગીત સમારોહ આરાધનાના પ્રમુખપદે આવવા કહ્યું. આ સંત–સંગીતકાર વિષે હું બહુ જ ઓછુ જાણતો હતો. આવે વખતે આપણો ફેરતો ન થાય એ માટે મેં એમના જીવન અને કાર્ય વિષે થોડુંક વીગતે વાંચ્યું. મને સમજાયું કે એમણે જે શબ્દની પસંદગી કરી હતી તે બહુ સાહજિક રીતે જ એમની સંગતિની વિશેષતામાં બેસી જતા. ત્યાગરાજા પાસે અત્યંત ભવ્ય એવી સાહિત્યિક અભિવ્યક્તિ હતી. એમાં ઊર્મિ અને વૃત્તિને ઉચ્ચ સ્થાન મળતું. અને એ એકની એક વાત ફરી કદી કહેતા નહીં. જેને સાહિત્યિક સંગીતકાર કહેવાય એવા પ્રકારમાં એ પ્રથમ સ્થાન ભોગવે એવા હતા.

મને આ અરસામાં એક એંગ્લો–ઇંડિયન બાઈ તરફથી પત્ર મળ્યો. (જે મેં હજુ જાળવી રાખ્યો છે.) વીસની ઉમ્મર. નામ મિસિસ જોઈસ નાગલે. ઇસ્પિતાલમા ઘણી ગંભીર હાલતમાં હતાં.

પ્રિય જનરલ,

મારે મન જે જીવનમરણનો પ્રશ્ન છે એવી અગત્યની બાબતમાં આપ દસેક મિનિટ ફાજલ પાડી મને ઇસ્પિતાલમાં મળશો ?

ઈશ્વરના આપના પર આશીર્વાદ વરસો.

આપની
જોઈસ નાગલે.

હું તાબડતોબ ઇસ્પિતાલમાં ગયો. જોયું તો એનો શ્વાસ ચઢી ગયો હતો. મને પોતાની પાસે બેસવાનુ કહી એકલાં પડ્યાં એટલે સાવ ધીમા

એમનો પ્રથમ પ્રત્યાઘાત સાવ અનુકૂળ ન હતો એમ એમણે મને કહ્યું. પણ એમણે ફેરવિચાર કર્યો અને લશ્કરના જુસ્સા પર વસવાટની આ ચાલુ તંગીની અસર પડે છે એ વાતને લક્ષમાં લેતાં એ સહમત થયા.

મારી નેમ, સાતેક મહિનામાં, એકાદ કરોડને ખર્ચે સર્વ સ્તર માટેના ૧૪૫૦ વસવાટ પૂરી સગવડ અને રાચ સાથે બાંધવાની હતી. ગણિતની નજરે સાડાત્રણ કલાકમાં એક ઘર એમ ગણતરી થાય. પહેલાં મેં મારા સર્વ કમાન્ડરોને એકઠા કર્યા. એમની વતી મેં આ વિશાળ કાર્ય માથે લીધું છે એમ કહ્યું. સહુએ મને પૂરો સહકાર આપવાનું વચન આપ્યું.

આ ગાળામાં મેં આગળ જેનો નિર્દેશ કર્યો છે તે તાલીમી કામગીરી 'દોઆબા'માં અમે ભાગ લીધો. ઉચ્ચાધિકારીઓએ આ કસોટી અમે કેટલા સુદક્ષમ છીએ એ જાણવા યોજી હતી. એમાં અમે વિજયી નીવડયા. આ સમયે ઉનાળાનો પ્રખર તાપ હતો. બાળતા તડકામાં કામ કરવામાં ભારે મુશ્કેલી હતી અને એમાંય ડમરીઓ ચઢતી અને મૂંઝવી દેતી.

૧૯૫૮ ના જૂનની ૧૬મીએ આ યોજનાની શરૂઆત થઈ. મેંનને આધારશિલા રોપી. મુખ્ય ઈજનેર હતા કર્નલ સમશેરસિંગ ઘણા વિવેકી, નિષ્ઠાવાન અને કુશળ અફસર. અત્યંત ગુલાબી સ્વભાવ. લે. ક લંબાને વહીવટ સોંપાયો હતો અને એમણે અમૂલ્ય સેવા બજાવી.

૧૪૫૦ વસવાટ ઉપરાંત ૭ લાખ ગેલન જેટલા પાણીના પુરવઠાની જોગવાઈ કરવાની. સોળ માઈલ જેટલી મેઈનપાઈપ નાખવાની. ભાખરાની ગ્રીડ સીસ્ટમમાંથી ૪૫૦ કિ. વો. વધારાનું વીજળી બળ મેળવવાનું. ઉપરાંત આઠ માઈલ જેટલા આંતરિક રસ્તા બાંધવાના. આખી યોજનામાં ૨૦,૦૦૦ ટન સામાન જોઈએ. એની કીમત ૬૦ લાખ રૂપિયા થાય. ચાર કરોડ ઈંટ, ૧૦,૦૦૦ ટન સિમેન્ટ, ૮,૦૦૦ ટન કોલસો, ૧૫,૦૦૦ ટન લોખંડ જોઈએ. આયાત પર પ્રતિબંધ હોવાને કારણે આ બધી વસ્તુઓની તંગી હતી. મળવાની ઘણી મુશ્કેલી. પણ માલસામાન તો કશા વિલંબ વિના મળવો જ જોઈએ. બધી વીગતો અને નકશા વગેરે તૈયાર કરવાના અને જ્યારે સિપાહીઓ અને કારીગર સાથે કામ કરતા થશે ત્યારે કેવી ભાત ઉપસશે એની તો કશી ખબર જ ન મળે.

મોસમમાં એક કરોડ ઈંટ તૈયાર કરે એવા ચૌદ ભઠ્ઠા આસપાસમાં હતા. પણ જ્યાં એ લોકે અમારી યોજનાની વાત સાંભળી કે બધા ક્યાં ભરાઈ ગયા શું એમને મળ્યો ત્યારે મને કહે કે અધપાકી બળેલી ઈંટો

સિવાય એમની પાસે તો કશું જ ન હતું. આ કાંઈ યોગ્ય ન કહેવાય એટલે સ્થાનિક કમિશનરની સહાયથી મેં આ ભઠ્ઠાનો કબજો લીધો અને રોકડ ચૂકવીને જે મળી શકે તે બધું મેળવ્યું. આમાંની કશી જ વાત હું મારા લાભ કે સ્વાર્થ ખાતર કરતો ન હતો એટલે મારું મન સાફ હતું. મારે બીજા પ્રદેશોમાંથી ત્રણ કરોડ ઈંટ લાવવી પડી. ગદ્દર નદીને કાંઠે રેતી તો મળી શકે એમ હતું અને નદી પાસે જ હતી. અને બાંધકામ કરવાનું હતું ત્યાં જ જેટલી જોઈએ એટલી રેતી મેં પહોંચતી કરાવી. હું માનતો હતો કે નદીકાંઠાની રેતી તો કશી કીમત આપ્યા વિના લેવાનો સહુને હક્ક હતો. પણ ત્યાં તો મને ખબર પડી કે આ તો સરકારી મિલકત હતી એટલે એના પૈસા આપવા પડયા. વરસાદ પડે ત્યારે બધી રેતી ઢસડાઈ જાય એ એક વધારાની મુસીબત. લાકડું અને થોડોક બીજો સામાન પડખેના પ્રદેશમાંથી મળ્યો. પણ મારે એટલા મોટા પ્રમાણમાં સામાન જોઈએ કે સ્થાનિક બજારમાંથી એટલો મળે જ નહીં એટલે મારે ગમે ત્યાંથી મેળવવો પડે.

અમે ખટારા ભાડે લીધેલા અને એનો જ વધારે ઉપયોગ કરતા હતા. અમારાં વાહન અમે અમારા કામ માટે જ અનામત રાખ્યાં. માથે ઢાંકણ જોઈએ એવાં સ્થાન અમે તરત જ ઊભાં કરાવ્યાં એટલે જુદાં જુદાં કારખાનાં અને એવી બધી જરૂરિયાતને અમે પહોંચી વળ્યા.

અને એટલામાં આવ્યો વરસાદ. પાયા ખોદવાના કામમાં થોડીઘણી હરકત નડી. ઈંટના ભઠ્ઠાનું કામ બંધ અને ડગલે ડગલે લાલ પટ્ટીની હરકત ચાલુ. દાખલો લઈએ. મને ખબર પડી કે ઉત્તર પ્રદેશમાંથી પંજાબમાં ઈંટો લઈ જવા પર પ્રતિબંધ હતો. ઉત્તર પ્રદેશના અને કેન્દ્રના ઘણા પ્રધાનોની વારંવાર મુલાકાત લઈને મેં આ પ્રતિબંધ દૂર કરાવ્યો. પણ માલવાહનનો પ્રશ્ન ઘણો જટિલ બન્યો. છેવટે રેલવે બોર્ડે મારી સહાય કરી. જરૂરી સંખ્યામાં વેગન મળ્યાં. પછી તો શિવકિશોર નામના એક ચાલાક અધિકારીએ શોધી કાઢેલી સાવ મૌલિક રીત મુજબ સ્પેશિયલ માલવાહક ગાડીઓ દોડી. મેં એને હજુ આ વાહનનો વેગ વધારવા કહ્યું તો એણે એવી રીતે બધું સાધ્યું કે ઝડપી ગાડીઓ–મેલ અને એક્સપ્રેસ જેવી–ને ઊભી રાખીને અમારી સ્પેશિયલ આગળ નીકળી જાય. માનવશક્તિની મારી વધતી જતી માગને પહોંચી વળવા મેં એમ્પ્લોયમેન્ટ એક્સચેઈન્જની મદદ લીધી. જેમ યોજના આગળ વધી એમ લશ્કરના જુસ્સા પરની એની અસર પણ નજરે

પડવા માંડી. એમની પોતાની સિદ્ધિ એમની નજરે ચઢવા લાગી. અમારે આમ ૨૦,૦૦૦ નંગ બારીબારણાં અને વાઢિયાંનાં જોઈએ. જમ્મુ-કાશ્મીર સરકારનાં શ્રીનગર અને દિલ્હીનાં કારખાનાંમાં આ હાજર તૈયાર હતાં. બક્ષી ગુલામ મહમ્મદે મને આ માલ ખરીદવામાં ઘણી સહાય કરી. આ માલને ઝડપથી પહોંચાડવાની પહેલાં મુશ્કેલી થઈ પણ પછી આ પ્રશ્નનું પણ નિરાકરણ થયું. રાચનાં મારે કુલ ૧૦,૦૦૦ નંગ જોઈતાં હતાં.

છાપરાંનો પ્રશ્ન જટિલ હતો. એની રચનાની કેટલીક રીત ખર્ચાળ હતી અને કેટલીક ઘણી જ ગૂંચવાડાભરી હતી. ત્યાં મને રૂડકીની સેન્ટ્રલ બીલ્ડિંગ રીસર્ચ સંસ્થાએ શોધેલી નવી રીતની ખબર પડી. આ રીત પ્રમાણે ખોખું તૈયાર કરીને આર સી સી થાંભલા પર મૂકી પછી ઢાળવામાં આવે છે. આ રીતમાં સિમેન્ટ અને લોખંડનો બચાવ થાય છે અને અમારી પરિસ્થિતિ મુજબ એને ગારાથી અને નળિયાંથી રક્ષી શકાય. આ રીતના ખૂબ પ્રયોગો થયા હતા. આમ રીત સાવ નવી હતી. પ્રચલિત રીત કરતાં સાવ જુદી હતી. અને અમારા સર્વ પ્રશ્નનો એમાંથી જવાબ મળી રહેતો. (હું ઇજનેર ન હતો પણ આ બધી આંટીઘૂંટી સમજી લેવાનો મેં નિર્ણય કર્યો હતો.)

હવે શિયાળો માથે આવ્યો અને અમારા યત્ન પણ સફળ થવા લાગ્યા. જવાન પોતે જે કરતો હતો તે તરત જ સમજી ગયો. કામ ચાલતું હોય ત્યારે હું એને પીણું મફત મળે અને આસપાસ સંગીત વાગતું રહે એવો પ્રબંધ કરતો. જે જે સ્થળે બાંધકામ ચાલે ત્યાં મેં નિરીક્ષણ માટે તંબૂ ઠોકાવી રાખેલો એથી નિરીક્ષણ થાય અને જે ઘડીએ એમને મારી જરૂર પડે ત્યારે હું હાજર હોઉં એવું થાય.

આ આખી યોજનાને 'અમર' નામ અપાયું. હું 'અમર'માં મશગૂલ હતો ત્યાં મેનને મને ડીફેન્સ પેવિલિયન બાંધવાનું ઘણું મોટું કામ સોંપ્યું. ભારત પ્રદર્શન દિલ્હીમાં ભરાવાનુ હતું તેમાં સંરક્ષણનાં સાધનનું પ્રદર્શન ભરવાનું હતું. ધંધાદારી કૉન્ટ્રાક્ટરોએ ઘણો સમય માગ્યો. મેનનને તો ૭ અઠવાડિયામાં તૈયાર જોઈએ. એટલે મેં અંબાલા દિલ્હી વચ્ચે અવરજવર કરવા અને બન્ને સ્થળ પર નજર રહે માટે જેટ વિમાનનો ઉપયોગ કરવા માંડ્યો. પંદર મિનિટમાં પહોંચી જવાય. આ કામમાં ૧૫૦૦૦ વર્ગફૂટની માંડણી અને ૩૫ ફૂટ ઊંચી દીવાલ બાંધવાની હતી. એક તો સખત વરસાદ અને બીજું ચીજવસ્તુના ભાવમાં મોંઘારત એટલે ખરચનો અંદાજ વધતો જ ચાલ્યો. એટલે જે અમારા આર્થિક સલાહકાર હતા એમને હું બાંધકામની જગ્યાએ લઈ ગયો જેથી એ અમારી મજબૂરી ને મુશ્કેલી નજરે જુએ

, ૧૯મી ઑગસ્ટ ૧૯૫૮ના રોજ આ 'વિજય' યોજનાનું કામ આરંભ્યું. અહીં વિશ્વાસુ કર્નલ બી. એન. દાસ મારા મુખ્ય ઇજનેર હતા. બાંધકામ કરનાર લાલા તીરથરામ આવાં કામના પૂરા પાવરધા.

નિષ્ણાતોએ જે કામ કરવામાં ૭ માસની મહેતલ માગી હતી તે મારે ૭ અઠવાડિયામાં કરવાનું હતું. એટલે યોજના અને રચનાનું કામ સાથોસાથ થતું. કશો કામચલાઉ નકશો તૈયાર ન મળે. લશ્કરના જે સ્થપતિ હતા તેમને ઇજનેરો સાથે ઉગ્ર મતભેદ થયો એટલે એમની કામગીરી રાણાને સોંપાઈ. રાણા નિષ્ણાત હતા અને સાથે આ બાબતમાં એમની આંતરરાષ્ટ્રીય ખ્યાતિ. જે જમીન પર બાંધકામ કરવાનુ હતું ત્યાં સમસોઈલિમાં પાણીની સપાટી ચાર ફૂટ નીચે હતી. ઉપરાંત વીજળીનાં અને એવાં દોરડાં તથા પાણીની નળીઓ વગેરે. આને કારણે અમારે પાયાની પુનર્યોજના કરવી પડી. આમાં વખત લાગ્યો. નવા ઇજનેરે આખો નકશો પલટી નાખ્યો. વરસાદ તો જાણે કહે મારું કામ. એને કારણે પાણીની સપાટી હજુ ઊંચે આવી. બંગાળથી સિમેન્ટ અને લોખંડને તાબડતોબ દિલ્હી લાવ્યા. ઈંટો, પથ્થરો, રેતી બધું ખૂબ ઝડપે આવવા માંડયું અને બાંધકામની જગ્યાએ ઠલવાવા માંડયું. દિવસરાત કામ ચાલ્યું. ઘણી વાર તો એવું બને કે મોડી રાત લગી અહીં નિરીક્ષણ કરીને હું વહેલી સવારે અંબાલા જાઉં અને પાછો 'અમર' યોજનાના સવાલોના ઉકેલોમા ગુંથાઉં. બરડાફાડ મહેનત હતી. જેમ કામ આગળ વધતું ગયું તેમ મેનન કહે: વધુ મકાન બાંધો. અને કામ વધતું જાય. ડીફેન્સ પેવિલિયન ઉપરાત મારે એક થિયેટર અને એક રેસ્ટોરાં બાંધવાં પડયાં. મૂળ માંડણી–વિસ્તાર હવે ૨૮,૦૦૦ વર્ગફૂટ એટલે પહેલાં કરતાં લગભગ એવડો મોટો થયો.

તાજેતરમાં મારા વાંચવામાં આવ્યું હતું કે સમયના વિલંબ વિના તાજા સિમેન્ટ પર ભાર રચી શકાય. એક માત્ર શરત એ કે ભાર સરખી રીતે મુકાય. નિષ્ણાત કહે કે ત્રણ અઠવાડિયાં સિમેન્ટ જામે પછી જ ભાર મૂકી શકાય. સિમેન્ટને ઠરવાના સમયમાં આટલી બધી કડકાઈ શા માટે રાખવામાં આવે તે મને સમજાતું ન હતું. બધું કામ ઝપઝપ થવા લાગ્યું. પાંસઠ ફૂટ પટોળા ગર્ડર અઠવાડિયામાં તૈયાર થયા. વરસાદને કારણે કામમાં મુશ્કેલી ઘણી પડી. પણ ઉવટે આખી યોજના સમયની મર્યાદામાં પાર પડી અને નેહરુએ ઉદ્દ્ઘાટન કર્યું.

હવે મારું સર્વ લક્ષ ફરી વાર 'અમર' પર મંડાયું. વૉમ્પંડ અને

સિમેન્ટ બરાબર વખતસર મેળવ્યાં. આખા ભારતમાં મેં આવી બધી વસ્તુઓ માટે અંગત સંપર્ક સાધવા સુનંદા અફસરોને મોકલ્યા. વેપારી પેઢીઓ છેલ્લી ઘડીએ ભાવ વધારે. ઘણા કંટ્રાક્ટી નિષ્ફળ જાય. મારે તાત્કાલિક બીજી વ્યવસ્થા કરવી પડે. આ યોજનામાં મને લેફ્. કર્નલ ડી. એસ. રાવે અમૂલ્ય મદદ કરી.

શિયાળો આવ્યો અને બીજી આડવાતો જેવી રસ્તા, ગટર, વીજળી અને પાણીની યોજના હાથ ધરવામાં આવી. કૂવા ખોદવાના કામમાં મુશ્કેલી નડી પણ આખરે અમે કલાકના ૧૦,૦૦૦ ગેલનને બદલે ૧૫,૦૦૦ ગેલન પાણી મળે એવી કાર્યસિદ્ધિ કરી શક્યા. પંજાબ સરકાર છેક ૧૯૬૧ લગી વધારે વીજળીશક્તિ આપવા રાજી ન હતી. પણ મહામહેનતે એમને અમારી જરૂરિયાત મુજબ આપવા સમજાવ્યા. પણ આ વધારાનો બોજ વહી શકાય માટે મેઇન્સ, અને વહેંચણીની પદ્ધતિ અને એવા બધાનો ફેર વિચાર કરવો પડ્યો. વીજળીના સામાનની તંગી. કોઈ પણ વેળાસર આપવાની ખાતરી ન આપે. કેટલોક સામાન પરદેશથી આયાત કરવાનો એટલે પરદેશી હૂંડિયામણની જોગવાઈ કરવાની. અને સારા વખતમાં પણ આ કામ મુશ્કેલ હોય છે. આ બધું અંગત સંપર્કથી સાધી શકાયું અને એથી વિલંબ અને લાલ પટ્ટી બન્નેને ટાળી શકાયાં.

હું આ યોજનામાં પાણીથી તણાય એવી ગટરયોજના કરવા માગતો હતો. આ ઠેકાણે મૂળ સેપ્ટિક ટેંકની અને ખાળકૂવાની યોજના હતી. પણ એક બે વરસના ગાળામાં આ યોજના નકામની થઈ જતી હતી અહીંની ધરતીમાં ૭ થી ત્રીસ ફૂટ વચ્ચે માટીનું પ્રમાણ વિશેષ હતું. ત્રીસ ફૂટની નીચાઈએ સબ-સોઈલની સપાટી મળી. આને કારણે આજ સપાટીએ કાયમની વ્યવસ્થા ન થઈ શકે. એટલે આ વ્યવસ્થા અનુકૂળ ન હતી. તરત જ બીજી યોજનાની રચના થઈ.

ગટર વગેરેના સામાનની પણ તંગી હતી. પરદેશની આયાત પર પ્રતિબંધ હતો અને સ્થાનિક ઉત્પાદન માંગને પહોંચી વળતું નહીં.

અમે જે મજૂર-કારીગરોને દહાડે રાખેલા તેમની મોડા આવવાની ટેવ હતી. આથી વખત બગડતો. મજૂર મંડળોએ એમને ઉશ્કેરવાનો યત્ન કર્યો પણ અમે એમની સારી દેખભાળ કરતા એટલે એ એમાં સફળ ન નીવડ્યા. ડિસેમ્બર મહિનો મારે માટે ખૂબ ચિંતાનો મહિનો નીવડેલો. માલસામાન ધાર્યા વખતે આવે નહીં અને ઘણા કંટ્રાક્ટ પળાય નહીં. લોખંડના સામાન

માટે મેં ઓછામાં ઓછી ૭ જગ્યાએ રોકડા પૈસા આપીને માણસો મોકલ્યા. બારીની બારસાખનો કંટ્રાટ ન પળાયો. છાપરા પર મૂકવાની પાણીની ટાંકીઓ બાબતમાં છેક છેલ્લી ઘડીએ ધબડકો થયો. મહિનાની આખરે ઘણી ઘણી ચિંતા કરાવીને માલસામાન આવી પહોંચ્યો અને ૧૦મી જાન્યુઆરી ૧૯૫૯ના રોજ અમે અમારું કામ પૂરું કર્યું. છેક છેલ્લી ઘડીએ ઉદ્‌ઘાટન-વિધિ થવાની હતી તે સ્થાને સાઠ ફૂટ ઊંચી કમાન મૂકવાનું નક્કી થયું. આ એક વાત જાતે પણ મોટું કામ. આમે અમે અમારી મંજિલ સુધી પહોંચી ગયા હતા. મારા સર્વ માણસોએ ખૂનપસીનો એક કરીને એક મોટું કામ સાધ્યું હતું. અગ્રણી અને પ્રાયોગિક કામ. પહેલતું કામ. ઘણા વિષમ સંજોગો અને રૂઠેલા હવામાનના સંજોગોમાં પાર પડ્યું. અને પાર પડવાનું કારણ એ કે સાવ નવી મૌલિક રીતે કામ લેવાયું. સર્વ સ્તરે નેતાગીરી, સંઘકાર્ય, તાત્કાલિકતાનું ભાન અને હેતુનું તીવ્ર જ્ઞાન, ભાઈચારો અને અંગત સંબંધ—આ સર્વ વાતોના સંજોગ ભેળા મળ્યા અને કામ પાર પડ્યું. આવો મેળ જીવનભરમાં એકાદ વાર જ મળે છે.

સોળમી જાન્યુઆરીએ નેહરુ, મેનન, કેન્દ્રના બીજા પ્રધાનો, બક્ષી ગુલામ મહમ્મદ, સરદાર પ્રતાપસિંઘ કૈરોન, ત્રણે દળના વડા અને બીજા ઘણા મહાપુરુષો વિમાન દ્વારા આવ્યા. આખા આયોજનનું નિરીક્ષણ કર્યું. પછી ૨૦,૦૦૦ જેટલા લશ્કરીઓ અને એમનાં કુટુમ્બીઓ તથા ૧૦,૦૦૦ જેટલા અન્ય પ્રેક્ષકોની હાજરીમાં નેહરુએ 'અમર'નું ઉદ્‌ઘાટન કર્યું.

મેં મારા ૨૦,૦૦૦ જેટલા જવાનોને, સમૂહમાં, જમાદાર કાશ્મીરીએ હિન્દીમાં લખેલું એક ગીત ગાતાં શીખવાડ્યું હતું. આને કારણે એકતાનું, હેતુનું અને દેશભક્તિનું વાતાવરણ આખા ડિવિઝનમાં જામતું. એમના વચ્ચેનો એખલાસ વધતો. નેહરુએ આ ઉત્સાહપ્રેરક ગીત સાંભળ્યું અને એ ખૂબ જ રાજી થયા. સર્વ કાર્યને આ કાર્યસિદ્ધિ બદલ મુબારકબાદ આપતાં નેહરુએ કહ્યું કે, એ બધાએ સ્વાશ્રયનું એક ઉમદા દૃષ્ટાંત પૂરું પાડ્યું. સમસ્ત દેશ એમની આટલા કામ માટે પ્રશંસા કરશે. આપણે સહુ અહીં મળ્યા છીએ તે કાંઈ કોઈ યુદ્ધના વિજયની ઉજવણી માટે નહીં. આપણને મળેલી ફત્તેહ બીજા પ્રકારની છે. જે વેગથી અને જે કાર્યક્ષમતાથી ચોથી ઇન્ફન્ટ્રી ડિવિઝને કામ કર્યું તેથી પોતે ખૂબ પ્રભાવિત થયા હતા. આ ઉદ્‌ઘાટન પ્રસંગે મેં લગભગ ૨૦,૦૦૦ માણસ માટે ખાણું યોજ્યું. નેહરુને જવાનો સાથે ખાતાં ખૂબ આનંદ આવ્યો અને અત્યંત ખુશદિલે એ બધા સાથે ભળ્યા. ખાણું

મુકાયું અને બધું પતી ગયું એમાં માત્ર વીસ મિનિટ થઈ. આથી વડાપ્રધાન ખૂબ જ પ્રભાવિત થયા.

લશ્કરને પોતાને માટે મકાન બાંધવાનું કામ સોંપાય કે નહીં એ વિશે દેશમાં અને લશ્કરમાં પણ મોટો વિવાદ ચાલ્યો. સામાન્ય સંજોગોમાં એમને આવી કામગીરી સોંપવાની હું વિરુદ્ધ છું. આને કારણે એમની લશ્કરી ફરજમાં અવરોધ આવે છે. એમનું મુખ્ય કામ તો દેશની રક્ષા માટે સજ્જ થવાનું છે. પણ ખાસ સંજોગોમાં એમને આવું કામ સોંપાય એથી કશી હાનિ થાય એમ હું નથી માનતો. આવાં કામ તે પોતાનાં કુટુમ્બીઓ માટે મકાન બાંધવા, પૂરનો સામનો કરવાની કામગીરી, વગેરે. ઘણા દેશો પોતાના લશ્કરનો બિનલશ્કરી વાતોમાં ઉપયોગ કરે છે. જ્યારે એમને લાગે કે અમુક પ્રશ્નને સમયની મર્યાદામા ઉકેલવા માટે બીજો કોઈ ઇલાજ નથી રહ્યો ત્યારે એ લશ્કરનો ઉપયોગ કરે છે. દા. ત. તૂટેલા પુલ સમારવા કે પૂરને ખાળવાની કામગીરીમા કે રેલવે અકસ્માતો પછીની રાહત માટે કે ભૂકંપ જેવા બનાવોમા લશ્કરનો ઉપયોગ થાય છે. દેખીતી રીતે આ સર્વ કામ એમની તાલીમ અને સજ્જતાના રાહમા આડે આવે છે. હું અમેરિકા, યુરોપ, સોવિયેત સમેત યુરોપ, બ્રિટન વગેરે દેશના દાખલા ટાંકી શકું. મુલકી સત્તાવાળાઓએ લશ્કરનો ઘણી રીતે ઉપયોગ કર્યો હોય છે. ઘણી વાર રીઢા ગુનેગારોને જેર કરવામાં પણ કર્યો હોય છે. જો આપણા લશ્કરના કમાન્ડરો લશ્કરના આવા ઉપયોગનો વિરોધ કરતા હોય—જેમ એમનામાંના થોડા આજે કહે છે તેમ—તો પછી જ્યારે કોલ અપાયો ત્યારે એમણે મક્કમતાપૂર્વક એનો વિરોધ કરવો જોઈતો હતો અને આવી કામગીરીની ના પાડી દેવી જોઈતી હતી.

ટકાવી જ રાખવો જોઈએ. એમાં જો જરાક સરખી પણ ખામી દાખલ થાય તો અને ઊગતાં જ ડામવી જોઈએ. જો સરકાર કે લશ્કર (ટોચના અધિકારીઓ) આ પ્રશ્નનો ઉકેલ ન લાવી શકે તો પછી કમાન્ડરો અને એમના લશ્કરે પોતે આનો ઉકેલ લાવવો જોઈએ. જો ઉપરના અધિકારીઓ સમક્ષ આ પરિસ્થિતિની જાણ કર્યા છતાં કાંઈ ન વળે તો પછી શાહમૃગ જેમ રેતીમાં માથું ખોસી દઈને 'લશ્કરથી તે મકાન બંધાય?' એવો પાઠ જપ્યા કરવાનો કશો અર્થ નથી. અને પોથીમાંનાં રીંગણાં જેવાં સૂત્રો અને શિખામણોનો શો અર્થ છે? સિપાહીઓનો જુસ્સો ટકાવી રાખવો અત્યંત આવશ્યક છે; કારણ કે એના પરથી જ લશ્કરની યુદ્ધક્ષમતાનો ક્યાસ નીકળી શકે. અને તો કમાન્ડરો પોતાના સિપાહીઓને મકાન બાંધવાનો આદેશ આપી શકે. એમને પોતાની જાતને સહાય કર્યાનો સંતોષ મળે અને બૈરાંછોકરા સાથે થોડો વખત રહેવાની તક મળે. પણ આ મુદ્દા પર જાહેર પ્રજામાં અને ખુદ લશ્કરમાં ભારે ઊહાપોહ થાય છે. બહુ ઓછાએ આ પ્રશ્નને યથાર્થ દૃષ્ટિથી જોયો છે.

મારા સિપાહીઓ અને એમના કુટુમ્બીઓ પાસે વસવાટ ન હતા. સરકારને આ તંગીની જાણ હતી પણ ઉપેક્ષા, પૈસાની ટાંચ અને લશ્કરના મુકામ કર્યા કરવા એ વિષેના આખરી નિર્ણયના અભાવના કારણે એ આ પ્રશ્નનો નીવેડો લાવી શકતા ન હતા. આથી મારા માણસોના જુસ્સા પર અવળી અસર પડતી હતી. મારે કશું કર્યા વિના હાથ જોડીને બેસી રહેવું? પણ મેં ઉપદેશ આપવા કરતા કશું કરવાનું પસંદ કર્યું. બીજા ઘણા લશ્કરી અફસરો સામે આ જ પ્રશ્ન હતો પણ એ હાથ જોડીને બેઠા રહ્યા. અને મેં તો યોજના કરી તથા પાર પાડી અને ચોથી ઇન્ફન્ટ્રી ડિવિઝન સાથેના મારા સંબંધના ચોત્રીસમાથી સાત મહિનામા મકાનો બાંધ્યાં. લોક એવી ટીકા કરતા કે મારા લશ્કરની તાલીમમા આટલો ખાડો પડયો અને એમની ધંધાદારી કાર્યક્ષમતા પર અવળી અસર પડી. પણ આવા ખાડા તો આવ્યા જ કરે છે. લશ્કરને અને એમની સામગ્રીને મુલકી કામમાં લગાડવામા આવે છે, ભેગયાત્રા ચાલે છે, રજા પર ઊતરે છે, આ બધાથી પણ તાલીમ પર અસર થાય છે. પણ તે ઘણા થોડા સમય માટે. અને તાલીમ તો ઉતાવળથી આપી શકાય છે. આ યોજના પછી મેં આમ જ કર્યું.

મેં મારા સિપાહીઓની સહાયથી અને સ્વાશ્રયથી મકાનો બાંધ્યાં ત્યારે ટીકા થઈ. પણ લગભગ દર વરસે લશ્કરને કુંભમેળા જેવા બિનલશ્કરી મુલકી

મારી દલીલ એમ હતી કે આવા પ્રસંગે ખોટી પ્રતિજ્ઞા નહીં જોઈએ. કારણ કે એથી તો દેશના સંરક્ષણને હાનિ પહોંચે છે. પણ મારી કશી દલીલ ચાલી નહીં. એટલે પરિસ્થિતિ એમ રહી કે આસામ રાઈફલ્સનાં થાણાંને સામગ્રી ઓછી જ મળતી રહી. અને વ્યૂહની નજરે નવાં વિશેષ થાણાં રચવાની અગત્ય હોય તોપણ અમે નવાં થાણાં રચી શક્યા નહીં.

મેનન ઘણીવાર મકાનના બાંધકામને સસ્તું બનાવવા કે મંજૂર થયેલી રકમમાં વધુ બાંધકામ કરવા માટે પ્રમાણઘટાડો કરવા અને ઓછાં કરવાની તરફદારી કરતા. આથી મારે ઘણીવાર એમની સાથે ઘણો ઉગ્ર મતભેદ થતો. હું હમેશાં ઈજનેરોની એક વાતનું સમર્થન કરતો. એ લોક કહેતા કે વેગ, ગુણ અને ખર્ચ ત્રણે સાથેસાથે જતી વાત છે. એકને આઘુંપાછું કરવા જતાં બાકીનાં બેધાબંટા બની જાય છે. (એ ખરું કે ઘણીવાર લાંચરુશવત કે નાહકની તુમારશાહીથી વેગ ઘટે છે અને લેવાદેવા વિનાનું ખર્ચ વધે છે.) મેનન કદી પણ આ સિદ્ધાન્તનો સ્વીકાર કરતા નહીં. એ તો વેગ અને કરકસરને જ અગ્રપદ આપતા.

મેનનની શ્રીનગરની જુલાઈ ૧૯૫૯ની મુલાકાત દરમ્યાન લે. જન. એસ. ડી. વર્માએ, કાશ્મીર-જમ્મુમાં જે રીતે વસવાટની તંગી હતી તે જોતાં જમ્મુ સિવાયના ઠેકાણે પણ લશ્કરને બાંધવાની છૂટ આપવી જોઈએ એમ જણાવ્યું. જમ્મુમા તો મેજર જનરલ માણેકશાએ બહુ ઉત્સાહપૂર્વક આવું કામ ઉપાડી લીધું હતું. માણેકશા ખાનગી ધંધાદારી લશ્કરી વર્તુલોમાં આવી પ્રવૃત્તિની ભયંકર ટીકા કરતા હતા પણ પછી રખે પોતે રહી ગયા એમ માનીને બીજા જેમ એમણે પણ આ પ્રવૃત્તિ ઉપાડી હતી. એમની ધારણા હતી કે થોડા વખત પહેલાં જે લોકચાહના અને પ્રીતિ 'અમર' યોજનાને મળ્યાં હતાં તે એમને પણ મળે. એટલે એમણે પોતાના લશ્કર માટેની આવી યોજનાને પાર પાડવા માટે સંમતિ આપી અને પછી તો બતક પાણીમાં જેટલા ઉમળકાથી પ્રવેશે છે એટલા ઉમળકા અને સાહજિકતાથી આ પ્રવૃત્તિ અપનાવી લીધી. ફિરોઝપુરમાં મેજર જનરલ હરબક્ષસિંહે વળી બીજી યોજના ઉપાડી લીધી. અહીં પણ લશ્કર બાંધકામમાં રોકાયું. એટલે આ બાંધકામમાં મારા સિવાય પણ લશ્કરના અનેક અફસરો રોકાયા હતા. લશ્કરને આ કામમાં સામેલ કરવાનો નિર્ણય તો થીમૈયાએ જ કરેલો. એ એ સમયે લશ્કરના વડા હતા અને એમની સંમતિથી જ આ પ્રવૃત્તિએ વેગ ધર્યો હતો.

વર્માએ મેનનને આવું કામ ઉપાડવાની વિનંતી કરી એવું જ મેનને

મને તાત્કાલિક કાસ્મીરમાં અન્ય સ્થળે આવી કામગીરી લેવા કહ્યું. થોડા મહિનામાં આ કામ લઈ શકું એવો મેં જવાબ વાળ્યો. તાત્કાલિક આ કામ મારાથી લઈ શકાય એમ ન હતું: કારણ કે આમે મેં બીજી ઘણી યોજનાઓ હાથ લીધી હતી અને મારાં મર્યાદિત સાધનને કારણે એ યોજના પૂરી ન થાય ત્યાં લગી નવું કામ લઈ ન શકાય. અને મેનને ફાઈલ પર લખ્યું: '(મારી) વલણ જરા ઉદાસી છે. જો વહીવટી જવાબદારી અને હતાશા, પેલી (વડપણની) ખુરશીના કહી ન શકાય એવા નિષેધોને કારણે મારા ઉત્સાહ અને શક્તિને હારી ન દે તો સારું.' અને એમણે થોડો કટાક્ષ પણ કર્યો: 'કદાચ વધુ કામને અંગે (મને) થાક લાગ્યો હશે!' મેં થીમૈયાની મારફતે એમને જવાબ લખ્યો: '(આપે) જે ભય અને શંકા મારે વિષે વ્યક્ત કર્યાં તેને હું મનમાં ઉતારી ગયો છુ પણ ન તો હું થાકેલો છું, ન તો હતોત્સાહ હતો. હું કરી શકું એ કરતાં વધારે કામ માથે લઉં તો આખરે તો એમને અને સેનાપતિને જ વિમાસણ થાય એવુ બને ' થીમૈયા મારા જવાબ સાથે સહમત થયા. મેનને પછી આ પત્રવહેવાર આગળ ન ચલાવ્યો.

મેનન આમ ઘણાં ખાતાંને ઉત્સાહિત કરવા માગતા હતા. પોતાના ઉત્પાદનખાતાના વડા તરીકે રીઅર એડમિરલ શંકરની વરણી કરી. (સહકાર્યકર તરીકે એમણે મેજર જનરલ કપુર, જે ઘણા બાહોશ અધિકારી હતા તેમને મૂક્યા.) શંકરને કલકત્તાથી દિલ્હી બદલી થઈ આવવાનુ થયુ. દિલ્હીમાં બદલાઈ આવેલા અફસરને રહેવાનુ મળે એમા ઘણો વિલંબ થતો. મેનનની ઇચ્છા એવી હતી કે શંકરના આ કિસ્સામાં કામ વહેલુ પતાવાય. હકીકત એવી હતી કે શંકર કરતાં સિનિયર એવા બે અફસરોના રહેવાસનુ હજુ ઠેકાણુ પડ્યું ન હતુ. આ બે અફસર એટલે મોતીસાગર અને દુબે. મેનને હુકમ કર્યો કે આ બે અફસરની વાતને બાજુએ મૂકીને શંકરને તાબડતોબ ઘર આપવું. આવા અન્યાયી હુકમનુ મારાથી પાલન નહીં થઈ શકે એમ મેં દિલગીરી સાથે જણાવ્યુ હુ મારી વાતમાં મક્કમ હતો એ જોઈને મેનને આ વાત આગળ ન ધપાવી પોતાનો મૂળ હુકમ પાછો ખેંચ્યો અને શંકરને બીજી કશી સગવડ કરી આપી.

મેનન જ્યારે સંરક્ષણ મંત્રી બન્યા ત્યારે એ વાત એમને મોટા પડકારરૂપ હતી. વારસામાં તો એમને ઉપેક્ષિત લશ્કર જ મળ્યુ હતું.

આપણા નેતાઓએ વર્ષો લગી અહિંસામાં શ્રદ્ધા ધરાવી હતી એટલે એમને એમ લાગતું હતું કે આધુનિક અર્થમાં એમને લશ્કરની કશી જરૂર નહી પડે. આમે ભારતની ફિલસૂફીમાં યુદ્ધકળાને કશું સ્થાન ન હતું. એટલે વાસ્તવમાં આપણી પાસે કશી નિશ્ચિત સંરક્ષણનીતિ ન હતી. એટલે ૧૯૪૭થી માંડીને ૧૯૫૭ સુધીમાં કોઈ નિશ્ચિત કે પૂરતી સંરક્ષણ પદ્ધતિ ઊપસી ન હતી. સ્વાતંત્ર્યના ઉગમથી જનરલો અને નૌસેનાના અધિષ્ઠાતા તથા વાયુસેનાના વડા એમ બધા પોતપોતાની રીતે કામ કરતા હતા. હવે મેનન જેવા પ્રતિષ્ઠા ધરાવનાર વ્યક્તિને હાથ આ ખાતું આવ્યું હતું એટલે આ સહુને લાગતું હતું કે એ સરકાર પાસેથી એમના તાત્કાલિક પ્રશ્નોનો ઝટ ઉકેલ કરાવશે અને સરકાર પણ એમના પર યોગ્ય ધ્યાન આપશે.

આમ દેખાવ લઘરવઘર પણ મેનન, જોતાં જ સામો માણસ અંજાય એવું વ્યક્તિત્વ ધરાવે છે. એની નજર કે ધ્યાન બહાર કશું ન જાય. એમની લાગણી તો જાણે એમના ચહેરા પર કોતરાયેલી. પોતાના ગમાઅણગમાને ઢાંકતાં એમને ન આવડે કોઈ એમને ધિક્કારે કે કોઈ એમને વંદે, પણ કોઈની દેન નથી કે એમની ઉપેક્ષા કરે. મૂર્ખાઓને એ જરાકે સહી ન શકે. એમને ઝટ મળી શકાય. રાજામહારાજા અને કંગાલ બધાને સરખી રીતે મળે જેમને જિંદગીમાં કશી રીતે પીડાવુ, વેઠવું પડયું હોય એમને માટે લડવા–ઝઘડવામાં એમને આનંદ આવે ઘા કરવામાં પરમ આનંદ આવે એવી એમની રમૂજની રગ. અત્યંત હાજરજવાબી. પણ ટીકાના સાવ અસહિષ્ણુ. એમની રમૂજના નમૂના જોવા જેવા છે :) ' તમે ઘીમાં તળો કે માર્ગેરાઈનમાં, એથી મચ્છીને શું ? ' ' મેં શાકાહારી વાઘ વિષે હજુ નથી સાંભળ્યું.' એકવાર સંયુક્ત રાષ્ટ્રસંઘમાં એક બ્રિટિશ પ્રતિનિધિને કહે : ' કૃપા કરીને મને અંગ્રેજી ભાષા વિષે શિખામણ આપવાનું રહેવા દો. તમે તો આમ ઉપાડી લીધી છે, હું એ ભાષા શીખ્યો છું ..' બ્રિટનના મુખ્ય પ્રતિનિધિ સર પીઅરસન ડિકસનને કહે : ' રાષ્ટ્રકુટુમ્બના સભ્યો સાથે જાહેરમા તો નિષ્પક્ષ વર્તણ રાખો ! ' અને એકવાર લંડનમાં એક પત્રકાર પરિષદમાં કહે : ' કોમનવેલ્થમાં કશું જ કોમન ( સર્વસામાન્ય ) નથી, વેલ્થ ( ધનસંપત્તિ ) તો સામાન્ય નથી જ.'

મેનન કટાક્ષ અને વ્યંગ તથા ઘણી ઘાતકી નિર્દય ટીકાથી માણસને પોતાથી અળગા પાડે છે. આમ ભારે મિજાજી, હઠીલા અને હરઘડીએ કોક ને કોક સાથે ઝઘડતા હોય. એમના સમોવડિયા ઊભા હોય તો એ

કોઈનેય બોલાવે કે ખબર પૂછે નહીં અતડા અને અભિમાની વર્તાવથી દુશ્મન ઊભા કરે.

સ્વભાવે શંકાશીલ. મનમાં હદપારની ધૂન. તરંગી. ઘણીવાર કશા કારણ વિના જ એમને મિત્રોની વફાદારી વિષે શંકા રહ્યા કરે એમની સાથે કામ કરવું ઘણું જ અઘરું અને આકરું. બહુ ઓછા જ માનપૂર્વક નિભાવી શકે.

અત્યારે જે સમયની વાત છે ત્યારે એ સાવ ફક્કડ કપડાં પહેરે. કપડાં પશ્ચિમની અને ભારતની બન્ને રીતનાં. દિવસમાં કેટલીવાર કપડાં બદલે. અને જાતજાતની લાકડીઓ, ટોપીઓ અને જોડા રાખે. ઘણા સુઘડ કપડાં પહેરનારને એમની અદેખાઈ આવે. વેગ અને ઝડપ પાછળ ગાંડા જેવા. અને ખાસ પસંદ કરેલા લશ્કરી શોફરો પાસે પોતાની ગાડી અતિશય વેગે હંકારાવે.

ભારતનું ભલું થાય એવી ઘણી વાતો એમણે કરી * એવી ઘણી વાતોમાં મેં એમને મારાથી બન્યો એટલો સાથ અને સહકાર આપ્યાં. કદાચ અજાણતાં પણ થોડી એવી વાતો કરી જે મને આપણા હિતમાં હોય એમ લાગ્યું નહીં. આવી વાતોમાં મેં વિરોધ કર્યો. દા. ત. લશ્કરી મહત્ત્વની ઘણી યોજનાઓ, થોડાક વિસ્તારમાં લશ્કરને તાબડતોબ પહોંચાડવા માટેની યોજના, કે લશ્કરને પૂરતી સામગ્રી મળતી રહે તે માટેની વિકસતી યોજના કે એમના રહેઠાણને માટેની રચના વગેરે વાતોમાં મેં મારાથી બનતી તમામ મદદ કરી. પણ જ્યાં એ દેશના રક્ષણને માટે અત્યંત આવશ્યક એવી સામગ્રીની બાબતમા અમુક દેશો માટે પક્ષપાત દાખવતા લાગ્યા, કે કેટલીક સાવ ધંધાદારી લશ્કરી બાબતોમાં, એના પૂરા પ્રત્યાઘાતોની જાણ વિના માથું મારવા લાગ્યા, જ્યારે એ નકશા અને 'સ્પેસિફિકેશન્સ'માં ફેરફાર કરીને લશ્કરીઓ માટેના તકલાદી થાય એવા બાંધકામની હિમાયત કરવા લાગ્યા, અથવા સંરક્ષણના કારખાનાંમાં સાવ નકામની, પણ જેની અમને ધૂન લાગી હોય એવી કૉફી કે ઠંડક માટેના યંત્રોના ઉત્પાદન જેવી વાતમાં માથું મારવા લાગ્યા ત્યારે મે એમનો વિરોધ કરેલો. (મુંબઈના અઠવાડિક 'કરન્ટ' કશા જ કારણ વિના આ બાબત મારે માથે ઢોળી છે એ પણ એક કટાક્ષ છે. કારણ કે એવી કોઈ વસ્તુના ઉત્પાદન વગેરે સાથે મારે ક્યારેય કશો સબધ ન હતો ) સહુથી વિશેષ તો અમને ભારતના સંરક્ષણ

* ૧૯૬૧મા મેનને વિકર્સ બખ્તરગાડીનુ ભારતમાં ઉત્પાદન કરવાનું નક્કી કર્યું. એને 'વિજયંત' નામ અપાયું.

માટે અતિઆવશ્યક લાગતી વસ્તુઓની આયાત કરવાની એમણે ના પાડી ત્યારે મે વિરોધ કર્યો

અભ્યાસી અને બહુશ્રુત માણસ ઘણું વાંચી ખેરેલા અને વિજ્ઞાન, ફિલસૂફી, ઓરલ ઇજનેરી, ઇતિહાસ, રાજકારણ અર્થશાસ્ત્ર, ખેતી અને પ્રાણીઓ વિષે તો એમની પાસે આકરગ્રંથ જેવી માહિતી વિમાનના યંત્રો, બખ્તરિયા ગાડીના યંત્રો, સબમરીનના યંત્રો અને મેતારી સંદેશાવાહનનાં યંત્રો વિષે તો નિષ્ણાત કહેવાય એવી માહિતી કોઈ નિષ્ણાતને પણ એમની ઉપસ્થિતિમાં સલામતી ન લાગે અને આટલા બધા કામ વચ્ચે પણ જો એમણે લશ્કરને ઉપયોગી મહત્ત્વના વિષયો જેવા કે વ્યૂહરચના, માહિતી અને તાલીમ વિષે જો થોડુ વિશેષ ધ્યાન આપ્યુ હોત તો સારુ થાત જો કોઈ એમને આ વિષે માહિતગાર કરવાનો યત્ન કરે તોપણ મેનન પાસે આવી વાત માટે સમય જ ન હતો

એમનુ ચિત્ત યંત્રવત્ ચાલે કોઈ સભા ચાલુ હોય ત્યારે પણ મે એમને સંયુક્ત રાષ્ટ્રસંઘના અગત્યના ઠરાવો ઉતરાવતા કે એ જ દિવસે પાર્લામેન્ટમા આપવાના જવાબ ઉતરાવતા કે પરદેશના પત્રકારોના પ્રશ્નોના જવાબ ઉતરાવતા જોયા છે આ બધુ સામટુ ચાલે !

પોતાના હાથ નીચેના થોડા માણસો પ્રત્યે એમને સદ્ભાવ ખરો પણ બીજા બધા પ્રત્યે એ ઘણો કઠોર અને ઘમંડી વર્તાવ રાખે આથી સામાનુ મન ખૂબ દુભાય પણ પછી આ વાતનો એમને પસ્તાવો થાય અને કાંઈ સુધારો કરવાનો યત્ન કરે

એક સામાન્ય કહેવાય એવા બંગલામા એક કમરામા સાદી રીતે રહે છે સંરક્ષણ પ્રધાન હતા ત્યારે વડાપ્રધાનના નિવાસસ્થાનની સામે જ વ્યૂહાત્મક રીતે આવેલા બંગલામા એ આમ જ રહેતા આખા ઘરમા પુસ્તકો અને યંત્રો અને કાગળો પડેલા હોય અને જ્યારે એ સત્તાના શિખર હતા ત્યારે તો આખો દિવસ મુલાકાતીઓનાં ધાડા આવે એમાં પ્રધાનો હોય રાજપુરુષો હોય વૈજ્ઞાનિકો હોય વિદ્યાર્થીઓ હોય અને પોતાના અંગત પ્રશ્નો માટે આવતા મિત્રિકો હોય

પોતાના કામને પહોંચી વળવા એ રાતના ઉજાગરા કરે દિવસભર ગરમ દૂધ અને ઘણા પ્યાલા ચા પીએ દરેક જાતની સીડેટિવ (શામક) દવા લ્યે જાતજાતના રોગ માટે ભાતભાતની દવા લ્યે ઘરમાં નિયમિત રસોઈ નહીં અને વ્યવસ્થિત જમે પણ નહીં સેન્ડવીચ બિસ્કિટ અને

કાજુ ખાઈ લ્યે. બીડી પીએ નહીં. ફળફળાદિ ખાય નહીં. દારૂને અડકે પણ નહીં. આખા દેશમાં દરેક સામાજિક સ્તરમાં એમને વિષે ઉગ્ર ચર્ચા ચાલ્યા કરે. ચર્ચાનો એ જ મુખ્ય વિષય હોય.

દુનિયાના એક છેડેથી બીજે છેડે દોડાદોડ કરે ત્યારે એ 'થ્રીલર' વાંચ્યા કરે. હવાઈ દળનાં વિમાનોમાં મુસાફરી કરે. બીજે દિવસે વહેલી સવારે જે તે સ્થળે પહોંચવા એ મોડી રાતે દિલ્હીથી ઊપડે. એમને બાળકો ખૂબ ગમે. બાળકોને પણ એમની સાથે ગોઠી જાય. જુદાં જુદાં વર્તુળોમાં લોકપ્રિય થવાની એ કોશિશ કરે. નાના મોટા સહુ સાથે હાથ મિલાવે. બાળકોના ગાલ પર ટપલી મારે અને ઉપકાર ચઢાવતા હોય, દયાદાન કરતા હોય એમ મલકે.

એક દિવસ મેનને મને એમના દફતર પર બોલાવ્યો. હું ગયો અને ભૂલથી ઊંચી પીઠવાળી ખુરશી પર બેસી ગયો. આ ખુરશી પર લશ્કરી સેવાના વડાઓ કે અમલદારો બેસતા અમે કામની વાત શરૂ કરીએ એ પહેલાં મેનને મને જરા વ્યંગમાં કહ્યું : 'જનરલ, આ દિલ્હી છે, અંબાલા નહીં.' (મારી આ પહેલાંની નોકરી અંબાલા હતી.) મને કશી સમજણ ન પડી પણ મેં જવાબ દીધો : 'મહેરબાન, મને ખ્યાલ છે કે હું ભૂગોળ બરાબર જાણું છું.' અને અત્યંત અસભ્ય રીતે એમણે મને કહ્યું : 'તમે ખોટી ખુરશી પર બેઠા.' આ મામૂલી વાતને આવી રીતે બહેલાવીને કહેવાની કશી જ જરૂર હોય એમ મને લાગ્યું નહીં. આખરે આ કાંઈ સિંહાસનો ન હતાં, હતી તો ખાલી ખુરશી. મને અપમાન લાગ્યું એટલે હું ખોટી ખુરશી પરથી ઊભો થઈ ગયો અને કમરા બહાર જતો રહ્યો. અને સચિવાલય છોડીને ગ્રાન્ડ ટ્રન્ક રોડ પર મારી મોટર દોડાવી ગયો. મેનનને કોઈ એમની રીતભાતનો આવો પ્રતિકાર કરે એવી કલ્પના પણ નહીં હોય. હું ક્યાં જતો રહ્યો એનો સુમાર લગાવતા બેસી રહ્યા. મારા દફતરે અને મારે ઘરે ટેલિફોન કર્યા. પણ હું ત્યાં હોઉં તો હાથ લાગુંને! બે કલાક પછી હું મારા કામે આવ્યો ત્યારે મેનનના ઢગલાબંધ સંદેશા પડેલા. તરત જ આવીને મળી જાવ પણ હજુય મારા મનમાં ચણચણાટ હતો એટલે મેં જવાબ મોકલ્યો કે, મારા વડા તો થીમૈયા છે (મેનન નહીં) માટે હવે મને એમની મારફતે કહેવરાવવું. સીધો વહેવાર ન કરવો. પછી એમણે થીમૈયાને મને લઈને કોઈ વહીવટી પ્રશ્નની ચર્ચા કરવા બોલાવ્યા. ચર્ચાના મુદ્દા સાથે મારે સંબંધ હતો માટે મને બોલાવ્યો હતો. પછી હું

ને થીમૈયા બન્ને એમને મળવા ગયા. ચર્ચા પૂરી થઈ એટલે એમણે થીમૈયાને જવા કહ્યું. હું એકલો રહ્યો.' એકલા પડયા એટલે મને પૂછે: આમ એકાએક કમરા બહાર જતા રહીને પોતાના (મેનનના) સ્થાન અને હોદ્દાનું અપમાન કરવાનું શું કારણ હતું? મેં જવાબ દીધો કે હરકોઈ વ્યક્તિનું જીવનમાં ગમે તેવું પણ સ્થાન હોય છે અને એ પણ માનઆદરનો અધિકારી છે. રમૂજને હું સમજી શકું છું પણ આમ ઉપહાસ થવા દેવા હું તૈયાર નથી. થોડી બોલાચાલી થઈ પણ પછી અમે હાથ મિલાવ્યા અને આ પ્રકરણ ભૂલી ગયા. કદાચ આવી સામાના સ્વમાન પર ઘા થાય એવી મજાક કરવાનું મેનનના સ્વભાવમાં છે.

પોતાને ત્યાં થતી સભાઓ દમામદાર લાગે તે માટે જુદા જુદા ખાતાના મંત્રીઓ અને જનરલોને પોતાને ત્યાં બોલાવવાની મેનનને ખાસ આદત હતી. લશ્કરના ત્રણ વિભાગના વડા, પ્રધાનમંડળના મંત્રી, વિદેશખાતાના, ગૃહખાતાના, સંરક્ષણખાતાના મંત્રીઓ ઉપરાંત એ ઇન્ટેલીજન્સ બ્યુરોના ડિરેક્ટર ને એવા અધિકારીઓને પણ બોલાવે. જો બધા ન આવી શકે અને થોડા આવે તોપણ દરબાર ભર્યો ભર્યો લાગે. બહાનું એ બતાવે કે ખાસ અગત્યના મુદ્દા વિષે તાત્કાલિક ચર્ચા કરવી છે. બધા આવી જાય એટલે કાં તો એમને કંટાળો આવે. આ બધા જાણે હાલીમવાલીઓ હોય અને વગર બોલાવે એમને ત્યાં આવી મળ્યા હોય એવું લાગતું હોય એમ દેખાવ કરે. કયારેક ઊંઘી જાય તે વધારે પડતું કામ કરે એ કારણે કે પછી પેલી શામક ગોળીઓના પ્રતાપે. જો એ કોઈના પ્રત્યે કશી ધારદાર ટીકા કરે અને પેલો વિવેક જાળવીને ચૂપ રહે તો એને એ પોતાનો વિજય સમજે. જો પેલો સામો પ્રતિકાર કરે તો મેનન એની સામે મલકીને બધાનાં દેખતાં આંખ મીચકારે–કયારેક એક આંખ મારે, કયારેક બન્ને મીચકારે—હું તો ખાલી બકાવતો હતો એટલું કહેવા ન હોય એમ.

એમની સભાઓની ન કશી કાર્યસૂચિ હોય, ન કશી નોંધ. બન્ને વાત એમને ન ગમે. સભાની શરૂઆત ધીરેથી થાય પણ ઘણે ભાગે અંત તો બુદ્ધિની પટાબાજીમાં કે પછી ધાંધાધાંટમાં આવે. એ ભાગ્યે જ કોઈને અભિનંદન આપે. કોઈ ને કોઈને દોષ દે. નિષ્ણાતોની સલાહની અવગણના થાય એટલે બહુ ઉગ્ર દલીલો થાય અને રોષમિજાજનું પ્રદર્શન થાય. એકવાર એક સભામાં એમણે લશ્કરી દળની ત્રણ સેવાના વડાઓ વિષે સાવ ઘસાતું કહેલું. કોકે આ આખી વાતનું ટેપરેકર્ડિંગ કરેલું. પછી આ વાત વિષે ખૂબ ઊહાપોહ થયેલો.

જો કોઈ જનરલ કોક સભામાં બોલતાં બોલતાં, 'મને એમ લાગે છે' એમ બોલે તો તરત જ મેનન તાડૂકે: 'સિપાહીને તે વળી કશુંય લાગતું હશે?' બીજી કોક સભામાં કોક એડમિરલ 'નૌકાસૈન્ય' એમ બોલે, કે પેલાને વાક્ય પૂરું કરવા દીધા સિવાય જ પોતે બોલે: 'દરિયાને તળિયે હોવું જોઈએ.' મેનનને હાથે આવું અપમાન વેઠનારા સભાને અંતે, પોતાના મિત્રો સમક્ષ આવા 'દંગલ'નાં રંગીન બયાન કહેતા અને મેનન સાથે કેવી મલ્લકુસ્તી પોતે કરી એની બડાશ હાંકતા. હકીકતમાં આવી કુસ્તી ભાગ્યે જ થતી. હા થોડાક એવા હતા જે મેનનને મોઢામોઢ પોતાની લાગણી કેવી છે એની વાત સંભળાવતા. પણ મોટા ભાગના લોક તો પોતાની કારકિર્દીની વિશેષ કાળજી કરનારા હતા. માન-અપમાનની એમને એટલી પડી ન હતી એટલે એ આવા ઘૂંટડા ગળે ઉતારી જતા.

તમે કોઈ મુલાકાતનો સમય જાળવવા મેનનના દફતરમાં જાવ તો સામે ટેલિફોનનો ખડકલો જુઓ. અને ઘંટડીઓ રણકતી રહે પછી એ તમારી સાથે ઉંદર-બિલાડીનો ખેલ રમે. ભાગ્યે જ કોઈ માણસ ઘા ખાધા વિના પાછો આવે.

જો એમના મનમાં એવું હોય કે પોતાની વાત સામો ન સમજે તો એ ધીમા અવાજે કશો ગોટો વાળે. તમે કાન સરવા કરો, વારે ઘડીએ 'માફ કરજો પણ...' એમ બોલ્યા કરો. અને તમારી વિવેકબુદ્ધિ જ તમારું રક્ષણ કરે.

એમને જાતજાતના નવા નવા વિચારો આવે. નવી નવી યોજનાઓથી જાણે એ પીડાતા હોય એમ લાગે. સંરક્ષણ ઉત્પાદનને પહેલ પ્રથમ વેગ એમણે આપેલો. એમની આસપાસ બસ અનેક વાતો-યોજનાઓ ચાલ્યા કરે. નિષ્ણાતો સાથે ચર્ચા ચાલે, દિવસરાત મુલાકાતીઓને મળવાનું અને જાતજાતના હુકમ છોડવાના. વિવાદ થાય એમાં એને ખૂબ આનંદ. પાર્લમેન્ટમાં કે પક્ષની સભામાં ખોખરા થઈ ને આવ્યા હોય ત્યારે દફતરમાં ભારે તડફડ કરે. એક અને બધાને ભાંડે.

જ્યારે જ્યારે એ પાલમ વિમાન મથકથી પરદેશ જાય ત્યારે ત્યારે ત્યાં દબદબાભરી વિધિ થાય. મુલકી અને લશ્કરી વડાઓ, મિત્રો અને પત્રકાર-છબીકારોનો જમેલો જામે. પોતાના વિશ્વાસુ માણસો પાસે એ દોડી જાય અને બધાનાં દેખતાં એ એમના કાનમાં અગત્યની અને ખાનગી વાતો કહે. (સામાન્ય જોનાર તો આથી ખૂબ પ્રભાવિત થાય) અને બધાનાં દેખતાં અહીં આવવાની તસ્દી લેવા બદલ 'મીઠો' ઠપકો આપે.

આમ એટલી કોઠાસૂઝ તો ખરી કે રાજ્યોના વડા પ્રધાનોને હાથમા રાખ્યા સારા એટલે બક્ષી ગુલામ મહમ્મદ, કૈરોન, પટનાયક, કામરાજ અને બી સી રોય જેવાને રાજી રાખવા એ હમેશાં ઉપરપડતા તૈયાર રહે એ સાથે એ બીજી પણ એક વાત જાણતા હતા નેહરુની કોઈ વાતનો એ વિરોધ ન કરે નેહરુ એકલા જ એમના મહત્ત્વના આધારસ્તભ હતા પ્રધાનમંડળમાં મેનન આઝાદનો, પતનો અને બીજા થોડાનો આદર કરે પોતાના અન્ય સહધર્મીઓને તો એ પગલૂછણિયા ગણે એમના અને મોરારજી દેસાઈ વચ્ચે તો ખૂનખાર હરીફાઈ એક એકને લાગે કે આ જ પોતાના શિરે ભારતનો તાજ મુકાય એમાં હરકતરૂપ છે આ દગામા ઘણી વાર આપણા રાષ્ટ્રીય હિતને હાનિ થતી એક જમાનામાં કૃષ્ણમાચારી અને અશોક સેન સાથે એમને ઠીક બનતુ પણ પછી વિચારભેદ દેખાયો એક માલવિયા એમના અત્યત પ્રિય પાત્ર

રાષ્ટ્રપ્રમુખ શ્રી રાધાકૃષ્ણન સાથે મેનનના સબધ કોઈ પણ વાર સારા ગણી શકાય એવા ન હતા આ અને બીજા જે રાજકીય પ્રશ્નો એમની સામે હતા એ કારણે એમની અનેકવિધ પ્રવૃત્તિમાં એમને બ, જ સભાળીને ચાલવુ પડતુ

આમ એ નેહરુના જમણા હાથ જેવા થઈ પડયા હતા સાથે એ એમના બૌદ્ધિક રાહના સાથી હતા નેહરુ પરની એમની મજબૂત પકડનુ કારણ એ હોઈ શકે કે નેહરુ એમ માનતા હોય કે બીજા કોઈના મુકાબલે આ માણસ પોતાના ન્યાય–નીતિના ખ્યાલ, સમગ્ર વિચારણા અને રાજકીય નીતિને સારી પેઠે સમજે છે અને અન્ય સમક્ષ સારી અને યોગ્ય રીતે રજૂ કરે છે છેક ૧૯૨૪થી માંડીને ત્રેવીસ વર્ષ લગી લડનમાં મેનને જે ખતથી ભારતની આઝાદીનો પ્રશ્ન ઉપસ્થિત કર્યે રાખ્યો હતો અને સાદાઈનુ રૂક્ષ જીવન ગાળીને પણ એ વાતની લગન લઈને મડયાં રહ્યા હતા એની પણ એમને સદૈવ યાદ રહી હોય ૧૯૩૫થી મેનન નેહરુનાં જુદાં જુદાં પુસ્તકોના પ્રકાશન અધિકારી તરીકે રહ્યા હતા તે પણ નેહરુની સ્મૃતિમા હોય મેનન આમ લડનના પ્રકાશકોની આલમમાં ઘણા જાણીતા હતા એમણે જ નેહરુની આત્મકથાનુ લડનમા બોડલી હેડ સસ્થા દ્વારા પ્રકાશન થાય એવી ગોઠવણ કરેલી બોડલી હેડના એ સપાદકીય સલાહકાર હતા ઉપરાંત નેહરુના 'વિશ્વ ઇતિહાસની ઝલક'માં એમણે થોડા સુધારા સૂચવ્યા હતા આમ મેનન અને નેહરુને ઘણા વિષયોમા સરખો રસ હતો ઘણી બાબતોમાં બૌદ્ધિક રીતે

એકબીજા પર પ્રભાવ પાડનારા હતા. આમ છતાં બન્ને વચ્ચે અંગત વર્તન અને 'ખોજ'ની બાબતમાં આભજમીનનું અંતર હતું.

આમ નેહરુ પર પ્રભાવ અને આંતરરાષ્ટ્રીય બાબતોમાં એમનું સ્થાન, એને કારણે વિદેશખાતામાં એમનું ખૂબ ઘેરું વર્ચસ્વ હતું એ ખાતામાં જે પણ થતું એ બધા પર એમની ઘેરી છાપ હતી. આને પરિણામે વિદેશખાતાના સિનિયર અફસરો અને અધિકારીઓ તો હરેક વખતે એમને માટે જાણે લાલ જાજમ જ બિછાવતા. પોતાના બેતાજ બાદશાહ તરીકે જ આદરમાન કરતા. અધિકૃત રીતે એમનું એવું કોઈ સ્થાન ન હતું. અને કાશ્મીરમાં તો એમનો અદ્દભુત સત્કાર થતો. એ જ્યારે પણ આ સુંદરતાના ધામમાં પગ ધરે કે એમના સ્વાગતાર્થે આખું પ્રધાનમંડળ હાજર રહેતું. એક તો નેહરુ સાથેના એમના સંબંધો અને એમનું સ્થાન, ઉપરાંત કાશ્મીરના પ્રશ્નની એમણે વર્ષો લગી જે સુંદર અને પ્રભાવશાળી રજૂઆત કરી એને લીધે પણ આમ થતું હોય. પણ એ તો જાણે આવા સ્વાગત સાવ સ્વાભાવિક હોય અને પોતે એના હકદાર હોય એમ વર્તતા. ઘણા રાજપુરુષો અને અધિકારો એમને નેહરુના લાડકા ગણીને રાજી રાખતા. અલબત્ત આ વાતનો એ લોક કદી સ્વીકાર કરતા નહીં. બીજા ઘણા એવા હતા જે સાવ હતાશ અને હતોત્સાહ થઈને એમની ટીકા કરતા. આનું મુખ્ય કારણ તો આપણા દેશની સમગ્ર નીતિ પર પ્રભાવ પાડવાની એમની શક્તિ અને સ્થિતિથી આ લોક ઘણા જ ક્ષુબ્ધ હતા.

નેહરુની ઉપસ્થિતિમાં મેનન જાણે ડઘ ચેયા લાગતા હતા. ગમે તે કારણ હોય પણ નેહરુ મેનનને જાણે મંત્રમુગ્ધ કરતા. જો મેનન સારું ભાષણ કરતા હોય અને એ જ વખતે નેહરુ આવી ચડે તો તરત જ મેનનના બોલવામાં લોચા વળતા, વિચારધારા ક્યાંક ગુમ થઈ જતી નેહરુ હમેશાં જાણે એમનો માર્ગ અવરોધતા હોય એવું ભાસતું તબિયત બગડે ત્યારે એવી હાલતને કારણે નેહરુ પોતાને મળવા આવે એવું એ ઇચ્છતા અને નેહરુ હમેશાં એ ઇચ્છા પૂરી કરતા.

પોતે ચૂસ્ત સમાજવાદી હતા. એટલે ભારતમાં ઉદ્દામ પક્ષો પૂરતી એમની સ્થિતિ ઘણી જ માનભરી હતી. સ્થાપિત હિતોએ એમના વિષે ઘણા ગપગોળા ગબડાવ્યા છે. મેનનની ઉપસ્થિતિ પોતાની હસ્તીને જોખમકારક હતી એ વાત એ લોક બહુ વહેલા સમજ્યા હતા. છાપાં પર કાબૂ ધરાવતા શક્તિશાળી ઉદ્યોગપતિઓએ એમના પર વધુ અને વધુ ઝેરીલા હુમલા કર્યા.

મોટા બંગલામાં સાવ કંજૂસની રીતે રહે. ભાગ્યે જ કોઈ ને ખાવાપીવા બોલાવે. જો કોઈ એમને જમવા બોલાવે તો આ લોકની એવી તો ગંદી આદતો કે યજમાનને શરમાવું પડે. વાતો બહુ જ મોટી મોટી કરે પણ કામ સાવ ઢીલાં અને હોતી હૈ ચલતી હૈની રફતારે કામ કરે. દેશને માથે ઘણી મોટી આપત્તિ આવી હોય તોય આ લોક તો નિરાંતે ઊંઘે. પાળેલા પ્રાણી જેવા સ્મિત સાથે, જોડેલા હાથે, ઢોંગ સ્વાંગ કરતા હોય એમ બોલે. મનની વાત તો કદી પણ કરે નહીં. લોક આગળ નેહરુનાં હદપારનાં વખાણ કરે પણ પીઠ પાછળ ભારોભાર બદબોઈ કરે. જ્યારે એમની પૂરી ખાતરી થાય કે લોકમત હવે એમની તરફ છે ત્યારે જ, એ બાંયો ચડાવીને ઉગ્ર રીતે બોલે. પોતાને કોઈ વાતે જરાકે નુકસાન થવાનું નથી એવી ખાતરી થાય પછી જ બોલે. એ લોક બીજી પણ ખાતરી કરી લ્યે. દુશ્મન હાર્યો છે અને હવે ઊભો થઈ શકે એમ નથી એની પાકો ખાતરી કરે. પછી જ રણમેદાનમાં આવે. સૂત્રો પોકારવાની એમને આદત. ટોળાં આગળ નારા લગાવે. પણ છાનું-છપનું કોઈનુ કાંઈ કરે.

જો કોક વાર તમારે મેનન સાથે ઉગ્ર દલીલબાજી થઈ હોય તો તમારે એ છાશિયાં કરશે એમ માની લેવાનુ પણ કોકવાર એ તમને ભારે કિંમતની ચોકલેટની પેટી ભેટ મોકલાવે. કાં તો આ ખેલદિલી હોય કે પછી મનાવી લેવાની રીત હોય.

આમ એ વાવંટોળ જેમ કામ કરે. રાતે ઓછુ ઊંઘે. દિવસે ઘણી ઘણી મુલાકાતો વચ્ચે ઊંઘે. એમ કરીને રાતના ઉજાગરાનું સાટું વાળી લ્યે. બધી વાતમાં જાણે ધસમસતા હોય ઘણા ઘણા કાર્યક્રમોમાં હાજરી આપે. એમાં જેની ભારતમાં કદી પણ ખોટ નથી એવા ઉદ્‌ઘાટનના કાર્યક્રમો પણ ખરા પછી રાજકીય વાટાઘાટોમાં ગૂંચાયેલા હોય. પોતાને જેમની રાજકીય નીતિરીતિ પસંદ ન હોય એવા રાજદૂતોને ધમકાવે. લોક સામે બૂમબરાડા પાડે અને ક્યારેક તો કશા જ કારણ વિના ધીંગાણ કરે. અને બોલે ત્યારે આ ખમા જાણે આગ જલતી હોય એવી ચમક આવે. આંટા મારતા હોય ત્યા ઓરડામાં પડેલા રાચને ઠેમે મારે અને પછી બીજાને દોગામી દે.

કેટલાક કિસ્સામા તો પોતે ખાસ્સી રીતે જાણતા હોય એ વાતની પોતાને મુદ્દને ખબર નથી એવો ડોળ કરે. ઘણીવાર તો પોતાની મુદ્દલે ઈચ્છા ન હોય તોય નેહરુ પાસે જાઉં છું અને ત્યાંથી ફરમાન કઢાવું છું એવી ધમકી આપે. ક્યારેક પોતાને મૂર્છા આવી હોય એમ પડી જાય અને પછી જાણે

કળ વળી હોય એમ બેઠા થાય. સાજા થવાની કોઈ અજબ શક્તિનું દર્શન કરાવે. આમે ઘણી પીડાકારી વ્યાધિથી પીડાતા પણ કામ ચાલુ જ રાખે. અને લોકને ન થઈ શકે એવાં કામ ભળાવે. એ ક્યારેક કોક ખાતામાં કશી ખબર પહોંચાડે અને પછી પોતે કશું જ જાણતા નથી અને સાવ નિર્દોષ છે એવો ડોળ કરે. રવિવારે બપોરે કે બીજા દિવસે સાવ અગવડભર્યા વખતે અને રાતે પણ ગમે ત્યારે એ સિનિયર જનરલો અને ઉચ્ચ વહીવટદારોને ખાસ અગત્યની મસલત કરવી છે એમ કહી બોલાવે અને વાત સાવ મામૂલી હોય. એક આદત એવી કે લોકના આરામ અને છૂટીના વખતમાં જ ગતકડાં કાઢે. લોકને આ વાત ખૂબ સાલે. આનું કારણ એ કે એ પોતે આરામ શી વસ્તુ છે તે જાણતા જ ન હતા.

આમ પોતાના રસાલામાં જાત જાતના માણસો ભેગા કરેલા. કેટલાક ખરેખર બુદ્ધિશાળી પણ બીજા તો સાવ મામૂલી. પણ એમના ટીકાકાર તો બાંધે ભારે બધાની જ કડવી ટીકા કરતા.

એક દિવસ સવારે ત્રણ વાગ્યે મારો ટેલિફોન રણક્યો.

'મેનન બોલું છું. હમણાં જ થોડા સમય માટે આવી જશો? મારે અગત્યનું કામ છે.'

'આ આવ્યો,' મેં જવાબ દીધો.

એ વખતે મને ૧૦૨° તાવ હતો. મેનનને ત્યાં જતાં પહેલાં મેં ગરમ કપડાં પહેર્યાં. ગરમ ગલપટો ગળે વીંટયો. ત્યાં ગયો તો ફાઈલોના ઢગલામાં દટાયેલા. સવારે તો એ સંયુક્ત રાષ્ટ્રસંઘની બેઠક માટે જવાના હતા.

'મને કહેશો, પોલિશ ઘોડાઓની શી હાલત છે?'

'પોલિશ ઘોડાઓ? મને કશી જ ખબર નથી. ઘોડાઓ વિશે તો જનરલ કૌઝર ધ્યાન આપે છે.'

'દિલગીર છું તમને આટલી મોડી રાતે તસ્દી આપી.' આમ કહેતાં એમણે મારા હાથ પર હાથ મૂક્યો. 'અરે તમને તો તાવ છે!'

'ખરી વાત.'

'પણ ભલા માણસ, મને કહ્યું કેમ નહીં?' એમણે પૂછ્યું.

મેં કશો જવાબ ન દીધો.

બીજે દિવસે સવારે એ લંડન થઈને ન્યૂયોર્ક ગયા. ચાર દિવસ પછી એર ઇન્ડિયાના સ્થાનિક દફતરમાંથી મને એક પુલિંદો મળ્યો.. એમાં બે

મઝાનાં જેગર પુલ ઓવર. એમણે લંડનથી મને મોકલેલાં. સાથે શુભેચ્છાનો સંદેશો. એના રંગ પણ જે મને વિશેષ પસંદ હતા તેવા મને તાવ હતો છતાં મોડી રાતે મને નાહકનો જગાડયો એ બદલ જાણે રંજ પ્રગટ કરતા હોય એવું લાગ્યું. થાપર, સારીન અને બીજાઓને પણ એ શુભેચ્છાના પ્રતીકરૂપે ભેટ આપતા.

મેનનને ફાઈલો પર ઘણી જ અણગમાભરી નોંધ લખવાની આદત. આવી એક નોંધ મારા પર આવી અને મેં એવો જ વળતો જવાબ લખ્યો. એમણે મને આવી નોંધ કેમ લખી એમ પૂછ્યું. મેં જવાબ દીધો એ પરથી મને એવી નોંધ લખ્યા બદલ કશો પસ્તાવો થયો હોય એવું ન લાગ્યું એટલે એમણે ગુસ્સામાં ફાઈલ મારા સામે ફેંકી. મને કોઈ મારા સામું કશું ફેંકે એ જરાકે પસંદ નહીં એટલે આનો વિરોધ કરીને મેં ફાઈલ કમરા બહાર ફેંકી. એ દિવસે આવો વર્તાવ કર્યા બદલ મેનન મને કાચો કરડી ખાત.

જો મેનને જરા નરમાશથી અને મીઠાશથી કામ લીધું હોત તો આખા લશ્કરમાં એમના માટે ભારે ભાવ હોત. અફર વફાદારી એ પામ્યા હોત. એ જ્યારે આ પદે આવ્યા ત્યારે લશ્કરમાં એમને માટે સાર્વત્રિક ભાવ હતો. પણ પછી માનવી પ્રત્યે સાવ બેતમાલયું વર્તન એમણે કરવા માંડયું એટલે એમની લોકપ્રિયતા ઘટવા માંડી. અને ધીરે ધીરે કરતાં પરિસ્થિતિ એવી થવા લાગી કે આમ એમના ટેકેદાર ખરા પણ બીજાઓ એમને ધિક્કારવા લાગ્યા. અને પછી રાજકીય ખટપટ અને કાવાદાવા આ પરિસ્થિતિનો લાભ લેવા થવા લાગ્યા. જો મેનને માણસ સાથેનો સારો વર્તાવ રાખ્યો હોત અને બીજા ઘણાએ કર્યું હતું અને કરે છે એમ કર્યું હોત તો એ આ વાતને સાવ ડામી શક્યા હોત.

મને થીમૈયાની ઇચ્છા વિરુદ્ધ મેનને બઢતી આપી છે એવી અફવાઓ મારા કાન લગી આવવા લાગી. મને થયું કે જો આ વાત સાચી હોય તો પછી હું થીમૈયાના રસાલા પર ચાલુ રહું એથી મૂંઝવણ થાય અને સારું પણ ન કહેવાય. એટલે હું એમને એમના દફતરમાં મળ્યો. મેં જે સાંભળ્યું હતું તે કહીને મારી આ બાબતમાં શી લાગણી છે એ પણ કહી એ મને કહે કે લેફ. જનરલની પદવીમાં બે જગ્યા ખાલી પડી હતી. આ માટે એમણે ત્રણ નામ સૂચવ્યાં હતાં : મેજર જનરલ થાની, કુમારમંગલમ્ અને મારું-

અને આ નામ એમણે જે રીતની સિનિયોરિટી હતી એ રીતે જ મૂક્યાં હતાં. (વાસ્તવમાં કુમારમંગલમ્ અને મારી સિનિયોરિટીની એક જ તારીખ હતી.) મેનને એમને એમ કહ્યું કે બઢતીની રીતમા અફસરે ડિવિઝનની સરદારી કરી હોય એ આવશ્યક ગણાય. ગ્યાનીએ આવી સરદારી કરી ન હતી. એટલે એમને કઈ રીતે બઢતી આપી શકાય? એટલે પછી મેનન અને થીમૈયા બન્નેએ ભેગા મળીને નક્કી કર્યું કે કુમારમંગલમ્ અને મને બઢતી આપવી. (થોડા મહિના પછી ગ્યાનીને પણ, થોડા માસ માટે ડિવિઝનની સરદારી કર્યા પછી બઢતી આપવામા આવી.) થીમૈયાએ કહ્યું કે મને અપાયેલી બઢતીમાં એમની પૂરી સંમતિ હતી અને એમાં એમની ઇચ્છા વિરુદ્ધ કશું થયુ ન હતુ. અને એટલે આ બાબતમાં મારે મન પર કશો ભાર નહીં રાખવો જોઈએ.

વાસ્તવમાં બઢતી મળતાં કુમારમંગલમ્ અને હું દસબાર અફસરોને કૂદી ગયેલા. આમ છતાં એકલા મારા સામે જ જાણે બવંડર શરૂ થયું. ગુણને કારણે નહીં પણ ખટપટ કરીને મેં આ સ્થાન મેળવ્યું છે એવા આક્ષેપ થવા લાગ્યા. મારી સાથે જ અને મારી પેઠે જ અફસરોને કૂદી જનાર કુમાર મંગલમ્ સામે આંગળી પણ ઊંચી ન થઈ. મને અને કુમારમંગલમને એક જ દિવસે કમિશન મળેલુ. એ વુલવીચના સ્નાતક. હું સેન્ડહર્સ્ટનો. બન્નેએ ભિન્ન ભિન્ન પરીક્ષા આપેલી. એણે મારા કરતાં પરીક્ષામાં ચઢિયાતું પરિણામ નહીં મેળવેલું. એટલે એ થોડા લોક કહેતા હતા તે છતાં મારા કરતાં કોઈ રીતે સિનિયર ન હતા લશ્કરની યાદીમાં એમનુ નામ આગળ આવતું એનું કારણ તો એ આર્ટીલરી(તોપખાના)માં હતા અને હું ઇન્ફન્ટ્રી(પાયદળ)માં હતો એ હતું. તોપખાનું વીગતમા આગળ આવે છે એ જ માત્ર કારણ.

મેનન આ કામમાં આવ્યા તે પહેલાં પણ મારી સેવાને કારણે મને અનેક વાર ઘણા સિનિયરને કુદાવીને બઢતી અપાઈ છે એ વાત લોક જાણતા હોય એમ હું નથી માનતો દાખલો આપુ: ૧૯૪૨ મા ત્રીસની ઉમરે સેવામાં માત્ર સાડાનવ વરસ જ થયા હતાં ત્યારે મને લેફ્ કર્નલની પદવી મળેલી. ૧૯૪૮માં છત્રીસની ઉમરે પંદર વર્ષની સેવામાં બ્રીગેડિયર બનાવેલો. સાડીતેતાળીસની ઉંમરે ૧૯૫૬મા મને મેજર જનરલ બનાવેલો ત્યારે ૨૩ વર્ષની સેવા થયેલી. આ દરેક બઢતી વખતે હું સિનિયર અફસરોને કૂદી ગયેલો. આમ છતાં ૧૯૫૯મા, છવ્વીસ વર્ષની સેવાને અંતે, સેવાના ગુણને કારણે, કુમારમંગલમ્ની સાથે જ સુડતાલીસની ઉમરે, મને બઢતી મળી ત્યારે એકલા મારા સામે જ લશ્કરના મારા કેટલાક સાથીઓએ ઊહાપોહ કર્યો.

એમને એવી છાપ પાડવી હતી કે હું એક 'સામાન્ય સિપાઈ' હતો પણ મેનનની મારફતે રાજકીય ખટપટ કરીને હું આ સ્થાને પહોંચ્યો હતો.

એવું પણ કહેવાયું કે ઘણા સારા અફસરો અને એમની સેવા અત્યંત ગુણવાન હતી એવાને હું ટપી ગયો હતો અને મેં બઢતી મેળવી હતી. આ ગુણવાન સેવાવાળા અને સારા અફસરો કોણ હતા? અને એમનું પ્રગતિપત્ર મારા કરતાં કઈ રીતે સારું હતું? (કોઈએ પણ મારું પ્રગતિપત્ર (ડાઝિયે) જોવાની તસ્દી લીધી હતી?)* હા જો દારૂ ગટગટાવવાના કે એવા જ ભાર હળવો કરવાનાં સાધન એ બઢતીનો ગણનાપાત્ર મુદ્દો હોય તો આમાંના ઘણા, ઘણા જ આગળ વધેલા હોઈ ને એમને બઢતી મળવી જોઈતી હતી.

છાપાંમાં અને પાર્લમિન્ટમાં આ બઢતીઓ વિષે, થોડા મેજર જનરલોની બઢતી અને થોડાને નીચે ઉતાર્યાની બાબતમાં ભારે ઊહાપોહ થયો. કેટલાકે એમ કહ્યું કે જ્યારથી મેનન આ પદે આવ્યા ત્યારથી લશ્કરમાં બેદિલી ફેલાઈ છે. હકીકતમાં આ બેદિલી તો મેનન આવ્યા તે પહેલાંની છે અને તે થોડા સિનિયર જનરલોને ઉતાર્યાના કારણે ન હોઈ શકે. સરકાર લશ્કરના ઉચ્ચ અધિકારપદે બઢતી આપે ત્યારે એમને ગુણવત્તા, સિનિયોરિટી અને બીજા મુદ્દા ધ્યાનમાં લેવા પડે છે. મને લાગે છે કે જેમના પગ તળે રેલો આવ્યો હતો તે જ અફસરો આ વિષે ઊહાપોહ કરતા હતા. અને જાણે લશ્કરમાં સામાન્ય બેદિલી છે એવો દેખાવ થતો હતો.

વસ્તુસ્થિતિ એવી છે કે કૃષ્ણ મેનન સંરક્ષણ મંત્રી બન્યા એ પહેલાં અને એ પછી જો કોઈને અન્યાય થયો હોય, જુદા જુદા વારાફરતી થયેલા લશ્કરી વડાઓના કાળમાં થયો હોય, તો તે લેફ્ટેનન્ટ કર્નલની પદવી ભોગવતા અફસરોને થયો હતો. આમની બાબતમાં વિચાર કરવા મળતી પસંદગી સમિતિ દરેક વ્યક્તિના કિસ્સામાં સરેરાશ દસથી પંદર મિનિટ ગાળતી. (આજે પણ દશા એવી ને એવી જ છે.) સત્તર અઢાર વરસ લગી જેણે સેવા કરી હોય એની ગુણવત્તા વિષે આટલી ઉતાવળે કઈ રીતે વિચાર થઈ શકે? પરિણામે બસ આડે ધડે પસંદગી થતી અને જે કદાચ બઢતીની પરીક્ષામાં કે સિનિયર ઑફિસરના અભ્યાસક્રમમાં નિષ્ફળ નીવડ્યા હોય કે પછી કદાચ એ પરીક્ષામાં

* પાર્લમિન્ટમાં મેનન અને ચવાણ બન્નેએ કહ્યું છે કે લેફ. કર્નલની ઉપરની પદવી માટેની બઢતીમાં નેતાગીરીના ગુણનો પ્રશ્ન નજર સમક્ષ રખાય છે અને અફસરોના વાર્ષિક ખાનગીપત્રકને લક્ષમાં લઈને પસંદગી સમિતિ દ્વારા થાય છે. સિનિયોરિટી—એ એક માત્ર મુદ્દો નથી.

બેઠા જ ન હોય, જે સ્ટાફ કૉલેજમાં ગયા ન હોય કે સ્ટાફ શ્રેણીની સેવામાં આવ્યા જ ન હોય એવાને લેફ્ટેનન્ટ કર્નલની પદવી મળી જતી. આમાંના ઘણા તો આરોગ્યની બાબતમાં પણ ગણનામાં લઈ શકાય એવા ન હતા અને આ પહેલાં કોઈ વાર એમણે કોઈ એકમની નાયકી પણ કરી ન હોય. આમ છતાં ઘણાને બઢતી મળતી. એટલે આ બઢતી આપવાને માટેનો કોઈ યોગ્ય માપદંડ હતો જ નહીં. અને આ બઢતીમાં ઘણા બધા અફસરો સ ડોવાયેલા રહેતા. આવી ગેરવહીવટની વાતોને કારણે લશ્કરમાં અફસરોની શ્રેણીમાં બેદિલી ફેલાતી. (૧૯૬૩ થી ૬૬ સુધીમાં લશ્કરમાં ઘણી એવી બઢતી સિનિયર અફસરોના કિસ્સામાં કરવામાં આવી છે જેને વિષે ઘણી ઘેરી શંકા થાય છે અને એને કારણે ઉગ્ર રોષ છે. પણ આ અંગે લશ્કર બહાર કોઈએ પણ જાહેર ઊહાપોહ કર્યો નથી. ૧૯૫૯ થી ૧૯૬૨ના ગાળામાં આવાં જ કારણોસર એક કરતાં વિશેષ વાર જાહેર ઊહાપોહ થયેલો.)

મારે થીમૈયા સાથે મારી બઢતીની બાબતમાં આવી વાત થયા પછીના થોડા દિવસમાં ૧લી સપ્ટેમ્બરના સ્ટેટ્સમેનમાં 'થીમૈયા તાજેતરની બઢતીઓને કારણે રાજીનામુ આપે છે' એવું મથાળું વાંચીને મને ખૂબ નવાઈ થઈ. સનસનાટીભર્યા સમાચાર એમ હતા કે મેનને સિનિયર અફસરોની બઢતીના પ્રશ્નમાં ભારે સખળડખળ કરી એટલે થીમૈયા પોતાના સ્થાનેથી હટી જવા ધારે છે. થીમૈયાએ પોતે મને જે કહ્યુ હતુ એનાથી તો આ સાવ વિરુદ્ધની વાત હતી અને આવું ઘણુ આકરુ પગલુ લેવામાં એમણે આટલાં અઠવાડિયાનો વિલંબ શા સારુ કર્યો એવો પ્રશ્ન પણ મારા મનમા થતો હતો જો મેનન સાથે એમને મતભેદ હતા તો પછી આટલો વખત એ મૂંગા કેમ બેસી રહ્યા? એવુ હોય કે કોક હિત ધરાવતા વર્ગે એમની પાસે આ માનસિક રીતે અનુકૂળ લાગતી ઘડીએ આવુ પગલું લેવરાવ્યું હોય એ ગમે તે હોય. મને થયું કે આ બાબતમા એમની સાથે રૂબરૂ વાત કરવી સારી. હુ છાપું લઈને એમને ઘેર પહોંચ્યો ત્યારે તો એ પથારીમા ઊઠયા પણ ન હતા. મેં એમને થોડા અઠવાડિયા પર જ મારી સાથે થયેલી વાતની યાદ આપીને કહ્યુ કે એ વખતે તો બઢતીની બાબતમાં મેનન સાથે કશો મતભેદ ન હતો એમ એમણે કહ્યું હતું. તો પછી આ છાપાના અહેવાલ મુજબ હવે એ આ મુદ્દાને કઈ રીતે આગળ ધરતા હતા? એમણે સ્પષ્ટ કહ્યું કે બઢતીની બાબતમાં મેનન સાથે કશો મતભેદ પોતાને થયો છે અને એ કારણે પોતે રાજીનામુ આપે છે એવું પોતે કોઈને પણ કહ્યુ નથી. એટલે આ છાપામાં આવા

સમાચાર ક્યાંથી આવ્યા એની પોતાને કશી સમજ પડતી નથી. એમણે એટલું કબૂલ્યું કે મેનન સાથે કામ કરવાનું સ્વભાવને કારણે ઘણું મુશ્કેલ છે એમ એમણે નેહરુને કહ્યું હતું. અને વિશેષમાં નેહરુને જણાવ્યું હતું કે એ લેવાદેવા વિના મોડી રાત લગી કામ કરાવે છે, સાવ મામૂલી બાબત પર મસલત કરવા ગમે ત્યારે અને ખાસ તો આરામના સમયમાં બોલાવે છે અને આ બધું પોતે હવે ઘડીભર પણ બરદાસ્ત કરવા તૈયાર નથી. આ ક્ષણે મેં થીમૈયાને મારું લેખિત રાજીનામું સુપરદ કર્યું અને કહ્યું કે જો એ રાજીનામું આપવાના હોય તો સાથે મારા રાજીનામાનો પણ સ્વીકાર થવો જોઈએ. જો આમ ન થાય તો પછી મારા નાયકને મારે ખાતર રાજીનામું આપવું પડે અને હું એ જગ્યાએ કામ કરવાનું ચાલુ રાખું એ વાતથી લોકના મનમાં ઘણો ગૂંચવાડો થશે. એમને ખરી હકીકતની ખબર જ નહીં પડે. એટલે યોગ્ય વાત તો એ કહેવાય કે આપણે બન્ને સાથે નીકળી જઈએ. થીમૈયાએ કહ્યું કે મારી વાતની એ કદર કરે છે. પ્રેમ ભાટિયાએ, ઉપર જણાવી છે એ મતલબની મારા રાજીનામાની વાત ટાઈમ્સ ઓફ ઇંડિયામાં લખી અને થીમૈયાએ એનો કશો ઇન્કાર ન કર્યો.

બન્યું એવું કે બીજા કારણસર મારે નેહરુને આ જ દિવસે મળવાનું થયું. અમારી વાતચીતમાં નેહરુએ કહ્યું કે થીમૈયાએ એમને મેનન સાથે સ્વભાવને કારણે બનતું નથી એમ કહ્યું હતું. આ બે વચ્ચે આવી ફાટ પડવાનું આ ઉપરાંતનું બીજું કશું હોય અને જો મને એની ખબર હોય તો એમને કહેવાનું નેહરુએ મને કહ્યું. પણ હું આ વાત પર ઝાઝો પ્રકાશ પાડી ન શક્યો. નેહરુએ મેનનને આ વાત કરી. મેનન થીમૈયા પોતાની ઉપરવટ જઈને નેહરુને મળ્યા એની અયોગ્યતા વિશે પોતાનો વિરોધ વ્યક્ત કર્યો. આ પછી થોડા સમયમાં જ થીમૈયાએ નેહરુને પોતાનું લેખિત રાજીનામું આપ્યું અને તે પણ એમના સંરક્ષણ મંત્રીની ઉપરવટ જઈને. નેહરુએ થીમૈયાને બોલાવ્યા. સાવ મામૂલી કારણસર આવું ગંભીર પગલું ભરવું એ યોગ્ય ન ગણાય એમ કહ્યું. અને ખાસ તો જ્યારે ચીન અને પાકિસ્તાન બન્ને તરફથી ભારતને સતત ભય હોય ત્યારે તો જરાકે યોગ્ય ન ગણાય, એમ કહીને એમને રાજીનામું પાછું ખેંચવાનું કહ્યું. અને એમણે પાછું ખેંચ્યું. આ પછી નેહરુએ પાર્લામેન્ટમાં થીમૈયાના આ પગલાને વખોડી કાઢ્યું અને સિપાહીઓ મુલકી સત્તાને દબાવે એવી વાતની નુકતેચીની કરી લોકશાહીમાં તો મુલકી સત્તા જ સર્વોપરી રહે. પહેલાં રાજીનામું આપીને પછી પાછું ખેંચવાનું આ પગલું એમની લોકપ્રિયતામાં ઉમેરો કરનારું ન હતું. એથી એમની પ્રતિષ્ઠા વધી નહીં.

હવે મારા દુશ્મનો મારા પર વિશેષ નજર રાખતા થયા. અને એટલે મારા વિષેનો અવળો પ્રચાર પણ વધવા પામ્યો. મારા સામે પ્રચાર કરનારમાં મુંબઈનું સાપ્તાહિક 'કરન્ટ' હતું. લશ્કરમાં અને બીજે મારા જે પ્રતિસ્પર્ધીઓ હતા એમની પાસેથી વિકૃત માહિતી મેળવીને એણે છાપવા માંડી. આ ડી. એફ. કરાકા કેમ મારી વિરુદ્ધ છે એમ મારા એક મિત્રે મને પૂછ્યું ત્યારે મે એમને એક વાર્તા કહી. વિખ્યાત સમાજસુધારક ઈશ્વરચંદ્રને કોઈ, ફલાણો માણસ તમારી આખો વખત નિંદા કરે છે એમ કહ્યું ત્યારે એમણે આશ્ચર્ય વ્યક્ત કર્યું અને કહ્યું: 'એ મારી સાથે આવો વર્તાવ કેમ રાખે છે! મે એનું કદી કશું ભલું કર્યું નથી!'

મેં થીમૈયા, મેનન અને નેહરુને કહ્યું કે કાં તો સરકારે કરન્ટ સામે ફરિયાદ માંડવી જોઈએ, કાં તો મને માંડવા દેવી જોઈએ. એણે મારા વિષે સાવ ખોટી વાતો રજૂ કરી છે. નેહરુએ કહ્યું કે મારે (અંગત રીતે) ફરિયાદ માંડવાનું હોય નહીં. અને યોગ્ય તક આવે એ પોતે જાહેરમાં મારો બચાવ કરશે. પણ એ દરમ્યાન મારી સામે ઘણી પાયા વગરની વાતો કહેવાતી તે ચાલુ રહ્યું.

૧૯૫૯ના ૨૬મી ઑગસ્ટના અંકમાં કરન્ટે મારા સામે ઘણા આક્ષેપો કર્યા. ઘણી વાત ભેગું એણે એમ કહ્યું કે ૧૯૪૮માં સરકારે મને વૉશિંગ્ટનથી પાછો બોલાવ્યો હતો. આ વાત સાચી નથી. હું જાતે જ વિનંતી કરીને ભારત પાછો આવેલો મારી વિનંતી નેહરુએ માન્ય રાખી હતી (અને આના લેખિત પુરાવા મારી પાસે છે.) અને હું પાછો આવ્યો તે કાશ્મીરના યુદ્ધમાં સામેલ થવા. એણે એવી મતલબનુ લખ્યું કે બ્રિગેડની નાયકી લેતાં પહેલાં મને નાનકડા દળની નાયકીનો કશો અનુભવ ન હતો. હકીકત એ છે કે મેં ઇન્ફન્ટ્રી પ્લેટુનની સરદારી કરેલી, એક કંપનીની નાયકી કરેલી અને સંજોગને કારણે જ ઇન્ફન્ટ્રી બૅટેલિયનની સરદારી ભોગવતાં રહી ગયેલો.* આગળ જણાવ્યુ છે તેમ સરકારી હુકમને કારણે જ આમ બનવા પામેલું. હું બૅટેલિયનની સરદારી લઉં તે પહેલાં તો સરકારે મને આઝાદ ભારતના પ્રથમ લશ્કરી એલચી તરીકે કર્નલની પદવી આપીને વૉશિંગ્ટન મોકલ્યો. હું પાછો આવ્યો ત્યારે લશ્કરી સત્તાવાળાઓએ તો મને બૅટેલિયનની સરદારી આપી પણ સરકારે એવો આગ્રહ રાખ્યો કે કાશ્મીરમાં યુદ્ધ ચાલતું હતું ત્યારે મારે જમ્મુ અને કાશ્મીર મિલિશિયાની સરદારી કરવી.

* મારા એક સહધર્મી લેફ. જનરલ માણેકશાએ પણ કદી બૅટેલિયનની સરદારી કરી નથી

એમ કહેવાયું કે મેં યુદ્ધો નહીં કે પછી બહુ થોડી જ યુદ્ધસેવા જોઈ છે. આ ખોટું છે. ભારતીય લશ્કરની આ પેઢીને સાચેસાચ યુદ્ધનો અનુભવ કરવાના ત્રણ પ્રસંગ મળ્યા છે. એક તો વાયવ્ય સરહદ પ્રાંતના બખેડાઓ; બીજો પ્રસંગ તે વિશ્વયુદ્ધ બીજાનો અને ત્રીજો તે કાશ્મીરનો. હું આ ત્રણેમાં સક્રિય હતો.

મેં ઘણો સમય તો નાટકો ભજવવામાં ગાળ્યો છે એવો આક્ષેપ થતો. એ ખરું કે નાટક મારા શોખનો વિષય છે. અને લશ્કરના ઘણા માણસોને નાટકનો શોખ છે. દિલ્હીમાં ૧૯૫૨માં (સાત વર્ષ પહેલાં) મેં અનારકલી ભજવેલું. એથી આગળ બે ત્રણ નાટક ભજવેલાં. વીસ વરસના ગાળામાં આટલાં જૂજ નાટક ભજવ્યાં એથી મારી લશ્કરી કારકિર્દી પર કુશી અસર પહોંચી હોય એમ ન બન્યું હોય. એ ગમે તેમ હોય, હું ફાલતુ સમયમાં નાટક કરતો હોઉં કે ચિત્ર ચીતરતો હોઉં પણ મારા ભયંકર દુશ્મને પણ એટલી વાત કબૂલ કરવી પડશે કે દરેક સિપાહીને એના ફાલતુ સમયમાં કાંક ને કાંક શોખ હોય છે અને મારી લશ્કરી કામગીરીમાં હું પસીનો પાડતો; કારણ કે મારા શોખનો કશો અંતરાય લશ્કરી કામગીરીને નડતો નહીં. આ હકીકત હોવા છતાં મુંબઈના કરન્ટ જેવાં થોડાં છાપાં મારા ફાલતુ સમયમાં મેં એકબે નાટક કર્યાં હોય એ માટે વાંધો ઉઠાવતાં હતાં. મારા દેશની સેવામાં અને મારી ધંધાદારી કામગીરી અંગે મેં કરેલાં કામ વિષે એ સાવ મૌન ધારીને બેસતાં.

એમ પણ કહેવાયું કે મને ડિવિઝનની સરદારી મળી ત્યારે મને પૂરતો લશ્કરી અનુભવ ન હતો. વાસ્તવમાં મેં ઈન્ફન્ટ્રી બ્રિગેડની સરદારી સાડાત્રણ વર્ષ કરી હતી.

એમ કહેવાયું કે મેં ઇન્ફન્ટ્રી ડિવિઝનની સરદારી ફક્ત બે વર્ષ કરી અને એ વખત તો મેં બાંધકામમાં ગાળ્યો. વાસ્તવમાં મેં લગભગ ચોત્રીસ મહિના ડિવિઝનની સરદારી કરી હતી એમાંથી માત્ર સાત મહિના જ મારા માણસો મારેનાં મકાનો બાંધવામાં ગાળ્યા હતા, બાકીના સત્તાવીસ મહિના તો રાબેતા મુજબની લશ્કરી કામગીરીમાં અને જે તાલીમનું કામ ચાલતું હતું એમાં ગાળ્યા હતા.

કરન્ટે આગળ વધીને એમ કહ્યું કે 'અમર'ની યોજના કરતાં મેં મુદ્દલ ખરચ નહીં થાય એ રીતે રજૂઆત કરેલી. કોઈ દિવસ મેં આવું વિધાન કર્યું નથી. મારી ધારણા એવી હતી કે આ યોજના એક કરોડ

રૂપિયામાં પાર પાડી શકાય. સામે સરકારી અંદાજ આ રકમ કરતાં ઘણો મોટો હતો.

આક્ષેપ એમ થતો હતો કે લશ્કરનો ભયંકર ગુનાઈત દુરુપયોગ કર્યો હતો. વાસ્તવિક રીતે તો એમ હતું કે લશ્કરનો આવી યોજનામાં ઉપયોગ કરવાનો નિર્ણય મેં નહીં, પણ સરકારે કરેલો હતો, અને લશ્કરે કરેલો હતો. એ નિર્ણય કરનાર હતા મેનન, થીમૈયા, કલવન્તસિંઘ અને ચૌધરી – મારા વડા અધિકારીઓ. અને એ રીતે યોજનાને પૂરેપૂરું સત્તાવાર સમર્થન હતું.

બીજો આક્ષેપ એમ હતો ૧૯૫૮માં સંરક્ષણ પેવીલિયન બાંધવા મેં મારા આખા ડિવિઝનને (૨૦,૦૦૦ માણસોને) કામે લગાડ્યા હતા. હકીકત એમ નથી. થોડા સિપાહીઓને જરૂર કામમાં લીધા હતા પણ ખરી રીતે તો આ કામ બહારના મુલકી કામદારો દ્વારા થયેલું.

કરન્ટે વિશેષમાં એમ લખ્યું કે મને તાજેતરમાં લેફ. જનરલની પદવી પર જે બઢતી મળી તેમાં હું બાર જેટલા અફસરોને કુદાવી ગયો હતો; આ બાર જનરલોની સેવાનોંધ અને ગુણવત્તા મારા કરતાં ઘણી જ ચઢિયાતી હતી. હકીકત આમ ન હતી. અને આગળ સારી પરિસ્થિતિ વિષે મેં ખુલાસો કર્યો છે. આ લેખમાં આ ઉપરાંત પણ બીજી ઘણી ખોટી વાતો હતી. દા. ત એમાં એમ જણાવ્યું હતું કે મેં મારી લશ્કરી સેવાની શરૂઆત કેવેલરી( હયદળ )થી કરી હતી વાસ્તવિક રીતે મેં શરૂઆત ઇન્ફન્ટ્રી (રાજપૂતાના રાઈફલ્સ)થી કરી હતી. પછી મારી બદલી એ.એસ.સી.માં થઈ. સારા તેજસ્વી જુવાન અફસરને અહીં મોકળું ક્ષેત્ર હતું. આ શ્રેણીમાં મારી બદલી કેવા અનિવાર્ય સંજોગોમાં થઈ હતી તે વાત તો હું આગળ જણાવી ગયો છું. આ લેખમાં એમ કહેવામાં આવ્યું હતું કે પછી હું પગારપંચમાં હતો. હકીકતમાં હું આવા કોઈ પંચ સાથે સંકળાયેલો ન હતો. એટલે આ બધી વાતો સાવ પાયા વિનાની અને અદ્ધરતાલ હતી.

થીમૈયાએ મેનન પર એક નોંધ મોકલી–એની નકલ હજુ પણ મારી પાસે છે – એમાં એમણે લખ્યું કે કરન્ટના આ લેખથી મારી પ્રતિષ્ઠાને ઘણી હાનિ પહોંચી અને એમાં ઘણી જ અસંગત અને ખોટી વાતો લખવામાં આવી છે, એટલે એમની ભલામણ હતી કે, 'સરકારે આ બાબતમાં કરન્ટના તંત્રી સામે યોગ્ય પગલાં લેવાનુ વિચારવું જોઈએ: કારણ કે સિનિયર લશ્કરી અમલદારો પરના આવા નિંદાભર્યા હુમલાથી સશસ્ત્ર દળ અને જાહેર જનતા પર ઘણી માઠી અસર પડે છે.' આ ઉપરાંત એમણે મારી સ્થિતિની

ચોખવટ કરવાને માટે નિવેદન કરવાની રજા માગી. આવી રજા કયારેય આપવામાં આવી નહીં: કારણ નેહરુએ તો આ પ્રશ્ન પોતે જ દર માસે ભરાતી પત્રકાર પરિષદમાં ઉપાડી લેશે એમ કહ્યું હતું.

પણ મારી સામે આ અને આવા લેખો લખનાર કરન્ટના તંત્રી ડી. એફ. કરાકાએ પોતે મને ૧૩મી ફેબ્રુઆરી ૧૯૬૦ના રોજ આવો પત્ર લખેલો :

"...ગઈકાલે આર્મી હેડક્વાર્ટર્સની નજીકના એવા આધાર પાસેથી મને ખબર પડી કે અમે 'લશ્કર માટેનાં ગધેડાં' એ લેખમાં (કરન્ટના ૩૦ ડિસેમ્બર ૧૯૫૯ના અંકમાં પ્રગટ થયેલો) આપેલી બાતમી ખોટી છે, અને આછામાં ઓછું આપને લાગેવળગે છે ત્યાં લગી ખોટી છે... એટલે આપને આ અંગત પત્ર લખવાની છૂટ લઈને જણાવવું છે કે અમારાથી થઈ જાય એવી ભૂલો સુધારવા માટે અમે સદા તત્પર છીએ. જો આપ અમને અમારી કયાં કયાં ભૂલ થઈ છે તે જણાવશો તો અમે આપના આભારી થઈશું ...અમારા પ્રતિનિધિના વધુ પડતા ઉત્સાહને કારણે અમે ભૂલ કરી બેસીએ તો તંત્રી તરીકે મારી ફરજ છે કે આવી ભૂલો તાત્કાલિક રીતે સુધારવી જોઈએ.

આપના વડા જનરલ થીમૈયા આગળ આપ અમારા આ સદ્‌વિચાર રજૂ કરી શકો છો. આ પત્રની એક નકલ મેં એમને પણ મોકલવાની છૂટ લીધી છે."

(થીમૈયાએ ૨૪મી ફેબ્રુઆરી ૧૯૬૦ ના રોજ સત્તાવાર રીતે મને જણાવ્યું કે પોતે કરાકાના સદ્‌વિચાર (બોનાફાઈડ્સ) વિશે કશી જ ખાતરી આપી શકતા નથી અને કરાકા શું કહેવા માગે છે એની પણ સમજણ પડતી નથી).

કરાકાએ મને આ પત્ર લખ્યો તે પહેલાં કરન્ટમાં ત્રણ લેખ આવેલા જેમાં મારા સામે સાવ અદ્ધર અને ભયંકર આક્ષેપો કરવામાં આવેલા. (૨૬ મી ઑગસ્ટ, ૧૮ મી નવેમ્બર, ૩૦ મી ડિસેમ્બર ૧૯૫૯.)

૨૪ મી ફેબ્રુઆરી ૧૯૬૦ ના રોજ વિજ્ઞાન ભવનમાં ભરાયેલી પત્રકાર પરિષદમાં નેહરુએ આમ કહ્યું :

"થોડા સમય પહેલાં આપણા સિનિયર જનરલોમાંના એક લેફ્. જનરલ બી. એમ. કૌલ પર આક્ષેપો કરતા લેખો પ્રગટ થયા હતા તે પર મારું ધ્યાન દોરવામાં આવ્યું હતું. આવા (સંરક્ષણના કામમાં રોકાયેલા) લોક

પર આક્ષેપો કરવા એ ઘણું અજુગતું અને વાંધાભર્યું છે. અને એમાં પણ જ્યારે સાવ ખોટી વાતો રજૂ કરવામા આવે છે ત્યારે પરિસ્થિતિ વધુ વાંધાભરી બને છે. લેફ. જનરલ કૌલ આપણા કુશળ અને અત્યંત ઉત્સાહી જનરલોમાંના એક છે....જ્યાં લગી શકય હોય ત્યાં લગી આપણી સંરક્ષક સેવાઓની વિરુદ્ધમાં કોઈ પણ જાતના આક્ષેપ અને પ્રતિઆક્ષેપ કરવામાં આવે, એમાં રાજકીય દલીલબાજી થાય એવું મારે નથી જોઈતું... આક્ષેપ એમ કરવામાં આવ્યો કે આ જનરલને આડેધડે બઢતી આપવામાં આવી. અને એમને યુદ્ધક્ષેત્રનો સહેજ કશો અનુભવ નથી એમ કહેવામાં આવ્યું ... આ વાત પર મારું ધ્યાન દોરવામાં આવ્યું ત્યારે મને ખૂબ જ આશ્ચર્ય થયું. અને આવો આક્ષેપ એવા માણસ માટે કે જેણે એકલા બર્માંમાં નહી, છેલ્લા વિશ્વયુદ્ધમાં નહીં પણ પહેલાંના વાયવ્ય સરહદ પ્રાંતમાં અને છેલ્લે કાશ્મીરની પ્રવૃત્તિમાં ઘણી બધી સક્રિય સેવા આપેલી છે. જ્યારે કાશ્મીરમાં મુશ્કેલીની શરૂઆત થઈ ત્યારે એ વૉશિંગ્ટનમાં આપણા મિલિટરી એટેચી હતા. રણમોરચે લડવા માટે એ આવી સુંવાળી જગ્યાએથી રાજીનામું આપવા તૈયાર હતા. અને જે ઘડીએ અમે એમને પરવાનગી આપી ત્યારે તરત પાછા આવ્યા અને અમે એમને મોરચે મોકલ્યા. પણ એ પહેલાંય સરહદ પ્રાન્તમાં અને બર્માંમાં એમણે સક્રિય લશ્કરી કામગીરી બજાવી હતી એમના સામે આક્ષેપ એમ થયો કે એમણે સરદારી નથી કરી. એમણે પ્લેટુનની, કમ્પનીની, બ્રિગેડની અને ડિવિઝનની એમ સરદારી કરી છે....એવાં વિધાનો કરવામાં આવ્યાં જેનો વાસ્તવમાં કશો જ પાયો ન હતો."

એક પત્રકારે નેહરુને આ પત્રકાર પરિષદમાં પૂછ્યું કે, મને અદ્દરતાલ (આઉટ ઑફ ટર્ન) બઢતી અપાઈ હતી ત્યારે એમણે જવાબ દીધોઃ 'આ વાતનો જવાબ મેં પાર્લામેન્ટમાં આપ્યો છે... કે લશ્કરમાં કોઈ બઢતી આમ તાલ મિલાવીને થતી નથી. એમ થાય તો લશ્કરમાં ડોબાં જ સરદારી કરે. કોઈ પણ વ્યક્તિને એ શાણી છે કે મૂરખ છે એ જાણ્યા વિના માત્ર સમાનતા જાળવીને આગળ વધારવામાં આવે તો ઘણી મુશ્કેલ સ્થિતિ પેદા થાય. અને વાસ્તવમાં આવી કોઈ જ રીત નથી. એમણે વિશેષમાં કહ્યું કે આપણા લશ્કરમાં આવું નથી બનતું. આપણે ગુણવત્તા પર બધો ભાર મૂકીએ છીએ અને એ જ કારણે બઢતી ગુણવત્તા પર થાય છે અને માણસ સેવામાં જેમ આગળ વધે એમ એને માટે કસોટીઓ પણ કપરી અને વિશેષ કપરી બનતી જાય છે.

બ્રિટિશ, અમેરિકન કે રશિયન લશ્કરો અને બીજે સ્થળે પણ ઉચ્ચા-

ધિકારીઓની ભરતી ગુણવત્તા પર જ થાય છે. એમાં એકલી સિનિયોરિટી (સેવાના સમયનું વડપણ) ધ્યાનમાં લેવાતી નથી. ૧૯૬૪માં અમેરિકાના સેનાનાયક જનરલ જોન્સનને (જે પ્રમુખ જોન્સનના કોઈ સગા નથી) ચાલીસ અધિકારીઓને કુદાવીને આ પદ આપવામાં આવ્યું. ચાલીસમાં બાર જનરલ તો આ પદના ઉમેદવાર હતા. જ્યારે મેક્સવેલ ટેલરને વિયેતનામમાં રાજદૂત નીમવામાં આવ્યા ત્યારે જનરલ વ્હીલર જોઈન્ટ ચીફ્સ ઑફ સ્ટાફના અધ્યક્ષ બન્યા એ પણ બારેક જનરલને કૂદીને. અને છતાં આ બંને પ્રસંગે કોઈએ કશો જ ઊહાપોહ ન જગાવ્યો. કુદાવવાની આ રીત (સુપરસેશન) અમેરિકા અને અન્ય દેશોમાં જાણીતી રીત છે. (ઑકિન્લેક અને માઉન્ટબેટને એમના જમાનામાં આવી ઘણી કૂદાકૂદ કરી હતી.) આમ કુદાવાય તો જ તેજસ્વી સિપાહીથી આગળ આવી શકાય. ૧૯૫૯–૧૯૬૨ના કાળમાં આપણે આ હકીકતને યોગ્ય રીતે સમજ્યા ન હતા (જો કે એ પછી આ કુદાવવાની વાત તો ચાલુ રીત બની ગઈ. કોઈ પણ સેવા-શ્રેણીમાં ઉચ્ચાધિકારની જગ્યાઓ તો પસંદગીથી જ પુરાય છે, વડપણથી નહીં.)

નેહરુએ એ પત્રકાર પરિષદમાં વિશેષમાં વિશેષ એમ પણ કહ્યું કે, આ નિમણૂક તો સેનાનાયકે ભલામણ કરેલા ત્રણ મેજર જનરલનાં નામમાંથી એની પસંદગી થઈ. એમાં કૌલ એક. ત્રીજા (થાપર)ને પણ હમણાં બઢતી અપાઈ છે અને એમને ગાઝામાંના આપણા લશ્કરની સરદારી લેવા મોકલ્યા છે. (આગળ મેં જણાવ્યું છે તેમ એ આ બઢતીને યોગ્ય લાયકાત તે વખતે ધરાવતા ન હતા.) નેહરુએ અંતમાં જણાવ્યું :

" કૌલને ખાસ અને વિશેષ કામગીરી સોંપાઈ હતી–આપણા રહેઠાણ વગર ઘણા મજબૂર બનેલા સિપાહીઓને રહેઠાણ મેળવી આપવાની...આ સિપાહીઓએ કાશ્મીર કે નાગભૂમિમાં વર્ષો ગાળ્યાં અને પછી પાછા આવે ત્યારે એમને રહેવાને ઘર ન હોય અને એ કારણે કશું કુટુંબજીવન ન હોય... એટલે (અમે) એમ ઠરાવ્યું કે સિપાહીઓને પોતાને જ પોતાનાં ઘર બાંધવાનું કહેવું. જનરલ કૌલને આ કામ સોંપાયું. કોઈએ સિપાહીઓ પર આ કામ કરવાની બળજબરી નથી કરી. સાવ સ્વેચ્છાએ થયેલું કામ...અને ઘણું ઉમદા કામ. હમણાં થોડોક પ્રચાર એવો ચાલે છે કે આ મકાનો ગળે છે અને સારાં બંધાયાં નથી. આ સાવ વાહિયાત વાત છે. મેં એની તપાસ કરાવી જોઈ...એમ કહેવાયું કે આને કારણે લશ્કરની તાલીમને હાનિ પહોંચી. એ વાત પણ સાવ ખોટી છે...આપણા દેશમાં આપણા માણસોને ઉતારી પાડ-

વાની જે આદત આપણે કેળવી બેઠા છીએ એથી ભારે તાજ્જુબી થાય છે...
પણ એમ લાગે છે કે આપણને એથી આનંદ થાય છે."

તિબેટને જીત્યા પછી ચીનાઓએ ત્યાંની પ્રજાને પોતાની વિચારસરણીમાં પલોટવાનો યત્ન કરવા માંડયો ત્યારે એમનો ભારે વિરોધ થયો. એટલે એમને (ચીનાઓને) લાગ્યું કે દલાઈ લામાને લ્હાસાથી પીકિંગ લઈ જઈએ તો તિબેટના વિચારના પ્રચારનો માર્ગ ખુલ્લો થશે *

એટલે એમણે આ રીતની વાત તિબેટના ઉચ્ચ અધિકારીઓ સમક્ષ કહેવા માંડી. દલાઈ લામાના રસાલાને લાગ્યું કે જો દલાઈ લામા લ્હાસામાં રહેવાનું ચાલુ રાખશે તો એમના જાનનો ખતરો થશે. દરમ્યાન લ્હાસાના ચીની સરસેનાપતિએ દલાઈ લામાને એક મિજલસનું આમંત્રણ આપ્યું અને સાથે કહ્યું કે કશા પણ રક્ષક દળને સાથે લાવતા નહીં. જ્યારે એમના મિત્રોને આ વાતની ખબર પડી ત્યારે એમને લાગ્યું કે નક્કી આ લોક દલાઈ લામાનું અપહરણ કરીને એમને પીકિંગ લઈ જશે. એટલે એક ખાનગી સભામાં એમણે દલાઈ લામાએ તાત્કાલિક તિબેટમાંથી નીકળી જવું અને ભારતમાં આશ્રય લેવો એમ નક્કી કર્યું. પણ આ કામ કહેવા જેટલું સહેલું ન હતું. પહેલું તો આ સમાચારને સંપૂર્ણ રીતે ગુપ્ત રાખવા જોઈએ. બીજું જ્યારે દલાઈ લામા પોતાના અનુયાયીઓ અને અંગત ચીજવસ્તુ

* અત્યારના દલાઈ લામા એ ચૌદમા છે. એમનો જન્મ ૬ઠ્ઠી જૂન ૧૯૩૫ના રોજ થયો હતો. ચીનાઓએ તિબેટ કબજે કર્યું તે પહેલાં દલાઈ લામાની આણ ૧૧૦ પરગણા (દ્ઝોંગ) સુધી પ્રવર્તતી હતી.

ચીને જે રીતે તિબેટ કબજે કર્યું અને દલાઈ લામાને ૧૯૫૧માં સમજૂતી કરવાની ફરજ પાડી એથી નેહરુ દુઃખી હતા પણ એ પોતે બીજું કશું કરી શકે એમ ન હતા. એટલે બીજો માર્ગ લીધો. એમણે તિબેટને સ્વાયત્ત પ્રદેશ તરીકે સ્વીકારવાની ચીનને ભલામણ કરી. ૧૯૫૪માં ચાઉ દિલ્હી આવ્યા અને નેહરુને મળ્યા ત્યારે ચાઉએ નેહરુને કહ્યું કે તિબેટ કાંઈ ચીનનું પરગણું નથી પણ એ તો સ્વાયત્ત પ્રદેશ છે. એની પ્રગતિનો વેગ ફરજિયાત વધારવાની કે એમનો ધર્મ બદલવાની કે એમની જીવનરીતમાં ફેરફાર કરવાની ચીનની કોઈ ઇચ્છા નથી. અને એમણે એ હદ લગી કહ્યું કે તિબેટમાં સમાજવાદ આણતાં તો પચાસ વર્ષ થાય!

સાથે નીકળે ત્યારે સરહદનું રક્ષણ કરના ચીનીની નજર એમના પર પડવાનીજ. અને છેલ્લું શારીરિક દ્રષ્ટિએ પણ આ ઘણું મોટું સાહસ હતું.

૧૯૫૯ની એક વહેલી સવારે પોતાના સોએક જેટલા ઘોડેસવાર રક્ષકો સાથે દલાઈ લામાએ લ્હાસા છોડયું. સાથે એમનું કુટુંબ હતું. જો ચીની દળ એમની પૂંઠ પકડે તો એમની સાથે લડી લેવા માટે એમણે એક દળ ત્યાં રાખ્યું. આ દળ પર ચીની લશ્કરે હુમલો કર્યો. પણ દલાઈ લામા ખૂબ આગળ નીકળી ગયા ત્યાં લગી એમણે ચીની દળને રોકી રાખ્યું. ( દલાઈ લામા ભાગ્યા ત્યારે લ્હાસામા ૫૦,૦૦૦ જેટલું ચીની લશ્કર હતું. ) શિકાર એમ સરકી ગયો એથી ચીનાઓ ખૂબ રોષે ભરાયા. દલાઈ લામા નેફાના ચોથાંગ-મો થઈને ભારતમાં ૧૯૫૯ના માર્ચમાં આવ્યા. હવે દલાઈ લામા તિબેટમાં હતા નહીં એટલે ચીનાઓએ એમની પ્રતિષ્ઠાને વ્યવસ્થિત રીતે ભૂંસવા માંડી. એમણે તિબેટમાં જે શાળાઓ ખોલી હતી તેમાં બાળકોને દલાઈ લામાની સત્તાને કેવી રીતે તોડવી તે શીખવવા માંડયું અને બીજી બાજુથી એ સત્તાને સ્થાને પોતાની સત્તા ગોઠવવા માંડી. આક્ષેપ એમ કર્યો કે કરોકડીને વખતે દલાઈ લામા તિબેટની પ્રજાને છોડીને જતા રહ્યા હતા. એવો પ્રશ્ન કરવા માંડયા કે જો દલાઈ લામા ખરેખર ઈશ્વરનો અવતાર હોય તો પછી એમણે કશા ભયથી શા સારુ ભાગવું જોઈએ ? સાથે તિબેટનોને એક વાત કદી પણ ન ભૂલવાનુ ઘૂંટી ઘૂંટીને કહેવામાં આવતું : કદી ન ભૂલતા કે ચીન મહાન દેશ છે. એ મહાન દેશમાં સહુને સરખી તક મળે છે. અને એવા મહાન દેશમા ભળી જવું એ તિબેટના હિતની વાત છે. એ લોકે તિબેટનોને ગાઈ વગાડીને કહેવા માંડયું કે તિબેટનોને આશા હોય તો તે ચીનના લોકસત્તાક પાસેથી જ છે, દલાઈ લામા પાસેથી આશા રાખવા જેવું કશુ જ નથી.

ચીનાએ બધા જાણીતા ઘાટ-ઘાંટીઓ તો જાણે બંધ કરી દીધા. એ ઘાટ-ઘાંટીઓનુ એ લોક રક્ષણ કરતા હતા. હજારો તિબેટનોએ તિબેટ છોડયું અને ચીની લશ્કરનો સામનો ન કરવો પડે માટે એમણે ઘણા ઘણા ઓળંગવે અઘરા ઘાટનો માર્ગ લીધો. આમ રાતે મુસાફરી કરે. અંધારામાં માર્ગ ભૂલે. નકશા તો હતા નહીં. ઝરણાના સ્થાન પર જ બધો આધાર રાખે. ઘણા ઘણા વાવટોળ અને તુફાનો વટાવીને, કેડપૂર બરફ ખૂંદતા, ભયંકર હાડમારી વેઠીને, શિયાળાનો ગાભગાભતો માર સહને, નેફાના ઘણા માર્ગે એ લોક ભારતમા આવવા લાગ્યા. ચીનાઓએ અમને સંદેશો મોકલ્યો કે લોગજુ અને બીજે માર્ગેથી ભારતમાં દાખલ થયેલા તિબેટનોને પાછા

તિબેટ મોકલી દેવા. એમણે આક્ષેપ એમ કર્યો કે આ લોક તો ખાંપા છે. આપણે જવાબ દીધો કે આ લોકે અમારા દેશમાં આશ્રય શોધ્યો છે એટલે એમને પાછા મોકલવાનો કોઈ સવાલ જ ઊભો થતો નથી.

આ પછી તરત જ ચીનાઓએ આપણી નેફા સરહદને લોંગજુ ખાતેથી ઓળંગી અને એ લોક આપણા પ્રદેશમાં આવ્યા. પાર્લામેન્ટમાં અને બીજે નેહરુને આ વિષે સવાલો પૂછવામાં આવ્યા. આ ગાળામાં એમણે મને લોંગજુ વિષે થોડાક પ્રશ્નો પૂછ્યા. આ વિષય વિષે મને પોતાને ઓછી જાતમાહિતી હતી એટલે હું એમને ખાસ માહિતી આપી ન શક્યો. પણ મેં સ્વેચ્છાએ ત્યાં જાતે જઈને વીગતવાર માહિતી મેળવી લાવવાનું કહ્યું. નેહરુએ હું આવું કરું તે બદલ પોતાની ખુશી પ્રગટ કરી. એમણે ઉમેર્યું કે આટલી મોટી સંખ્યામાં તિબેટનોએ ભારતમાં રહેવા આવવાનું કર્યું અને એમને અહીં સલામતી લાગી એ વાતથી પોતે ખૂબ પ્રભાવિત થયા હતા. હવે એમનું કશું નિશ્ચિત ભાવિ ન હતું. એટલે એમણે સૂચવ્યું કે લોંગજુની મુલાકાત ઉપરાંત હું આ નિર્વાસિત તિબેટનોની મીસામારી છાવણીની મુલાકાત લઉં અને એમનો પુનર્વસવાટ કઈ રીતે થઈ શકે એ પણ વિચારું તો સારું.

બીજે દિવસે આ મુસાફરી કરવાની મેં થીમૈયાની રજા માગી. નેફાની સામાન્ય મુલાકાત અને લોંગજુ પ્રદેશની ખાસ મુલાકાત લઉં, નાગભૂમિની સામાન્ય વહીવટી વાત જોવા ક્વાર્ટર માસ્ટર જનરલ તરીકેની મારી સામાન્ય ફરજ બજાવવાનું જ કામ હતું. થીમૈયાએ મને જરૂરી પરવાનગી આપી. આમ તો મને લોંગજુ પ્રદેશના માર્ગ કેટલા બધા ભયંકર અને જોખમી હતા અને સામાન્ય રીતે આ પ્રદેશમાં જવું ઘણું દુર્ઘટ હતું એવી ઘણી અફલાતૂન વાતો જ સાંભળવા મળી હતી.

દિલ્હીથી વિમાનમાં નીકળ્યો અને મીસામારીના તિબેટન પડાવે ગયો. ત્યાં ૧૪૦ સ્ત્રીઓ અને ૪૦૦૦ પુરુષો હતા. એમાં કશાગના એક સભ્ય પણ હતા (તિબેટના પ્રધાનમંડળના સભ્ય). મને જાણવા મળ્યું કે પહેલાં તો આ લોકે એમને સોંપાતું કોઈ પણ કામ કરવાની ના પાડી હતી. ત્યારે એમને આવું કામ ભળાવો તે ઘા પર મીઠું ભભરાવવા જેવું લાગેલું. પણ પછી એમણે મન મનાવી લીધું. આમ લાંબા ઊંચા તગડા, સ્વભાવના સાવ સાદા અને સામા માણસ સાથે સભ્યતા અને સદ્‌ભાવથી વર્તે. માનઆદર દાખવવા આખો વખત જીભ બહાર કાઢે. ભૂમિનું અંતર એ કેટલા દિવસની મુસાફરી થઈ એ પરથી આંકે. દિશા જોવા સૂરજના ઊગવા અને ઢળવાનો

આશરો લ્યે. લગભગ ૧૨,૦૦૦ જેટલા તિબેટનોએ ઘરબાર છોડેલાં અને કાં તો ચીની અમલમાં વિશ્વાસ ન રહ્યો તે કારણે કે પછી એમના પર ઘણા જૂલમ ગુજર્યા તે કારણે અહીં આવેલા. જો બંદૂક અને ગોળીઓ મળી શકી હોત તો બીજા ઘણા અહીં આવ્યા હોત. રસ્તે ચીનાઓ સાથે લડવા માટે આ સાધનની એમને જરૂર હતી.

મીસામારીની તિબેટનોની છાવણીથી હું નાગભૂમિ ગયો. આ રાજ્યની વસ્તી સાડાચાર લાખની છે. ક્ષેત્રફળ ૬૬૦૦ વર્ગમાઈલ છે. એના ત્રણ જિલ્લા : કોહિમા, મેકોકચોંગ અને ત્યુએન સાંગ. એમાં ઘણી જાતિઓના લોક વસે. એમાં મુખ્ય છે, આઓ, અંગામી, લોથા, કોન્યાક અને સેમા. શારીરિક અને નૈતિક રીતે ઘણા જ સાહસી, હિંમતબાજ. ખેતી એ જ મોટે ભાગે રોજગાર. એમના પોતાના જ નિયમો. ઋતુ પ્રમાણે ઉજવણી કરે. ઘણા બધા ભૂતપ્રેતમાં માને. સાથે પિતૃપૂજા કરનારા. કોહિમા અને મેકોકચોંગમાં લગભગ ત્રીસ ટકા લોક ખ્રિસ્તી બની ગયા છે.

ભૂતકાળમાં નાગ પ્રજા કદી પણ કોઈનાય વહીવટીતંત્રમાં રહી નથી. એટલે ભાગલા પછી આપણે એમને સ્વતંત્ર ભારતના નાગરિક કહેવા માંડયું એ એમને ખટક્યું. એમના મનમાં વહેમ અને શંકા જાગ્યાં. એમની પ્રગતિ માટે કરેલી યોજનાઓ પ્રત્યે પણ એમનો ઘણો જ ઉગ્ર પ્રતિભાવ થવા લાગ્યો. અને એમ કરતાં એમની દુશ્મનાવટે સશસ્ત્ર બળવાનુ રૂપ ધારણ કર્યું. એમણે સૂત્ર બનાવ્યું : સ્વતંત્ર નાગલૅન્ડ. ભણેલા શીખેલા નાગ લોક ઘણો સમય થયાં સ્વતંત્રતા માટે આંદોલન કરતા હતા. છેક ૧૯૨૯માં એમણે સર જોન સાઈમન સમક્ષ સ્વતંત્રતા માટે રજૂઆત કરેલી. આ સંદર્ભમાં એ લોક ગાંધીને પણ મળેલા.

આપણી સામેના એમના બળવાના નેતા હતા ફિઝો. વિશ્વયુદ્ધ બીજા વખતની આઝાદ હિંદ ફોજમાં એ સુબેદાર હતો. પ્રદેશોને કોઈની સત્તામાંથી 'છોડાવવાની' ગેરીલા તકનિક એણે હાથ કરી હતી. ૧૯૫૫માં એણે આપણા સામે ધિક્કાર ફેલાવવાની ઝુંબેશ શરૂ કરી અને તરત જ ત્યુએનસાંગ જિલ્લામાં તોફાનો શરૂ થયાં. આપણે એમને એ હવે સાવ સ્વતંત્ર છે એમ કહેવાની કોશિશ કરી પણ એ સાવ નિષ્ફળ ગઈ એટલું નહીં પણ એનું પરિણામ હિંસામાં આવ્યું. એટલે ના છૂટકે આપણે ૧૯૫૬માં લશ્કરી પગલાં લેવાં પડયાં. સામાન્ય રીતે કહેવાય છે એ અર્થમાં એ આપણા દુશ્મન ન હતા, હતા તો આપણા જ ગેરરસ્તે દોરવાયેલા હમવતનીઓ. એમને આપણી સાથે ફરીથી લાવવાની આપણી કોશિશ હતી.

૧૯૫૭ના પ્રથમ નાગ કન્વેન્શનમાં જુદી જુદી જાતિના લોકમાં મત લેવાયા ત્યારે બહુમતીએ ભારતમાં રહેવાની તરફદારી કરી. ૧૯૫૯ના ઑક્ટોબરની ૨૨ મીએ બીજું કન્વેન્શન મળ્યું. અને અહીં તો સર્વ જાતિઓના પ્રતિનિધિઓએ સર્વાનુમતે ભારતમાં રહેવાનું ઠરાવ્યું. આ કન્વેન્શન પછી થોડા જ દિવસમાં હું કોહિમા આવ્યો. મુલકી અને લશ્કરી સત્તાવાળાઓને મળ્યો અને સંરક્ષણવ્યવસ્થા જોઈ. આ ગામનું બીજા વિશ્વયુદ્ધ વખતે જપાની આક્રમણ સામે રક્ષણ કરતાં, ખપી ગયેલા શૂરાઓની વિખ્યાત આરામગાહ પરની તખ્તીઓ મેં જોઈ. પછી મેં મણિપુર રાજ્યની સુંદર રાજધાની ઇમ્ફાલની મુલાકાત લીધી. અહીં તો જિંદગીનો એક માત્ર રસ તે સંગીત અને નૃત્ય હોય એમ લાગે છે. હરીભરી ટેકરીઓ અને સરોવરોની પૃષ્ઠભૂમિ પર, સુંદર નમણી છોકરીઓ અત્યંત મધુર રંગભર્યા પોષાક પહેરીને નૃત્ય કરે એથી પ્રભાવિત થયા વિના ન રહેવાય. હું મોકોકચોંગ અને ત્યુએન સાંગ પણ ગયો. મોકોકચોંગ એક ટેકરીના શિખર પર છે. વાદળ છવાયેલાં હતાં એટલે હું હેલીકૉપ્ટરની ઉતરવાની જગ્યા તો જોઈ ન શક્યો. અમારે પડખેના એક ખેતરમાં જ ફરજિયાત ઉતરાણ કરવું પડ્યું. મેં ઘાસપાણી જોયું અને ઝીમા અને ચાકાબામા જેવાં વિરોધી ગામ પણ જોયાં.

નાગલૅંડની આ મુલાકાત પછી, કેવળ લશ્કરી રાહે આ રાજકીય પ્રશ્ન કદી પણ પતશે ખરો એવી શંકા જાગી. નાગભૂમિ પ્રત્યેની આપણી નીતિ સરાહનીય છે પણ એ અમલ કરનારાએ પ્રમાણિકપણે એ નીતિનો અમલ કરવો જોઈએ. જો એમને ભૂખે મારવા જેવાં કે કિલ્લેબંદી રચવા જેવાં* કે એમનાં ગામને ઘેરો ઘાલવા જેવાં, એમનો પાક બાળી દેવાં જેવાં સીતમનાં પગલાં લઈશું કે પછી જનરલ રોબર્ટ્સની 'ગોળીએ ઠાર મારો' જેવી નીતિ આચરીશું તો એથી તો એમનો વિરોધ કાયમી બનશે. વિરોધ દૂર નહીં થાય. જો આપણે આ ગૌરવવન્તી અને માની પ્રજાને દબાવી દઈશું તો દુનિયાના આ ભાગમાં આપણી સરહદ પર કાયમ માટે આપણા ભવિષ્યના દુશ્મનના મળતિયાઓ ઊભા કરીશું. જો આપણે પરિસ્થિતિ બગડે નહીં પણ સુધરે એમ ઇચ્છતા હોઈએ તો એક માત્ર રસ્તો તે સમજાવટ અને વાટાઘાટનો જ છે. બળજબરીને રસ્તે ક્યાંય કદી પણ વફાદાર નાગરિકો સર્જી શકાયા નથી.

નાગભૂમિથી હું નેફા ગયો. આ ઉત્તરપૂર્વીય સરહદ વિસ્તારને છેડે ભૂતાન, તિબેટ અને બર્મા આવેલાં છે. વિસ્તાર ૨૫,૦૦૦ વર્ગમાઈલ. આબાદી

પાંચ લાખની. પ્રશ્નો લગભગ નાગભૂમિ જેવા. નેફામાં પાંચ જિલ્લા. જિલ્લાનાં નામ એમાં વહેતી નદીઓ પરથી પડેલાં: કામેંગ, સુબનસીરી, સિઆંગ, લોહિત અને તિરાપ. ગામનો વહીવટ સરકારનો પગાર ન લેનારા ગામ (મુખી, ગોવડી) ચલાવે છે. પણ સરકાર એમને માન્યતા આપે છે, સાથે એક પ્રમાણપત્ર અને અધિકારદર્શક લાલ ડગલો આપે છે. ગામોના વહીવટ માટે એક કાઉન્સિલ છે. એને કેબાંગ કહે છે. લોકો સુખી છે. અંગત વ્યક્તિગત સ્વાતંત્ર્યની અને જાતિ પ્રત્યેની વફાદારીની ભારે ખુમારી હોય છે. આ લોક વહેવારમાં સાદા, સીધા, સરળ અને પ્રમાણિક હોય છે, બોલેના બોલ પર ખૂબ વિશ્વાસ. (બીજા સંસ્કારી ગણાતા લોક કરતાં આ સાવ જુદી વાત છે.) એમની બેવ અને સ્ત્રીવર્ગની છેડતીની એમને ભારે ચીડ છે.

ભાતમાં મરચું અને થોડું મીઠું નાખીને ખાય. કયારેક માછલી શેકે અને કંદમૂળ કે વાંસનાં મૂળિયાં ખાય. અહીં દૂધ અને માંસ બહુ ઓછાં મળે છે. ઈંડાં અને મરઘીનો ધાર્મિક વિધિમાં ઉપયોગ થાય એટલે મળે નહીં. એમનામાં સમૂહ નૃત્યો હોય છે. સ્ત્રી–પુરુષ ભેગાં મળીને સમૂહ ગીત ગાય. વચ્ચે ગીત ઉપાડનાર ઊભો હોય એની આસપાસ આ બધાં ગોળ ચક્કરમાં ઊભાં રહે અને ગાય. જંગલ અને નદીઓની માલિકી વિવિધ જાતિઓની છે એવી પ્રબળ માન્યતા છે. અને એ સૂર્ય–ચંદ્રના દેવને પરમ આત્મા તરીકે પૂજે છે.

હું વાલોંગ ઊડીને ગયો. અહીં પણ જોખમી ઉતરાણ કરવું પડ્યું. (મને ઓછી જ ખબર હતી કે બે વરસ પછી મારે આ જ સ્થળે ઘણા જ કપરા સંજોગોમાં આવવું પડશે?) હું ઊતર્યો એટલે સ્થાનિક લોકે દુપટ્ટો આપીને સ્વાગત કર્યું. નેફામાં આ ઘણી ચાલી આવેલી રીત છે. અહીંથી હું દિગ્બોઈ, તુતિંગ અને મેક હુઆ ગયો. આલોંગ ગયો ત્યાં મળીને ખૂબ આનંદ થાય એવા પોલિટિકલ ઑફિસર હલદીપુરને મળ્યો એણે અમારા 'ઓટર'માં બહુ જ મૌલિક બુદ્ધિથી તેલ પુરાવ્યું આ કામ માટે અહીં કશી સગવડ ન મળે. અને એમાં અમે ઉતાવળમાં એટલે એણે અને એના કુશળ સહાયક દ સીલ્વાએ આપ-ઉકલતથી જે થઈ શકે તે ઊભું કર્યું. પોતે જાતે કામ કરીને માણસોને દાખલો બેસાડ્યો. જાતે ભારે દાગીના ઉપાડે. પીપડાંમાંથી તેલ ખેંચે અને અમારી ટાંકીમાં ફૂંકે પૃથ્વીના આ ભાગમાં સૂરજ વહેલો આથમે છે. અને આમે મોડી બપોર જેવું તો થઈ ગયું હતું એટલે અમારા પાઈલટ ફ્લાઈટ લેફ્ટેનન્ટ જગજીતસિંહે તો અત્યારે ઊપડવાનું

માંડીવાળીને બીજે દિવસે પરોઢિયે નીકળવાનું સૂચવ્યું. પણ મારો આગ્રહ હતો કે કાર્યક્રમ બરાબર જાળવવો. એટલે બપોરે જ નીકળ્યા અમે નીકળ્યા એવી જ ખબર પડી કે અમે સૂરજ સામે જ જતા હતા એટલે અમારી આંખો ભરાઈ ગઈ. અમારી પાસે હતા એ નકશા ખોટા. પાઈલટને થયું કે આપણે રસ્તો ભૂલ્યા. એ અમારી ઉતરાણની જગાને નજરે જોઈ લેવા એક સંકેતથી બીજા સંકેત તરફ નજર માંડે ત્યાં તો એને ખબર પડી કે સૂરજ આથમી ગયો. અમે બધા એક વાત જાણતા હતા. જો અમે ઝીરોને બરાબર શોધી ન કાઢ્યું અને અંધારું થયા પછી ઊતરવાની કોશિશ કરી તો અમારી દશા અધળા ચામાચીડિયા જેવી થશે. હવે તો પાછા આલોંગ જવા જેટલો સમય ન હતો અને એટલું તેલ પણ ન હતું. એટલે અમે તો અડધા અજવાળા અડધા અજવાળામાં હાંકયે રાખ્યું. ત્યાં એકાએક જ ગીચ જંગલ વચ્ચે અમે સાફ મેદાન જોયું. પ્રભુનો પાડ માનીને અમે ઊતર્યા અને એ જ સ્થાન ઝીરો નીકળ્યું ! પાઇલટે ખૂબ હિમ્મતભેર અને કુશળ રીતે ઊડાણ કર્યું.

લોંગજુ નજીકના માજાની મારી મુસાફરીનુ વર્ણન કરું તે પહેલાં મારે લોંગજુનું થાણું અમે આ વર્ષની શરૂઆતમાં સ્થાપેલું તેની વાત કરવી જોઈએ. પછી માજાની વાત.

આસામ રાઈફલ્સની એક નાનકડી ટુકડીને કેપ્ટન અધિકારીની નાયકી હેઠળ અમે મોકલી હતી. એમને આપણા જ વિસ્તારમાં આવેલા લોંગજુમાં થાણું સ્થાપવાનું અમે કહ્યું હતુ. આ આપણો જ પ્રદેશ હતો પણ ચીનાઓ આ વિસ્તાર પોતાનો હોવાનો દાવો કરતા હતા. દપોરીજોના પોલિટિકલ ઓફિસરે મને કહ્યુ કે અધિકારી નીકળ્યા એ પહેલા એમને લાલ દગલો આપેલો તે કોક આદરણીય વૃદ્ધને ગાંવ બરા (મુખીઆજી) નીમીને આ 'છત્ર' આપવા. એમ કરીને લોંગજુમાં આપણી સત્તા સ્થાપવાની. જમાદાર લિંબુ મને જોરહટ મળ્યા (અને એ પહેલાં એ લોગજુની લડાઈ વખતે પણ હાજર હતા) ત્યારે એમણે કહ્યુ કે લોંગજુ પહોચીને એમણે ગાંવ બરાની નિમણૂક કરી અને એને સૂચના મુજબ લાલ દગલો પહેરાવ્યો પછી એણે આસપાસના પ્રદેશનું નિરીક્ષણ કરવાને એક ચોકિયાત ટુકડી મોકલી ત્યારે ચીનાઓએ સાંભળ્યું કે આપણે લોંગજુ મુકામે ગાંવ બરાની નિમણૂક કરી છે અને ત્યાં લોંગજુ પાસેના એક ગામ મીગ્યીતુન મુકામેથી એમની (ચીની) ટુકડીએ આપણી ટુકડીને જોઈ ત્યારે કશા પણ કારણ વિના એ લોકને વહેમ આવ્યો. એટલે એમણે લોંગજુ વિસ્તારમાં એમની ચોકિયાત પ્રવૃત્તિને વિશેષ

જોરદાર બનાવી અને એમનું જોઈને આપણે પણ એમ જ કર્યું. અને ત્યાં તો એકાએક ચીની ટુકડીએ આપણી ટુકડી પર હુમલો કરીને લોંગજુ લઈ લીધું. આ ૧૯૫૯ના ઑગસ્ટમાં બન્યું.

અધિકારીએ પોતાને એપેન્ડીસાઈટિસ હોવાની ફરિયાદ કરી એટલે એમની ત્યાંથી બદલી કરી અને એમને સ્થાને કેપ્ટન મિત્રાને લોંગજુ પાછું જીતી લેવા મોકલ્યા. એમને ઝાઝું સાધન આપવામાં આવ્યું ન હતું. અને સાધન વિના લોંગજુ જીતવાનું કામ અત્યંત દુર્ઘટ હતું. પણ આ બહાદુર અફસરે આપણું થાણું માજા મુકામે સ્થાપ્યું. આ સ્થળ આમ લોંગજુથી ૭ માઈલ દક્ષિણે (નાકની લીટીએ તો ત્રણ જ માઈલ થાય)

હું ઝીરોથી ઊડીને દપોરીજો ગયો. ત્યાંથી હેલીકોપ્ટરમાં લાઈમ-કિંગ ગયો. મેં સાંભળ્યું હતું એના મુકાબલે આ સફર તો સાવ સરળ અને કશી જોખમ વગરની હતી. લાઈમ-કિંગ બે ઊંચી પર્વતમાળની વચ્ચે આવ્યું છે અને સુમસીરી નદીના કાંઠે વસ્યું છે. આમ સાવ એકાંત જગા. બધા સ્થળથી જાણે માઈલો દૂર

આ ઠેકાણાથી આગળ જવા માટે તો પગપાળા જવા સિવાય બીજો કોઈ જ રસ્તો ન હતો. અમારા બધા ભાર ઊંચકનારા ચગીન હતા. મારો ભોમિયો ટેયો પણ ચગીન. બધા જ ઝીણી નજરના, સાદા, સરળ, પ્રમાણિક અને હસમુખા. આમ ઈશ્વર કે એવા તેવામાં માને નહીં. પણ પાછા વહેમીલા. ભૂવા વગેરેમાં માને કદી સાપને મારે નહીં. અને કોઈને સાપ કરડયો હોય તો ઉતારે પણ નહીં. ટેયો જરા રૂપાળો, ખડતલ, ચપળ અને પગનો આખો. સરસ હિંદુસ્તાની બોલે અને નેફાની ભૂગોળ તો જાણે આંગળીને ટેરવે. વિષમ ભૂમિ પર પણ વેગથી ચાલે. આ સપાટ ભૂમિના રહેનારા આને ડુંગરા ચઢવાનું કહીને કેમ કાયર થઈ જતા હશે એની એને સમજ ન પડે એને મન તો આ બધા ગામગોદરાના ટીંબા!

લાઈમ-કિંગ મુકામે થોડો આરામ કરીને હું બપોરે આ જોખમી કેડી પર નીકળ્યો. સાથે હતા બ્રિગેડિયર ગુરાયા અને કેપ્ટન મિત્રા. અત્યાર લગી કોઈ સિનિયર અફસરે લોંગજુની આસપાસની ભૂમિનું નિરીક્ષણ કર્યું જ ન હતું. નદી પર ચડિયાં બાંધીને રચેલા પુલ તરફ અમે ગયા. ત્રણ કલાકની દડમજલ પછી, ગીચ જંગલ વટાવ્યા પછી અંધારું થયા પછી અમે પ્રથમ થોભે પહોંચ્યા. શરીર કળે. ગળું તરસે સુકાય. રાતે આરામ કરીને અમે સવારે પાછું નિરીક્ષણ શરૂ કર્યું. આ તો આગળના કરતાં પણ કપરું હતું.

વચમાં આવી એક સાવ સૂકી નદી. એમાં છૂટા પથરા. મોટી શિલાઓને પડખે થઈને નીકળવાનો કંટાળો આવે. થકવી દે. અને વન પણ ગાઢું થતું ગયું. નીચે ઘાસઝાડવાં પણ ખૂબ ઉગેલાં. રસ્તે ઘણાં ચઢાણ આવે. એવાં જ ઉતરાણ અને પછી તો સાવ સીધા ખડક પરનાં ચઢાણ. સીડી જેવું કરેલું પણ અવરજવરને કારણે ઘસાઈ ગયેલું. ક્યારે તૂટી પડશે એની ખબર ન પડે. હકીકતમાં અમારો વાયરલેસ સેટ ઊંચકીને ચાલતો પોર્ટર આવી એક સીડી ઉપરથી પડયો તે સીધો પચાસ ફૂટ નીચે પટકાયો. નસીબદાર તે થોડા ઉઝરડા થયા. ઘણે ઠેકાણે કેડી ગુમ થઈ જાય એટલે જાણે પર્વતને જ ભેટતા ચઢવાનું. વેલાવેલીઓનાં મૂળમાં અંગૂઠા ભરાવીને ચઢવાનું. એ જ અમારો એક માત્ર ટેકો.

નેફા વિસ્તારમાં ઝૂલતા પુલ ઠેકાણે ઠેકાણે હોય. પણ આવા પુલ પર પહેલીવાર પગ મૂકયો ત્યારે ખૂબ બીક લાગેલી. આવા પુલ વાંસના હોય છે અને પહેલાં ઊછળી પડીશું એમ લાગે. પણ પછી તો કેમ પગ મૂકવા એની ખબર પડી ગઈ. પણ થડિયાના ચીકણા પુલ પર થઈને ચાલવું એ ભારે જોખમનું કામ. નાળું કે વહેળો હોય એના પર ઝાડનું થડ જ નાખી દીધું હોય. એ થઈ ગયો કામચલાઉ પુલ. આમે બિનસલામત. પણ જ્યાં નીચે ડાચું ફાડતી ખીણ કે ખાડા તરફ જુઓ ત્યારે હિમ્મત હારી જવાય. એક ચૂક અને જિંદગીને આખરી સલામ. આપણને પેલા નટ જેમ સમતુલા જાળવતાં ન આવડે એટલે એક કરતાં વિશેષ વાર લપસેલો પણ કાં તો મારો ભોમિયો તરત હથેળી મૂકે કે હું પગ મૂકી શકું કે કાં તો મારા હાથ કે પગને પકડી લે નહીં તો આપણે ગબડયા હોત અને પરવારી ગયા હોત. આ ભાગ અત્યંત કપરો પ્રદેશ છે. અમે તિબેટમાંથી નીકળીને આવતી ત્સારીચુ નદીને સુબંસીરી નદીમાં ભળતી જોઈ.

અમારો રોજનો કાર્યક્રમ આવો: સવારે પાંચ વાગ્યે ઊઠીએ. ચા પીને છ વાગ્યે નીકળી પડીએ. અઢી કલાક ચાલીએ પછી નાસ્તો કરવા થોભીએ. રસોઇયા આ જ વખતે બપોરનું ખાણું પકાવે. એ થેલામાં ભરીને અમે પાછા નીકળી પડીએ. બીજા ત્રણેક કલાક દડમજલ કરીએ. ખાણું ખાવા કલાકેક રોકાઈને પાછા નીકળી પડીએ. સાંજના ભાગમાં અમારો પડાવ નજરે પડે અને અમે નિરાંતનો દમ ખેંચીએ દિવસભરની દડમજલથી ખૂબ થાક લાગતો હતો. સૂરજ આથમે એ પહેલાં રાતવાસો કરી લઈએ. આ બપોરના લગભગ સાડાચાર વાગ્યે થાય. અમારા પોર્ટરો વાંસનાં

ઝાડ અને ઝાડવાં કાપે. એના પર તાડપત્રી ઊભી કરીને તંબૂ ખેંચે. સૂકા ઘાસની પથારી. સાત વાગ્યે વળુ. પછી આવતી કાલના કાર્યક્રમ અપાય થોડી વાતચીત, ગપસપ અને અમે ઘાસતેલના દીવા ઓલવી નાખીએ. નદીમાં વધતાં પાણીના ઘૂઘવાટથી હું લગભગ આખી રાત જાગું. કાનમાં રૂનાં પૂમડાં મૂકવા જેવા રતો અગ્નભાવ ને અલ્પઝપ ઊંઘી લઉં. હવે તો અમે હિમના પ્રદેશમાં જતા હતા. હવે રાત વધુ અને વધુ ઠંડી થતી ગઈ.

આ મુસાફરી દરમ્યાન જે પ્રદેશમાં નીકળ્યા ત્યાં જળો, ભમરા, ભમરીઓ અને સાપની ઘણી મોટી વસતી. શરીરના કોઈ ને કોઈ ભાગને જળો વળગે અને માંકું ભભરાવાને કે દીવાસળીથી ઉખાડીએ એ પહેલાં તો ઘણું લોહી ચૂસી જાય અને માંકું અને દીવાસળી જળો માટે ઝેર જેવાં. સાપ તો ઝાડ પરથી લટકતા હોય કે પછી ઝાડવામાં ભરાયા હોય. સદ્-ભાગ્યે અમે બચી ગયા. આખો દિવસ જંગલનાં પંખીના વિવિધ અવાજ સાંભળીએ. દરમ્યાન ઘણા શિકારી જનાવરનો ભેટો થાય. અને અમારા સંગીન પેલાં જંગલી વરુનો શિકાર કરે ત્યારે એમની આંખમાં એક અજબ ચમક આવે. રસ્તે ઘણા ગીચ જંગલ આવ્યાં.

રોજ સાંજે અમે ક્યાં છીએ એની ખબર વાયરલેસથી ઉચ્ચ લશ્કરી મથકે આપીએ. એકવાર મેં બ્રિગેડિયર ગુરાયા સાથે એક રૂપિયાની શરત બોલી. મેં કહ્યું કે સતત અડતાલીસ કલાક સુધી જો આપણે આ હવાઈ સંદેશાવહેવાર ન કરીએ તો લશ્કરના ઉચ્ચ અધિકારીઓ આપણા મૌનની નોંધ પણ ન લે તો પછી આપણું શું થયું એની ચિંતા તો શેની જ કરે ! ગુરાયા મારી વાત માની જ ન શકે એને એમ કે લોક આપણી ચિંતા કર્યા જ કરે. પછી અમે અડતાલીસ કલાક લગી એતારી મૌન જાળવ્યું અને કોઈને કશુય ન થયું.

રોજ આ ઝૂલતા પુલો પર થઈને જઈએ અને એ બધા આમ તેમ હાલે. સાંકડા પુલ પર થઈને જઈએ કે સીધાં ચઢાણુ ચઢીએ કે હાથેપગે થઈને ચઢીએ ઊતરીએ અને હૈયું ધબકતું હોય (હમણાં બધું બહાર આવી જશે એમ થાય) ત્યારે ચઢીએ તે ઊતરવા માટે અને ઊતરીએ તે ચઢવા માટે. આ તો પેલી સાપ ને સીડીની રમત જેવું. માથું, પગ, પંજા બધું દુખે. શ્વાસ ભરાય. હાંફું. મનમાં નિર્ણય કરું કે હવે આવી કામગીરી માથે નહીં લઉં. (કેટલીવાર આવા નિર્ણય કર્યા છે અને તરત પાછા કેડી–શોધના કામમાં

કપરાં ચઢાણ ચઢ્યો છું!) મારા સાથીઓ, જેમની 'સારા' સિપાહી હોવાની નામના હતી એમણે કદી પણ આવી મુસાફરી કરી નથી.

આવી મુસાફરી દરમ્યાન જિંદગીની બીજી કશી વાતો હોતી નથી. નથી હોતા છાપાં, ન કાગળ, ન ટેલિફોન, ન સભા, ન નકશા, ન ગૂંચવાયેલા પ્રશ્નો. ઘણી મોટી વસ્તુઓ સાવ નાની લાગે. આ સંજોગો અને સન્નિવેશમાં તો સાવ અક્કલ વગરની લાગે. પણ ઘણી મામૂલી ચીજો–દોરડાં, લાકડીઓ કે પાણી એ ઘણી જ મોટી લાગે. ગમે તે જાતનો ખોરાક અત્યંત સ્વાદીલો લાગે. રાત્રિના એકાંતમાં મને તો ઘણી ઘણી યાદ આવતી અને સતાવી જતી.

અમારી સાથે કોઈ ડૉક્ટર ન હતા એટલે અમારી પાસે જે થોડીઘણી દવાઓ હતી તેને જ સર્વ રોગ પરની અકસીર દવાઓ માની લેતા.

ઘણા જોખમી સંજોગોમાં અમારું હુંપદ જ અમને ચાલતા રાખતું. અમારા માણસ અમને જુએ છે એ વાત અમે જાણતા હતા. એટલે દાખલો બેસાડવા પણ અમે મોં પર કશો જ ભાવ આવવા દેતા નહીં. હા, મનમાં તો ભારે ઊથલપાથલ ચાલતી હતી. ક્યારેક હૈયું બેસી ગયું હોય એમ પણ થતું. પણ અમે અમારો એ બોજો બહુ જ બહાદુરીપૂર્વક વેઠી લેતા.

કેટલોક ઘણો જ વિકટ માર્ગ કાપીને અમે ચોથે દિવસે બપોરે એક વાગ્યે માજા પહોંચ્યા. એ કુદરતી ખાડા જેવી જગ્યામાં આવેલું. ચારેકોર ઊંચી ઊંચી ગિરિમાળા. મુખ્ય દળે નદીકાંઠે પડાવ કરેલો. એમના કમાન્ડિંગ ઑફિસર પણ એમની સાથે જ હતા. એમની તબિયત કાંઈ બિલકુલ સ્વસ્થ ન કહેવાય. આ આજુબાજુ શું બની રહ્યું છે એની એમને બહુ ખબર હતી એમ પણ કહી ન શકાય. અને એ અહીંથી ઉચ્ચ અધિકારીઓને જે અહેવાલો મોકલતા તે સાવ સાચા હતા એમ પણ નહીં કહી શકાય. એ અહેવાલોથી ગેરમાર્ગે દોરવાયા જેવું પણ બન્યું હોય. પણ એમણે જે લખી મોકલ્યું તે ખરું હતું કે ખોટું હતું એનો ક્યાસ નીકળી શકે એમ ન હતું; કારણ કે કોઈ જવાબદાર કે મહત્ત્વના માણસે માજાની મુલાકાત લીધી જ ન હતી. ઓછામાં ઓછું એ તો આવું માનતા લાગ્યા. ઉપરાંત એમની આદતો બહુ સ્વસ્થ ન હતી.

હવામાન ચોખ્ખું હોય ત્યારે માજામાં ટપાલ અને પુરવઠો હવાઈમાર્ગે પહોંચાડાય. પણ હવામાન મોટે ભાગે ચોખ્ખું હોય જ નહીં. આ સ્થળે રહેવું એ આપણા માણસો માટે કારમી કસોટીરૂપ હતું. આમ છતાં એ લોકે મેં વારંવાર પૂછ્યા કર્યું ત્યારે જ કહ્યું કે એમાંના ઘણાને લાંબો સમય થયાં

રજા મળી જ ન હતી અને એકાદ બે એવા કિસ્સા હતા કે બાકી પગારનો પણ નિવેડો કર્યો ન હતો. મેં તરત જ મારી પાસે હતા એ પૈસામાંથી આ લોકોને ચૂકવ્યા. જે બે સિપાહીઓને ઘણો સમય થયાં રજા મળી ન હતી તે તરત જ રજા પર ઊતરે (મારી સાથે આવતી કાલે જ આવે). આ બે કામની એમના જુસ્સા પર તાત્કાલિક અસર પહોંચી.

માજા પહોંચીને થોડો આરામ કર્યો. પછી એક ઊંચાણવાળી જગ્યાએ જઈને આસપાસના સમગ્ર પ્રદેશનું નિરીક્ષણ કર્યું. માજાથી લોંગજુ દેખાય નહીં; કારણ કે વચ્ચે પર્વતધાર આવે છે. મને જાણવા મળ્યું કે ચીનાઓએ છેક આ ચોકી થાણા લગી મોટર આવી શકે એવો રસ્તો બાંધ્યો હતો. થગીનો જેને હોલુ કહેતા તે મીગ્રીથુન એ લોંગજુની નજીક હતું. અને એવી જ રીતે લોંગજુથી નજીક હતાં બીજાં પાંચ ઠેકાણાં-ચીકચાર, તાગ્જે, સુલા, લાડો, નાગ્દઝોંગ.

આ ટુકડીના નાયકની મેં તાત્કાલિક આ જગ્યાએથી બદલી કરાવી. મને બીક હતી કે એમને માથે જે જવાબદારી સોંપી હતી એનો ભાર એમનાથી સહ્યો નહીં જાય

ફળદાયી મુસાફરીની યાદરૂપે અમે એક ઝાડ પર ૧૧મી નવેમ્બર ૧૯૫૯ એટલું ખોદ્યું. હું અહીંથી લાઈમ-કિંગ અને મીસામારી ગયો. વખત ન હતો એટલે બોમડીલાની મારી પહેલી મુલાકાત વખતે હું રાતે મુસાફરી કરતો હતો. મુસાફરીના છેલ્લા ટપ્પામાં તો મારે ચાલવું પડ્યું; કારણ કે મુશળધાર વરસાદ અને જમીન ધસી પડવાને કારણે મોટર વગેરે જઈ શકે એવું રહ્યું જ ન હતું. વહેલી સવારે પગપાળા ચાલી નીકળ્યો. પછી શિલોંગ થઈને વિમાનમાં દિલ્હી ગયો અને મેં નાગલેન્ડ અને નેફામાં જે જોયું એનો અહેવાલ નેહરુ અને થીમૈયાને આપ્યો આ દોરામાં મને ત્રણ અઠવાડિયાં લાગ્યાં.

૧૯૬૦ ના જાન્યુઆરીમાં ફિલ્ડ માર્શલ મોન્ટગોમરી દિલ્હીની મુલાકાતે આવ્યા. દિલ્હીના સ્થાનિક લશ્કરીઓ સાથે ઘણી રસભરી વાત થઈ એમાં એમણે કહ્યું: 'હું ટૂંક સમયમાં ચીન જવાની આશા રાખું છું. મેં માઓને એ વિષે લખ્યું પણ છે. મને શુક્રવાર સુધીમાં જવાબ આપવો એમ પણ લખ્યું છે.' (જાણે માઓ એમનો સુબેદાર ન હોય!) એમણે વાત વાતમાં એમ પણ કહ્યું કે રાજકારણ તો મતથી જીતે છે પણ લશ્કરી કામગીરી તો માત્ર ફત્તેહથી જીતે છે. જો પોતાની તુલના મતથી થઈ હોત તો પોતે ક્યારનાય ફેંકાઈ ગયા હોત

૧૯૬૦ના માર્ચ માસમાં દિલ્હીમાં ભરાનારા વાર્ષિક હોર્સ શૉ માટે પાકિસ્તાનના સરસેનાપતિ જનરલ મહમ્મદ મુસાને આમંત્રણ આપેલું. ૧૯૪૬–૪૭માં હું લેફ્. કર્નલ હતો ત્યારે એ મારા રસાલામાં મેજર હતા એ વાત તો હું આગળ લખી ગયો છું. પણ ત્યાર પછી તો આખો જમાનો વીતી ગયો અને અમારી પદવી અને પરિસ્થિતિમાં ઘણો ફેર પડી ગયો. લગભગ આભજમીન જેટલું અંતર. અત્યારે એ જનરલની પદવી ધારતા હતા. હું એક ડગલું પાછળ હતો. એમણે મને ખાણા માટે નિમંત્ર્યો. પછી અમે એમના કમરામાં બેઠા અને ઘણી ઘણી રસિક વાતો કરી. પહેલાના જેવા જ મિત્ર હતા. એકબીજાની સોબતથી અમને બન્નેને ખૂબ આનંદ થતો હતો. અમારા અંગત સંબંધો ઘણા જ મૈત્રીભાવભર્યા રહ્યા હતા. ક્યાંય એ સંબંધમાં ડંખનું નામ ન હતું. કટાક્ષ એ વાતનો હતો કે અમારા બન્નેના દેશ તો મૈત્રીભાવથી કેટલાય દૂર હતા. અમે બન્ને એક વાતમાં સંમત હતા. જો, જે પેઢી સાથે ઊછરી સાથે રહી મોટી થઈ હતી તેમના વચ્ચે પણ આજે મૈત્રીભાવ જેવું ન હતું તો પછી જે સાથે રહી શકે એમ છે જ નહીં એ ભવિષ્યની પેઢી સાથે મળી શકે અને બન્ને દેશ વચ્ચે ફરી મનમેળ થાય એ વાત અશક્ય જ છે. એ પેઢીને તો એકમેકને ઓળખ્યાનો લાભ મળશે જ નહીં. ઉપરાંત કાસ્મીર જેવા સવાલો વખતના વીતવા છતાં અણઊકલ્યા રહે તો તો પરિણામે કડવાશ જ વધે કમનસીબે પાકિસ્તાન અને ભારત વચ્ચેનો ઝઘડો રાજકીય હતો અને એ બાબતમાં માત્ર સિપાહીઓની કશી પહોંચ ન લાગે. પછી અમે જૂના વારાની–અમે સાથે કામ કરતા હતા તેની–વાત કરી.

નેહરુને મેં મુસા અહીં હાજર છે એ વાત કહી એટલે તરત જ એમને બહુ ભાવપૂર્વક મળ્યા અને એમને તથા એમના બે દીકરાને સવારમાં છોટા હાજરી માટે બોલાવ્યા. (પ્રમુખ ઐયુબખાનના દીકરા પણ મુસાની સાથે હતા, એમને પણ બોલાવ્યા.)

મારું દફતર નેહરુના દફતરથી બહુ દૂર ન હતું. એક દિવસ સવારે હું મારી મોટર થોભ પર મૂકતો હતો ત્યારે મેં જોયું તો વીસેક વરસનો એક જુવાન નેહરુના દફતર સામે એમની મોટર પામે ઊભો હતો. સાવ જર્જર કપડાં પહેરેલાં. પગમાં જોડા ન મળે. મને જિજ્ઞાસા થઈ તે એની

પાસે ગયો અને એને શું કામ હતું એમ પૂછ્યું. એણે કહ્યું કે એ બંગાળના એક ગામમાં રહેતો હતો. એની મા ગાંડી થઈ ગઈ હતી અને એની બહેન અપંગ હતી. પોતે ગરીબ હતો. સહાય કરે એવું કોઈ હતું નહીં. કોઈકે કહ્યું હતું કે જો તું નેહરુને મળે તો એ તને મદદ કરશે. બંગાળથી એ દિલ્હી, ટ્રેનમાં વગર ટિકિટે આવ્યો. કેટલાય દિવસ થયાં બરાબર જમ્યો પણ નથી. મેં જોયું, એના પગમાંથી કોક રોગ કે પછી ખુલ્લા રહેવાને કારણે હોય પણ લોહી નીકળતું હતું. એ કહે કે આટલે દૂરથી નેહરુને મળવા આવ્યો છું પણ કોઈ એમને મળવા દેતું નથી. મેં કેટલા લોકે મને આ હાલતમાં જોયો છે. પણ કોઈએ મારી પાસે આવીને મારી વાત પૂછવાની તસ્દી લીધી નથી. આ માણસની સાદી ભોળી વાતથી હું પ્રભાવિત થયો. પોતાના દેશના વડા પ્રધાન આગળ પોતાની અંગત વાત લઈને આવનારને પોતાની વાત ઘણી મોટી અને ગંભીર લાગે. પણ દેશની રાજધાનીમાં એની કશી ગણતરી ન હોય. હું એને મારા દફતરમાં લઈ આવ્યો. એના લોહી નીગળતા પગે પાટા બંધાવ્યા. એને સારી પેઠે ખવરાવ્યું. પછી મેં એને ખુલાસો કર્યો કે નેહરુ એટલા કામમાં રહેતા હતા કે રોજ આમ મળવા આવનાર હજારોને મળી ન શકે. એ હતાશ ન થાય માટે મેં એને આશ્વાસન આપ્યું કે હું તારી વાત નેહરુને પહોંચાડીશ. થોડી વાર પછી મેં એને બસો રૂપિયા આપ્યા. નેહરુએ રૂપિયા મોકલ્યા એમ એને લાગ્યું. (હું વચગાળામાં નેહરુને મળી આવ્યો એમ એણે માન્યું) આ રકમમાંથી મા અને બહેનની દવા કરાવજે. એ તો ખૂબ ખૂબ રાજી થઈ ગયો. કહે કે એ દિલ્હી આવ્યો તે લેખે! અને આ રકમ કેટલી મામૂલી છે તેની મને ખબર હતી એટલે એટલી રકમ સાથે મારે એને બંગાળ મોકલવો ન હતો. એને કાંક ખપ લાગે એવું આપવું જોઈએ. એટલે મેં એને સસ્તાં પગરખાં બનાવતાં શીખવતી એક સંસ્થામાં દાખલ કરાવ્યો. ગામ જઈને એ ધંધો કરી શકશે.

બપોરના ખાણા પછી દફતરે જતો હતો ત્યાં રસ્તા વચ્ચે એક રાહદારી મારી મોટર આગળ આવીને પડ્યો અને બેભાન થઈ ગયો. એ ભાનમાં આવ્યો ત્યારે એ કોણ હતો અને એની શું વાત હતી એમ મેં એને પૂછ્યું. મને કહે કે એ પંજાબનો નિર્વાસિત હતો. પહાડગંજમાં ફળાફળાદિ વેચતો હતો. એમાં ક્ષય થયો. સારવારના પૈસા માટે દુકાન સમેટી લેવી પડી હવે એવી બિસમાર હાલતમાં હતો કે માથે છાપરું રાખી શકે એવી હાલત રહી ન હતી. જૂની દુકાન પાસેની એક ગલીમાં ગંધાતી ગંદી નાળી પાસે પડી રહેતો હતો. ખાવાના પૈસા ન હતા એટલે ભૂખે જ ચલાવી લેતો. છેલ્લા

કેટલાય દિવસથી અનાજનો દાણો ખાધો ન હતો. એટલે ચક્કર આવ્યા અને મારી મોટર પાસે બેભાન થઈ ને પડયો ઘણા બધા સત્તાવાળાઓને એણે મદદ માટે કાગળ લખેલા પણ કોઈએ કશી મદદ કરી નહીં. એણે મને કાગળ બતાવ્યા. કશું વળ્યું નહીં. એને હું મારે ઘેર લઈ આવ્યો. બનૂસ અને થોડાં ગરમ કપડાં આપ્યાં. મારી સાથે રહેવા કહ્યું. આ કમનસીબ માણસ માટે મેં મિત્રો અને ઓળખીતાઓ પાસેથી સારી રકમ ઉઘરાવી. ૭ મહિનાની સારવાર અને સંભાળ પછી એ સારો થયો. હું એ પાછો કામે વળગે એ જોવા આતુર હતો. જો બની શકે તો એણે વેચી મારેલી જૂની દુકાન પાછી મળે તો સારું એવું મનમાં હતુ. પણ મેં આ માટે કોશિશ કરી તેમાં ખરીદ-નાર પાછી વેચવા તૈયાર ન થયો. મારી પાસે કશો રસ્તો ન રહ્યો તે મેં એક પોલીસ અફસર મારફત એને દુકાન પાછી વેચી દેવા સમજાવવા માંડયો. હા, એમાં એને ખાસ્સો નફો મળ્યો. આમ મારા આ અકસ્માતે બનેલા મિત્રને એનો જૂનો ધંધો પાછો મળ્યો અને જાણે જિંદગીની નવી રજા-ચિઠ્ઠી મળી.

૧૯૬૦માં બ્રિગેડિયર એમ. એમ. બાદશાહ મારફત ખબર પડી કે લેફ્ટ કર્નલ પ્રિન્સ નામના એક એંગ્લો-ઇંડિયન અફસરનુ જીપના અકસ્માતમાં મૃત્યુ થયું. પાછળ વિધવા અને બે (?) બાળક મૂકી ગયેલા. અને માણસને માથે દુઃખ આવે છે તે પાછું વાળીને જોતુ જ નથી મિસિસ પ્રિન્સ ઘણા આર્થિક સંકટમાં હતાં. રહેવાનુ ઠેકાણું નહીં અને એક અપંગ બાળક. એમને મારાથી બની શકતી સહાય કરી અને એમના બીજા પ્રશ્નોના ઉકેલમાં પણ બનતી મદદ કરી.

ડૉ. બી.સી. રૉય, બંગાળના વહીવટમાં કોઈ પણ દખલ કરે એ સહી ન લે. પોતાના રાજ્ય પર મીઠા મહેરમાન સરમુખત્યાર જેમ રાજ્યઅમલ ચલાવે. લોક બધી વાતે એમના સામુ જુએ લોકને એક ખાતરી કે એ બંગાળને ચાહતા હતા અને એ ઉપરાંત એક જમાનામાં એ મહાત્મા ગાંધીના તમીબ હતા. કૃષ્ણ મેનનને કલકત્તામાં અને બંગાળમા બીજે સ્થળે સૈનિકો માટે મકાનો બાંધવા જમીન જોઈએ બી. સી. રૉય સહમત ન થયા. મેનન અને હું આની વાટાઘાટ કરવા કલકત્તા ગયેલા તે નિરાશ થઈને દિલ્હી પાછા આવ્યા. મેનને થોડા દિવસ પછી બી સી. રૉયને ફરી સમજાવવા

મને પાછો મોકલ્યો. હું એમને મળ્યો. એ મને કહે કે જ્યારે બંગાળમાં જ તસુ તસુ જમીનની ટાંચ છે ત્યારે બીજા કોઈ ને પણ અમારે શા સારુ જમીન આપવી એનું એક કારણ મને બતાવો. એમને સંતોષે એવો કશો ગંભીર જવાબ મને સૂઝ્યો નહીં એટલે મેં જરા હળવાશથી વાત કરી:

'આપે અમને જમીન આપવી જોઈએ-બે કારણસર. એક તો ગઈ કાલે જ આપની સાલગિરહ ગઈ અને સાલગિરહને દિવસે તો લોક કાંક ને કાંક આપે છે. અને બીજું કારણ એ કે આપને થોડા દિવસ પહેલાં દેશનો અત્યંત ગૌરવવંતો પદક ભારતરત્ન મળ્યો તે.'

ડૉ. બી. સી. રોય આવા હળવા જવાબથી ખૂબ મલકાયા. પછી થોડી ચર્ચા થઈ. એમને મારી રજૂઆતથી સંતોષ થયો અને પહેલાં જે વાતની એ ના પાડતા હતા તે જ વાત મહદંશે મંજૂર કરી.

લશ્કરને ચંદીગઢમા કેન્ટોન્મેન્ટ બાંધવી હતી. કૈરોન અને મેનન બન્ને આ બાબતમાં ખાસ ઉત્સુક હતા. કૈરોન માનતા હતા કે આવું થાય તો રાજધાનીની આર્થિક હાલત સુધરશે. મેનન માનતા હતા કે પંજાબની રાજધાનીમાં કેન્ટોન્મેન્ટ હોય એ માનસિક દૃષ્ટિએ અગત્યનું હતું. મેનન આ યોજના કશા વિલંબ વિના શરૂ થાય એમ ઇચ્છતા હતા. અને ક્વાર્ટર માસ્ટર જનરલ તરીકે એ મારી ફરજ હતી.

પંજાબ સરકારનો આ યોજના માટેની જમીન માટે ૭૦ લાખનો અંદાજ હતો. મેં જ્યારે નાણાંખાતાને પૂછ્યું તો એ લોક ૪૦ લાખ કરતાં કશું વધારે કાઢી શકે એમ ન હતા. હું વિમાનમાં ચંદીગઢ ગયો. કૈરોનને હું વર્ષોથી ઓળખતો હતો. જો જમીનની કિંમતમાં ૩૦ લાખનો ઘટાડો ન થાય તો આ યોજનાને નાણાંખાતાની મંજૂરી નહીં મળે અને યોજના પૂરતાં નાણાંને અભાવે ભાંગી પડશે, એમ મેં કૈરોનને કહ્યું. કૈરોને તરત જ પ્રશ્ન હાથ ધર્યો. પણ જમીનની કિંમતમાં અડધો અડધ ઘટાડો કરવાનું કામ મુશ્કેલ હતું. પણ એમણે લાલ પટ્ટીનો બધો જ અંતરાય દૂર કરીને જમીનના માલિકોને બોલાવ્યા. સાથે અમલદારોને બોલાવ્યા. કહે, અહીં બેસો અને થોડા કલાકમાં નિકાલ લાવો. એ બધા આનાકાની કરતા લાગ્યા ત્યારે કૈરોને એમને શું કહ્યું એની તો મને ખબર નથી પણ થોડા કલાકમાં આ બધાએ ભેળા મળીને જમીનના અંદાજેલા ભાવમાં ત્રીસ લાખનો ઘટાડો કર્યો. ભારતમાં કેટલા લોક આમ થોડા કલાકમાં આવું ધાર્યું નિશાન પાડે એની મને ખબર નથી.

આમ હેડક્વાર્ટર્સમાં મુખ્ય સ્ટાફ ઑફિસર્સ*ની લેફ. જનરલની પદવી હોય. ૧૯૪૭ પહેલાં એમનો દરમાયો ૪૦૦૦ રૂપિયાનો હતો. ભાગલા પછી બ્રિટિશરોનું સ્થાન ભારતીયોએ લીધું. સામાન્ય રીતે એમની સેવા અને અનુભવ સરખામણીમાં ઓછાં એટલે આ મુખ્ય સ્ટાફ ઑફિસર્સની પદવીઓ મેજર જનરલોને મળી. બાર વર્ષ પછી વધુ અનુભવ મળતાં ફરી પાછી આ પદવીઓ માટે લેફ. જનરલ હોવું જરૂરી ગણાયું. પણ એમનો પગાર ૪૦૦૦ ને બદલે ૩૫૦૦ કરી દેવાયો. આ એક રીતે ઘણું મનસ્વી હતું. બીજી સેવાઓમાં અમારા જે સમકક્ષ હતા એમના પગાર વગેરે આમ ઘટ્યા ન હતા. થીમૈયાએ આ પરિસ્થિતિ સુધારવા માટે યત્ન કરી જોયા. મેનન અને નેહરુ સંમત થયા. પણ વિત્તમંત્રી શ્રી મોરારજી દેસાઈ સહમત ન થયા. એમની દલીલ હતી કે અત્યારે પેટે પાટા બાંધવાનો વખત છે ત્યારે ભારે પગારોમાં કશો વધારો નહીં કરવો જોઈએ. વાસ્તવમાં આમાં વધારો કરવાની વાત ન હતી પણ જે ઘટાડો કર્યો હતો તે પાછો આપવાની વાત હતી. અને એ બાબતમાં ગાંઠ પડી ત્યારે મારા કેટલાક સાથીઓએ અવિધિસર આ વાત નેહરુના ધ્યાન પર લાવવાનું મને સૂચવ્યું. થીમૈયાની જાણ અને રજાથી મેં નેહરુના ધ્યાન પર આ વાત આણી ત્યારે નેહરુએ કહ્યું કે આ વાતનો નિર્ણય પ્રધાનમંડળની સંરક્ષણ સમિતિએ કરવાનો રહે. આ માટે પંડિત પંત અને મોરારજી દેસાઈની સહમતિ પહેલેથી મેળવવી જોઈએ એટલે એમણે જ મને, પોતાની વતી આ બન્ને મહાનુભાવોને મળવાનુ કહ્યું. હું પંતને મળ્યો અને વાત સમજાવી તો એ સહમત થયા. પણ જ્યાં નેહરુએ ટેલિફોનથી મોરારજી દેસાઈને એમનો મોકલ્યો હું મળવા આવું છું એમ કહ્યા પછી મળવા ગયો ત્યારે એમણે મને કહ્યું કે પોતે આ કિસ્સામાં પહેલાં પણ ઊતર્યા હતા અને અત્યારે એ આ મુખ્ય સ્ટાફ ઑફિસર્સના પગારવધારા સાથે સંમત ન હતા. સંરક્ષણ સમિતિ સમક્ષ આ પ્રશ્ન આવ્યો ત્યારે હું હાજર હતો. જ્યાં નેહરુએ કહ્યુ કે પોતે આ વાત સાથે સંમત થાય છે ત્યારે લગભગ સમૂહ ગાન હોય એમ બીજા બધા પ્રધાનો સંમત થયા. એ પ્રધાનોમાં મોરારજી દેસાઈ પણ હતા. એમના વિચાર કેમ અને ક્યારે બદલાયા એની મને કશી ખબર નથી.

* સ્ટાફ ઑફિસર્સમાં ચીફ ઑફ જનરલ સ્ટાફ, એડજુટન્ટ જનરલ, ક્વાર્ટર માસ્ટર જનરલ અને માસ્ટર જનરલ ઑફ ઑર્ડનન્સ (આર્મી હેડક્વાર્ટર્સ) એટલા ગણાય.

ઉનાળામાં બધા એડિશનલ સેક્રેટરીઝ અને મુલકી સચિવાલયમાં એમનાથી ઉચ્ચ અધિકારીઓને સહુને એમનાં દફતર વાયુનુકૂલિત કરાવવાનો અધિકાર હતો. લેફ્. જનરલો આમ ગણનામાં એડિશનલ સેક્રેટરી કરતાં ઊંચા ગણાય પણ એમને આવો અધિકાર નહીં. લશ્કરમાં અમને લોકને આ વાત ખટકતી હતી પણ અમે એમાં કશો ફેરફાર કરાવી શકયા નહીં. બીજી બધી કોશિશ નિષ્ફળ ગઈ હતી એટલે મારા સહકાર્યકરોએ આ વાત અંગત રીતે ઉપાડવા મને કહ્યું. થોડી ખેંચાખેંચ પછી મુખ્ય સ્ટાફ ઑફિસર્સના દફતરને વાયુનુકૂલિત કરવાની સરકારની પરવાનગી મેં મેળવી. મેનને આ ફાઈલ પર લખ્યું: 'મને આશા છે કે હવે થોડા મુખ્ય સ્ટાફ ઑફિસર્સનાં ભેજાં ઠંડાં રહેશે (વ્યંગ મારા ઉપર હતો) અને કોકનાય પગ ઠંડા નહીં થઈ જાય.' (આ કટાક્ષ બીજાઓ પર હતો.)

આ બધું આમ ચાલતું હતું ત્યારે એક બીજો પ્રચાર ચાલ્યો. એમ કહેવાતું થયું કે ઉચ્ચ અધિકારીઓના વર્ગમાં મારી કશી મોટી લાગવગ છે! આ વાત ફરી ફરીને કહેવાઈ. એવું થાય કે મારા સહકાર્યકરો કે ઉચ્ચ અધિકારીઓ કશુંક કામ કરાવવાનુ કહે (પોતાનાથી ઉચ્ચ શ્રેણીમા). એ કામ એ પોતે કરી કરાવી શકે એવું ન હોય. અને હું એ કામ કરાવી આવું, સેવાના હિતમાં કરાવી આવું એટલે તરત એ જ લોક કહે કે મારી રાજકીય લાગવગ છે!

કેટલાંય વર્ષો થયાં, ભારતના સંરક્ષણ માટે જરૂરી રસ્તા લશ્કર બાંધતું-પણ આર્થિક મુશ્કેલીઓ અને રીતરસમની આંટીઘૂંટીઓ, સાધનસામગ્રીની ટાંચ, નિરીક્ષક દળ પૂરતું નહીં, એ બધાં કારણે પણ સમયક્રમ જળવાતો નહીં. દેશમાં બહુ ઓછી વ્યક્તિઓ વ્યૂહાત્મક રસ્તાની અગત્ય સમજતી-અને સરકારને મન તો આ પણ બીજા રસ્તા જેવા રસ્તા જ હતા.

૧૯૬૦ની સાલથી આપણા પ્રદેશમાં ચીની ઘાલઘૂસ વધી ગઈ હતી-સરકારે આ વાત જરા ગંભીર નજરે જોવા માંડી. આ કારણે નેહરુના અધ્યક્ષપદ હેઠળનું સરહદી રસ્તાના વિકાસનું બોર્ડ અસ્તિત્વમાં આવ્યું. એ બોર્ડના ઉપાધ્યક્ષ હતા મેનન. સભ્યોમાં પ્રધાનમંડળ, સંરક્ષણ, વિદેશ અને વાહનવ્યવહાર ખાતાના મંત્રીઓ, લશ્કર અને હવાઈ દળના વડા અને એના મંત્રી હતા કુશળ અને મળતાવડા એસ કે. મુખરજી. મેજર જનરલ દુબે, જે લશ્કરના

અત્યંત વિશ્વસનીય ઇજનેર હતા તે આ બોર્ડના ડિરેક્ટર-જનરલ હતા. આ બોર્ડની પ્રવૃત્તિઓને સંગઠિત કરવા માટે અને મારી અંગત હેસિયતથી નીમવામાં આવ્યો. આ બોર્ડને દરેક રીતે રસ્તા બાંધવાની પ્રવૃત્તિનો વેગીલો વિકાસ કરવા માટે રચેલું.

૧૯૬૦ના માર્ચની ૨૯મી આસપાસ નેહરુના નિવાસસ્થાને આ બોર્ડની પ્રથમ સભા થઈ. એમણે શરૂઆતમાં જ કહ્યું કે મુખ્ય મુદ્દો તો ઝડપનો જ છે. આ માટે યોજનાઓનો અગ્રતાક્રમ નક્કી કરવો જોઈએ જેથી અગત્યનાં કામ તાત્કાલિક શરૂ કરી શકાય. એમના મત મુજબ લદાખ અને નેફા પર પહેલું ધ્યાન આપવું જોઈએ. આવા માર્ગોનું નિયોજન બહુ જ સંભાળપૂર્વક કરવું જોઈએ. જરૂરી યંત્રસામગ્રી મેળવવી જોઈએ. મજૂરોની વ્યવસ્થા કરવી જોઈએ અને પહેલામાં પહેલી તકે નિરીક્ષક દળ ઊભું કરવું જોઈએ. સાથે જ જુદાંજુદાં રાજ્યોની સરહદો પરના રસ્તાનું સંકલન બોર્ડ કરવું જોઈએ. નેહરુએ કહ્યું કે અત્યારે સરહદ પર જે પરિસ્થિતિ છે તેમાં પછી સુધારો થાય તોપણ આપણી સરહદ પરના રસ્તાની આપણી આવશ્યકતા તો કાયમી રહેવાની અને આપણે એ પૂરી કરવી પડશે.

મેજર જનરલ દુબે અને મેં આ કામ ત્રણ વર્ષમાં થઈ શકે અને ખર્ચ લગભગ ૨૦૦ કરોડ રૂપિયા આવે, એમાં નવા રસ્તા બાંધવા તથા જૂના લગભગ ૪૦૦૦ માઈલના રસ્તા સુધારવાનુ થાય એવો અંદાજ આપ્યો. (નિષ્ણાતોનો મત પાંચ વર્ષ લાગે એવો હતો.) જાડી ગણતરી એ હતી કે એક માઈલ પાછળ લગભગ ચાર લાખ રૂપિયા ખર્ચ લાગે. આ સૂચના સર્વાંશે મંજૂર થઈ.

કારીગર અને કામદાર પૂરતા પ્રમાણમાં મેળવવાનો બહુ જ ગંભીર પ્રશ્ન હતો; કારણ કે સરહદ વિસ્તારમાં આછી આબાદી હતી. દૂસક્ષના સમયમાં માણસ મેળવવાનું મુશ્કેલ. સપાટ ભૂમિ પર એવા પૂરતી સંખ્યામાં મળે પણ એથી પ્રશ્ન ઊકલે નહીં; કારણ કે એ લોક ઊંચાઈવાળા સ્થાને કામ ન કરી શકે. આ જ મુદ્દાઓને કારણે ઢીલ થતી. એક તો ઊંચાઈએ રસ્તા બાંધવાના. ઊંચાઈએ સુરંગ ફોડવાનું, પડખાની ટેકાની દીવાલ ચણવાનું, નાળાં પુલ કે સપાટીઆ પુલ (કોઝવે) રચવાનું ઘણુ જ મુશ્કેલ કામ હતું. બરફ અને વરસાદને કારણે પણ કામ ઢીલમાં પાડવું પડે એમ વખત લાગે. યંત્રસામગ્રી પરદેશથી મંગાવવાની. પૂરતી સંખ્યામાં ટ્રેક્ટરો, કોમ્પ્રેસરો, મોટર-ગ્રેડર્સ, ઉપાડી શકાય અને બીજે લઈ જઈ શકાય એવી પોર્ટેબલ શારડીઓ (ખડક ખોદવા), બરફ હટાવવાની સામગ્રી, પુલો બાંધવાની સામગ્રી, વાહનો,

સુરંગો ગાટેનો બારુદ એ બધું મેળવવાનું. સાથે ઠેકાણે ઠેકાણે હટાવી શકાય એવાં કાચાં કારખાનાં રચવાનાં. આમ પરદેશી ઈજનેરોની ટાંચ અને નિરીક્ષક દળને માટે માણસ મેળવવાનું ઘણું દુર્ઘટ હતું. પરિસ્થિતિ એવી હતી કે મુલકી અને લશ્કરી બન્ને સ્થળે પણ ધંધાદારી લોકની સંખ્યા પૂરતી ન હતી. અને દરેકને પાછી સરખી અગત્ય ન લાગે. લાલ પટ્ટી તો સામે ને સામે. આટલી બધી મુશ્કેલી છતાં રસ્તા બાંધવાનું આ કામ બરાબર આગળ ચાલ્યું. એ સાથે એમની વિરુદ્ધમાં પ્રચાર પણ ચાલ્યો. હકીકતમાં શું બનતું હતું એનો બહુ ઓછાને ખ્યાલ હતો. માર્ગમાં શું મુશ્કેલી આવતી અને એ મુશ્કેલીનો કઈ રીતે ઉકેલ લવાતો એની પણ ઓછાને જ ખબર હતી

આપણી ૨૫૦૦ માઈલની સરહદના પરના રસ્તા જે વિષમ ડુંગરાળ પ્રદેશમાં હતા અને જેમાં નેફાના ડીગેંગ ઝોંગથી લેવા અને તોવાંગ લગી, અને ઝોજીલા થઈને કાશ્મીરમાં કારગીલ અને લેહ લગીના જે પરેલાં જીપ જાય એવા હતા એને વિસ્તારીને મોટાં વાહન જઈ શકે એવા બનાવ્યા. આવા રસ્તાઓની સપાટી (એલાઈનમેન્ટ) બદલવી પડી અને એ ઘણો મુશ્કેલ પ્રશ્ન હતો.

નેહરુ સાથે સરહદના માર્ગોના વિવિધ પાસાંની ચર્ચા કરવાનુ બનતું- ખાસ તો જ્યારે રાજ્યોના મુખ્ય પ્રધાનો સાથે કે કેન્દ્રનાં જુદાં જુદાં ખાતાંઓ સાથે કશુ સંકલન કરવાનુ હોય ત્યારે. મને નેહરુ આમ ઘણા સહાનુભૂતિભર્યા લાગ્યા પણ સદા મક્કમ હોય એવી છાપ ન પડી. પંત સાથે પણ મારે અવારનવાર કામ પડતું. એ સદાય સહાય કરવા તત્પર લાગ્યા.

પંત અત્યંત બાહોશ વહીવટ કરનાર હતા. પોતાના કાળમાં એમણે ભારતની અવર્ણનીય સેવા બજાવી. આમ ખૂબ કુનેહપૂર્વક કામ કરે. જરૂર પડે ત્યાં ખૂબ જ મક્કમ રીતે કામ લ્યે. પણ જો એમને કોઈ વાત ટેલવી હોય તો એમણે એક ખાસ તરીકો બનાવી લીધો હતો. પ્રખર બુદ્ધિ અને માનવીને માપવાની અજબ આવડત. નેહરુ પંત પર ખૂબ જ આધાર રાખે.

(પંત ૧૯૬૧ ના માર્ચની છઠ્ઠીએ ગુજરી ગયા. એ જતાં ભારતને એક કુશળ વહીવટદારની ખોટ પડી. એમના જેટલું રાજકારણનું જ્ઞાન કદાચ બીજા કોઈની પાસે ન હતું. અને જેને જૂની પેઢીના સેવકો કહીએ એમાં તો લગભગ છેલ્લા હતા. એમના જતાં નેહરુની જાણે બાંય તૂટી પડી પંત તો ઘણા જૂના સાથી અને નેહરુ એમને ઘણા નાજુક મામલામાં વિશ્વાસમાં લ્યે પંત નેહરુની આધારશિલા. પંત જતાં નેહરુ આ રાજ-

કારણના અખાડામાં એકલા પડી ગયા. અને હવે અખાડામાં નેહરુ પ્રત્યે વિરોધ અને દુશ્મનાવટ વધતાં હતાં.)

કૃષ્ણ મેનને આ સરહદી રસ્તા–સંસ્થાને હુકમ કરેલો કે વાહનની અત્યંત ટંચાઈ હતી તોપણ એમણે મર્સીડીસ – બેન્ઝના ખટારા ખરીદવા નહીં. કાં તો જપાની ખટારા ખરીદો કે પછી જે કાંઈ દેશમાં થતું હોય એ ખરીદો. બે નવાં મોડેલ તો આમે દેશમાં તરત મળતાં નહીં પણ નવી નક્કોર થોડી મર્સીડીઝ–બેન્ઝ ગાડી કાશ્મીર સરકાર પાસે હતી. એ ફાજલ પાડી શકે એમ હતું પણ કૃષ્ણ મેનનનો હુકમ તે આના સામે તો નજર પણ ન નંખાય પણ આ કાળમાં સોનામાર્ગ–લેહના રસ્તાનુ બાંધકામ અટકી પડ્યું અને તે વાહનની ટંચાઈને કારણે. પરિસ્થિતિ વિષમ હતી એટલે ૧૯૬૧માં જમ્મુ–કાશ્મીર સરકારે સૂચન કર્યું કે મારે થોડા મર્સીડીઝ–બેન્ઝ વાહનો ખરીદી લેવાં અને કામ તાબડતોબ કરાવવું. આ સૂચન મને વહેવારુ અને શાણપણભર્યું લાગ્યુ એટલે મેં કૃષ્ણ મેનના હુકમને બાજુએ મૂક્યા અને સરહદી માર્ગોના ડિરેક્ટર જનરલને કાશ્મીર સરકાર પાસેથી થોડાં મર્સીડીઝ–બેન્ઝ વાહન ખરીદવાની સૂચના આપી. બે દિવસ પછી એક ખાણાના મેળાવડામા મને ખબર પડી કે કૃષ્ણ મેનનને મારી આ સૂચનાની ખબર પડી ગઈ હતી *

પછી કૃષ્ણ મેનને મને, પોતાના હુકમનો અનાદર કેમ કર્યો એમ પૂછ્યું ,ત્યારે મર્સીડીઝ–બેન્ઝ જેવા ઉમદા વાહનોનો નિષેધ કરવાનુ મને કોઈ પ્રતીતિકારક કારણ નથી દેખાતુ અને જો આવા વાહન મળી શકતાં હોય તો એ કે બીજાં સારા ખરીદ કરી લેવા જોઈએ • કારણ કે એની ટંચાઈને કારણે આપણા અગત્યના સરહદી રસ્તા બાંધવાનુ કામ ખોટવાઈ ગયું છે.

ભૂતાનનુ ક્ષેત્રફળ ૧૮,૦૦૦ વર્ગમાઈલ વસતી ૭ લાખની. ભારત અને તિબેટ વચ્ચે આ ઘણી જ ઓછી વસતીવાળો પ્રદેશ આવ્યો છે સ્વતંત્ર રાજ્ય છે. પારો (થીમ્પુ) એ રાજધાની. ત્યા રહીને રાજા રાજ્ય ચલાવે. પચીસ ટકા લોક મૂળ નેપાલી. ત્રણ નદીઓ ઓળગવી પડે : રૈદક, સંકોશ અને મનાસ.

---

* આમ તો કાશ્મીરમા, ભારતની દારૂબંધીની નીતિને ટેકો આપવા આવા પ્રસગે જાહેર રીતે દારૂ અપાતો નહીં; પણ આવા પ્રસગે અચૂક રીતે આસપાસ કાંક 'બાર' જેવું ગોઠવાતું. અને મહત્ત્વના માણસોને કોક ને કોક આવીને 'ટ્રન્કકોલ' આવ્યો એમ કહીને બોલાવી જતું. પાછા આવે ત્યારે લગભગ ચિક્કાર હોય.

આખા પ્રદેશમાં પર્વતમાળ છે. એમાં ભારતની સરહદ પાસેના ડુંગર ૫,૦૦૦ ફૂટ ઊંચા છે. પણ આગળ જાવ તો કુલ્લા કાંગરી શિખર ૨૪,૦૦૦ ફૂટ કરતાં પણ ઊંચે છે. આખા પર્વત પર ખૂબ ગીચ ઝાડી છે. અને પુષ્કળ વરસાદ પડે છે.

ભૂતિયા લોક આમ સાદા પણ ઘણા સંવેદનશીલ છે. એમના નેતા ઘણીવાર આપણી સાથે સંબંધ જાળવતાં માથાભારે રીતે વાત કરે છે. એમને આપણે એમના પર વર્ચસ્વ જમાવતા ન થઈ જઈએ એવી શંકા રહ્યા કરે છે.

૧૯૪૯માં ભૂતાને આપણી સાથે એક સંધિ કરી. આ સંધિથી એમણે ૧૯૪૭ પહેલાં જે સ્થિતિ હતી એનું પુનરુચ્ચારણ કર્યું. ભૂતાનના વિદેશને લગતી બાબતોનો આપણે વહીવટ કરતા હતા.

૧૯૬૧માં ભૂતાનની કુલ આવક ૩૦ લાખ રૂપિયા હતી. આમાં રાજા અને મહેલની જાળવણીમાં ઘણું ખર્ચ થતું. આટલી ઓછી આવકને કારણે એ પરદેશી સહાય માગે એ એને માટે અનિવાર્ય બની ગયું.

નેહરુએ એક વાત સ્પષ્ટ કરી હતી. ભૂતાનની અંદરની ખટપટમાં આપણે ન સંડોવાવું (એમને એમ હતું કે આપણે સંડોવાઈએ તો પછી ચીન કે બીજા દેશોને પણ પોતાનું વર્ચસ્વ વધારવાનું ઉત્તેજન મળે).

૧૯૬૧ના ફેબ્રુઆરીમાં ભૂતાનના રાજા એમના વડાપ્રધાન જિગ્મી દોરજી સાથે દિલ્હી આવ્યા અને પોતાના દેશને માટે વિકાસની યોજનામાં ભારતે મદદ કરવી જોઈએ એમ માગણી કરી. (વિકાસ યોજના કરોડો રૂપિયાની હતી.) નેહરુ સાથે આ બાબત સામાન્ય ચર્ચા કર્યા પછી દોરજી મેનન સાથે ચર્ચા કરવા ગયા. આ મિલન થયું તે પહેલાં મારે નેહરુને મળવાનું થયું હતું આ વખતે નેહરુએ મને ભૂતાન સાથે આપણે ગાઢ મૈત્રી કેળવવી જોઈએ અને એને મદદ કરવા આપણાથી થાય તે બધું જ કરવું જોઈએ એમ કહ્યું હતું. આમ પણ આપણી સરહદ પર એનું મહત્ત્વનું સ્થાન હતું એ વાત પણ નેહરુએ ભારપૂર્વક કહી હતી. આ સાથે એમણે બહુ સ્પષ્ટપણે કહ્યું હતું કે આપણો આવાં નાનાં રાજ્યો સાથેનો વર્તાવ આપણા બરોબરીઆ જેવો હોવો જોઈએ. આપણે એમને 'સુધારીએ છીએ' એવી છાપ તો એમના પર જરાકે ન પડવા દેવી જોઈએ જિગ્મીએ મેનન સાથે વાત કરી ત્યારે મે જ. કે. એન દુબે પણ હાજર હતા એમણે ભૂતાનના સંરક્ષણને મજબૂત કરવા માટેની પુનર્રચનાની વાત સાથે,

આપણે એમના માર્ગવહેવારને વિકસાવવામાં મદદ કરી શકીએ એમ પણ કહ્યું. ભારતીય સરહદથી પૂર્વ ભૂતાનમાં આવેલા તાશી ગોંગ ઝોંગ સુધીનો માર્ગ આપણી સરહદી માર્ગસંસ્થા કર્યા લગીમાં બનાવશે એવો એમણે પ્રશ્ન પૂછ્યો. દુબે સાથે મસલત કરીને મેં, આપણે એ વર્ષમાં આ માર્ગનું કામ પૂરું કરીશું એમ કહ્યું ત્યારે જિગ્મીએ એ અંદાજ સ્વીકારી ન લીધો અને થોડાક કટાક્ષમાં કહ્યું કે, ભારતીય અફસરોએ આ પહેલાં આવા જ અંદાજ આપ્યા હતા. એમને પોતાને લાગતું હતું કે આ સાવ અશક્ય વાત હતી. એમણે આમ કહ્યું એ મને મારા દેશ સામેના ટોણા જેવું લાગ્યું એટલે મેં ફડ દઈને કહ્યું : 'તો કદાચ આપની આથી વધુ વિશ્વસનીય આગાહી કરનાર પાસે જવાની ઇચ્છા હશે...' મેં આમ કહ્યું એથી તો જાણે સોપો પડી ગયો. મેં તો ધડાકો કર્યા જેવું થયું. પણ મારા દેશ સામે આવો ટોણો મારે એ મારાથી ખમી શકાતું ન હતું.*

'આ રસ્તા બાંધવા માટેનું પૂર્વ ભૂતાનનું નિરીક્ષણ ક્યારે શરૂ કરશો ?'

'આવતી કાલે.'

'ના ના, મહેરબાની કરીને કાલે ન કરતા. તમે આવો છો એ ખબર પણ અમે આપી નહીં શકીએ.'

'મને થયું કે આપ ઘણી ઉતાવળમાં છો!'

થોડા દિવસ પછી હું દિલ્હીથી ગૌહતી ઊડયો અને ત્યાંથી 'ઓટર'માં દરંગા બપોરે ત્રણ વાગ્યે પહોંચ્યો. ફૂટબોલના મેદાનમાં ઉતરાણ કર્યું. ભૂતાની કમિશનરને મારા આવવાની કશી ખબર નહીં. એ દિવસોમાં ભૂતાનમાં તાર પગપાળો ટપાલી પહોંચાડતો. (અમે એમના વડાપ્રધાનની મૌખિક મંજૂરીની વાત કરી.) કામની તાત્કાલિકતા જોઈને આ કામચલાઉ ઉતરાણ પટ્ટી પરથી જ અમે અડધા કલાકમાં જ આગળ મુસાફરી શરૂ કરી. નાળાં અને વહોકળાં ખૂંદતા હું અને દુબે ભૂતાનમાં પરવાનગી પત્ર વિના જ દાખલ થયા. મોડી રાત લગી ટેકરીઓ ચઢીને આગળ ચાલ્યા. રસ્તા બાંધવા વિષેની ઘણી જ ચર્ચાઓ કરી હું ને દુબે દિલ્હી પાછા આવ્યા.

* પણ આ રસ્તાનુ બાંધકામ શરૂ થયા પછી જિગ્મી મારી અને દુબે સાથે ખૂબ હળી ગયા. એટલે સુધી કે આ બાબતમાં આપણા વિદેશખાતાને જે પત્રો લખવાના હોય એના મુસદ્દા અમારી પાસે તૈયાર કરાવે. આપણા અત્યંત કુશળ અને ઉત્સાહી પોલિટિકલ એજન્ટ અપ્પા પંતે આવું વાતાવરણ તૈયાર કર્યું. પછી અમારું મળવાનું ખૂબ થતું.

અને પછી તો આ કામને તાત્કાલિક અગત્યનું સમજીને અમે ઉપાડયુ. ભૂતાની સરકાર, રસ્તા બાંધવાનું એમનું કામ આટલા ઉત્સાહ અને સાથે વગરવિલંબે થાય એથી ખૂબ રાજી હતી. આ વાતનું એમને ગૌરવ થતું હતું એ જોઈને અમારો ઉત્સાહ પણ વધતો. એમણે મજૂરોને તૈયાર કર્યા અને એમને પણ આ કામ માટે ઉત્સાહિત કર્યા. (૧૯૬૨ લગી આ યોજના બરાબર સમયમર્યાદા જાળવીને ચાલી. પછી પણ એની પ્રગતિ સંતોષકારક હતી.)

(૧૯૬૧–૬૨ ના સમયમાં હું જિગ્મી દોરજીની નજીક આવ્યો હતો. એ આમ ખુશમિજાજ અને પ્રગતિવાંચ્છુ હતા પણ સાથે જૂની રસમમાં માનનારા હતા. ભૂતાનમાં પોતાના સ્થાન વિષે એ હમેશાં શંકાશીલ લાગતા. (એક ભૂતાનીએ ૧૯૬૪માં એમનું ખૂન કર્યું.) એ હંમેશાં કહેતા કે ભારત અને એમના દેશે સાથે મળીને જ કામ કરવું પડશે. ચીની ખટપટ છતાં આ બે દેશે નિકટ આવવું પડશે.)

સરહદી રસ્તા બાંધવાની આ કામગીરીમાં કાશ્મીરથી નેફા લગીની આપણી આખી સરહદ પરની આ પ્રવૃત્તિનું સંકલન કરતાં મને ખૂબ જ આનંદ આવ્યો.

સિક્કીમ – દ્રેસ મો જોંગ – ચોખાની ખીણ – એ ભારતનું રક્ષિત રાજ્ય (પ્રોટેક્ટોરેપ્ટ) છે. ૧૯૪૯ ની સંધિ મુજબ ભારત સિક્કીમના વિદેશ સાથેના સંબંધો, સંરક્ષણ અને વહેવાર માટે જવાબદાર છે. એની વસતી દોઢ લાખની. એમાં બેતૃતીયાંશ મૂળ નેપાળી કુલના. વિસ્તાર ત્રણ હજાર માઈલ કરતાં ઓછો સિક્કીમના નિવાસીઓ બૌદ્ધ છે. ખૂબ મિલનસાર સ્વભાવના. મુખ્ય જાતિઓમાં લેપચા, તિબેટથી આવેલા ભૂતિયા, અને નેપાળી. રાજધાની ગંગતોક. ભૂતકાળમાં નેપાલ અને ભૂતાન બન્નેએ આ નાના રાજ્ય પર આક્રમણ કરેલું. આમ આ બે દેશ વચ્ચે સિક્કીમ ભીંસાયેલું છે. અને પરાપૂર્વથી ભારત અને તિબેટ વચ્ચેનો વેપારવણજનો અને આર્થિક સંબંધનો માર્ગ રહ્યો છે.

અત્યારના સિક્કીમના મહારાજા ચોગ્યાલ પાલ્દેન થોંડુપ નામગ્યાલ પોતે લેપચા છે. ૧૯૬૫ના એપ્રિલની ૪થી તારીખે અત્યંત ભવ્ય એવી વિધિપૂર્વક સિંહાસને આવેલા. બુદ્ધિશાળી અને પ્રગતિશીલ વિચાર ધરાવતા રાજા છે. નેપાળી બહુમતી લેપચા લઘુમતીને નામશેષ કરી દેશે એવી એમને બીક છે.

સિક્કીમનું અલગ અસ્તિત્વ ટકી રહે એ માટે એ ખૂબ જ જાગૃત છે. પણ એ સાથે એ જાણે છે અને માને પણ છે કે ભારતની મદદ અને મૈત્રી વિના એમ બનવું શક્ય નથી. નેહરુનો પોતાનો મત એમ હતો કે ભારતે સિક્કીમના રાજા અને સિક્કીમની પ્રજા બન્ને સાથે મૈત્રીભાવ કેળવવો જોઈએ અને સિક્કીમને સ્થિર, સમૃદ્ધ અને મૈત્રીભાવભર્યું રાજ્ય બનાવવા માટે આપણાથી બનતું બધું કરવું જોઈએ. એનું સંરક્ષણ કરવાની આપણી સંધિ દ્વારા પ્રાપ્ત થતી જવાબદારી જ નથી પણ વાસ્તવમાં એની આપણે માટે ઘણી બધી અગત્ય છે. મને લાગે છે કે વખત જતાં મહારાજા લોકશાહી સુધારા દાખલ કરશે. અને સુધારા દાખલ કરતાં એમાંથી અસ્થિરતા અને આંતરિક વિખવાદ ઊભા ન થાય એની તકેદારી રાખશે. નેહરુ સિક્કીમ અને ભૂતાનના લોકને ખૂબ ચાહતા. પોતાના અંગત સંબંધથી એમને ભારતની પ્રજા સાથે ગાઢ સંપર્કમાં આવવાનું ઉત્તેજન આપતા. પણ એમણે આંકેલી નીતિના અમલની બાબતમાં થોડા વધુ પડતા ઉત્સાહી અમલદારોએ ખૂબ આગળ જઈને રાજકુટુમ્બની લાગણી દુભાવેલી.

ચીન ભૂતાન અને સિક્કીમને પોતાના વર્ચસ્વ હેઠળ લાવવા માટેના યત્ન કરતું હતું. એટલા માટે આ રાજ્યો સાથે મીઠા સંબંધ રાખવા અને દૃઢ કરવાનું આપણે માટે ડહાપણભર્યું હતું. આપણે એમને ખાતરી કરાવી આપવાની હતી કે આપણે ન તો એમની ભૂમિ પર નજર નાખી હતી કે ન તો એમની જીવનરીત બદલવા માગતા હતા.

૧૯૬૦ માં થીમૈયા પાસેથી રજા લઈને હું આ સુંદર ભૂમિ સિક્કીમ ગયો. રસ્તે જતાં દાર્જિલિંગની મુલાકાત લીધી. ટાઈગર હિલપરથી કાંચનજંઘાનુ અલૌકિક દૃશ્ય જોયું અને દૂર દેખાતો એવરેસ્ટ પણ જોયો. અવર્ણનીય સુંદર દૃશ્ય હતું. પ્રભાતના પહોર પહેલાના અંધારામાં આ ધૂંધળું લાગે છે પણ પછી 'ધીરે ધીરે રંગ બદલવા માંડે છે અને સૂરજ ઊગે ત્યાં તો જાણે અગ્નિજ્વાળા જેમ ભભૂકી ઊઠે છે.' જોયું હોય તો જ માની શકાય એવું દૃશ્ય છે.

ગંગતોક જતાં મારે એક રાત કલિમપોંગમાં 'ફરજ' પર રહેવું પડ્યું. કલિમપોંગ દાર્જિલિંગ પાસેનુ મઝાનું હવા ખાવાનુ ડુંગરાળ મથક છે. સ્થાનિક કમાન્ડરે મારો ઉતારો તાશી દોરજીના આલિશાન બંગલામાં ગોઠવેલો. બંગલો કેન્ટોન્મેન્ટની નજીક હતો. ખાણાં પછી વાતે વળ્યા ત્યારે એમણે વાત કરી: એમનો દેશ આમ બે મોટા દેશ ભારત અને ચીન વચ્ચે આવ્યો હતો અને બન્નેની એને બીક લાગતી હતી. એ સાચું કે ભારતે ભૂતાનને

સહાય કરી હતી છતા ભૂતાનીઓના મનમાં શંકા હતી એ પોતે ભારતના વિરોધી હોય એમ લાગ્યું. પોતાના દેશનુ ભલુ શેમા ? બધાથી સાવ અલગ રહેવુ, અવિકસિત રહેવું અને કોઈ પણ પ્રકારની પરદેશી અસર અને હરકતથી મુક્ત રહેવુ કે પછી પરદેશી મદદ સ્વીકારીને 'સુધરેલા' બનવુ ? એવો આ બાઈએ મને પ્રશ્ન કર્યો. મેં જવાબ દીધો કે તમારો દેશ પરદેશ પાસેથી જરૂર સહાય સ્વીકારે અને જીવનનાં વિધવિધ ક્ષેત્રોમાં વિકસના સાથે સંસ્કારી બને કયા દેશ પાસેથી સહાય લેવી એ પ્રશ્નનો તો ભૂતાને પોતે જ નિર્ણય કરવાનો રહે પણ પોતાની ભૌગોલિક પરિસ્થિતિને જોતાં અને સાથે પોતાની વિચારસરણીને નજર અંદાઝ રાખતાં, જે દેશ પાસેથી એ સહાય લઈ શકે એવો દેશ તે પડોશી ભારત જ છે. ભારતની ભૂતાન સાથેની દીર્ઘ મૈત્રી જોતાં ભૂતાને ભારત વિષે કશી જ શંકા રાખવી ન જોઈએ. અને નેહરુને એમના દેશ ભૂતાન માટે પ્રેમભાવ સિવાય બીજી કોઈ લાગણી નથી હું આ બાઈ સાથે આમ વાત કરતો હતો ત્યારે મારા મનમાં એક છાપ એ પડી હતી કે આ બાઈ બધુ સાંભળે છે પણ એના મનમાં જુદી જ ગાંઠ બંધાયેલી છે (૧૯૬૫ના ફેબ્રુઆરીમાં તાશી દોરજી ભૂતાનથી નાસીને ખટમંડુ ગઈ હતી બીજા કોક ભૂતાનીએ રાજા સામે ખટપટ કરી હતી અને નેપાલમાં આશ્રય લીધો હતો )

બીજે દિવસે હું ગંગતોક પહોચ્યો રાજા અને એમની બન્ને દીકરીઓ તથા મહારાજ કુમારને મળ્યો પછી મધ્ય સિક્કીમમાં આવેલા કોંગ્રા-લા વિસ્તારમાં ગયો અહીં ઘાંટી ૧૬,૦૦૦ ફૂટની ઊંચાઈએ છે આ જોખમ વાળી મુસાફરીમા યાદગાર અનુભવ મળે એ માટે હું મારી બન્ને દીકરીઓને પણ લાવેલો. મારી સાથેની મંડળીમા બ્રિગેડના સરદાર બ્રિગેડિયર ભગવતી સિંઘ, આ વિસ્તારની જેને શિરે જવાબદારી હતી તે ઇન્ફન્ટ્રી બેટેલિયનના કમાન્ડર લેફ્. કર્નલ બાર, એ જ એકમના મેજર અમરસિંઘ અને નાયક પ્રેમસિંઘ તથા ડૉકટર કેપ્ટન ગાંધી વગેરે હતા પ્રથમ ત્રણ તબક્કામાં તો હરકત ન નડી પણ પછી ઊંચાણુ આવ્યું તેમ ઠંડી વધી

છેલ્લા ચઢાણની શરૂઆત કરવાનુ આવ્યું ત્યારે અમે ૧૫,૬૦૦ ફૂટની ઊંચાઈએ આવેલી છાવણીમાં રાતવાસો કર્યો અહીં અમને શ્વાસ લેતાં મુશ્કેલી નડી ઊંઘ ન આવી આવા હવામાન સાથે કશો પરિચય નહીં એ કારણે આમ થતુ હશે, હમણાં બધુ રાગે પડી જશે એમ હુ માનતો હતો પણ મધરાત થઈ અને મારી બન્ને દીકરીએ માથું દુખવાની ફરિયાદ

કરી. એ કદી ૯,૦૦૦ ફૂટથી ઊંચે ગયેલી નહીં. કહે કે તબિયત ઘણી ખરાબ છે. મેં પડખેના તંબૂમાં હતા એ ડૉક્ટરને ઘાંટો પાડ્યો એ કહે આવું છું. થોડી વાર પછી આવ્યા, અને દીકરીઓને જોઈને કહે કે એમને ડુંગરાની સખત બીમારીની અસર છે.

આમ અમારે છેલ્લા ચઢાણ માટે બીજે દિવસે સવારે નીકળવાનું હતું પણ ત્યારે થોડોક સુધારો હતો પણ હજુ બરાબર ન હતું. મનમાં એમને સાથે લેવી કે વળાવિયા સાથે પાછી મોકલવી એની વિમાસણ હતી. પછી મને થયું કે આનો નિર્ણય એમણે જ લેવો જોઈએ. અને એમણે અમારી સાથે કોંગ્રા-લા આવવાનુ કહ્યું ત્યારે સાનંદાશ્ચર્ય થયું. થોડા વિષમ ચઢાણ પછી અમે બપોરે પહોંચ્યા. આસપાસનાં શિખર તો ૨૨,૦૦૦ ફૂટ લગી પહોંચે છે. ઠંડીથી અમે અકડાઈ ગયા અને થોડો આરામ કરીને બધા જ નીચે ઊતર્યા અને રાત ગાળી હતી એ છાવણીમાં આવી પહોંચ્યા. છોકરીઓને આ વિક્રમથી ખૂબ આનંદ થયો. અને લગભગ પખવાડિયા પછી મુકામે આવી પહોંચ્યા.

નાગભૂમિના દૂરના ડુંગરાળ પ્રદેશમાં આપણે જે લશ્કરી થાણાં મુલકી હકૂમત ને કાયદો અને વ્યવસ્થાની જાળવણીમાં મદદ કરવા માટે સ્થાપ્યાં છે તેમાં એક પુર છે. એ થાણામાં નેવું માણસ. ૧૯૬૦ના ઑગસ્ટની ૨૬મી તારીખે ૫૦૦ જેટલા સશસ્ત્ર અને સ્વતંત્ર થવા ઇચ્છતા નાગલોકે આ થાણા પર હુમલો કર્યો. હુમલો કર્યા પહેલાં થાણાનો બહારની દુનિયા સાથેનો બધો સંબંધ, એક ડુંગરાળ, વેગીલા, ઝરણાં પરના લક્કડિયા પુલને તોડી નાખીને તોડી નાખ્યો. નજીકમાં નજીકનું જિલ્લાનું થાણું અહીંથી આઠ માઈલ દૂર અને ત્યાં જવા માટે માત્ર ખચ્ચરને જવાની કેડી. ખાધાખોરાકીની અને દારૂગોળાની સામગ્રીના પુરવઠા માટે આ થાણાને એક વેપારી વિમાની કમ્પની જે વિમાન મારફતે સામગ્રી પહોંચાડે તેના પર આધાર રાખવો પડતો. દુશ્મનો સાથેના ગોળીબારમાં, ઘેરાયેલી ટુકડીએ શરૂઆતમાં આડેધડે ગોળીબાર કર્યા એ કારણે એમની પાસે દારૂગોળાનો પુરવઠો ઘણો ઓછો થઈ ગયો. એમણે મદદ અને રાહત માટે રેડિયો દ્વારા જે વિનંતી કરી એમાં પણ દારૂગોળો અને પાણી વિમાન દ્વારા તરત મોકલો એમ કહેલું. નીચેથી સખત તોપમારો થતો હતો એટલે મુલકી અને વેપારી વિમાની સેવા

તો આ કામમાં પડે જ નહીં. એટલે આ કામ તરત જ ભારતીય હવાઈ દળના હવાઈ વાહતુકી વિભાગને સોંપાયું અને આ વિભાગનાં બે વિમાનને પ્રભાતના પહેલા પહોરે આ કામે મોકલવામાં આવ્યાં. એકને નીચેથી થતા ગોળીબારને કારણે પુરની પાસેની નદી તેઝુના કાંઠા પરના એક ભાગના ખેતરમાં ફરજિયાત નીચે ઊતરવું પડયું અને એના હવાબાજોને નાગલોકે પકડયા. અને બીજા વિમાનનો હવાબાજ તો જાન બચી લાખો પાયે એવી ગણતરીએ પુર પાસે પહોંચ્યા વિના જ મૂળ મથકે પાછો આવ્યો. હવાઈદળ આ કોશિશમાં હતું ત્યારે ભૂમિદળે મોકલેલી રાહત ટુકડી તો પુલ તોડી નાખ્યો હતો એ કારણે પેલું નાળું ઓળંગી ન શકી. ૨૬મી તારીખ આખી એમ ને એમ ગઈ. વિમાનદળે ફરીથી પુરવઠો પહોંચાડવાની કોશિશ ન કરી. જો નાગ દુશ્મનોએ ૨૬મીએ પુર પર હુમલો ન કર્યો તો એનું કારણ એ હોય કે હવે બધી વાતે દોર પોતાના હાથમાં જ છે અને કયાં છટકવાના છે એવા ભરુસે રહ્યા હોય કે પછી આપણી નબળાઈની એમને કશી જ ગંધ ન આવી હોય. આ દરમ્યાન વિમાનદળના વડાએ આ દુશ્મન નાગનોક પર હવામાંથી તોપમારો કરવાની વિનંતી કરી. એ વિષે દિલ્હીમાં રાજકીય વિચારણાને કારણે કશો આખરી નિર્ણય થયો ન હતો. અહીં ઘેરાયેલી ટુકડીના પતનની છેલ્લી ઘડીઓ ગણાતી હતી એટલે છેવટે ૨૭મીએ સવારે એર વાઈસ માર્શલ મોંઘી જોરહાટ ગયા અને ત્યાંથી ખાસ વિમાન પુરવઠો ફેંકવા લઈને પુર ગયા. અને હવાબાજો પર ધડો બેસાડવા પોતે જ એ વિમાનમાં ગયા. નીચેથી દુશ્મનોએ ગોળીબાર કર્યા પણ વિમાન સદ્ભાગ્યે બચી ગયું.

દિલ્હીમાં નેહરુના પ્રમુખપદે ખાસ પરિષદ મળી. આમાં આપણા કેદ પકડાયેલા વિમાનીઓને કઈ રીતે છોડાવવા એ પ્રશ્ન આવ્યો. થીમૈયાએ નાગલોક સામે આપણે ગેરીલા પદ્ધતિ અજમાવવી એવું સૂચન કર્યું ત્યારે નેહરુ ઘણા ગુસ્સે થયા. કહે કે લશ્કર આ વાત કયારનું કહે છે પણ એ બાબતમાં ટચલી આંગળી પણ ઊંચી કરી નથી. કહે કે આપણે કામ કરતાં વાતોમાં જ વિશેષ રાચીએ છીએ.

નેહરુ અને મેનન બન્નેએ સૂચન કર્યું કે મારે પુર જઈને ખાસ શું છે તે નજરે જોવું અને પછી અહીં એનો અહેવાલ રજૂ કરવો. ખાસ તો આપણી સ્થિતિ કેવી છે, પુરવઠા વિષે કેવી હાલત છે, એ વિષે વિશેષ માહિતી મેળવવી આ પરથી હું, દિલ્હીથી ઊડીને ડમડમ આવ્યો. ત્યારે હવામાં તોફાન હતું. હું ઊતર્યો એવા એર કોમોડોર માદમે મને મળ્યા. વરસતા

વરસાદમાં અમે અહીંથી ઊપડયા. ગાજવીજ અને વરસાદમાં અમારું વિમાન તો દીવાસળીના ખોખા જેમ આમથી તેમ ઊછળતું-ફેંકાતું. અમે જેમ ઊંચે જતા ગયા તેમ ચારેકોરથી અમને ઘેરતાં ઘણાં ઘનઘોર અને તોફાની વાદળનો સામનો કરવો પડયો. આવા તોફાનમાંથી અમારા ડેકોટાને હંકારવાનું કામ ઘણું કપરું હતું. આ વિસ્તારમાં વિમાનોને વરસાદ, ગાજ-વીજ અને તોફાનનો વરસના આ મહિનાઓમાં ખાસ સામનો કરવો પડે છે. એક કરતાં વિશેષ વાર અમે ભારે મુશ્કેલીમાં મુકાયા. પણ એર કૉમોડોર માલ્સેની કુશળતાથી અને હિંમતથી જ બચ્યા. અમે પુર પહોંચી શકીશું એ ભરૂસે અમે જોરહાટથી હેલીકોપ્ટરમાં ગયા. પણ અમે આ વિસ્તારની નજીક પહોંચ્યા અને જોયું તો આખા વિસ્તાર પર વાદળ છાયાં હતાં. અમે ફેક, જે પુરથી થોડા માઈલ દૂર છે, તેના ઉપર ઊડતા હતા ત્યારે અમને, નાગભૂમિમાંના આપણા દળના કમાન્ડર મે. જ. 'ડેની' મિસરાનો સંદેશો મળ્યો. એ આ વખતે ફેક મુકામે હતા. એમણે બેતારી સંદેશામાં અમને 'અહીં ન ઊતરતા, કારણ કે આ સ્થળ પર હુમલો થવામાં છે' એમ કહ્યું. છતાં મેં પાઈલટને ત્યાં જ ઊતરવા કહ્યું અને એણે ઉતરાણ કર્યું. કોહિમાથી ત્રીસ માઈલ દૂર આવેલા ચકસાંગ વિસ્તારમાં આ થાણુ આવ્યું છે.

૩૩ કોર્પ્સના તાજા જ કમાન્ડર બનેલા લેફ. જ. ઉમરાવસિંઘ અને મિસરા મને ઊતર્યો એવા મળ્યા. હું તરત જ પડખેની ટેકરી પર ગયો. આ વ્યૂહાત્મક અગત્યની જગ્યા હતી. ઊંચાણને કારણે આસપાસનો પ્રદેશ બરાબર દેખાતો હતો. આ થાણાના સંરક્ષણની નજરે મેં જોયું તો કમાન્ડરે થોડું બાંધે ભારે જ હાંક્યું હતું. અને અહેવાલ સાવ અસંતોષકારક હતો. પોતાને રક્ષણ માટે કેટલી સામગ્રી જોઈશે એનો પણ ખરો અંદાજ ન હતો. પોતાની દારૂગોળાના પુરવઠાની શી હાલત હતી એની પણ એમને ખબર ન હતી. હકીકતમાં બન્યું હતું એવું કે અહીં ભૂમિ પર મોર્ટાર બરાબર ગોઠવી હતી પણ એનો બારુદ ત્રીસ માઈલ દૂર પડયો હતો. આવી ભૂલો સુધારીને અમે થનારા હુમલા માટે સજ્જ થવા માંડયું. દુશ્મનો પુર પરથી ધ્યાન દોરવા આજ રાત્રે અહીં હુમલો કરે. હાજર હતા એ સહુને જગા મુકરર કરી આપી. આમાં મુલાકાતીઓનો પણ સમાવેશ થાય. પણ હુમલો ન થયો અને બીજે દિવસે મેં આ થાણુથી વિદાય લીધી.

એમણે પકડેલા ચાર કેદીને લઈને નાગ દુશ્મનો લપાતા ફરતા હતા. માર ખાધેલા ડેકોટામાંથી એમણે ફ્લાઈટ લેફ્. સિંઘ સમેત ચાર જણને પકડયા હતા. અમે એમને છોડાવવા ઘણું બધું કર્યું. પણ એ લોક અમારી

સાથે જાણે સંતાકૂકડી રમતા હતા. ઘણીવાર ભારત–બર્મા સરહદમાં પેસી જાય. એ લોક સારી પેઠે જાણે કે અમે આ સરહદ ઓળંગી ન શકીએ. અને ઉપરાંત પોતે અમારા હુમલાથી સર્વથા રક્ષિત રહે. અમારા કેદ પકડાયેલા માણસોને પાછા લાવવા અમે અધીરા બન્યા અને આ સંતાકૂકડીને બદલે એમનો ખરેખરો ગરમાગરમ પીછો પકડવાનું અમે નક્કી કર્યું. જ્યાં જાય ત્યાં પાછળ જવું. બર્માની સરહદમાં જાય તો ત્યાં પણ જવું. આ બાબતની રજા મળ્યા પછી અમે આ સરહદ ઓળંગી, અને અમને સરહદ ઓળંગતા જોઈને નાગ ટુકડી ખૂબ ગભરાઈ ગઈ. એમની ગણતરી એવી હતી કે અમે કદી પણ આ સરહદ ઓળંગીએ જ નહી. એ લોકો ગભરાઈને અમારા માણસોને છોડી દીધા. અમારે તો આ જ ગૌરવની વાત હતી અને અમારા માણસોને લઈને અમે અમારા પ્રદેશમાં પાછા આવી ગયા.

હું તેઝપુર પહોંચ્યો ત્યારે બપોરના બે થયા હતા. નાગલેંડ અને આપણી પૂર્વીય સરહદ પર દોરો લગાવીને હું આવ્યો હતો અને એ જ રાતે કલકત્તાથી દિલ્હી ચાલુ વિમાનમાં જવા માગતો હતો. પણ તેઝપુરથી કલકત્તા હું હવાઈ દળના વિમાનમાં ન જાઉં તો મને કલકત્તાનું વિમાન ન મળે. અને અધૂરામાં પૂરું વાતાવરણ વાદળથી છવાયેલું હતું. તોફાન થાય એવું લાગતું હતું. એર ફોર્સના સ્ટેશન કમાન્ડરે મને બીજે દિવસે જવા કહ્યું. પણ મારે તો મારો કાર્યક્રમ જાળવવો હતો. એટલામાં જે જેટ વિમાનમાં હું જવાનો હતો તેની તેલની ટાંકીમાથી તેલ ઝમતું હતું એવા ખબર પડ્યા. ઉત્સાહી અને કુશળ સ્કો. લી. સુરીન્દરસિંઘે તરત જ પોતે સમારકામ કર્યું અને પોણાત્રણે અમે ઊપડયા. અહીં વાતાવરણ એકદમ તોફાની થયું. અમે સીલીગુરી વિસ્તાર નજીક ૩૦,૦૦૦ ફૂટની ઊંચાઈએ ગયા. અમે કોક સારો વિસ્તાર જોતા હતા ત્યાં તો વિમાન રસ્તો ભૂલીને માઉન્ટ એવરેસ્ટની નજીક જવા લાગ્યું. અહીં મારાથી શ્વાસ ન લેવાય એવી હાલત થઈ. મેં પાઈલોટને મારી હાલત જણાવી ત્યારે એણે કહ્યું કે પ્રાણવાયુનો જે પુરવઠો હતો તેમાં થોડી ગરબડ થઈ છે. થોડીવારમાં અમે આ દોષ સુધાર્યો અને તોફાની હવામાનમાં આમ તેમ અથડાતા સંપાટાણે ડમડમ વિમાનઘરે ઊતર્યા. અને મધરાતે હું દિલ્હી પહોંચ્યો.

બીજે દિવસે હું મારા દફતરમાં કામ કરતો હતો ત્યાં જમણું પડખું જાણે પાંખું થતું લાગ્યું. માત્ર મારી કલ્પના હશે એમ પહેલ પ્રથમ તો વિચાર્યું. પણ આવો ભાવ ચાલુ રહ્યો એટલે મેં જાણીતા દાક્તરને બતાવ્યું. એ કહે કે ઘણી મોટી ઊંચાઈએ ઘણો વખત પ્રાણવાયુ વિના રહેવાથી અને શરીર પામે કાયમ એ ખમી શકે એ કરતાં વધુ કામ લેવાથી લોહીના ફરવાની

ક્રિયા પર અસર થાય. કદાચ પક્ષાઘાત જેવું પણ થાય. થોડા કલાક તો આ વાતથી હું ખૂબ મૂંઝાયો. બે દિવસ તો જાણે ઝોકાં ખાતો હોઉં એવું થયું. એમ થાય કે આ પક્ષાઘાત ધીરે ધીરે આવતો ગયો. ત્રીજે દિવસે જાગ્યો ત્યારે રાબેતા મુજબનું લાગ્યું.

ચીનાઓએ પહેલાં અકસાઈ ચીનની સપાટભૂમિ( પ્લેટો )નો કબજો લીધો અને પછી લદાખ વિસ્તારમાંનો આપણો પ્રદેશ ટુકડે ટુકડે ઓહિયાં કરવા માંડયો. એટલે આપણને એ વિસ્તારમાં લશ્કરી થાણાં ઊભાં કરવાની ફરજ પડી. આ માટે અમારે ટકાઉ અને મજબૂત હેલીકોપ્ટરની જરૂર હતી. અકસ્માતોમાં ઘવાયા હોય અને આ ડુંગરાળ પ્રદેશમાં બીજી કોઈ પણ રીતે દાખલ ન થઈ શકાય એવા વિસ્તારમા જવા માટે ઘણી મોટી સંખ્યામાં હેલીકોપ્ટર જોઈએ ઉપરાંત આવશ્યક પુરવઠાની હેરફેર માટે, દારૂગોળો પહોંચાડવા માટે, તબીબી રાહતનાં સાધન પહોંચાડવા અને નિરીક્ષણને માટે પણ હેલીકોપ્ટરની જરૂર હતી.

૧૯૬૦માં હવાઈ દળે આ વિષે પૂરી તપાસ કરી હતી. અમેરિકા, રશિયા અને ફ્રાન્સ પાસે આપણને અનુકૂળ આવે એવાં હેલીકોપ્ટર હતાં. એ બધાની કામગીરીની એકમેક સાથે સરખામણી થઈ શકે એવી હતી. રશિયા પાસે બે જાત હતી: એક વિશેષ આધુનિક હતી પણ એમણે કહ્યું હતું કે આ જાતનાં હેલીકોપ્ટર એ લોકો વેચવાના ન હતા. રશિયન હેલીકોપ્ટર આમ સસ્તું હતું અને વિપુલ સંખ્યામાં મળી શકે એમ હતું. ઉપરાંત એની કિંમત ભારતીય ચલણમાં ચૂકવી શકાય એમ હતું.

સંરક્ષણ મંત્રી કૃષ્ણ મેનનને દરેક જાતના યંત્રનો, પોતાના વૈજ્ઞાનિક સહાયકો અને અન્ય સલાહકારો સાથે મળીને ઊંડો અભ્યાસ કર્યો હતો. થોડાં અમરિકી અને ફ્રેંચ હેલીકોપ્ટર ચલાવી જોવા ખરીદ્યાં હતાં. પણ જથ્થાબંધ તો રશિયન યંત્ર લેવાનું ઠરાવ્યું. આ યંત્રની કસોટી દિલ્હીના હવામાનમાં થયેલી. અમારામાંના ઘણાને લાગતું હતું કે આ કસોટી અધૂરી હતી. વાસ્તવિક ન હતી બીજાની તો કપરી કસોટી કરવામાં આવી હતી. સમય જતાં એવાં યંત્રની કામગીરી તો ઊંચાઈવાળા પ્રદેશમાં જ રહેવાની તો પછી કસોટી પણ એ જ વિસ્તારમાં એવી જ પરિસ્થિતિમાં થાય એમ અમને લાગતું હતું. પણ મેનનને લાગતું હતું કે દિલ્હીના હવામાનમાં લીધેલી કસોટી પૂરતી હતી. એમણે આપણે હેલીકોપ્ટર ખરીદવા રાજી છીએ એવું રશિયનોને કહી પણ દીધેલું.

હવાઈદળના કેટલાક નિષ્ણાતનો મત એવો હતો કે ફ્રેન્ચ હેલીકોપ્ટરની કામગીરી બીજાં કરતાં ચઢિયાતી હતી. આ ઉપરાંત રસ્તાના બાંધકામનો એક અનુભવ એ હતો કે કહેલે વખતે રશિયન સામગ્રી પહોંચતી નથી, એનાં જુદાં જુદાં કારણો હોય છે. એટલે મને ભય હતો કે હેલીકોપ્ટર મળવાની બાબતમાં પણ વિલંબ થાય. આ અરસામાં મેનનને આપણા પ્રતિનિધિમંડળના વડા તરીકે સંયુક્ત રાષ્ટ્રસંઘમાં જવાનું થયું.

હેલીકોપ્ટરની બાબતમાં હું નિષ્ણાત ન હતો પણ એક નવું યંત્ર ખરીદાતું હતું અને ખરીદતાં પહેલાં એની યોગ્ય કસોટી થઈ ન હતી એ વાતથી હું ઠીક ઠીક પરેશાન હતો. આવાં યંત્રોને ખૂબ ઊંચે સરહદી વિસ્તારમાં ઉડાડવાની કામગીરી આપણા પાઈલોટો માટે ખતરનાક હતી. એર માર્શલ પિન્ટો પણ મારી સાથે સહમત હતા. બીજા હવાઈદળના અફસરોનો પણ એવો જ અભિપ્રાય હતો.

અમારામાંના કેટલાક તો જબરી દ્વિધા અનુભવતા હતા. આવી બાબતમાં સરકાર જે પણ નિર્ણય કરે તે જેવો ને તેવો સ્વીકારી લેવો ? અંતરાત્મા ડંખતો હોય તોય સ્વીકારી લેવો ? કે પછી અમારે આ વાતનો વિવાદ કરવો ? એક વાત મારા મનમાં સ્પષ્ટ હતી. આપણા પાઈલોટોની જિંદગીને કોઈ પણ રીતે જોખમમાં ન મુકાય. એટલે મેં હવાઈદળમાં ન હતો તોપણ આ અંગે વિવાદ જગાવવાનુ નક્કી કર્યું. મેં એર માર્શલ પિન્ટોને વાત કરી. લદાખમાં આની 'ટેસ્ટ ફ્લાઈટ' કસોટી લેવા એ મને એક રશિયન હેલીકોપ્ટર આપી શકે ખરા ? તો હું આ કસોટી કરું. મેં એ સાથે કહ્યું કે આવી કસોટી કરવાનુ મુદ્દલે મારું કામ નથી પણ સંજોગો લગભગ ફરજ પાડતા હતા. પિન્ટોએ મને એમને પણ મારા જેવી જ ચિંતા થાય છે એમ કહ્યું. પણ મુશ્કેલી એ હતી કે ન્યૂયોર્ક જતાં પહેલાં કૃષ્ણ મેનન ફરમાવતા ગયા હતા કે હવે આ યંત્રની કશી વધુ કસોટી કરવાની નથી. ઉપરાંત એમણે એમ કહ્યું કે લદાખના જે વિસ્તારમાં કસોટી કરવાનું મારા મનમાં છે એ વિસ્તારમાં અત્યારે કસોટી કરવાનુ ભયંકર જોખમભર્યું છે. મારી દલીલ એ હતી કે કસોટી તો અત્યંત કપરા સંજોગોમાં જ કરવાની હોય. પિન્ટોને આ વાત વિષે વધારે આગ્રહ કરવાની જરૂર જ ન હતી. એમણે પોતે મારી સાથે આ કસોટી માટે આવવા કબૂલ્યું. એ થઈ ૧૯૬૦ ના ડિસેમ્બરની વાત.

પિન્ટો અને હું દિલ્હીથી જમ્મુ એક ડેકોટામાં ગયા. એણે બીજે દિવસે રશિયન હેલીકોપ્ટરને અમને લેહ મુકામે આવી મળવાનો હુકમ આપ્યો.

બીજે દિવસે સવારે પિન્ટો મને કહે કે રશિયન પાઈલટે એવો સંદેશો મોકલ્યો હતો કે પારો ઘણો નીચો હોવાને લીધે એના યંત્રમાંનું તેલ ઠરી ગયું છે એટલે પોતે શ્રીનગરથી લેહ આવી શકશે નહીં. પણ આજના વિજ્ઞાનના યુગમાં જે ઠરી ગયું હોય તે પાછું પ્રવાહી બનાવી શકાય છે. પિન્ટો અને હું બન્ને છેડાઈ પડયા અને તાત્કાલિક હુકમ કર્યો કે આ મુશ્કેલી પાર કરીને આવી મળો. અમે લેહ પહોંચ્યા ત્યારે તો હવામાન ખુશનુમા હતું. સૂરજનો તાપ અને પ્રકાશ હતો. પવનનું લગભગ નામ ન મળે. રશિયન હેલીકોપ્ટરનું તેલ પાછું પ્રવાહી બની ગયું હતું અને એના રશિયન વિમાની સાથે વિમાનઘર પર આવી પહોંચ્યું હતું. પિન્ટોએ અને મેં આ કસોટીમાં સાથે રહેવાનું ઠરાવેલું. પણ રશિયન પાઇલટ કહે કે એ એક માણસ કરતાં વિશેષને સાથે લેશે નહીં.

અને આ મુસાફરી કરવાની મારી તીવ્ર ઇચ્છા હતી એટલે પિન્ટો ખેલદિલીપૂર્વક ખસી ગયા. મુસાફર તો હુ એકલો જ. બાકી હતા એક રશિયન પાઈલટ અને બે ભારતીય પાઈલટ. લેહથી ઊપડીને અમે કારાકોરમ ઘાંટી તરફ ગયા. બધી બાજુએ હતી દુનિયાભરની ઊંચામાં ઊંચી ગિરિમાળા. હિમાચ્છાદિત શિખરોનું અનુપમ દૃશ્ય તો સાચે જ સુંદર હતું. મેં રશિયન પાઈલટને કારાકોરમ ઘાંટી નજીક આપણું લશ્કરી થાણું હતું ત્યાં ઊતરવાનું કહ્યું. એણે ચારેકોર જોયું, નકશાનો અભ્યાસ કર્યો અને પછી એણે કહ્યું: એ સ્થાન ચીની સરહદની ઘણી નજીક છે અને પાછું ત્યાં બરાબર હવાઈપટ્ટી નથી એટલે ત્યાં નહીં ઊતરું. મેં એને કહ્યું કે ચીની સરહદ નજીક છે કે દૂર છે એ સાથે એને કશા જ લેવાદેવા નથી. એ સાથે અમારે જ લેવાદેવા છે અને હવાઈપટ્ટી મને તો યોગ્ય લાગતી હતી. મને સામું જવાબમાં કહે કે યુદ્ધ અને શાંતિમાં એણે હજારો કલાકનું ઊડાણ કર્યું છે અને પોતે શું કહે છે એનો અર્થ બરાબર જાણે છે. એનો મત એવો હતો કે હવાઈપટ્ટી ઢોળાવવાળી હતી અને ઉતરાણ માટે યોગ્ય ન હતી. એનો મત તો એવો હતો કે જો મૂર્ખામી કરીને ઊતરીએ તો હેલીકોપ્ટરને નુકસાન થાય મેં બહુ મક્કમ રીતે કહ્યું કે મારે તો એ જ જગ્યાએ ઊતરવું છે અને એમનું હેલીકોપ્ટર ત્યાં ઉતરાણ ન કરી શકે તો એ કસોટીમાં નિષ્ફળ નીવડ્યું હતું એમ હું કહીશ આ જવાબ સાંભળીને મારા દોસ્તની ઊંઘ ઊડી ગઈ: કારણ કે આવા રાજકીય સોદાના માર્ગમાં પોતે અવરોધ ઊભો કર્યો એવો એના ઉપર આરોપ આવે. મેં હસતાં હસતાં કહ્યું કે જો રશિયનો ચંદ્ર પર ઉતરાણ કરવાનો દાવો કરે તો પછી આ જગ્યાએ કેમ ન ઉતરાય ? પણ મને ખબર

પડે એ પહેલાં તો એણે હું ઈચ્છતો હતો એ જ જગ્યાએ ઉતરાણ કર્યું અને કશું ય નુકસાન ન થયું.

હું સાથે લાવેલા કેમેરાથી છબીઓ પાડતો હતો અને આસપાસનું નિરીક્ષણ કરતો હતો ત્યાં તો રશિયન ધારો પાડતો હોય એમ મને લાગ્યું એ કહે કે એંજિન થીજી જાય એ પહેલાં ઊપડી જવું જોઈએ. એકાદ બે વાર ખોંખારા ખાઈને અમે ઊપડયા તે લેહ પાછા આવી પહોંચ્યા.

૨૧,૦૦૦ ફૂટની ઉપર પહોંચ્યા પછી મને જરા ઝોકું આવી ગયું. અમારા એક પાઈલટના અવાજથી હું જાગી ગયો. મને જગાડનાં એણે કહ્યું : 'લેહથી થોડે જ દૂર છીએ પણ તેલ અને પ્રાણવાયુ ખૂટવાં આવ્યાં છે એંજિન પણ બરાબર કામ નથી કરતું. ગમે ઘડીએ ફરજિયાત ઉતરાણ કરવું પડે. જે ઊંચી પર્વતમાળામાં થઈને આપણે જઈએ છીએ તે ઓળંગીને આપણે ખીણપ્રદેશમાં પહોંચી જઈએ તો સારું.' આ સવારે તો બરફ પર સૂરજનો પ્રકાશ એવો તો ઝળાંહળાં થતો હતો. આવા સુંદર દિવસે અમે કશી મુશ્કેલીમાં મુકાઈએ એ તો કમનસીબી જ ગણાય. મેં મનમાં પ્રાર્થના કરી. પણ ત્યાર પછી અમારું હેલીકોપ્ટર ઝડપથી નીચે ઊતરવું ગયું ઘડી એવડીનો મામલો લાગ્યો, પણ અમારું નસીબ તેજ તે અમે ખીણપ્રદેશમાં તાત્કાલિક ઉતરાણ કરી શકયા. આ સ્થાન થોઈસ નામના લશ્કરી થાણાંથી બહુ દૂર ન હતું. લેહ ને આ થાણાને એક ઊંચી પર્વતમાળ જુદાં પાડે છે. નક્કર ધરતી પર પગ મૂકતાં તો જાણે ચક્કર આવતાં હતાં. અમે હેલીકોપ્ટરની બરાબર કામ ન કરતી યંત્રસામગ્રી ખોલીને જોઈ. હવે આ હેલીકોપ્ટરમાં આ દશામાં આગળ જવાય એવું રહ્યું ન હતું એટલે અમે એર વાઈસ માર્શલ પિન્ટોને લેહ મુકામે બેતારી સંદેશો મોકલ્યો અને અમારી હાલત વિષે કહ્યું. અમને અહીંથી ઉપાડી શકવાની કશી વ્યવસ્થા થઈ શકે કે કેમ એ વિષે પણ પૂછ્યું. એમણે પોતાનાથી બનતું બધું કરવાની ખાતરી આપી અને મોં હસતું રાખવાનું કહ્યું. કલાકેક પછી વિમાનનો ઘુરઘુરાટ સાંભળીને અમે રોમાંચ અનુભવ્યો. વિમાન આવ્યું. ડેકોટામાંથી ખુદ પિન્ટો ઊતર્યા. ભારે જોખમ વેઠીને એ અને એમના હવાબાજો અહીં આવ્યા હતા. હવાઈપટ્ટી આમ કાચી અને તે પણ નદીને કાંઠે. એમણે કુશળતાપૂર્વક અહીં ઉતરાણ કર્યું. રનવે નાનો અને એની સપાટી ઘણી જ ખાડાખૈયાવાળી.

પિન્ટોએ અજવાળું જતું રહેશે એમ કહી ઉતાવળ કરવા કહ્યું. એટલે અમે એમઆઈ-૪ હેલીકોપ્ટરને અહીં મૂકીને રશિયન પાઈલટ સાથે

ડૅકોટામાં બેસી જવા ઉતાવળે નીકળ્યા. ઊતરતાં અમારા વિમાનના એક પૈડાને નુકસાન થયેલુ (પણ એ તો તાત્કાલિક જ સમારી લીધેલુ). પાછા ઊપડતાં અમને હરકત નહીં આવે એવી આશા હતી.

અમે વિમાન ઘુમાવીને રનવે લગી આવ્યા. ઊપડયા પહેલાં જે બધી ચોકસાઈ કરવી જોઈએ તે પાઈલટે જ કરી લીધી હતી આ એકાંત જગામાં કોઈ 'ટાવર' કે એના નિષ્ણાતો 'સમસલામત' કહેવાને હતા જ નહીં. એંજિન બરાબર ધમધમ્યું અને ડૅકોટા બરાબર રનવે આગળથી ઊચું ચઢ્યું.

થોડી મિનિટમાં લેહ દેખાયું અને અમે ઉતરાણની તૈયારીમાં પડયા. સલામતીપટ્ટા પહેર્યા. પાઈલટે બરાબર ચોકસાઈ કરી લીધી. અમે ફરીવાર સફળ ઉતરાણ કર્યું. હવે સૂરજ આથમવા આવ્યો હતો. અમે બીજે દિવસે દિલ્હી ગયા

આ કસોટીના થોડા દિવસ પહેલાં આ હેલીકોપ્ટર પાલમ હવાઈ મથકે ઊભું હતુ એમાં એવીએશન ગૅસ પૂરવો જોઈએ એને બદલે એક અણઘડ હિન્દી મજૂરે ઘાસતેલ ભર્યું. આવા ગંભીર ગુના બદલ એને નસિયત થઈ. પછી તો એને આખું ખોલીને ફરીથી બેસાડ્યું સેકડો માઈલનુ ઊડાણ કર્યું અને કાંઈ કહેતાં કાંઈ થયુ ન હતું. રશિયનોએ લેહ નજીકના ફરજિયાત ઉતરાણના કારણ લેખે અમે એવિએશન ગૅસને બદલે ઘાસતેલ ભર્યું એ વાતને આગળ ધરી લદ્દાખમાં કસોટી માટે આ જ હેલીકોપ્ટરને કેમ રાખ્યું અને આ જ જાતના બીજા યંત્રને મોજૂદ હોવા છતા કેમ રજૂ ન કર્યું એનો કશો ખુલાસો રશિયનોએ કર્યો નહીં. જો ઘાસતેલ ભરાયુ તો તો આ યંત્ર ઊપડી જ કઈ રીતે શકે? અમારે કાંઈ એમના હેલીકોપ્ટરને વખોડવુ ન હતુ પણ અમારે ન્યાયપૂર્વકની કસોટી કરવી હતી. આર્મી હેડકવાર્ટર પહોચીને મે નોંધ મૂકી કે રશિયન હેલીકોપ્ટર કેટલા અનુકૂળ છે એની વિશેષ ચોકસાઈ થવી જોઈએ ઉપરાંત ઊંચાઈએ અને ડુંગરાળ પ્રદેશમા ઊડવાની એમની કસોટી થવી ઘટે. ખરીદ્યા પહેલાં આ થાય એ ઘણું જરૂરી છે.

થોડા દિવસ પછી કૃષ્ણ મેનન રાષ્ટ્રસંઘની સભામાંથી પાછા આવ્યા. આ વાતની એમને ખબર પડી એટલે એમણે મને બોલાવ્યો અને એમણે જેની ના ફરમાવી હતી એવી કસોટી કરવા બદલ મને ખૂબ ઠપકો આપ્યો. એ કહે કે આ તો કેવળ અકસ્માત હતો. આના પરથી તો કશું જ પુરવાર

ન થાય. અને મેં કશા લેવાદેવા વિના જ આફત ઊભી કરી હતી. અંતમાં એમણે કહ્યું કે જનરલોએ સામગ્રીની બાબતમાં જરાકે હસ્તક્ષેપ નહીં કરવો જોઈએ. એ તો સરકારનું કામકાજ છે. મેં પૂછ્યું કે સરકારમાં રાજકીય પુરુષો અને સિપાહીઓ એમ બન્નેનો સમાવેશ થાય કે નહીં અને વિશેષમાં પૂછ્યું કે જે યંત્રસામગ્રીની પૂરી કસોટી થઈ ન હોય અને જેને કારણે આપણા હવાબાજોની જિંદગી જોખમમાં મુકાય એવું થાય તો એવી સામગ્રીની ખરીદ બાબતમાં પણ શું જનરલોએ સંમતિ આપ્યા કરવી?

થોડા દિવસ પછી આપણી પાર્લામેન્ટમાં આ પ્રશ્ન ચર્ચાયો. વિરોધપક્ષવાળાએ એવો પ્રશ્ન પૂછયો કે લદાખની સરહદ પર હું રશિયન પાઈલટ રાખીને કેમ ઊડયો? સરકારે આ બનાવમાં મારો બચાવ કર્યો. દલીલ એમ કરી કે આપણે લદાખ જેવા વિસ્તાર માટે હેલીકોપ્ટરની જરૂર હતી, એટલે એ જ વિસ્તારમાં આ હેલીકોપ્ટરની કસોટી કરવાનું જરૂરી બન્યું હતું. આ વિસ્તારમાં પછી આ જ જાતનાં હેલીકોપ્ટર સામાન્ય વહેવાર માટે ઊડવાનાં હતાં. અને રશિયન પાઈલટો આપણા હવાબાજોને આ નવી જાતનાં યંત્ર ઉડાડતાં શીખવામાં મદદ કરતા હતા. આપણા હવાબાજો આ યંત્રથી અપરિચિત હતા. સરકારે આવો બચાવ કરવા છતાં ફરી એકવાર લોકમાનસમાં મારા નામ પર ખોટી છાપ પડી. પણ આ બાબતમાં હું કશું જ કરી શકું એમ ન હતું.

૧૯૬૧ જાન્યુઆરીની ૨૬મી તારીખે મને વિશિષ્ટ સેવાપદક શ્રેણી પહેલી ઇનાયત કરવામાં આવ્યો. એ જ દિવસે મારી મોટી દીકરી અનુરાધાનું લગ્ન થયું. કોકે મને આ પદક મળ્યો એ સામે પણ અફવા ફેલાવેલી. મને તો મકાનો બાંધવા માટે પદક અપાયો એમ પણ બોલાતું હતું. પણ ઇનાયત કરતી વખતે લખવામાં આવેલી નોંધ(સાઈટેશન)થી જ આ વાત કેટલી ખોટી હતી એની સાબિતી મળે છે.*

---

* સાઈટેશનમાં જણાવવામાં આવ્યું હતુ : લેફ.જ.બી. એમ કૌલને ૧૯૩૩માં કમિશન મળ્યું. ઘણી મહત્ત્વની જગ્યાએ એમણે કામ કર્યું છે : સશસ્ત્ર દળના રાષ્ટ્રીયકરણની સમિતિના મંત્રી; અમેરિકામાં મિલિટરી એટેચી; આર્મી હેડક્વાર્ટર્સના ડિરેકટર ઑફ ઑર્ગેનાઈઝેશન; કોરિયા તટસ્થ પંચના ચીફ ઑફ સ્ટાફ; ઇન્ફન્ટ્રી ડિવિઝનના કમાન્ડર (એ પહેલાં મેં ઇન્ફન્ટ્રી બ્રિગેડની સાડાત્રણ વરસ સરદારી કરી હતી), ક્વાર્ટરમાસ્ટર જનરલ (હવે ચીફ ઑફ ધી સ્ટાફ) આ જગ્યાએ એમણે તરી આવે એવી કુશળતાથી, ઉત્સાહ અને ખંતથી કામ કર્યું હતું.

આ પ્રસંગે લેફ. જનરલ ચૌધરીએ મને જે પત્ર લખ્યો એમાં જણાવ્યું કે આ પદક તો હવે પછીની દેશની સેવા કરતાં મળનારા અનેક પદકનો માત્ર પુરોગામી બની રહેવાનો છે. (મારી નિવૃત્તિ પ્રસંગે નેહરુને લખેલી ખાનગી નોંધમાં એમણે આ ભાવથી સાવ વિરોધી વાતો જ લખી હતી.)

એક વર્ષ પછી રાષ્ટ્રપ્રમુખે પદવીદાન સમારંભ ગોઠવ્યો અને ખૂબ પ્રતિષ્ઠિત વ્યક્તિઓની ઉપસ્થિતિમાં મારી છાતીએ પદક લગાડયો. મારા જીવનની આ ગૌરવવંતી પળે મુંબઈના અઠવાડિક કરન્ટે વ્યંગમાં મને આ પદક એસ્પ્રેસો કૉફી મશીન બનાવવા આપવામાં આવે છે? એમ પૂછ્યું. આ સાવ નિર્મૂળ આક્ષેપ હતો: કારણ કે સંરક્ષણ પ્રધાનમંડળની ઉત્પાદક બાજુ સાથે મારે કશો જ સંબંધ ન હતો. પણ અત્યાર લગીમાં કરન્ટે મારી સામે એટલા બધા ખોટા આક્ષેપો કર્યા હતા કે ફરી એકવાર મને બદનક્ષીની ફરિયાદ કરવાનો વિચાર આવ્યો. મેં નેહરુને વાત કરી પણ એમણે બે કારણસર મને એમ ન કરવા સમજાવ્યો :

એક : કોઈ પણ લશ્કરી કમાન્ડર આવા મુકદમામાં સંડોવાય એ એમને પસંદ ન હતું.

બે : બીજું કોઈ જાહેરમાં મારો બચાવ કરે એની વધારે સારી અસર થશે. આ એમણે પોતે કર્યું. (પહેલાં કર્યું હતું અને પછી પણ એકથી વિશેષવાર કર્યું.)

૧૯૬૧ના માર્ચમાં થીમૈયાને નિવૃત્ત થવાનો સમય આવ્યો અને અનુગામીનો પ્રશ્ન ઉપસ્થિત થયો. થાપર અને થોરાટ એમ બે ઉમેદવાર હતા. બન્નેનું સેવાપત્રક ઘણું સરસ. પણ આમાં થાપર સિનિયર. જેવી એમની થીમૈયાના અનુગામી તરીકે વરણી થઈ એવા જ એ મારે ત્યાં આવ્યા. મને કહે કે એમની ઈચ્છા હું એમનો ચીફ ઑફ ધ જનરલ સ્ટાફ થાઉં એવી છે. મને આ વાતનુ ખૂબ ગૌરવ લાગ્યું. દરેક ધંધાદારી સિપાહીને એક દિવસ ચીફ ઑફ ધ જનરલ સ્ટાફ થવાની મહત્ત્વાકાંક્ષા હોય જ. આ પદવી ધરાવનારને પોતાના મુલકની તમામ લડાયક શક્તિનું સંકલન કરવાનું હોય છે.

૧૯૬૧ના માર્ચમાં મેં આ સ્થાન ગ્રહણ કર્યું ત્યારે હજુ થીમૈયા લશ્કરના વડા તરીકે ચાલુ હતા. (થાપર થીમૈયા રજા પર ઊતરે પછી પદ ગ્રહણ કરવાના હતા.) હું આ નવા સ્થાને કામગીરી સંભાળવાનો યત્ન કરતો હતો ત્યાં તો મારી નિમણૂક સામે ઊહાપોહ ચાલ્યો. આ ઊહાપોહ લશ્કરમાંના

મારા સમોવડિયાએ જ ઊભો કરેલો હતો. એમણે એવી હવા ફેલાવી કે હું પૂરતી ગુણવત્તા ધરાવતો ન હતો છતાં મને ઉપર મૂકી દીધો હતો અને બીજા સારા માણસોનો હક્ક ડુબાડીને નેહરુ અને મેનન મને જાણે ઘુસાડી દેતા હતા. હકીકતની આ સાવ વિકૃત રજૂઆત હતી.

એપ્રિલની ૧૧મીએ બીજા સેવા–અધિકારીઓ સાથે હું સંરક્ષણ વિષેની ચર્ચા સાંભળવા લોકસભામાં ગયો. વાતાવરણ ઘણું જ ઉશ્કેરાટભર્યું હતું. સભાગૃહ ચિક્કાર હતું. મુલાકાતીઓની કક્ષામાં તો ઊભા રહેવાની પણ જગ્યા ન હતી. વિખ્યાત નેતા કૃપાલાનીજીએ નેહરુ, મેનન અને મારા પર સખત આક્રમક ભાષણ કર્યું. એમની કહેવાની મતલબ એ હતી કે ભારતનું સંરક્ષણ સાવ બોદા માણસોના હાથમાં હતું. મેનન પર એમણે પાંચ આરોપ મૂક્યા : એક, લશ્કરમાં જૂથબંધી દાખલ કરવાનો; બે, લશ્કરનો જુસ્સો ઘટાડવાનો; ત્રણ, દેશનું ધન વેડફી દેવાનો; ચાર, દેશના સંરક્ષણની ઉપેક્ષા કર્યાનો; પાંચ, આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં સર્વસત્તાધારી હકૂમતોને સહાય કર્યાનો. એમણે માગણી કરી કે કાં તો પાર્લામેન્ટ કે પછી પ્રમુખે નીમેલી કમિટી આ વાતની ઊંડી તપાસ કરે.

કૃપાલાનીએ વિશેષમાં કહ્યું કે મેનનને પોતાની નિશ્રા નીચેના લશ્કરની તાકાતનું જે ચિત્ર દોર્યું હતુ તે ઘણું જ ગૌરવ અપાવે એવું હતુ. અને પછી ટોણો મારતાં ઉમેર્યું કે, આ 'તાકાત'ને કારણે જ આપણે એક પણ વળતું પગલું લીધા વિના જ દેશનો બાર હજાર માઈલ જેટલો વિસ્તાર ગુમાવ્યો હતો. કૃપાલાનીએ આ વખતે લદાખની આપણી સરહદ પર રશિયનોએ ઊડાણ કર્યું એ કેટલું અજુગતું અને ગેરડહાપણભર્યું હતું એની વાત કરતા, એમણે કદાચ ચીનાઓને જોઈતી હોય એવી માહિતી મેળવી હોય એમ કહ્યું. આવાં ઊડાણમાં મારી સાથે રશિયન પાઈલટ હતા એ વાત એમને ઘણી જ વાંધાભરી લાગી હતી એમ પણ કહ્યું. મને થયું કે હું કૃપાલાનીને ઓળખતો હોત તો કેટલું સારું થાત! એમની દેશભક્તિ માટે મને ઘણું માન હતુ. પરિચય હોત તો હું એમની સમક્ષ મારા તરફથી હકીકત રજૂ કરત, એમને, કોઈ પણ માણસ જેનો ઇન્કાર ન કરી શકે એવી બાબતો જણાવત અને તો ઘણા બધાને સાવ વાજબી રીતે આરોપી ઠરાવી શકાત. આ વખતે મને ઉર્દૂ શાયર ગાલીબની એક બેત યાદ આવી :

હમ આહ ભી ભરતે હય તો હો જાતે હૈં બદનામ
વોહ કત્લ ભી કરતે હય તો ચર્ચા નહીં હોતા

કૃપાલાનીએ કહ્યું કે અત્યારના સી. જી. એસ. (એટલે મારી) નિમણૂક કરતાં સરકારે ઘણા ઉચ્ચ લાયકાત ધરાવનારાની અવગણના કરી હતી. આડકતરી રીતે એમણે લેફ્. જ. વર્માનો કિસ્સો વર્ણવ્યો. બઢતીનો એમનો હક્ક ડુબાડવામાં આવ્યો હતો અને બીજા બે (લેફ્. જ. દૌલતસિંઘ અને સેન)ને આગળ ચઢાવી દેવાયા હતા. એમના કહેવા પ્રમાણે જેમને અન્યાય થયો હતો તે અધિકારીએ સમય પહેલાં નિવૃત્ત થવા દેવાની રજા માગી હતી. મેનન પર કટાક્ષ વેરતાં કૃપાલાનીએ કહ્યું: 'સારી વાત છે કે સંરક્ષણ મંત્રી અહીં ઉપસ્થિત છે. દેશનો કર્યો છે એના કરતાં પોતાનો બચાવ એ સારો કરશે એવી હું આશા રાખું છું.'

પોતાના જવાબમાં મેનને કહ્યું કે દેશની સરહદના ખંડનને કારણે આપણે લશ્કરને એવી રીતે ગોઠવ્યું છે કે હવે ચીની પગપેસારાની કોઈ શક્યતા રહી નથી. આને કારણે આપણા લશ્કર પર ઘણો બોજો આવ્યો છે. ભારત ચીનના જેટલું લશ્કર ઊભું ન કરી શકે, ન તો ચીન પાસે છે એવાં હથિયાર ધારી શકે. આપણે કોઈ લશ્કરી જોડાણ કર્યું ન હતું એટલે આપણે સ્વાશ્રય પર જ આધાર રાખવાનો હતો. મેનને આગળ જતાં જણાવ્યું કે જો ચીનાઓ આપણી સરહદ ઓળંગશે તો એમને સંપર્ક જાળવવા માટે ઘણું લંબાવું પડશે. આ વહેવાર આપણા કરતાં લાંબો થવાનો. ઉપરાંત એ લોકને આપણા સજ્જ અને તાલીમ પામેલા લશ્કરનો સામનો કરવો પડશે.

આપણા લશ્કરના જુસ્સાના મુદ્દાને સ્પર્શતાં મેનને ભારપૂર્વક કહ્યું કે, પહેલાં કોઈ પણ વાર હોય એના કરતાં લશ્કરનો જુસ્સો વધુ છે. લશ્કરમાં બઢતીના સવાલ વિષે બોલતાં મેનને કહ્યું કે અહીં કુદાવ્યાની કે હક્ક ડુબાવ્યાની વાત થઈ છે. વાસ્તવિક રીતે લેફ્. કર્નલની પદવી પછી બઢતી પસંદગી દ્વારા થાય છે. કોઈનેય પોતાની આગળની પદવી પર આપોઆપ જવાનો હક્ક મળી જતો નથી એટલે હક્ક ડુબાડ્યાની કે કુદાવ્યાની કોઈ વાત જ નથી. સિનિયોરિટી એ તો અનેક ધ્યાનપાત્ર મુદ્દામાંનો એક મુદ્દો હતો.

મેનને વિશેષમાં કહ્યું: જો આપણે માની લીધેલી વાતો કરીએ તો એ ઉપરથી તારવણી મનમાની કરી શકાય. 'આચાર્ય' કૃપાલાનીને લશ્કર વિષે કશું જ્ઞાન નથી અને એ પોતે લશ્કરની જરાકે નજીક આવ્યા નથી. અને બેમાંથી એક પણ વાત એમને કરવા દેવામાં નહીં આવે.' મેનન કહે કે કેટલાક લશ્કરી અધિકારીઓને પાર્લમેન્ટના અમુક સભ્યો સાથે વાત કરવાનો વિશેષ હક્ક મળ્યો લાગે છે. આમ કરવામાં એ અસલ દસ્તૂરને

બાજુએ મૂકીને સહેલો ટૂંકો માર્ગ લે છે. પછી એમણે મને લેફ્. જનરલ બનાવવાના નિર્ણયનો બચાવ કર્યો. એમ કરતાં થોડા આંકડા અને થોડી હકીકત કહી. ૨૨૬ મેજરને લેફ્. કર્નલ બનાવ્યા ત્યારે ૪૮૫ને કૂદી ગયા હતા. ૭૦ લેફ્. કર્નલ બનાવ્યા ત્યારે ૮૩ને બાજુએ મૂક્યા હતા. ૩૯ કર્નલને બ્રિગેડિયર બનાવ્યા ત્યારે ૫૭ને બાજુએ મૂકયા હતા. ૭ બ્રિગેડિયરને મેજર જનરલ બનાવ્યા ત્યારે ૧૯ને બાજુએ મૂકયા હતા. ચાર મેજર જનરલ બનાવ્યા ત્યારે પાંચને બાજુએ મૂકયા હતા. લશ્કરમાં આ બાજુએ મૂકવાની વાત સર્વસામાન્ય હતી. મેનને જણાવ્યું કે ખુદ જનરલ થીમૈયાએ, આર્મી ચીફ બનતાં, ત્રણ કે ચારને બાજુએ મૂકયા હતા.

મેનને કહ્યું કે, કૃપાલાનીએ લશ્કરમાંથી ઘણાં રાજીનામાં પડયાની વાત કરીને તરંગલીલા કરી હતી. વાસ્તવમાં વહેલા નિવૃત્ત થવાની માત્ર એક વિનંતી કરવામાં આવી હતી.

લોકસભા વચ્ચે નાસ્તા માટે મોકૂફ રહી ત્યારે નેહરુએ મને બોલાવ્યો અને મારી પાસે મારી કારકિર્દીની ટૂંકી યાદી માગી. મેં તરત કાગળ પર લખી આપી પણ સાથે વિનંતી કરી કે યોગ્ય સ્થળે એની ચકાસણી કરાવવી. એમણે ચકાસણી કરાવી.

નેહરુએ કહ્યું કે કૃપાલાની તો સરમુખત્યાર હોય એમ બોલ્યા. આચાર્ય કૃપાલાનીએ કરેલું મૂલ્યાંકન અવાસ્તવિક કે સત્યથી વેગળું હોય એ એક વાત છે પણ એ જે વાતને હકીકત તરીકે રજૂ કરતા હોય તે અવાસ્તવિક કે સત્યથી વેગળી હોય એ સાવ જુદી વાત છે. નેહરુએ કહ્યું કે અહીં ગર્ભિત રીતે એમ કહેવામાં આવ્યું કે હું (નેહરુએ તો ચીફ ઑફ ધ જનરલ સ્ટાફ એ શબ્દ વાપરેલા) ઇન્ફન્ટ્રીનો અફસર ન હતો. હકીકત એ હતી કે થોડાં વરસ મને જેને લશ્કરી ટુકડીની સેવા ચુસ્તપણે ન કહેવાય એવી કામગીરી સોંપાઈ હતી એ સિવાયનાં વરસો, એટલે મારી કારકિર્દીનો મોટો ભાગ તો મેં ઇન્ફન્ટ્રીમાં જ ગાળ્યો હતો અને નેહરુએ થોડા રોષમાં આવીને કહ્યું કે મારા પર પ્રહાર કરનારા જો મને ઓળખતા હોત તો એમને મારા ગુણની ખબર પડત. આગળ એમણે કહ્યું:

"લેફ્. જનરલ કૌલ એ આપણા લશ્કરમાં જે શ્રેષ્ઠ અને અત્યંત તેજસ્વી અફસરો છે એમાંના એક છે. હું વાત પૂરા વિશ્વાસ સાથે કહું છું. મારી પૂરી ખાતરી છે કે જો કૃપાલાની એને ઓળખતા હોત તો એમનો પણ આવો જ અભિપ્રાય હોત. લોક લશ્કર વિશે આવી રીતે વાત કરે એથી મને નવાઈ લાગે છે. આપણું લશ્કર સારું છે અને અફસરો સરસ છે."

રશિયનોને આપણા મુલક પર ઊડવા દેવાના આક્ષેપનો જવાબ દેતાં મેનને કહ્યું : આપણે રશિયન હેલીકોપ્ટરોની ખરીદી કરવામાં હતા. જે વિસ્તારોમાં એમને કામગીરી બજાવવાની રહે એ જ વિસ્તારમાં એમની કસોટી થતી હતી. આ યંત્રો આપણા હવાબાજો માટે નવાં હતાં અને રશિયન પાઈલટો આપણા હવાબાજોને યંત્રોની કામગીરીથી માહિતગાર કરતા હતા. જે ખાસ ઊડાણની વિરોધપક્ષોએ વાત કરી તે ઊડાણ વખતે કોઈ કેમેરા રાખવામાં આવ્યો ન હતો. એમાં એક રશિયન પાઈલટ, બે ભારતીય પાઈલટો અને એકલો એક મુસાફર અને તે આપણા ક્વાર્ટરમાસ્ટર જનરલ સિવાય બીજું કોઈ ન હતું. વિશેષમાં મેનને ઉમેર્યું કે આ ખાસ ઊડાણ જે ૨૦,૦૦૦ ફૂટ કરતાં વિશેષ ઊંચાઈએ થયુ હતું તેને માટે કોઈ આગળ પડીને બહાર આવ્યું ન હતું. અને આ ઊડાણ થયું ૧૯૬૦ના ડિસેમ્બરની ૨૭ તારીખે અને એ તારીખે પોતે ન્યૂયૉર્કમાં હતા.

આ અત્યંત ઉગ્ર ચર્ચા પછી મેનન અને કૃપાલાનીએ હાથ મિલાવ્યા, સાથે બેસીને ચા પીધી અને કોઈનાય મનમાં રોષ કે કડવાશ ન હતાં એમ કહ્યું.

૧૯૬૧ના એપ્રિલની ૨૩મીએ ટાઈમ્સ ઑફ ઇંડિયાએ જાણે મારો બચાવ કરતું હોય એવો લેખ લખ્યો :

"થોડા મહિના પહેલાં, સખત શિયાળાની મોસમમાં, રશિયન નિષ્ણાત હંકારતા હતા એવું એક રશિયન હેલીકૉપ્ટર લદ્દાખના વિસ્તારમાં યંત્રની અને ઊંચાઈની કસોટી માટે ઊડયું હતું. એ ઊડાણ પૂરું થાય એ પહેલાં પાઈલટે પોતાના એક માત્ર મુસાફરને કહ્યું કે યંત્રમા તેલ ખલાસ થયું છે એટલે ફરજિયાત ઉતરાણ કર્યા સિવાય છૂટકો નથી. અને પ્યાલા જેવા ડુંગરાળ પ્રદેશમાં હેલીકૉપ્ટરે સલામત ઉતરાણ કર્યું. મુસાફર હતા લેફ. જ. બી એમ. કૌલ અત્યારે એ ચીફ ઑફ ધ સ્ટાફ છે કૌલને કોઈએ આ કસોટી-ઊડાણમાં જાવ એવો હુકમ આપ્યો ન હતો. એમણે તો આ તક, જે બીજા જોખમ સમજીને ના પાડે કે ટાળે એવી તક, પોતાને આપવામા એવી સામેથી માગણી કરી હતી. પણ કૌલ કાઠી માટીના છે અને સલામતી શોધવાની વાતની એને ઉગ્ર નફરત છે આપણા ઉત્તરપૂર્વી સરહદી વિસ્તાર માટે આ રશિયન હેલીકૉપ્ટર યોગ્ય યંત્ર છે કે નહીં એની એ જાતખાતરી કરવા માગતા હતા અને સામે પક્ષે એણે જાનને જોખમમાં મૂકયા પોતે ઘણી અગવડ વેઠી એ તો ચોક્કસ. પણ એ તો કૌલનુ જીવન છે...અત્યંત સુદૃઢ બાંધાના અને અત્યંત ખડતલ. આમ એ ઘણા ખુશનુમા મિજાજના

માણુસ છે પણ એ સાથે મૂર્ખાઓ સાથે ક્ષણભર પણ ન બને એવી આબરૂ-વાળા માણસ છે. અને સહુથી મોટી વાત તો એ કે એ કામને વેગ આપનારા છે. એ પોતે અત્યંત ઉદ્યમી છે અને પોતાની જાતને કશા લાડ લડાવવામાં માનતા નથી અને સાથે બીજામાં જરાક સરખી આળસ કે પ્રમાદને ચલાવી લ્યે એમ નથી. બીજું કૌલનો મોટો ગુણ એ તો ચૂંબક જેવો છે. પોતાના ઉત્સાહનો ચાળો એ આસપાસના સહુને લગાડે છે. જીવનમાં કશો દઢ હેતુ હોય એમ એ માને છે અને એ હેતુ માત્ર રોજિંદા કામની મર્યાદામાં જ સમાઈ જતો નથી ..અત્યંત ઝડપથી એ નિર્ણયો લ્યે છે. એ પોતે તો ભારે ઉતાવળમાં હોય જ છે પણ એ એવી રફતાર ગોઠવે છે કે બધાને જ એ અનુકૂળ ન આવે...''

આવાં અવારનવારનાં ગુણગાન છતાં, પહેલાં કયારેય ન હતા એ રીતે મારા મેનન સાથેના સંબંધો વિષે મારા પર વિશેષ આક્ષેપો થવા લાગ્યા. કેટલાકને મેનન સંરક્ષણ મંત્રી હોય એ ગમતું ન હોય તો એ આ પદ પર હતા એ માટે મારી કશી જવાબદારી ન હતી. જો એ લોક એવું માનતા હોય કે સેવાના હિતના વિરોધી એવા મેનને લીધેલાં પગલાંમાં હું સંમતિ પુરાવતો હતો. આ વિધાનનો વિરોધ કે ઇન્કાર થશે એવી કશી પણ ભીતિ વિના હું કહી શકું કે મેં કયારેય આવુ કશું કર્યું નથી. આ પુસ્તક વાંચ-નારને આ વાત સાવ સ્પષ્ટ રીતે સમજાશે. ઉપરાંત મેનનને કારણે મને કશી અંગત બઢતી કે લાભ મળ્યો જ નથી હું જે મારી કારકિર્દીમાં આગળ વધ્યો હોઉં તો તે મારી અંગત આવડત અને કામગીરીથી અને તે પણ મારા લશ્કરી વડાઓએ ભલામણ કરી હોય પછી જ. મેનન સાથેની મારી કામગીરી ચીતરવામાં આવે છે તેના કરતાં સાવ જુદી જ છે. આ વિચિત્ર વ્યક્તિત્વ ધરાવનાર સાથે હું બીજા ઘણા કરતાં ખૂબ મક્કમ રીતે વર્ત્યો છું અને એમાં મેં લશ્કર અને સેવાનાં હિતને હમેશાં નજર સામે રાખ્યાં છે.

થોડા દિવસ પહેલાં મને અત્યંત વિશ્વાસપાત્ર સમાચાર મળ્યા હતા કે ચીનાઓ બારાહોતી મુકામે આ વરસે બરફ ઓગળે એટલે થાણું ઊભું કરવાનો ઇરાદો રાખે છે. આ સ્થળ મધ્ય વિસ્તારમાં છે. મેં થીમૈયાને આ વાત કરી ત્યારે એમણે પણ આપણે પહેલાં પગલાં લેવાં જ જોઈએ એ વિચારનું સમર્થન કર્યું.

મેં પૂર્વ વિસ્તારના હેડ ક્વાર્ટર્સને ઉપરના હેતુસર એક ટુકડી બારાહોતી મોકલવા વિષે જણાવ્યું ત્યારે એમનો પ્રત્યાઘાત એવો હતો કે જો આપણે આમ કરીશું તો ચીના એનો વળતો જવાબ વાળશે. એમાંથી આઘાત-પ્રત્યાઘાત ચાલશે અને એને પહોંચી વળવાની લશ્કરી તાકાદ એમની પાસે નથી. મારે આ મુદ્દા વિષે કશી ચર્ચા કરવી ન હતી એટલે થીમૈયાની સંમતિ મળી પછી વાતનો દોર મેં જ હાથમાં લીધો અને આ કામ માટે તાજેતરમાં જ કાશ્મીરમાં ઘણી ઊંચાઈએ કામ કરવાની તાલીમ પામેલાને ભેળા કર્યા. કેપ્ટન એન. કુમાર (જે હવે લેફ્. કર્નલ છે) જે અચ્છા પર્વતારોહક છે એમને આ ટુકડીના સરદાર બનાવ્યા. કુમાર થોડા સમય પહેલાં જ એવરેસ્ટના આરોહણ માટે ગયેલી આપણી ટુકડીના સરદાર હતા.

આ ટુકડી ચીનાઓ બારાહોતી પહોંચે એ પહેલાં ત્યાં પહોંચે એવી મારી ઇચ્છા હતી. અને તે પણ બરફ પીગળવા માંડે તેના ઘણા સમય પહેલાં પહોંચે. એટલે મેં કુમારને કહ્યું કે જો તાજેતરમાં જ તમે ૨૮,૦૦૦ ફૂટ ઊંચે ચઢી શકતા હો (જે એવરેસ્ટ આરોહણ વખતે એમણે કર્યું હતું) તો પછી ૧૫,૦૦૦ ફૂટ ઊંચે તો આ પ્રસંગે જઈ જ શકાય. રસ્તામાં ઘણો બધો બરફ હશે પણ એના કરતાંય વધારે બરફ એમણે એવરેસ્ટ જતાં જોયો હતો. છેલ્લે મેં એમને કહ્યું કે આવું જોખમભર્યું કામ એમને દેશને નામે સોંપાય છે અને એ આ કામ પાર પાડશે એ વિષે મારા મનમાં કશી જ શંકા નથી. આ કામને મારી સર્વ શુભેચ્છા છે.

આ વિસ્તારમાં હજુ શિયાળાની મોસમ પૂરી થઈ ન હતી. પણ મારા મનમાં એક પ્રબળ લાગણી હતી. જો આગળનાં વરસોમાં કોઈ પણ બારાહોતી પહોંચ્યું હોય એના કરતાં અને ખાસ તો ચીનાઓ કરતાં પહેલાં બારાહોતી પહોંચવું હોય તો આપણે એ કામ કશા પણ વિલંબ વિના શરૂ કરવું જોઈએ. કુમાર આ વાત સમજતા હતા. પણ એમણે આ 'અભિયાન' માટે થોડીક સવલત માગી અને એ મેં આપી. એ પોતે અત્યંત મક્કમ મનના નેતા હતા અને એમની ટુકડી પણ આવા જ દિલેરોની હતી એટલે માર્ગમાં ઘણી જહેમત ઉઠાવીને અને ઘણા જાણકાર જ્યોતિષીઓની ભવિષ્યવાણી છતાં એણે બારાહોતીના સપાટ પ્રદેશ પર ચીનાઓ પગ મૂકે એ પહેલાં જ ભારતનો ધ્વજ ફરકાવી દીધો.

એ પછી આ ટુકડીને નિયમિત પુરવઠો મળતો રહે એની મેં ખાસ કાળજી લીધી. મેં ત્યાં, આખું વરસ ટુકડી રહી શકે એવાં નિવાસસ્થાન

બંધાવ્યાં. ઉપરાંત આ સ્થળ લગી પહોંચે એવો રસ્તો બંધાવવાની યોજના તૈયાર કરી આ કામની નિગેહબાની લેફ્. કર્નલ માર્ક વાલાડેર્સને સોંપી. ભૂતકાળમાં આ ઉત્સાહી ઇજનેરે પોતાની કુશળતાનો પરિચય મુશ્કેલ પરિસ્થિતિમાંય આપ્યો હતો.

થાપરે આર્મી ચીફ્ તરીકેની જવાબદારી એપ્રિલ ૧૯૬૧માં સંભાળી. એ નિષ્ઠાવંત, કુશળ અને બિનપક્ષપાતી હતા. ધંધાદારી રીતે પ્રમાણિક. લશ્કરનું હિત સદાય એમને હૈયે રહે. પોતાના અભિપ્રાય માટે શ્રદ્ધા અને નિષ્ઠા ધરાવે. પોતાના ઉપરીઓ સમક્ષ પોતાના અભિપ્રાય રજૂ કરતાં કોઈથીય શેહ ન ખાય. પોતાનો મત ઉપરવાળાને રુચશે કે નહીં એની તથામાં કદી ન પડે. હિત ધરાવનારાએ એમની આર્મી ચીફ્ તરીકે નિમણૂક થઈ તે સામે ભારે પ્રચાર અને ઊહાપોહ કર્યો હતો. ઊહાપોહની નેમ તો નેહરુ (અને મેનન) જવાબદારીનાં સ્થાને ભળતા અને ખોટા માણસોની નિમણૂક કરે છે એવી હવા ફેલાવવાનો હતો

દિલ્હીમા મારે જેમની સાથે કામ કરવાનુ હતું એમાં લેફ્ જ. વડાલિયા (ડેપ્યુટી ચીફ્ ઑફ્ આર્મી સ્ટાફ્), લેફ્. જ. પી. પી. કુમારમંગલમ્ (એડજુટન્ટ જનરલ) અને લેફ્. જ. આર. કે. કોચર (ક્વાર્ટરમાસ્ટર જનરલ) મુખ્ય. હું સી જી. એસ. બન્યો ત્યારે બઢતી અને પોસ્ટિંગના કામમાં મિલિટરી સેક્રેટરી તરીકે મે. જ. મોતીસાગર હતા. એમના ડેપ્યુટી તરીકે હતા બ્રિગેડિયર બાદશાહ. મોતી અને હું કૉલેજમાં સાથે હતા. મારી પછી એ ધરટ સરે રેજિમેન્ટમાં આવેલા. આમ કારકિર્દી દરમ્યાન ઘણી વાર મળવાનુ થતું. અને લેફ્. જ. ચૌધરીના હાથ નીચે અમે બન્ને એક જ કૉર્સના ૪થા અને ૨૭મા ડિવિઝનના કમાન્ડર હતા ૧૯૫૪માં એમની નિયુક્તિ ડિરેક્ટર ઑફ્ ટેરીટોરિયલ આર્મી તરીકે થઈ અને મારે જનરલ થીમૈયાના હાથ નીચે, સધર્ન કમાન્ડના જનરલ સ્ટાફ્ના બ્રિગેડિયર તરીકે એમના અનુગામી લેખે એમની પાસેથી 'ચાર્જ' લેવાનો હતો ત્યારે મેં એમને પૂનામાં રહેવા દીધેલા: કારણ કે એમના દીકરાને બાળલકવો થયો હતો અને એની પૂનામાં સારવાર ચાલતી હતી. મોતીએ પણ વખત આવે કામ કર્યું હતું.

'મની' બાદશાહ મૂળ ૧/૧૪ પંજાબ રેજિમેન્ટમાં આજના પાકિસ્તાનના પ્રમુખ ફિલ્ડ માર્શલ ઐયુબખાન એમની સાથે હતા. શીખ રેજિમેન્ટલ સેન્ટરની સરદારી બહું કુશળતાપૂર્વક કરેલી કરાચીમા મિલિટરી એટેચી તરીકે સુંદર

સેવા બજાવેલી. ભારત-પાક સરહદ પર એક ઇન્ફન્ટ્રી બ્રિગેડના કમાન્ડર તરીકે એમણે ભારે કુશળતા બતાવેલી.* જ્યારે હું ક્વાર્ટરમાસ્ટર હતો ત્યારે પણ મારા સ્ટાફ પર સેવા કરતાં એમણે નિષ્ઠા અને અપ્રતિમ કુશળતા બતાવેલી.

ઓ. પુલ્લા રેડી હતા લશ્કરી મંત્રી. એચ. સી. સારીન જોઇન્ટ સેક્રેટરીના પદે હતા. અને એ લશ્કરી 'ઓપરેશન્સ' (કામગીરી), જાસૂસી, સિનિયર ઑફિસરોની બઢતી અને સેવાનું પ્રચારકાર્ય એટલું સંભાળતા. મૂળમાં એ આઈ. સી. એસ. ઑફિસર. સંરક્ષણ ખાતામાં એ સહુ કરતાં વિશેષ સમયથી રહેલા. અને ઝીણામાં ઝીણી વીગત હાથની રેખા જેમ જાણે. આમ એ કદી લાગણીવશ થયા હોય એવું ન લાગવા દે. પણ જ્યાં કશો અન્યાય થતો જુએ ત્યાં રહેવાય નહીં અને તરત એનો પ્રતિકાર કરે. મેનનના રસાલામાંના બીજા જોઇન્ટ સેક્રેટરી જોન લાલ સિક્કીમ અને ભૂતાન વિષેના નિષ્ણાત. એડમિરલ ડી. શંકર તે ડીફેન્સ પ્રોડકશનના કન્ટ્રોલર જનરલ. ઘણા નવા અને મહત્ત્વના સંરક્ષણ 'ઇન્સ્ટોલેશન'ના પાયા એમને હાથે નંખાયેલા. (એનાં શુભ પરિણામ આજે આપણે એમને જરાકે યાદ કર્યા વિના ભોગવીએ છીએ.) સંરક્ષણ ખાતાના નાણાંની બાબતના સલાહકાર જયશંકર અને એમને નાણાંપ્રધાન મોરારજી દેસાઈ અને સંરક્ષણ પ્રધાન મેનન જેવા બે શેઠને રાજી રાખવાના. એમ કરવા જતાં બન્ને નારાજ થાય એવું ઘણી વાર બનતું. આમ ખૂબ મિલનસાર મિજાજ અને પ્રખર બુદ્ધિવાળા.

વિશ્વનાથન એ ગૃહમંત્રી. પોતાના વર્તાવમાં હમેશાં અસ્ખલનશીલ અને કમાલનુ કૌશલ ગૃહખાતામા ઇન્ટેલીજન્સ બ્યુરોના ડિરેક્ટર હતા બી. એન. મલ્લિક. આપણી સરહદ પરની તમામ બાતમી એકઠી કરવાની, પરદેશમાંથી બધી બાતમી એકઠી કરવાની જવાબદારી એમની. એ ગમે ત્યારે સીધા વડા પ્રધાન પાસે જઈ શકે. દેશભક્ત અને ખૂબ જ નિષ્ઠાવંત. એમને અને મારે ખૂબ જ મનમેળ. અમે વારંવાર મળતા. અને એકમેકને રસ પડે એવા ઘણા મહત્ત્વના વિષય વિષે ચર્ચા કરતા. હુજા એમના સહાયક. એ પણ મોહક વ્યક્તિત્વ ધરાવે પણ સાથે ઘણા કુશળ અને અત્યંત જવાબદારી સાથે કામ કરે. એમ. જે. દેસાઈ વિદેશમંત્રી, બુથલિંગમ્ નાણાંમંત્રી અને એસ. એસ. ખેરા પ્રધાનમંડળના મંત્રી.

* પાકિસ્તાની સૈન્ય પર એમણે હુસેનીવાલા મુકામે ખૂબ અસરકારક વિજય મેળવ્યો હતો એના પરિણામે એ સ્થળના પાકિસ્તાની બ્રિગેડિયરને રુખસદ આપવામાં આવેલી.

મેજર જનરલ ડી. એસ. ધીલન મારા ડેપ્યુટી. મને એમનામાં વિશ્વાસ એટલે મેં એમને આ જગ્યા માટે પસંદ કર્યા. અને આ સ્થાન માટે યોગ્ય ગુણવત્તા પણ ધરાવતા હતા. ઇમ્પીરીઅલ ડીફેન્સ કૉલેજમાં અભ્યાસ કરી આવેલા. જમ્મુ અને કાશ્મીરમાં ઇન્ફન્ટ્રી ડિવિઝનના સરદાર રહી આવેલા. પોતે સેપર ઑફિસર. અને આ તો વિશેષ લાભદાયી વાત ગણાય.

બ્રિગેડિયર ડી. બી. ચોપરા મિલિટરી ઑપરેશન્સના ડિરેક્ટર. આ પછી થોડા સમયમાં એમને બઢતી મળી એટલે એ સ્થાને મેં એક કરતાં વિશેષ કારણોને લક્ષમાં લઈ ને બ્રિગેડિયર 'મોન્ટી' પલિનની નિમણૂક કરી. આમ એ ઘણા આશાસ્પદ અફસર હતા. એમણે લશ્કરી બાબતો પર પુસ્તકો લખ્યાં હતાં જે પરદેશોમાં પ્રગટ થયાં હતાં. અને એ પુસ્તકોનું ખૂબ સારું સ્વાગત થયું હતું. ચોથા ઇન્ફન્ટ્રી ડિવિઝનમાં એમણે મારા હાથ નીચે એક બ્રિગેડની સરદારી કરેલી. એમની લશ્કરી કામગીરી માટેની શક્તિ વિષે ત્યારે મારો ઘણો સારો અભિપ્રાય બંધાયેલો. ધંધાદારી રીતે અત્યંત ચપળ અને સજાગ અને ઘણી બાબતો વિષે ખૂબ વિશાળ જાણકારી. બ્રિગેડિયર વીરેન્દ્રસિંઘ મારા નિઃસ્વાર્થ અને કાર્યકુશળ ડિરેક્ટર ઑફ સ્ટાફ ડ્યુટીઝ થોડા મહિના પછી એ આપમેળે જ લશ્કરી કારકિર્દીમાંથી, એમની પોતાની જ ઘણી પ્રવૃત્તિઓ હતી એમાં સમય આપવા નિવૃત્ત થયા. (પછી એમને એન. સી. સી. ના ડિરેક્ટર તરીકે પાછા સેવામાં લીધેલા.) એમને સ્થાને બ્રિ. 'જંગુ' સતારાવાલા આવ્યા. અત્યંત આકર્ષક વ્યક્તિત્વ, અને કાર્ય વાતે ક્યારેય થાકે નહીં. એણે આર્મી હેડક્વાર્ટર્સના બધા ડિરેક્ટરોની સેવાઓ અને કામગીરીનું સંકલન કર્યું. મે. જ. ડી. સી. મિસરા મિલિટરી ટ્રેઈનિંગના ડિરેક્ટર અને નિષ્ઠાપૂર્વક સરસ કામગીરી બજાવે. મે. જ. કુમે સરહદી રસ્તા વિભાગના ડિરેક્ટર જનરલ. અત્યંત શુદ્ધ ચારિત્ર્યના માણસ. મળતાવડા અને સાથે જ કાર્યકુશળ. બ્રિગેડિયર આંદ્રિયા મારા વેપન્સ એન્ડ ઇક્વીપમેન્ટના ડિરેક્ટર. અનન્ય ઉત્સાહપૂર્વક કામ કરે. ટેરીટોરિયલ આર્મીના કર્નલ બી. એન. ખન્ના તો મારા અત્યંત વિશ્વાસુ કાર્યકર્તામાંના એક. લેફ. કર્નલ અને મેજરની પદવીમાં તો મારી પાસે ઘણા સારા અફસર હતા — લે. કર્નલ ડી. એસ. રાવ, બી. એન. ખન્ના, ટી. બી. કપુર, ઉજ્જલસિંઘ — બધા જ વફાદાર અને ખૂબ કુશળ કાર્યકર્તા. તિલક મલહોત્રા મારા કુશળ લશ્કરી સહાયક. બ્રિગેડિયર કિમ યાદવ એ જંગલ વોરફેર સ્કૂલના અત્યંત તેજસ્વી કમાન્ડર. મારા અંગત સ્ટેનોગ્રાફર તરીકે હતા બે સરસ માણસ — સ્વામી



૧૯૩૫મા રાજપુતાના રાઇફલ્સમા
સેકન્ડ લેફ઼ તરીકે લેખક



૧૯૪૮મા સલામતી સમિતિમાં
સર એન ગોપાલ સ્વામી, એમ સી સેતલવડ અને
લેખક



મોમિકો, શેખ અબદુલ્લા અને લેખક
૧૯૪૮માં કાશ્મીર પ્રશ્ન અંગે સલામતી સમિતિમાં



૧૯૫૩માં કોરિયામાં : જનરલ મેક્સવેલ ટેલર અને
લેખક



જમણેથી ડાબે. એર માર્શલ મુકરજી, લેખક અને સંરક્ષણ
ખાતાના સારીન ૧૯૫૮માં



૧૯૫૯મા જનરલ થીમૈયા સાથે લેખક  બક્ષી ગુલામ મહમ્મદ
વચ્ચે દેખાય છે



૧૯૫૮માઃ નેહરુ અને લેખકનાં પત્ની



૧૯૫૯મા નેહરુ લેખકની બે દીકરીઓ સાથે



૧૯૫૯મા નેફા જતા ચગીન ટોપીવાળા સાથે લેખક



મિસિસ જેક્વીન કેનેડી રાજદૂત અને મિસિસ ગાલબ્રેથ
લેખકની દીકરી સાથે, ૧૯૬૨મા પ્રમુખની પત્નીના સ્વાગત વખતે



૧૯૬૨ના ઉનાળામાં કાશ્મીરમાં ક્યાંક
મેજર દુબે સાથે લેખક

અને બાવેજા. મારા નિરંતર ઉદ્યમી પટાવાળામાં જૈનુ અને હજારાસિંઘનું નામ નોંધવું જોઈએ. બધી વાતે મારી પાસે સારો રસાલો હતો.

આ સ્થળે હું કઈ રીતે એ દિવસોમાં કામ કરતો હતો એની થોડી વીગત મારે આપવી જોઈએ. છત્રીસ વર્ષ પહેલાં ટી. ડબલ્યુ. રીસે મને જિંદગીમાં સખત કામ કરવાનું મહત્ત્વ શીખવ્યું હતું ત્યારથી હું સવારે વહેલો ઊઠી જતો અને મોડી રાતે સૂતો ત્યાં લગી કામ કરતો. મને કોઈ જાતની આદત ન હતી. પથારીમાં ચા પીવા લાડ કરેલાં નહીં. દૂધ અને ફળની છોટા હાજરી લઈ, આરામ લીધા વિના સાંજ લગી કામ કરું. ઘણીવાર બપોરનું જમવાનું માંડી વાળું અને જરૂરી સામાજિક કાર્યો કરું. ઇતિહાસ, સાહિત્ય, કવિતા અને નાટકમાં ચંચુપાત કરવાનો સમય કાઢું, નાટકો જોઉં. શોખ તરીકે પર્વત ચઢું. દિવસના લગભગ અઢાર કલાક કામ કરું. મધરાત પછી ઊંઘું. કામનો ટીંબો ચઢાવવાની આદત હતી નહીં તે જે તે વખતે જ કામ ગમે તેટલું હોય તોય પૂરું કરવાની ટેવ. બીજા દિવસ પર રાખું નહીં. પત્રવહેવાર પર પૂરતું અને નિયમિત ધ્યાન આપું. આ ઉપરાંત જીવનના હરેક ક્ષેત્રમાં ભીડમાં આવી પડેલાની વાત સહાનુભૂતિપૂર્વક સાંભળું અને મારાથી બનતું ઝડપથી કરું. આવા ભારે કામ હેઠળ પણ મને રાતે નિરાંતે ઊંઘ આવે. મેં એક સૂત્ર રાખેલું કે દિવસમાં કરવાના કામ પૂરતા દિવસમાં કલાક નથી. હું ભાગ્યે જ લિફ્ટ વાપરું. મારા દફતરે દાદરા ઝડપથી ચઢીને જાઉં. બધી દિનચર્યા અને સર્વ કામગીરીમાં સ્ફૂર્તિ અને ઝડપ રાખું. સદ્‌ભાગ્યે નીરોગી શરીર અને સારી તંદુરસ્તી મળ્યાં છે એને કારણે હું સતત શારીરિક અને માનસિક બોજો સહી શકું છું. લશ્કરી ટુકડીની સરદારી કરવાની હોય કે વિષમ વિસ્તારમાં જોખમી દોરો કરવાનો હોય ત્યારે પણ હું આ જ કામ કરવાની રીત ચાલુ રાખતો. એટલે જ્યારે કોઈ અફસર ખૂબ કામ કરવું પડે છે એની ફરિયાદ કરતા, અને વાસ્તવમાં તો કામદાર સંઘે નક્કી કરેલા કલાક જ કામ કરતા અને કદી જોખમી કામમાં તો પડતા જ નહીં અને ઉપરથી ગોલ્ફ, પોલો કે એવા આનંદપ્રમોદમાં અને ગપસપ અને નિંદામાં સમય ગાળતા ત્યારે થોડું આશ્ચર્ય થતું. મને મૂર્ખાઓને નિભાવી લેવા આવડતું ન હતું અને ભારે શ્રમવાળા કામમાં માનું છું. કોઈ પણ જાતની આળસ કે પ્રમાદને માટે કશું વાજબી કારણ હોય એમ મને લાગતું નહીં. અને એ સાથે જે મારાથી ઉચ્ચાધિકારે હોય તેમની મને એ માત્ર ઉચ્ચાધિકારે છે એ જાતની કશી બીક લાગતી નહીં. ઘણા ઉચ્ચ સ્થાન ભોગવતા રાજપુરુષોને હું ઓળખતો. પણ એમની સાથેનો પરિચય તો એ આવાં

સ્થાને આવ્યા તેનાં પહેલાંનો. મારા ઘણા સદકાર્યકરો તો બ્રિટિશરનો રોષ વહોરી લઈશું એવા ભયથી કાંપે એ સમયથી મારો એમની સાથેનો પરિચય.

મેં ચીફ ઑફ જનરલ સ્ટાફ તરીકેનો હોદ્દો લીધો ત્યારે મને એક વાત સમજાઈ. આપણા વિશાળ સરહદી વિસ્તારો પર આ ક્ષણે ભારે જોખમ અને ભય તોળાતાં હતાં. પાકિસ્તાન તરફથી અને ચીન તરફથી લદાખથી માંડીને તે નેફા લગીની આખી સરહદ પર જોખમ હતું. સાથે જ નાગલોકનો પ્રશ્ન હતો. આમાં ગોવાના ફિરંગીઓની તો વાત જ જાણે થતી ન હતી. પાકિસ્તાન અને ચીન વચ્ચેના અપવિત્ર જોડાણને કારણે આપણે માથે ભારે ભય હતો. એમની વારંવારની લશ્કરી હિલચાલ અને સતત કાંક ને કાંક તંગદિલી ઊભી કરવાના એમના યત્નો પરથી એક વાત સ્પષ્ટ થતી હતી કે એમને આપણી આખી સરહદ પર સતત તંગદિલી ચાલુ રાખવી છે અને આપણને ગભરાટમાં રાખવા છે. આપણી સામે આ દેશો ક્યારે યુદ્ધ છેડશે એની મને ખબર ન હતી. તેમ જ આવો ભય ક્યાં લગી ચાલુ રાખશે એની પણ ખબર ન હતી. પણ આપણે સાવધ રહીએ એ આપણા હિતમાં હતું. ગમે તે પરિસ્થિતિ માટે આપણે સજ્જ રહેવું જોઈએ. આમ છતાં નેહરુ અને એમના સાથીઓ હજુ આ પ્રશ્નો શાંતિપૂર્વક ઊકલી જશે એમ માનતા હતા.

પહેલી જ વાર હું એવા જવાબદારીના સ્થાને હતો જે પદની કામગીરીને ભારતના સંરક્ષણ અને એને માટેનાં શસ્ત્રો કે સામગ્રી સાથે પ્રત્યક્ષ સીધો સંબંધ હતો. આ ક્ષણ લગી આ સંબંધ પરોક્ષ હતો અને એ સાથે એની દક્ષા અને શ્રેણી પણ નીચા સ્તરનાં હતાં. હવે હું સી. જી. એસ. બન્યો હતો. એટલે મેં, જે બધા ભય આપણી સામે હતા તેનો મુકાબલો કરવાની ખરી તાકતનો સાચો અંદાજ કાઢવાની યોજના કરી. જો આ તાકદમાં કશી કમી હોય તો એમાં કઈ રીતે શો સુધારો થઈ શકે એ જાણવું જોઈએ આ સાથે જ જે ઊંચાઈવાળાં સ્થળોએ આપણે સંરક્ષણ હરોળનુ સંગઠન કરવાનું હતું તેની ભૂમિ જાતે જોવાની અને એથી સમગ્ર રીતે પરિચિત થવાની પણ મને જરૂર લાગી. એટલે મેં આપણાં અગ્રીમ થાણાં અને અન્ય ચોકીઓ વગેરેની મુલાકાત લીધી. કેટલેક સ્થળે હું એક કરતાં ઘણી બધી વાર ગયો. અને આમ લદાખથી નેફા અને નાગભૂમિની ૨૫૦૦ માઈલ કરતાં લાંબી સરહદ પર હું ઘૂમી વળ્યો. કોઈ સ્થળ વિષે માત્ર નોંધ વાંચવી કે પછી નકશા પર એનું સ્થાન જોવું એના કરતાં નજરે એ સ્થળને જોવું એ લાભદાયી છે. આવા મુશ્કેલ પ્રદેશમાં મુકાયેલા

લશ્કરને પણ પોતાના એક મોટા અધિકારી પોતાના સ્થાન પર આવ્યા છે એ જોઈને આનંદ થાય છે. આ કામમાં થોડાક મહિના લાગ્યા.

ઉપર જણાવેલા વિસ્તારોની જાતમુલાકાત પછી, આપણા લશ્કરમાં માનવબળ અને સાધનસામગ્રી ઉમેરવાની અગત્ય મને સાવ સ્પષ્ટ દેખાઈ.* પછી તો મારે લાલપટ્ટીના દરિયામાં ડૂબકાં ખાવાનું અને ઘણી હતાશ કરી દે એવી પરિસ્થિતિ અનુભવવાનું થયુ.

લશ્કરી માહિતીની બાબતમાં પરિસ્થિતિ એવી હતી કે પરદેશી લશ્કરો વિષેની માહિતી એકઠી કરવાની જવાબદારી ગૃહખાતાની ઇન્ટેલીજન્સ બ્યુરોની હતી. એમની પાસે આ અંગે પૂરતાં સાધન હતાં. એટલે એમણે પૂરી પાડેલી સામગ્રીનુ અમે મૂલ્યાંકન કરીએ એ ન તો ચોક્કસ હોઈ શકે, ન તો એને યોગ્ય ક્ષેત્ર લગી પહોંચાડવાની કામગીરી ઝડપી હતી. (જો ઇન્ટેલીજન્સ બ્યુરો કે લશ્કર વધારે કે સારા માણસોની કે સામગ્રીની માગણી કરે તો એને નાણાંખાતાનું સમર્થન ભાગ્યે જ મળતું.)

આપણાં દળોની તાલીમની બાબતમાં વ્યક્તિગત કે સમૂહગત કવાયત, કસરત, કસોટી એમ વિશાળ પાયા પર થતું પણ એની રીત સાવ જૂની હતી અને સામગ્રી અપૂરતી હતી; કારણ કે અમને પૂરતી આધુનિક સામગ્રી પૂરતા પ્રમાણમાં અપાતી જ નહીં. તાલીમનાં 'ક્ષેત્ર' સંખ્યામાં ઓછાં અને વચ્ચે અંતર ઘણું મોટું. અમે વારંવાર માગણી કર્યા કરીએ પણ અમારે જે સ્થળે જે જોઈતું હોય એ સરકાર અમને આપી શકે નહીં, કદાચ એ કારણસર આપી ન શકે કે એ વિસ્તારમાં ઔદ્યોગિક કે ખેતીનો વિકાસ થયો હોય, થતો હોય. આ અગત્યનો પ્રશ્ન ગમે તે રીતે ઉકેલવો જોઈતો હતો.

વ્યૂહરચનાના પ્રશ્નમાં તો આપણે કદાચ ચીનની લડવાની રીતનો મુકાબલો કરી શકીએ એવી તાલીમ લઈ શકીએ કે કદાચ એનો મહાવરો પણ મેળવી શકીએ. આ ઊણપને માટે સરકારને દોષ ન દઈ શકાય. આ દોષ તો સિનિયર લશ્કરી અફસરોએ વિવિધ કક્ષાએ જે ધંધાદારી દુર્લક્ષ સેવ્યુ હતું એમનો હતો. સમગ્ર રીતે જનરલ સ્ટાફે તથા જુદા જુદા આર્મી, કોર્પ્સ અને ડિવિઝનના કમાન્ડરોએ આ બાબત પર વિશેષ લક્ષ આપવું જોઈતું હતું. જો એમને કશી મુશ્કેલી નડતી હોય તો ઉચ્ચાધિકારીઓનું ધ્યાન એ વિષે દોરવું જોઈતું હતું. પણ અમારામાંથી કોઈએ પણ આવું કર્યું થાય છે કે

* માનવબળ ઉપરાંત આપણે અફસરોની સંખ્યા અને ગુણવત્તાની બાબતમાં ઘણા ઊણા હતા.

નહીં એ વિષે કશી ખાતરી કરી નહીં. ગેરીલા પદ્ધતિ કે હાજર તે હથિયારની રીતનું (ઈમ્પ્રોવીઝેશન) કશું જ્ઞાન આપણે ત્યાં અપાતું નહીં. જો આવું કશું ગોઠવાયું હોત તો આપણી માનવશક્તિ અને ચાલુ હથિયાર તથા સામગ્રીની ટાંચને થોડે અંશે પહોંચી વળી શક્યા હોત. આ માટે ભારતીય લશ્કરના બધા જ જનરલ જવાબદાર છે. અને એ રીતે હું પણ ૧૯૬૧–૬૨ ના સી. જી. એસ. તરફે એ જવાબદારી સ્વીકારું છું.*

મેં હવે સર્વ સાથે પરિચિત થવાનું, વાહનો અને સામગ્રીની કામગીરી જાણવાનું, હવાઈ પટ્ટીઓ રચવાનું, માનવબળ અને સામગ્રી એ સહુને માટે યોગ્ય સ્થાન શોધવાં અને ગોઠવવાનું, એમાં પણ ખાસ તો ઊંચાઈવાળી જગ્યાએ ગોઠવવાનું જટિલ કામ મેં ઉપાડ્યું.

આપણી સરહદ પરના લશ્કરી પ્રશ્ન સાથે ભૂતાન અને સિક્કીમ જેવા સૂક્ષ્મ સંવેદનશીલ વિસ્તારોના રાજકીય પ્રશ્નો સંકળાયેલા હતા. નેપાલ, ભારતમાં અંગ્રેજનો અમલ હતો ત્યારે નામ પૂરતું સ્વતંત્ર હતું. એ દેશ સાથે આપણા ખૂબ સારા મૈત્રીભાવભર્યા સંબંધ હોવા જ જોઈએ એમ મને હવે લાગતું હતું. ભારત સ્વતંત્ર થયું ત્યારે આપણે નેપાલના સાર્વભૌમત્વ અને સ્વતંત્રતાનો આદર કર્યો. આ સાથે જ આપણે (રાણાઓના અમલને ઉથલાવી પાડવા મથતી નેપાલી કૉંગ્રેસનાં) લોકશાહી બળો પ્રત્યે આપણી સહાનુભૂતિ પણ પ્રગટ કરી. રાણાઓ એટલે નેપાલના વંશપરંપરાગત રાજવીઓ અને વડાપ્રધાન તરીકે રાણા જ હોય એવી હાલત હતી કટોકટી વખતે આપણે રાજાને આશ્રય આપ્યો અને એ રીતે રાજાનો આદર મેળવ્યો. આ સાથે આપણે માટે નેપાલી કૉંગ્રેસ અને નેપાલના લોકનો સદ્ભાવ હતો. આપણે એમના આદર્શનું સમર્થન કરતા હતા.

આગળના સમયમાં નેપાળમાં મધ્યયુગી વ્યવસ્થા અને હાલત હતાં. ન કોઈ જાતના રસ્તા મળે, ન રેલવે, એક માત્ર વિમાનઘર. નેપાલી કૉંગ્રેસના નેતાઓએ રાતોરાત કાયાપલટ કરવાનો પ્રયત્ન કર્યો. એમ કરતાં નવા રાજા અને એમના વચ્ચે ગાંઠ પડી. નવા રાજા એમના વિરોધી બન્યા. ભારતે નેપાલી કૉંગ્રેસની તરફદારી કરી અને રાજાને આપણી વલણ ખટકી. (આ

* પરિસ્થિતિ એવી છે કે ન કોઈ એકને દોષિત ઠરાવી શકાય, ન આની આટલી જવાબદારી એમ સ્પષ્ટપણે કહી શકાય.

કારણે ભારત નેપાલ વચ્ચેના સબંધ બગડયા પણ પછી પાછા સંબંધ સુધર્યા.) ચીન તો ભારત અને નેપાલ બન્ને પર લટકતી તલવાર છે. એ આ બન્ને દેશો વચ્ચે ગેરસમજ ઊભી કરવાના સર્વ યત્ન કર્યા જ કરે છે. એને પોતાનો સ્વાર્થ સાધવો છે.

છેલ્લા થોડા સમયથી ભારત અને ચીન વચ્ચેના સંબંધો ધીરે ધીરે બગડતા હતા. અને આની સાથે ચીનાઓની ઘૂસણખોરી પણ વધતી હતી. ભારતે ચીન સમક્ષ વારંવાર વિરોધ નોંધાવ્યો હતો પણ એ બધું સાવ વ્યર્થ. ચીની રમત આવી હતી : જે વિસ્તારમાં આપણે ન હોઈએ ત્યાં—અને ખાસ તો લદ્દાખમાં—એ ઘૂસી જાય અને થાણું જમાવે. અને હમણાંના એ લોક વિરોધ આક્રમક બન્યા હતા. આ સાથે જ લશ્કરના થોડા સિનિયર અફસરો પણ લોકલાગણીને જાણે સંતોષતા હોય એમ થાબડતા ગયા અને સાથે એવી હવા ફેલાવી કે પોતે તો આ આક્રમણને ખાળવા તૈયાર હતા પણ નેહરુ–મેનન એમને એમ કરવા દેતા ન હતા. આ માત્ર આત્મરક્ષણની રીત હતી. પણ એમણે આવી છાપ અમુક રાજકીય વર્તુલોમાં પાડી. હકીકતમાં આ માત્ર બડાશ હતી. હકીકત એ છે કે વિદેશખાતાના એક નિષ્ણાતે વર્ષો પહેલાં એવું સૂચન કરેલું કે આપણા વિસ્તાર પરનો આપણો દાવો સ્થાપવા—ચીન તો આવો દાવો કરતું જ હતું—આપણે આપણી આખી સરહદ પર, લદ્દાખથી નેફા લગી, ચોકીઓ સ્થાપવી. ત્યારે મિલિટરી હાઈ-કમાન્ડે આ સૂચનાનો સ્વીકાર કરવાની આપણી અશક્તિ એ રીતે દર્શાવેલી કે એક તો આપણી પાસે આવી સામગ્રીની ટંચાઈ છે અને સાધને પણ આપણે પહોંચતા નથી તેમ જ આવી નાનકડી ચોકીઓ સ્થાપવી અને જાળવવી એ લશ્કરી નજરે બહુ પાકી વાત નથી. દરમ્યાન આપણી સરકારે લશ્કરમાં સાધનસામગ્રીની જે ઊણપ હતી તે પૂરવાની કશી કાળજી ન લીધી. પરિણામ એ આવ્યું કે ચીન આપણો મુલક એના ધ્યાનમાં આવે ત્યારે અને તેમ પચાવતું ગયું. લોકને આ વાતની ખબર પડતી ગઈ અને ત્યારે લોક-મતની માગણી આપણે ચીન સાથે મક્કમતાપૂર્વક વાત કરીએ કે હિસાબ પતાવીએ એવી થની ગઈ.

આ ગાળામાં નેહરુએ એકથી વિશેષવાર મને સરહદી સંરક્ષણની ચર્ચા કરવા બોલાવ્યો. મેં સ્પષ્ટ કહ્યું કે સરકારે લશ્કરને પુષ્ટ કર્યું નથી. કેટલાંય વરસ થયાં લશ્કરની કોઈ માગણી પર ધ્યાન અપાયું જ નથી એટલે અત્યારે

લશ્કર ચીની ભય સાથે અસરકારક રીતે હિસાબ સમજી શકે એવી હાલતમાં નથી. નેહરુને આ દલીલ કે હકીકત કદી પણ રુચતી નહીં.

પાર્લામેન્ટના વિરોધના થોડા નેતાઓ સાથે નેહરુની વિદેશખાતામાં એક ખાનગી મુલાકાત થઈ. એમાં સંરક્ષણ પ્રધાન, સરસેનાપતિ અને હું પણ હાજર હતા. આ સભા સમક્ષ નેહરુએ આપણી સરહદ પરની લશ્કરી પરિસ્થિતિનો ખ્યાલ આપ્યો. નેહરુની વાતની આ નેતાઓ પર કશી અસર ન પડી અને એક વિરોધનેતાએ તો કહ્યું: માણસને મન બે વસ્તુ ઘણી કીમતી છે: સ્ત્રી અને ભૂમિ. આપે ચીનાઓને ૧૨,૦૦૦ માઈલ જેટલા વિસ્તારની તો ભેટ ધરી દીધી છે. હવે આપની ઇચ્છા છે કે અમે સ્ત્રીઓ પણ એમને આપીએ?* નેહરુનું મોં લાલચોળ થઈ ગયું પણ એ એક અક્ષર ન બોલ્યા.

લોકમાં આ વાત વિષે જે રોષ વ્યાપ્યો હતો અને વધતો હતો એની નેહરુને ખબર હતી. સાથે આપણા લશ્કરને કેટલી હરકત હતી એની પણ એમને ખબર હતી. એટલે લોકને સંતોષ થાય અને સાથે યુદ્ધના પરિણામ લગી ન પહોંચે એવો કોક રાહ શોધી કાઢી એ મુજબ વર્તવાની એમની ઇચ્છા હતી. એટલે ૧૯૬૧ની પાનખરમાં નેહરુએ પોતાના કમરામાં એક સભા બોલાવી. એમાં કૃષ્ણ મેનન, જનરલ થાપર અને હું હાજર હતા. તાજેતરમાં ચીને આપણા વિસ્તારમાં કરેલી ઘૂસણખોરી બધી લશ્કરી નકશામાં બતાવી હતી તે એમણે જોઈ. એમણે કહ્યુ કે માત્ર સાંકેતિક રીતે પણ જે પક્ષ ચોકી કે થાણું સ્થાપે તે એ ભૂમિ પર દાવો કરી શકે: કારણ કે કબજો એ તો કાયદાનો પણ નવદશાંશ ગણાય. જો ચીનાઓ ચોકીઓ સ્થાપી શકે છે તો આપણે કેમ ચોકી સ્થાપી શકતા નથી? એમને જવાબ દેવામાં આવ્યો કે સંખ્યાબળ અને 'લોજિસ્ટિક' (સાધનસામગ્રી, પુરવઠો, ભૂમિપૃષ્ઠ વગેરે બધી બાબતોને) કારણે આપણે ચીના સાથે આ હરીફાઈમાં ઊતરી શકીએ નહીં. જો આપણે વધુ ચોકીઓ ખોલીશું તો એમને સમગ્ર લશ્કરી નજરે નિભાવી શકીશું નહીં. ઉપરાંત ચીન પાસે ચડિયાતું લશ્કરી બળ અને સાધનો છે. એ આપણી નાનકડી ચોકીઓની હાલત અત્યંત કફોડી કરી શકે. છતાં આપણે થોડી ચોકીઓ સ્થાપી છે અને થોડી જહેમત કરીને પણ એ જાળવીએ છીએ.

---

* (૧) ઇન્સાનકો દો ચીઝ પ્યારી હૈં, ઝમીન ઔર સ્ત્રી. આપને ચીનોં કો ૧૨,૦૦૦ સ્કવેર મિલ ઝમીન તો દે દી. ક્યા અબ હમારી સ્ત્રીઆં ભી ઉનકો દેને કા ઇરાદા હૈ?

પછી ચર્ચા ચાલી. હું સમજ્યો ત્યાં લગી ચર્ચાનો સાર એ હતો કે, (ચીન ભારત સાથે યુદ્ધ કરે એવી શક્યતા જ નથી એટલે) આપણે પણ આ ચોકીઓ સ્થાપવાની શતરંજની, દાવ અને સામા દાવની રમત કેમ ન રમવી? જો એ લોક એક સ્થળે ધસારો કરે તો આપણે બીજી જગ્યાએ ધસારો કરવો. એનો અર્થ એ થયો કે જ્યાં લગી શક્ય હોય ત્યાં લગી એમની સાથે રમત ચાલુ રાખો અને જે ભૂમિ આપણી જ છે એની આપણને ખાતરી છે એ ભૂમિમાં ત્યાં થોડી સાંકેતિક ચોકીઓ બિછાવો. આપણા આ સંરક્ષણાત્મક વ્યૂહથી ચીના ગુસ્સે થાય પણ એથી મામલો આગળ ન વધે. મારી સમજ મુજબ તો સરહદ પરની નવી નીતિના આમ અક્ષર પડ્યા. (કોકે આને આગેકદમ નીતિ કહી છે.) વર્ષના અંત લગીમાં લદાખ અને નેફામાં આપણે આવી ૫૦ ચોકી સ્થાપી અને એમ કરીને આપણા જ ભારતીય વિસ્તારના બે હજાર જેટલા માઈલનો આપણો કબજા-દાવો સ્થાપ્યો. આ ચોકીઓ કાંઈ વહીવટી થાણાં ન હતાં, કારણ કે ત્યાં વસતી હતી જ નહીં. પણ આનો હેતુ તો અકસાઈ ચીનવાળી વાતનું ચીનાઓ નેફા કે લદાખમાં પણ પુનરાવર્તન ન કરે એની તકેદારીનો જ હતો. મને લાગે છે કે નેહરુએ આ નીતિનું નિર્માણ મોટે ભાગે તો પાર્લામેન્ટ અને લોકના લાભાર્થે જ કર્યું. કદાચ ચીનાઓને એમની જ રમતમાં મહાત કરવાનો વ્યૂહ હોય. ભારત-ચીન વચ્ચેના સંબંધો બગડતા જતા હતા તે વખતે એમને આ વ્યૂહ સૂઝ્યો. એમાં એમને પોતાના ટીકાકારોને આપવાયોગ્ય જવાબ લાગ્યો પાર્લામેન્ટમાં વિરોધ પક્ષો તરફથી એમની સરહદનીતિની જે જાતની સતત અને અવારનવિક ટીકા થયા કરતી હતી એને કારણે પણ એમને આવું સૂઝ્યું હોય. (આમાંથી પરિસ્થિતિ એવી રીતે વિકસી કે ૧૯૬૨માં ભારત અને ચીન વચ્ચે ઘર્ષણ આવી પડ્યું. ભારતમાં એક એક અને સહુને આ વાતનું ભારે આશ્ચર્ય થયું.)

૧૯૬૧માં આર. કે નેહરુએ મને અને જયપ્રકાશ નારાયણને જમવા નોતર્યા. અને અમે આપણી સરહદ પરના ચીની ભય સમેતની ઘણી વસ્તુઓ વિષે વાતો કરી. લોક એમને જે. પી.ના લાડકા નામે ઓળખે છે. એમની ૬૪ વર્ષની ઉમ્મર. સાવ સરળ. જરાકે મારતે મિંયા જેવા નહીં. ઘણા ઉદાર મનના. પ્રસિદ્ધિના પ્રકાશમાં આવવાની મુદ્દલે ઇચ્છા ન મળે. ઘણું સાદું જીવન ગાળે છે. બ્રિટિશ સામેના અત્યંત વિખ્યાત બંડખોર. આ સ્થળે

એમણે ભૂગર્ભ પ્રવૃત્તિ દરમ્યાન આપેલા અનેક ભોગની યાદ આવે છે. આમ તો જાણે એ હમેશાં હારેલાનો અને હારતાનો પક્ષ લેતા લાગે. એમનાં અનેક સ્વપ્નાં વણપુરાયેલાં જ રહ્યાં છે. બ્રિટિશનો સામનો કરતાં ઘણાં વરસ જેલમાં ગાળ્યાં અને એમના પર ત્યાં ભારે સીતમ ગુજારવામાં આવ્યા. પણ એથી એમનો જુસ્સો જરાકે ન ડગ્યો. એક વાર તો એમને માટે ભારે ઈનામ જાહેર થયેલું. ૧૯૪૨ની લડત દરમ્યાન કરેલાં પરાક્રમો તો હવે દંતકથા બની ગયાં છે. પૂરા પચીસ દિવસ લગી સતત દિવસ ને રાત પોલીસે એમને પ્રશ્નો પૂછ્યા કર્યા હતા અને ત્યારે એ ઊંઘી ગયા અને તરત પોલીસે એમના મોં પર બે તમાચા માર્યા હતા. નાનકડી ખોલીમાં એમને સોળ મહિના સુધી ગોંધી રાખવામાં આવેલા. (એ પોલીસ પહેરામાંથી ભાગી ગયા હતા માટે.)

૧૯૪૬માં એમને મુક્ત કરવામાં આવ્યા. એ દિલ્હી આવ્યા ત્યારે હું એમને આઝાદ હિન્દ ફોજના 'જનરલ' શાહનવાઝ સાથે મળ્યો હતો અને પછી વારંવાર મળવાનું થાય છે. મને જે. પી. માટે ખૂબ કૂણી લાગણી છે. એક વાર તો એ નેહરુના અનુગામી થશે એવો વિચાર પણ આવેલો. ૧૯૪૯-૫૦માં હું એમને ફરીથી જલંદરમાં મળેલો. એ જે જાહેર સભામાં બોલવાના હતા એમાં હું અને મારી પત્ની સાંભળવા ગયેલાં. એમની નિષ્ઠા અને દેશભક્તિ માટે મને માન છે. મને થાય છે કે એ સક્રિય રાજકારણમાંથી ફારેગ ન થયા હોત તો સારું થાત. હા, એમને ભારે નિરાશા થઈ છે એ સાચું. પણ એમણે દેશની તેજસ્વી સેવા કરી છે, કોઈ પણ પ્રકારનું સરકારી અધિકારપદ એમણે સ્વીકાર્યું નથી અને એ ઉપરાંત એમણે સરસ શિક્ષણ લીધું છે. અનોખું પ્રભાવશાળી વ્યક્તિત્વ છે અને સભ્યતા શું છે એ જાણે છે. ગૌરવભાન પણ છે. સાથે ધીરજ, કુનેહ અને સ્વસ્થતા છે. ભારતમાં અને પરદેશમાં આપણા પ્રશ્નો વિષે એમણે અત્યંત યોગ્ય રીતે સમજ આપી છે. પણ પરિસ્થિતિની કરુણતા એ છે કે જ્યારે જ્યારે એ કાશ્મીર, નાગ કે પાકિસ્તાન સાથે મનમેળની વાત કરે છે ત્યારે ત્યારે તરત દેશમાં કોક ને કોક એમની નિષ્ઠા અને વફાદારી વિષે શંકા પ્રગટ કરે છે જે પ્રજાની એમણે આટલી ઉમદા સેવા કરી છે તે એમના શાણપણની કદર કરવાને બદલે એમની નિષ્ઠા વિષે શંકા પ્રગટ કરે છે. પણ પછી બીજા જ્યારે આવી વાત કરે છે ત્યારે એમની વાહ વાહ થાય છે. આજે આપણામાંના ઘણા એમની નિષ્ઠા વિષે, દાનત વિષે શંકાની નજરે જુએ છે. આવા માણસની નિષ્ઠા વિષે પણ શંકા!

આમ અમે ૧૯૪૬માં પહેલીવાર મળ્યા ત્યારથી મારો અને મે. જ. હરિચંદ બધવારનો પરિચય થયો. જપાની કેદી બનેલા બીજા વિશ્વયુદ્ધમાં. અનેક સીતમ જપાનીઓએ વીતાડયા છતાં બધવારની ભારતીય લશ્કર પ્રત્યેની વફાદારી અવિચળ રહેલી. આ વીરતા બદલ એને એમ. બી. ઈ. એનાયત થયેલો. આપણા લશ્કરની એક અત્યંત રસિક વ્યક્તિ. ૧૯૬૧માં ખબર પડી કે એને ફેફસામાં કેન્સર હતું અને એ થોડા મહિનાના જ મહેમાન હતા. હું તરત જ હરિ પાસે મુંબઈ ગયો અને થોડા કલાક માટે મળ્યો. એ પોતે તો આ પરિસ્થિતિનો અત્યંત વીરતાપૂર્વક સામનો કરતો હતો પણ જો પોતાને કશું થાય તો કુટુમ્બનું શું એની એને ચિન્તા થતી હતી. આ વખતે એણે મને કહ્યું કે અમેરિકાના વિખ્યાત નિષ્ણાત ડૉ. પેકની સારવારનો લાભ મળે તો નવે અવતારે આવ્યા જેવું થાય.

દિલ્હી પહોંચીને અંદર અંદર ફાળો કરીને બધવારના અમેરિકા જવાના સારવારના ખર્ચ માટે જોગવાઈ કરવાનું કર્યું. પહેલ પ્રથમ મારાથી જે આપી શકાય એ આપ્યુ. પછી મેં ટીપ ફેરવી અને હરિના મુખ્ય દળ આર્મ્ડ કોર્પ્સના કેટલાક સાધનસંપન્ન સિનિયર અફસરોને વિનંતી કરી. કશો જવાબ ન મળ્યો. પોતાના કોર્પ્સ વિષે જાહેરમાં લાંબી ચોડી પ્રશસ્તિઓ ગાનાર લોક. આમ પણ બડાશ હાકે. પણ એક પણ સર્જન હરિને મદદ કરવા આગળ ન આવ્યા. ફાળો ન આપવાનાં ભાતભાતનાં કારણ બતાવે. દરમિયાનમાં અમરિકી રાજદૂત ગાલબ્રેથ તરફથી ઘણો ઉત્સાહપ્રેરક આવકાર મળ્યો. એમણે સહાય કરવાનુ વચન આપ્યું.

મને થયુ કે આવી પરિસ્થિતિમા કોઈ પરદેશી સરકાર નહીં પણ આપણી જ સરકાર કશી સહાય કરે એ યોગ્ય લાગે. એટલે હું અવિધિસર નેહરુ અને મેનનને મળ્યો. (જનરલ થાપરને સહાનુભૂતિ હતી.) બન્ને કહે કે સરકાર માટે કશી આર્થિક સહાય કરવાનુ શકય ન હતુ, કારણ કે એમ કરે તો ખોટો દાખલો બેસે. આ બાજુ એક સરસ માણસ મરતો હતો અને પેલી બાજુ હતી એક ખોટો દાખલો બેસવાની બીતિ. શું આપણા વહીવટમાં એક એક વાતનો નિર્ણય માત્ર આ 'દાખલા' પરથી જ થાય છે? મેં નેહરુની અમેરિકન રાજદૂતને આ બાબતમાં અંગત રીતે મળવાની રજા માગી. હરિએ અંગત રીતે તો વિનંતી કરી જ હતી. નેહરુએ થોડી આનાકાની પછી રજા આપી. જોગનુજોગ એવો બન્યો કે બીજે દિવસે ચેસ્ટર બાઉલ્સ

દિલ્હી આવ્યા. હું આ વાત કરવા ગાલબ્રેથને નિવાસસ્થાને ગયો હતો અને ત્યાં બોલ્સ મળ્યા. મેં એમને વિનંતી કરી કે એ હરિને એની પત્ની સાથે પોતાના અંગત વિમાનમાં અમેરિકા લઈ જાય. (બોલ્સ ત્રણેક દિવસમાં દિલ્હીથી જવાના હતા.) આ વિનંતી કરવાનું કારણ એ કે હરિ પાસે મુસાફરી-ખર્ચનું સાધન ન હતું. બોલ્સે કશી જ આનાકાની વિના મારી વિનંતી સ્વીકારી. હરિ અને એની પત્ની તરત જ દિલ્હી આવ્યાં અને ચેસ્ટર બોલ્સ એમને અમેરિકા લઈ ગયા. એમને વળાવવા હું વિમાનઘર ગયો ત્યારે મને ખૂબ આશ્ચર્ય થયું કે ભારતીય લશ્કરનો કે આર્મ્ડ કોર્પ્સનો એક પણ અફસર, બધવારને શુભેચ્છા વ્યક્ત કરવા આવ્યો ન હતો. આ સફરથી એ પાછા આવે કે ન પણ આવે એવું હતું છતાં કોઈ ન આવ્યું. એ લોક હરિ જાય છે એ જાણતા ન હતા? વાસ્તવમાં બધવારે પણ એ ન આવ્યા એ વાતની બહુ ખેદ સાથે નોંધ લીધી હતી.

અમેરિકાના દિલ્હી ખાતેના મિલિટરી એટેચી, કર્નલ કર્ટિસે પછી મને ખબર આપ્યા કે અમેરિકાના લશ્કરના સેક્રેટરી સ્ટાર જ્યુનિયરે હરિને અમેરિકામાં ઇસ્પિતાલમાં રાખવા માટેની પરવાનગી લઈ લીધી હતી. આ એક ઘણી મોટી મહેરબાની હતી અને એ શક્ય બન્યું ચેસ્ટર બોલ્સની ભલાઈથી. મને લાગે છે કે એ આ બાબતમાં પ્રમુખ કેનેડીને મળ્યા-તથા હરિને માટે આ તથા બીજી સગવડની ગોઠવણ કરી. બોલ્સે મહામાનવ તરીકે કામ કર્યું એમ મારે કહેવું જોઈએ.

હરિની સારવાર ન્યૂયૉર્કમાં ડૉ. પેક કરી. ચેસ્ટર બોલ્સ સમેતના સહુ કોઈ, જે હરિના આ વખતે પરિચયમાં આવ્યા તે બધા જ જીવનમરણ વચ્ચે ઝોલાં ખાતા હરિની વીરતાથી મુગ્ધ થયા હતા. થોડા મહિના સારવાર કરાવી અને તબિયતમાં થોડો સુધારો થયો એટલે હરિ નવેમ્બર મહિનામાં દેશ પાછો આવ્યો. સશસ્ત્ર દળોના તબીબીખાતાના ડિરેક્ટર જનરલ લેફ. જ. શિવ ભાટિયા અને હું એને લેવા ગયેલા. એનો જાન બચાવવા અમે બધાએ ભારે કોશિશ કરી પણ તકદીર આગળ કોનું ચાલ્યું છે? સહુની જહેમત છતાં થોડા દિવસ પછી એને શરદી થઈ અને વિધિવક્રતા એવી કે કેન્સરનો દરદી બ્રોન્કાઈટિસને કારણે ચાલી નીકળ્યો.

મારી દીકરી અનુરાધા અને એના પતિ મધુરજની માણવા કલકત્તા ગયેલાં. એકાદ અઠવાડિયું માંડ રહ્યાં હશે ત્યાં તો નાગભૂમિમાં ઘર્ષણ થયું. અજય સપ્રુનું ફાઈટર સ્ક્વોડ્રન ત્યારે નેફામાં હતું. અજયે આ ટૂંકટીમાં

સેવાર્થે નામ આપ્યું. બીજે જ દિવસે એને પૂર્વની સરહદે કોક સ્થળે મોકલ્યો. કોઈ પણ નવવધૂને આવી પરિસ્થિતિથી જેવું લાગે એવું અનુને પણ થયું. થોડા દિવસ પછી એ અમારી સાથે રહેવા આવી. અમે જોયું તો એ ઘણી જ બેચેન હતી. અમે એની તબિયત તપાસરાવી. ડૉક્ટરે કહ્યું કે એને બે મોટી ગાંઠ છે અને ગાંઠ કાઢી લેવી જોઈએ. અમે તો સાવ હેબતાઈ ગયાં. આ મોટી શસ્ત્રક્રિયા માટે અમે એને મુંબઈ લઈ ગયાં. મારી અને મારી પત્ની ધન્નોની માનસિક દશા ઘણી જ વિકળ હતી બધું સારી રીતે પાર ઊતરશે એવી આશા ધારીને બેઠાં હતાં પણ અનુને રુઝ આવી અને એની તબિયત સુધરતી હતી ત્યાં તો સમાચાર આવ્યા કે અજયનું જમણું ફેફસું બેસી ગયુ છે. આ સાંભળીને અમને ઘણો જ આઘાત લાગ્યો. હું એને ઔંધની વિખ્યાત હોસ્પિટલમાં તરત લઈ ગયો અને સુપ્રસિદ્ધ કર્નલ ચાકે ફેફસાનો થોડો ભાગ કાઢી નાખ્યો. અજયની માંદગીથી અનુને ખૂબ લાગી આવ્યું. આખો દિવસ બસ મૂઢ બનીને વિચારમાં બેસી રહે. શરીર તો સાવ નંખાઈ ગયુ. એક દિવસ તો એ સાવ ભાંગી પડી. ડૉક્ટરે જોઈને કહ્યું કે એને નર્વસ બ્રેકડાઉન છે. એને આવી હાલતમાં જોઈને અમે સાવ છળી પડયાં હતાં. અને આ તો આખરી તરણા જેવી વાત હતી.

બધી કમનસીબી જાણે ભેળી મળીને કાવતરાં કરતી હતી. આ વખતે મને ખૂબ એકલું લાગતુ હતુ. આમાં મને ભારોભાર અન્યાય લાગતો હતો. પણ મને વૉશિંગ્ટન ગ્લેડનની આ પંક્તિથી ઘણું આશ્વાસન મળ્યું :

> શયતાનો ભલે ભીષણ જંગ ખેલે
> ફિરસ્તા ભલે અનંતકાળ લગી છુપાયેલા રહે,
> હુ એક વાત જાણું છુ,
> સત્ય અને ન્યાયને પડખે આખું વિશ્વ ખડું છે.

આ જ સમયે એક ઠેકાણેથી એવી અફવા ફેલાવવામાં આવી કે હું નેહરુના વારસ તરીકે આવીશ. કરન્ટના તંત્રી ડી. એફ. કરાકાએ એમના ૭મી ઑક્ટોબરના અંકમાં લખ્યુ :

"નેહરુ હવે જનરલ કૌલમાં વિશ્વાસ મૂકવાતુ શીખ્યા છે. એમને (નેહરુને) લાગે છે કે કૌલ તો લોકશાહીના ભંગાણ અને લશ્કરી શિસ્તના ભંગ માટેનું જાણે રક્ષક સાધન છે... જો નેહરુને કયારેય તે પોતાના અનુગામીનું નામ દેવાની ઇચ્છા થાય તો એ શકય છે કે બધા જૂના અને જાણીતા કૉંગ્રેસીઓને બાજુએ મૂકીને એ જનરલ કૌલની સાવ અપ્રણાલિકાભંજક પસંદગી કરે."

આ જ લેખમાં આગળ લખ્યું હતું :

"જ્યારે પણ કૌલ પોતાનું મોં ખોલે છે ત્યારે એ માત્ર હુકમ આપવા જ ખોલે છે. જો પોતે હુકમ આપવાની સ્થિતિમાં ન હોય તો કૌલ મોં ખોલતા જ નથી. મૌન ધારીને સંતોષ માને છે. આ કૌલને જોતા રહેવા જેવા માણસ છે. એ એકલા ચીફ ઑફ આર્મી સ્ટાફ બનશે એટલું નહીં, એ એક દિવસ ભારતના પ્રધાન બનશે."

આવી કશી શકયતાને નિવારવા માટે કેટલાક લશ્કરીઓ અને રાજકારણી પુરુષો તૈયાર થયા અને મારી મૂર્તિનું ખંડન કરવાના કામમાં લાગ્યા. આ બાબતમાં સહુ સાધન અને બધી રીત વાપરવામાં આવી.

૧૯૬૧ના ઑગસ્ટમાં હું થાપર સાથે ઇંગ્લૅંડ ગયો. બ્રિટનના સંરક્ષણના વડા અને નૌકાસૈન્યના ઍડમિરલ લૉર્ડ લુઈ માઉન્ટબૅટન એક તાલીમ યોજતા હતા તેમાં હાજરી આપવા અમે ગયા. મારી દીકરી અનુરાધાની બીમારીને લીધે મારી જવાની ઇચ્છા ન હતી પણ મારી પત્ની ધન્નોએ મને આવી ખાતરી આપી કે અનુની દેખભાળ થશે અને મારે મારી ફરજમાંથી નીકળી જવું ન જોઈએ. અનુને આવી હાલતમાં મૂકીને જવાનું એટલું સરળ ન હતું. ઘણી આનાકાની પછી હું ઇંગ્લૅંડ ગયો. રસ્તામાં ગાઝા બૈરુત મુકામે અમે થોડીવાર રોકાયા. અહીં મને અનુની હાલતમાં કશો ફેર નથી પડયો એવા સમાચાર મળ્યા. અનુ અને ધન્નો બન્નેની કેવી કારમી કસોટી થતી હશે એની મને કલ્પના આવતી હતી કઈ મા પોતાના સંતાનને આવી પીડા વેઠતું જોઈ શકે?

અઠ્ઠાવીસ વર્ષના ગાળા પછી હું ઇંગ્લૅંડ આવ્યો. અને એ ગાળામાં તો કેટકેટલું બની ગયું? ભારત હવે બ્રિટનના અમલ હેઠળ ન હતું અને સાથે બ્રિટન હવે વિશ્વસત્તા પણ રહ્યું ન હતું

અમારા યજમાને લંડનમાં અમારી સારી ખાતરબરદાસ્ત કરી. કૅમ્બરલી મુકામે અત્યંત સરસ તાલીમ થઈ. સૂત્રધાર માઉન્ટબૅટન હતા. અને એમણે ખૂબ કુશળતાથી સંચાલન કર્યું. આ વખતે પાકિસ્તાનના એ વખતના ચીફ ઑફ જનરલ સ્ટાફ મે. જ. યાહિયાહ ખાને થાપરને મુબારકબાદ આપી. (હવે તો એ પાકિસ્તાનના સેનાપતિ બન્યા છે.) કૅમ્બરલી ખાતે ગાળેલા થોડા દિવસો તો અમે જોડાજોડ બેસતા અને અમે કેટલીક

રસિક ચર્ચાઓ કરી. માઉન્ટબેટનના સૂચનથી મેં યુદ્ધ-કચેરીમાં થોડા ચુનંદા અફસરોને ઉદ્દેશીને બે વાતો કહી. એમાં ભારતીય લશ્કરની સામે કેવા પ્રશ્નો છે એ વાત હતી. અહીં હું યુદ્ધકચેરીના ઈન્ટેલીજન્સ વડા મે. જ. સ્ટ્રૉંગ અને ચીફ્ ઑફ્ ઈમ્પીરીઅલ જનરલ સ્ટાફ્ અને એમના મદદનીશને મળ્યો.

બ્રિટિશ અફસરો સાધારણ રીતે ચાપર અને મારા સામું થોડા કટાક્ષ અને અવિશ્વાસની નજરે જોતા હતા. બ્રિટિશ સહાય વિના અમે અમારી આ ઉચ્ચ પદવીઓ તથા જવાબદારી કેવી રીતે પાર પાડતા હોઈશું એનું એમને કૌતુક હતું. થોડાં વરસ પહેલાં જ આમાંના ઘણાએ ભારતીય લશ્કર ભાંગી પડશે એમ ભાખ્યું હતું. પણ બીજા થોડા બ્રિટિશ અફસરો અમારી પ્રગતિથી ખૂબ રાજી થયા હતા.

હું કેમ્બરલીથી પાછો આવ્યો ત્યારે જાટ રેજિમેન્ટના બ્રિટનમાં વસતા બ્રિટિશ અધિકારીઓએ લંડનમાં એક મિલન ગોઠવ્યું. બ્રિ. મેકફરસન જેવા જૂના મિત્રો અને મુરબ્બીઓને મળતાં ઘણો આનંદ આવ્યો. હું સબઑલ્ટર્ન હતો ત્યારે બ્રિગેડિયર તરીકે મેકફરસને મારી ખૂબ સંભાળ લીધેલી.

પછી હું મારા ભત્રીજા વિનિત હકસરને મળવા ઑક્સફર્ડ ગયો. એ તો ત્યાં ડૉન બન્યો હતો. એણે મને વિદ્યાલયમાં ફેરવ્યો. એણે જ મને, એમના અધ્યાપક મંડળના એક સભ્યે થોડા વખત પહેલાં કહેલી વાત કહી:

હું છું બેલિયલ કૉલેજનો માસ્ટર
હું ના જાણું તેમાં જાણવા જેવું જ નહીં.

બ્રાર્મ્ટન અને કેમ્બ્રિજમાં એકએક દિવસ ગાળ્યો. ફાર્નબરોમાં વિમાનોનાં ઊડાણો જોયાં. અને આપણી વિકર્સ ટેન્ક (બખ્તરિયા ગાડી) જ્યાં બનતી હતી તે કારખાનાની મુલાકાત લીધી.

લંડનમાં બીજાં બધાં મિલનોમાં એક મિલન બર્માશેલના વડા સિંકલેરે પણ ગોઠવ્યું હતું. અહીં મને ટાઈમ્સ ઑફ્ ઇંડિયાના કુશળ પ્રતિનિધિ જી. કે રેડ્ડી અને એમની પત્ની કાન્તા તથા બ્રિટનમાં નિવૃત્ત જીવન ગાળતા મે. જ. પી. એસ. ચૌધરી અને એમની પત્ની ત્રિપત મળ્યાં. એક દિવસ માટે હું પારીસ ગયો અને પછી બે દિવસની છુટ્ટીમાં બર્લિન ગયો.

બર્લિનના લોકપ્રિય બર્ગોમાસ્ટર (નગરપતિ) વીલી બ્રાન્ડટનો એક પ્રતિનિધિ ફૂલની છડી અને એક પત્ર સાથે મને વિમાનઘર પર મળ્યો. શહેરમાં ચૂંટણી એ જ દિવસે હતી એટલે પોતે હાજર રહી નથી શક્યા એ બદલ ખેદ પ્રગટ કરવા સાથે બ્રાન્ડટે પત્રમાં લખ્યું હતું :

આપની મુલાકાતથી અમને આનંદ થયો છે. આ શહેરની પરિસ્થિતિ આપ જાતે જોશો એથી આપના પર જે છાપ પડશે તે મારી ખાતરી છે કે આપની સરકારને ઘણી મદદ કરનારી થઈ પડશે. કોઈ પણ શહેરની પ્રજાને બર્લિન જેટલો શાંતિ માટે પ્રેમાદર નહીં હોય. આ શહેરમાં હજુ પણ અમે યુદ્ધનાં ભયંકર પરિણામો સહીએ છીએ. છતાં અમે અમારી રીતે પસંદ કરેલા રાહ પર, હક્કપૂર્વક ઊભા છીએ. અમે માનવીય હક્ક કરતાં કશું ઓછું કે કશું વધારે નથી માગતા.

એ સાંજે મારે હેર બ્રાન્ડટને મળવાનું થયું. એમનામાં મને એક પ્રભાવક, નિરાવંત અને જુસ્સાદાર નેતાનાં દર્શન થયાં. ભાવિ વિષે ઘણી જ આશા આપે એવા એ છે.

છેલ્લો બર્લિન આવ્યો હતો હિટલરના અમલ દરમ્યાન. પણ ત્યારપછી તો બર્લિન પર ઘણું વીત્યું છે. એક અણનમ જુસ્સાને કારણે જ આ શહેર ટકી રહ્યું છે. પોતાના દેશને ફરી સમૃદ્ધ કરવા જર્મનોએ કમરતોડ મહેનત કરી છે અને પોતાની પુનઃસ્થાપના એમણે જે વેગથી કરી એને તો સહુકોઈ આદરની નજરે જુએ છે.

એક મહિના પહેલાં જ પૂર્વ અને પશ્ચિમ બર્લિન વચ્ચે રચાયેલી દીવાલ વિષે અને રાજધાનીના ચાર હિસ્સામાં – રશિયન, અમેરિકન, બ્રિટિશ અને ફ્રેન્ચ એવા કબજાવિસ્તારોમાં થયેલા વિભાજન વિષે મારે ઘણા જર્મનો સાથે વાત થઈ. દીવાલ સામાન્ય રીતે જ ઘણી અણગમતી હતી. થોડા એવા પણ જર્મન હતા જે કોઈ જાતનો મત પ્રદર્શિત કરતા ન હતા. પણ બીજા હતા તે ખૂબ ખુલ્લા દિલે બોલતા હતા. એ દીવાલ વિષે અને શહેરના ચાલુ કબજા વિષે ઘણું બોલતા આ તો એમને પોતાના દેશના અપમાન જેવું લાગતું.

એ રાતે હોટલના મારા કમરામાં હું એકલો બેઠો હતો. દિલ્હીમાં મારી દીકરીની બીમારીની મને ખૂબ ચિન્તા થતી હતી. એની કેવી હાલત હશે? અહીં તો મારે એની માત્ર કલ્પના જ કરવાની મને થયું કે એને છોડીને હું અહીં આવ્યો તે ઠીક ન હતું મારે આવવું જોઈતું ન હતું મારે એની પાસે રહેવું જોઈતું હતું. તેનાથી આટલે દૂર સાવ

અસહાય જેવો છું. અને આ જ વખતે એને મારો કેટલો ખપ હોય? આ ઉપરાંત છેલ્લાં થોડાં વરસમાં મારા દુશ્મનો અને મારા સહકાર્યકર્તાઓએ મારી બઢતી અને તરક્કીથી રોષે ભરાઈને મને બદનામ કરવામાં કાંઈ પાછું વળીને જોયું જ ન હતું. એમણે મારી કામગીરીને સાવ મામૂલી હોય એમ વર્ણવી હતી અને મારી સાવ વિકૃત રજૂઆત કરી હતી. મને સહુથી વિશેષ ખટકતી વાત તો એ હતી કે મારી ધંધાદારી કુશળતા વિષે પણ શંકા ઊભી કરી હતી. કેટલાં જૂઠાણાં દ્વેષપૂર્વક મને બદનામ કરવા અને મારા માટે તિરસ્કારની લાગણી જન્માવવા ફેલાવવામાં આવ્યાં હતાં? મારી દેશપ્રેમની લાગણી અને સ્વમાનની ભાવનાને પણ ભારે વ્યથા થઈ હતી. મને બદનામ કરનારા કઈ હદ લગી જઈ શકે છે એ જોઈને મને ખૂબ નવાઈ લાગતી. મારા ટીકાકારો મારા પ્રત્યે ભારે અન્યાય કરતા હતા. એવો કોઈ મંચ ન હતો કે જ્યાં જઈને હું મારો બચાવ કરી શકું કે હકીકત બહાર પ્રગટ કરી શકું. આમ કામગીરીનું પણ ભારે દબાણ હતું અને એ વખતે જ આ નિંદા અને જૂઠા આક્ષેપોથી હું સાવ હેરાનપરેશાન થઈ ગયો હતો. આખી દુનિયામાં માત્ર દુષ્ટ માણસો જ વસતા હોય એવું મને લાગતું હતું. ઘણા લાંબા સમય સુધી મેં ઝીક ઝીલી. પણ હું કાંઈ મહામાનવ ન હતો. મારી ધીરજ અને સહનશક્તિનો અંત આવી રહ્યો હોય એમ લાગતું હતું. માણસે આપત્તિનો સામનો બહાદુરીપૂર્વક કરવો જોઈએ અને નાહકના ભાર હેઠળ દબાઈ જવું ન જોઈએ એટલી વાત હું સમજ્યો. પણ એવો કોઈ માણસ હશે ખરો જે આખી જિંદગીમાં ભાર અને દબાણ વચ્ચે ભાગી પડવાની હદ લગી ન પહોંચ્યો હોય? વાસ્તવમાં બધા જ માણસો, પછી એ બહાદુર હોય તોપણ, એક યા બીજી ઘડીએ તો નબળાઈ દાખવે છે. હા, આવી કબૂલાત એ કરતા નથી. એવી કબૂલાત કરવા સામે એમને ઘણી મોટી નફરત છે. મારા પૂરતું હું કહી શકું કે હું સદંતર હારી ગયો હતો અને મને શું થાય કે ન થાય એ વિષે કશી જ પરવા રહી ન હતી.

સૂરજ આથમ્યો હતો. મારા કમરામાં હું એકલો હતો. દૂર દૂરથી કરુણ ઉદાસીનતાના સૂરે એવું સંગીત ગાજતું હતું ગળું રૂંધાતું લાગ્યું. તરસ લાગી હતી. લમણા પર જાણે ઘણના ઘા પડતા હતા. નાડીમાં ધબકાર વધ્યા. હૈયાના ધબકાર પણ વધતા હતા. હું અત્યંત હતાશ થયો હતો. મન ભરાઈ ગયું હતું અત્યંત ક્ષુબ્ધ હતો હું. આવી ભયંકર દશામાં હું પથારીમાં પડ્યો. આવા જીવનની અસારતાના વિચારોથી મન ભરાઈ ગયું હતું. વિચાર કરતો હતો—આ કમનસીબીનો કદી અંત જ નહીં હોય?

પણ આ સાથે જ મનમાં વિચાર આવતો હતો : ના, ના, લડતા રહેવું જોઈએ. ભલેને સામે આખી આલમ હોય. મારે તો માણસ તરીકે એનો સામનો કરતા રહેવું જોઈએ. અને એક મહાયત્ન કરીને મેં મનને મનાવ્યું.

જે માનસિક પરિતાપ હું વેઠતો હતો એની શરીર પર પણ અસર પડી. બેચેન રહ્યો થોડા દિવસ. પછી દિલ્હી ગયો. જમાઈ અને દીકરીની હાલત હતી એવી ને એવી જ હતી. એમને તો નાની ઉમ્મરમાં ગંભીર બીમારીનો સામનો કરવાનું આવ્યું. મારું હૈયું એ બન્ને માટે રડતું હતું.

ગોવા પ્રકરણ વિષે લંબાણથી લખવાનો મારો વિચાર નથી. એ કોઈ મહાન વિજય હોય કે કામગીરીમાં આપણે બહુ મોટી સિદ્ધિ બતાવી હોય એવું પણ ન હતું. આ એક ઘણી મામૂલી વાત હતી અને એ મામૂલી હતી એ હું સારી પેઠે સમજું છું. પણ અહીં હું આ વાત લખું છું તે તો માત્ર આપણે એક વચન કેવી રીતે પાળ્યું એ દર્શાવવા. આઝાદી પહેલાંનું આપણું પણ હતું કે ભારતની ભૂમિના તસુએ તસુને આપણે પરદેશી ધૂંસરીમાથી મુક્ત કરીશું. એ પ્રતિજ્ઞા આપણે આઝાદી પછી પાળી.

ફિરંગીઓએ ચારસો વર્ષ પહેલાં દીવ, દમણ અને ગોવા કબજે કરેલાં. આપણે બ્રિટિશ અમલ હેઠળ હતા ત્યાં લગી તો આપણે આ બાબતમાં કશું કરી શકીએ એમ ન હતા. પણ ૧૯૪૭માં આપણે સ્વતંત્ર થયા ત્યારે ફ્રેંચ અને ફિરંગી ચાલ્યાં પણ અહીંથી જાય એવી આપણી ઈચ્છા હતી. ફ્રેંચો તો બ્રિટિશર જેમ શાંતિપૂર્વક ગયા પણ ફિરંગીનો અહીંથી જવાનો ઇરાદો ન હતો. પોર્ચુંગાલે આ પ્રશ્નનો સમજાવટથી અંત લાવવાના આપણા સર્વ યત્નને ઠુકરાવ્યા. કાયદાની કે વિધાનની ગમે તે સ્થિતિ હોય પણ કોઈ પણ સ્વમાની દેશ પોતાની ભૂમિ પર પરદેશી અમલને વેઠી ન લઈ શકે.

દીવ, દમણ અને ગોવામાં ગોઅનોને ગુલામીમાં જ રાખવામાં આવતા હતા. એમને અલગ પાડવામાં આવતા. ગોરાઓ માટેનાં અનામત સ્થળે એમને જવા દેવામાં આવતા ન હતા. જો એ લોક પોતાના યોગ્ય હક્ક માટે અને મુક્તિ માટે આંદોલન કરે તો એમને કડક હાથે દબાવી દેવાના; એમને કેદ પકડતા અને એમના પર ત્રાસ ગુજારાતો. ભારતની પ્રજા અને ખાસ તો નેહરુ આ વાતથી ઘણા ક્ષુબ્ધ હતા. આપણે સ્વતંત્ર થયા પછી

આ કામ અધૂરું રહ્યું હતું. કોક દિવસ તો એ હિસાબ સરખો કરવાનો જ હતો. થોડાક દેશોનાં આમાં સ્થાપિત હિત હતાં. એ તો આ પ્રશ્ન જેમ બને તેમ વધારે લંબાય તેમ ઇચ્છતા હતા; કારણ કે જો આ પ્રશ્ન પતી જાય તો એના છાંટા પોતાને અન્ય સ્થળે નડે તેમ હતું. ૧૯૬૦ માં પોર્ચુંગાલનાં આફ્રિકાનાં સંસ્થાન મોઝાંબીક અને એંગોલનમાં બળવો થયો. એમણે ભારતને આગ્રહ કર્યો કે તમારી ભૂમિ પરથી તમે આ ફિરંગીઓને હટાવો. એમ થાય તો જ આફ્રિકામાંથી એમની હકાલપટ્ટી વેગીલી થાય.

આપણા નેતાઓમાં આ અંગે મતભેદ હતો. નેહરુ સમેતના થોડાક નેતા આપણી જ ભૂમિને ફિરંગીના હાથથી મુક્ત કરવાની તરફદારી કરતા. પરદેશી અમલને જરાકે સાંખી ન લેવાનો અને એને દૂર કરવાનો આપણો જન્મસિદ્ધ હક્ક છે એમ આ લોક કહેતા * પણ બીજા નેતા એમ કહેતા હતા કે આ શાંતિમય માર્ગે જ થવું જોઈએ. આમાં મોરારજી દેસાઈ પણ હતા અને ૧૯૫૬ માં એમણે મુંબઈના મુખ્ય મંત્રી તરીકે પોતાની પોલીસ ગોવાની સરહદ પર, નિઃશસ્ત્ર સ્વયંસેવકો ગોવામાં દાખલ ન થાય માટે ગોઠવેલી.

૧૯૬૦માં અને ૧૯૬૧ની શરૂઆતમાં ગોવાના રાષ્ટ્રવાદી નેતાઓએ આપણી સરકાર પર દબાણ વધાર્યું અને કશું નક્કર સક્રિય પગલું ભરવાનો આગ્રહ કર્યો.

'ગોપી' હતુ દસ વર્ષ લગી આપણા સલામતીના વડા રહ્યા હતા. નેહરુએ એમને સરહદી દળોના ઇન્સ્પેક્ટર જનરલ ઑફ પોલીસ બનાવીને ૧૯૬૨ના નવેમ્બરમાં મુંબઈમાં મૂક્યા. પછીના છ માસમાં એમણે ગોવા સાથે મહત્ત્વના સંપર્કો સાધ્યા અને ઘણી જ કીમતી માહિતી પ્રાપ્ત કરી. એ ટૂંક સમયમાં જ ગોવા વિષે નિષ્ણાત બની ગયા ૧૯૬૧ની સાલ આવી અને ફિરંગી સરકારે ગોવાના મુક્તિસંગ્રામ ચલાવતા રાષ્ટ્રવાદીઓ પર ગુજારવા માંડેલા ભયંકર સિતમની વાતની આપણને વિશેષે ખબર પડતી ગઈ.

૧૯૬૧ના ઑક્ટોબરની ૨૩મી આસપાસ, બ્રિટન અને અમેરિકા જતા હતા ત્યારે નેહરુએ મુંબઈમાં એક ભાષણ કર્યું જેમાં એમણે નીચેની મતલબની વાતો કહી:

(૧) આપણે ફિરંગીઓને ગોવાના પ્રશ્ન વિષે સાથે બેસીને સમજાવટ

* મે લાલ કિલ્લા પરથી ૧૯૫૫માં સ્વાતંત્ર્યદિને પાંચ લાખ માણસને ગોવાને મુક્ત કરવાની હાકલ કરતા નેહરુને સાંભળ્યા છે.

કરવા વારંવાર કહેવરાવ્યું છે છતાં એમણે દરેક વખતે આપણું અપમાન કર્યું છે.

(૨) એટલે હવે, જો એ લોક ગોઅન રાષ્ટ્રવાદી પર ગુજારે છે એ જુલમ બિલકુલ અટકાવી નહીં દે અને આપણી ભૂમિ શાંતિપૂર્વક ખાલી કરીને નહીં જાય તો આપણે આપણો આ વિષે કાર્ય કરવાનો હક્ક જતો નહીં કરીએ.

(૩) એ પોતે અત્યારે પરદેશ જતા હતા પણ ફિરંગીઓ સાથે વાટાઘાટ કરવાનો એમણે છેલ્લો યત્ન કરી જોયો હતો એ વાત ગુપ્ત રાખવા માગતા ન હતા.

(૪) આપણે કદી પણ એ વાત છુપાવી નથી, એટલું નહીં પણ એક કરતાં વિશેષ વાર આપણે એ વાત દુનિયા સમક્ષ જાહેર કરી છે. આપણે ગોઅન અને ભારતીય વચ્ચે કદી કશો ભેદ ગણતા નથી. બન્ને આ દેશના નાગરિકો છે અને સરખા હક્ક ધરાવે છે. આનો એક પુરાવો તો એ છે કે આજે મુંબઈમાં એક રોમન કૅથોલિક કાર્ડીનલ છે અને ભારતમાં સાત બિશપ છે એમાંના પાંચ ગોઅન છે. આથી વિરુદ્ધમાં એ હકીકત છે કે ફિરંગીઓએ ગોવામાં એક પણ ગોઅનને બિશપ નીમ્યો નથી.

૧૯૬૧ના ઑક્ટોબરની ૨૮મીએ લેફ્. જ. જે. એન. ચૌધરી અને હું અહમદનગરમાં ભરાયેલી આર્માર્ડ કોર્પ્સ કૉન્ફરન્સમાંથી પાછા ફરતાં સાથે પૂના ગયા. ત્યારે ચૌધરીએ મને કહ્યું, જો ગોવા પર કશું પગલું ભરવાનું નક્કી થાય તો 'મારે યોગ્ય સ્થળે એવી ભલામણ કરવી' કે આની પૂરી જવાબદારી એમને જ સોંપાય (આ જવાબદારીમાં બીજા કોઈ ભાગીદાર એમને જોઈતા ન હતા). મેં આ વાત મારા વડા થાપરને કહી ત્યારે એમને આ વાતથી કૌતુક થયું.

૨૪મી નવેમ્બરે સંરક્ષણ મંત્રીએ મને એમના કમરામાં એક સભા માટે બોલાવ્યો. એમણે ત્રણે સેવાના વડા અને હંદુને બોલાવ્યા હતા. મેનને પોતાને આવી બાતમી મળી છે એમ કહ્યું.*

(૧) સીઍટોની વાર્ષિક નૌકા-તાલીમ આ વખતે માર્માગોવાથી ૧૫૦ માઈલ દૂર અરબી સમુદ્રમાં ૧૮ થી ૨૫ નવેમ્બર સુધીમાં થવાની છે. આ તાલીમમાં પાકિસ્તાની, બ્રિટિશ, અમેરિકન, તુર્કીશ અને ઈરાની જહાજ

* આ માહિતી એમને જુદાં જુદાં સ્થાનેથી મળેલી. ઇન્ટેલીજન્સ બ્યુરો અને હંદુ પાસેથી પણ માહિતી મળેલી.

ભાગ લેવાનાં છે. ગોવાથી બહુ દૂર નહીં એવે સ્થળે આ તાલીમ ચાલતી હોય ત્યારે કશો બનાવ ઊભો કરીને સાલાઝાર પોતે અમેરિકા, બ્રિટન અને પાકિસ્તાનના કેવા પ્રત્યાઘાત પડે છે એ જાણી શકે. ફિરંગીઓએ ૧૮ મી નવેમ્બરે આપણા જહાજ સાબરમતી પર અંજદીવ ટાપુ પરથી કશા જ કારણ વિના ગોળીબાર કર્યો જેના પરિણામે આપણા એક ઇજનેરને આંખમાં ઇજા થઈ. સાબરમતી આપણા કિનારે મુબઈથી કોચીન તરફ જતું હતું. આ બનાવ આપણા બંદર કારવારને અંજદીવના ફિરંગી ટાપુથી અલગ પાડતી ૮૦૦ ફૂટની ખાડીમાં બન્યો. આ આપણો જ કિનારો હોવાથી આપણાં જહાજ અહીં સદાય અવરજવર કરતાં.

(૨) ભારતે આ બનાવ પ્રત્યે કશો પ્રતિભાવ ન બતાવ્યો એ જોઈને ફિરંગીએ વિશેષ હિમત કરીને એક ભારતીય માછીમારનું ઠંડા કલેજે ૨૧મી નવેમ્બરે ખૂન કર્યું. આ માછીમાર આ જ ખાડીમાં મચ્છી પકડતો હતો. આ બનાવની ખબર પહેલી મુબઈમાં પડી. અને દિલ્હી તો છેક ૨૪મીએ પહોંચી.

પોર્ચ્યુગાલના વડાપ્રધાનને એક ખાતરી ન હતી. જો ભારત સાથે કશો ઝઘડો થાય તો બ્રિટન, અમેરિકા પોતાની વહારે ધાય કે નહીં ? એમને એવી આશા હતી કે અમેરિકાના પ્રમુખ કેનેડી રોમન કેથોલિક હોવાથી અને બ્રિટન તો પહેલેથી વિશ્વાસુ મિત્ર છે, ઉપરાંત અત્યારે ત્યાં રૂઢિચુસ્ત મેક-મિલન વડાપ્રધાન છે એટલે પોતાને મદદ કરશે જ.

ફિરંગીની ગણતરી એવી હતી કે ભારત આનો જવાબ લશ્કરી રીતે આપવાનું નક્કી કરે તો એને (ભારતને) તૈયારી કરતાં થોડો સમય જાય. દરમ્યાન સીએરો તાલીમમાં રોકાયેલાં જહાજ કાં તો પોતાની મદદે આવે કે કાં તો એ મધ્યસ્થી તરીકે કામ કરે. ગમે તે થાય તોપણ ફિરંગી આ વાત સંયુક્ત રાષ્ટ્રસંઘમાં રજૂ કરે. ભારત ગોવા પર ભારે મોટું આક્રમણ કરવાનું છે એવી વાત વધારીને કહે અને એવા પગલા પર પ્રતિબંધ મુકાવે એટલે એમના ભારતમાંના સામ્રાજ્ય પર આપણે કશું લશ્કરી પગલું લઈ ન શકીએ.

આ સભામાં એક સૂચન એવું થયું હતું કે વળતા પગલા તરીકે આપણે અંજદીવ ટાપુનો કબજો લઈ લેવો (વિસ્તાર : દોઢ માઈલ લંબાઈ અને દોઢ માઈલ પહોળાઈ). પણ હંદુએ કહ્યું કે આપણે આવું કશું પગલું લઈશું એવી ગણતરીથી જ ફિરંગી ચાલ ચાલે છે. આમ કરીએ તો એ સંયુક્ત રાષ્ટ્રસંઘમાં ફરિયાદ કરી શકે. એમનું સૂચન એ હતું કે આ વિચારને વિસ્તા-

રીને હવે સમગ્ર ફિરંગી થાણુને હાથ કરવાનો વિચાર કરવો જોઈએ.

થોડી ચર્ચા પછી એમ નક્કી કરવામાં આવ્યું કે આ ઘડી પૂરતું તો આપણે રાહ જોવી. ભારતીય નૌકા દળને મુંબઈથી કારવાર મારફત કોચીન લગીના જલમાર્ગ પર ચોકી રાખવા કહેલું. આમાં પણ એમણે માત્ર આપણો ધ્વજ બતાવવો જેથી સામાન્ય રીતે આપણા નાગરિકોને અને ખાસ તો કારવાર આસપાસના માછીમારોને વિશ્વાસ બેસે. આ બાપડા લોક તો હેબતાઈ ગયા હતા અને માછલી પકડવાનો જ એમનો રોજગાર હતો છતાં માછલી પકડવા પણ જતા ન હતા.

હવાઈ દળના વડા એર માર્શલ એંજિનિયરે એક અહેવાલ આપ્યો. આપણું એક કાન્બેરા લગભગ કલાકના છસ્સો માઈલની ઝડપે અમુક કામે ઊડતું હતું ત્યારે કિનારાની આપણી બાજુએ પોતાની રાદાર સ્ક્રીન પર જોયું તો એક સુપરસોનિક જેટ વિમાન આપણા કાન્બેરા કરતાં બેવડી ઝડપે પોતાની પાછળ આવતું હતું આપણું કાન્બેરા તરત જ અડ્ડા પર પાછું ફર્યું. આ વાતથી અમે બધા જ ખૂબ ગુંચવાયા. આ કોનું વિમાન હોઈ શકે? અને તે પણ મેક–૨ ની, કલાકના ૧૫૦૦ માઈલની ઝડપવાળું? શું ફિરંગીઓ દાબોલીમ કે ગોવામા આવાં વિમાન રાખતા હતા? કે પછી એમના કોક સાથી એમને હવામાં મદદ કરતા હતા? જો એમ હોય તો આ સાથી કોણ? પણ આ સવાલો અનુત્તર જ રહ્યા.

પણ ત્યાં અમને હંદુ તરફથી સમાચાર મળ્યા કે ફિરંગીઓએ આ પછીના દિવસોમાં સરહદની આપણી બાજુ પરના ચોકિયાતો પર ઘણે સ્થળે ગોળીબાર કરવાનુ શરૂ કર્યું છે. ખાસ તો તેરેખોલ ટાપુ, સાવંતવાડી અને ડાંડેલી નજીકના જંગલવિસ્તારમાં. છેલ્લા વિસ્તારમાં તો ફિરંગી ગોળાગોળાનો જથ્થો પણ આપણા પ્રદેશમાંથી મળી આવ્યો હતો અને પોલીસે એ કબજે લીધો હતો. ગોઅન રાષ્ટ્રવાદીઓ સામેનાં આ સિતમનાં પગલાં તો વધુ અને વધુ કરપીણ થતાં ગયાં. હંદુએ અમને થોડી આંખ ખોલે એવી છબીઓ મોકલી હતી.

અમને વિશ્વસનીય માહિતી મળી કે પાકિસ્તાન આ પરિસ્થિતિનો લાભ ઉઠાવવા માગે છે. એમણે એમનાં દળ ભય પમાડવા પંજાબની સરહદ પર ગોઠવ્યાં. એ આમ તો કોઈ તાલીમનુ કામ કરતા હતા પણ એ તાલીમને એમણે સમયના આ ગાળા સાથે ગોઠવી દેવા લંબાવી હતી. થોડાક ચોક્કસ વિસ્તારમાંથી એમણે અફસરો અને અન્ય સિપાહીઓના કુટુમ્બકબીલાને

અન્ય સ્થળે મોકલ્યા હતા. બધાની રજા રદ કરી હતી. આ અહેવાલોથી અમારી ખાતરી થઈ કે ફિરંગીઓ અને પાકિસ્તાન વચ્ચે આપણી વિરુદ્ધનું જોડાણ હતું. મેનને નેહરુને આ બધી વીગતથી વાકેફ કર્યા. મેનન અને નેહરુ બન્નેની ઇચ્છા ગોવાનો પ્રશ્ન શાંતિથી ઊકલે એવી હતી. પણ હવે તો ફિરંગીઓ જ એમને પગલું ભરવાની ફરજ પાડતા હતા.

તાજેતરના બનાવોને લક્ષમાં લઈને, અને નેહરુની પરવાનગીથી મેનને સેવાના વડા અધિકારીઓને ૨૮ મી નવેમ્બરે ભારતમાંનાં ફિરંગી મથકો સામે ભરવાનાં પગલાંની યોજના કરવા બોલાવ્યા. પરિસ્થિતિ ગંભીર બની હતી. ત્રણે વડાએ પરિસ્થિતિનો વિચાર કરી બધી બાજુનો વિચાર કર્યો.

હું દુએ સૂચવ્યું કે આપણે જે કરવા માગતા હોઈએ એ તુરત જ કરવું જોઈએ, નહીંતર તો ફિરંગીઓ સંયુક્ત રાષ્ટ્રસંઘ મારફત આપણને કશું પણ કરતા અટકાવશે. એમણે અમને અંદાજ આપ્યો કે ગોવામાં ફિરંગીદળ આશરે ૪૫૦૦નું હતું (૩૦૦૦ ફિરંગી, ૧૫૦૦ ગોઅન), દીવ દમણમાં આશરે ૧૫૦૦ એટલે કુલ ૬૦૦૦. ટેકામાં બખ્તરિયા ગાડી હતી, મશીનગનો અને થોડી તોપો હતી. (એ પ્રદેશમાં દાખલ થયા પછી અમને જણાયું કે આ અંદાજ લગભગ સાચો હતો.) એટલે અમે એમ નિર્ણય કર્યો કે આ વિસ્તારમાં બેલગામ અને આસપાસ આપણે ઇન્ફન્ટ્રી ડિવિઝનની બે બ્રિગેડ, એક પેરેશૂટ બ્રિગેડ અને થોડી પાયદળ, બખ્તરિયા, તોપખાની અને ઇજનેરી ટુકડી આમના સમર્થનમા મૂકવી. થોડા સમય પછી અમે એવો નિર્ણય કર્યો કે ભારતની મધ્યમાંના કોક સ્થળેથી આપણી બખ્તરિયા ટુકડીઓને ઉત્તર–પશ્ચિમી સરહદ પર, એ વિસ્તારમાં પાકિસ્તાન તરફથી જે ભય હતો તેનાથી રક્ષણ માટે ગોઠવવી.

ઉશ્કેરણીના ગંભીર યત્નો પછી જ આ પગલું લેવાનો નિર્ણય લેવાયો હતો. આપણે ફિરંગીઓને બહુ જ મક્કમપણે એ જણાવવું હતું કે જ્યાં ગોવાની ભૂમિ પરના આપણા હક્કની વાત છે ત્યાં આપણે કશી રીતની પીછેહઠ નહીં જ કરીએ. કશી તડજોડનો પણ સવાલ ન હતો. જો એમનો ઇરાદો યુદ્ધની રીતે આપણી ભૂમિ પર કબજો રાખવાનો અને આપણને વિશેષ ઉશ્કેરવાનો હોય તો આપણે સહુએ એમને આપણી ભૂમિ પરથી સર્વ સાધન દ્વારા હટાવી દેવાનો નિર્ણય કર્યો છે.

મેં ઉચ્ચાધિકારીઓને કઈ ચોક્કસ તારીખે લશ્કરને નક્કી સ્થળે મોકલવાનું હતું, એ પુછાવ્યું. થાપરે પખવાડિયામાં આમ કરવું એવું સૂચવ્યું.

એટલા ગાળામાં આ કામ પૂરું કરવાનું સંમત થયો ત્યારે લેફ. જ. ચૌધરીએ આટલા સમયમાં આ કામ થઈ જ ન શકે એવો મત દર્શાવ્યો.

આ સભામાંથી હું પાછો આવ્યો ત્યારે પાકો કૃતનિશ્ચયી થઈને આવ્યો હતો. લાંબે ગાળે એક પ્રતિજ્ઞા પૂરી કરતા હતા. પરદેશીની ધૂંસરીમાં ફસાયેલા આપણી ભૂમિના બાકીના અંશને મુક્ત કરતા હતા.

મારા ડિરેક્ટર ઑફ ઑપરેશન્સ બ્રિ. પલિત અને મારા વચ્ચે એક સમજૂત થઈ. અમે ગોવા અંગેની લશ્કરી કામગીરીનુ નામ પાડ્યું: વિજય. આર્મી ચીફ અને સરકારે આ નામનો સ્વીકાર કર્યો ત્યારે અમે ચૌધરીને આ વાતની જાણ કરી.

મે. જ. 'ઉન્ની' કેન્ડેથને ડિવિઝનલ કમાન્ડર નીમવામાં આવ્યા. કમાન્ડની શ્રેણીમાં કેન્ડેથ ચૌધરીના હાથ નીચે હતા, કારણ કે આ વિસ્તારમાં એ જ ઉચ્ચાધિકારી હતા. ચૌધરી પોતે થાપરના હાથ નીચે હતા કારણ કે થાપર આર્મી ચીફ હતા. આ કામગીરી બદલ કોઈ એક વ્યક્તિ વિજયનો દાવો ન કરી શકે. આ તો કમાન્ડરો અને સ્ટાફનો સહકારી યત્ન હતો આ તો પોર્ચુગાલ વિરુદ્ધ ભારત મંડાયેલું હતું. સરકારને ત્રણે સેવામોવડીઓ સહાય કરતા હતા. સરકાર જ આ કામગીરીનું સંચાલન કરતી હતી.

અમારા મૂળ દિશાસૂચનના આધાર પર ચૌધરીએ વીગતવાર કામગીરીની યોજના તૈયાર કરી. પલિતે એના પર ઘણી બુદ્ધિયુક્ત ટીકા કરી ૨ જી ડિસેમ્બરથી મેં પોર્ચુગાલ અને પાકિસ્તાન તરફના ભય માટે માનવી અને સાધનસામગ્રી એકઠાં કરવાં માંડયાં. આનુ સંકલન ઘણું જટિલ કામ હતું. લાંબી લાંબી મુસાફરી અને અનેકાનેક પ્રશ્નો. મારા હુકમનુ બરાબર પાલન થાય એ માટે મેં મારા સહાયક મેજર જનરલ ધીલનને મોકલ્યા અને એમણે અત્યંત નિષ્ઠા અને સમર્પણની ભાવનાથી કામ કર્યું.

હંદુએ મને પહેલેથી ચેતવણી આપી હતી કે ગોવામાં ઘણા પુલ અને રસ્તો તોડી નાખવામાં આવશે એટલે મેં પહેલેથી આખા દેશમાંથી જેટલાં બની શકે એટલાં ઇજનેરી સાધન બેલગામમાં એકઠાં કરવાં માંડયાં. વખતના સહેજ પણ વિલંબ વિના બધી હરકતો હટાવી દેવાનો નિરધાર હતો.

હંદુની હાજરીમાં, આ બધી તૈયારી ચાલતી હતી ત્યારે ચૌધરી મને મારા દફતરમાં મળવા આવ્યા. એમની પોતાની આ ફરજ પૂરેપૂરી પાર પાડવાની તૈયારી છતાં 'ડિવિઝનલ કમાન્ડર' કેમ નીમ્યો ? એમણે પૂછ્યું.

કેન્ડેથે એમની આગળ ૧૭મી ડિવિઝનના કમાન્ડર તરીકે ૫ મી ડિસેમ્બરે હાજરી પુરાવી હતી. મેં અડધી મજાકમાં કહ્યું કે અમારે તો જાતે ખરેખર લડે એવો કમાન્ડર જોઈતો હતો. આ પછી એમણે મને આગળ પણ કહી હતી એ જ વાત કરી: મેં માથે લીધું હતું એમ આ બધું ૧૧ મી ડિસેમ્બર પહેલાં કાંઈ પતે નહીં. પોતે 'ઘણી લડાઈઓ' જોઈ હતી એટલે આવું કામ વખત માગી લે છે એમ એ કહી શકતા હતા. આ પ્રવચન ગળે ઉતારવું અઘરું હતું. મેં જવાબ દીધો હતો કે જે એ યુદ્ધ શું છે એ જાણતા હતા તો બીજા પણ જાણતા હતા. અને એમને એમની કામગીરી શીખવવાની શેખી કોઈએ ન કરવી. મેં એમને અને સરકારને વચન આપ્યું હતું કે ૧૧ મી ડિસેમ્બર આસપાસ બેલગામ નજીક આખું લડાયક તંત્ર તૈયાર હશે. અને કોઈએ મનમાં આ વિષે કશી શંકા ન રાખવી. કોઈ વસ્તુ મને એ વચન પાળતાં અટકાવી નહીં શકે. ચૌધરી આ પછી મારા કમરામાંથી તરત જતા રહ્યા. હંદુએ મારી સાથે હાથ મિલાવ્યા.

દુશ્મનને ઓછામાં ઓછો વખત મળે એ હેતુથી આ બધી ગોઠવણ અત્યંત ઓછા સમયમાં થાય એવો મારો મક્કમ નિર્ધાર હતો. એટલે મેં રેલવે બોર્ડના ચેરમેન કર્નાઈલસિંહને વાત કરી. બેલગામ તરફ જતી અમારી લશ્કરી સ્પેશિયલ ટ્રેઈનોને ખુલ્લો માર્ગ આપવાની મેં વિનતી કરી. આ અંગે જે પગલાં લેવાં પડે એ લેવાની એમણે પૂરી તૈયારી બતાવી અને પૂરો સહકાર આપ્યો. પોતે કામ કરવામાં માનતા હતા અને પરિણામે જ કશા અંતરાય વિના અમારી સ્પેશિયલો મુકામે પહોંચતી ગઈ.* પરિણામે હું આપણા નિર્ધારીત લશ્કર અને સાધનસામગ્રી (જેતુ ૧૦,૦૦૦ ટન

---

* બેલગામના મુખ્ય માર્ગે મેઈલ ટ્રેઈનો સિવાયની બીજી ટ્રેઈનો રદ કરવામાં આવી હતી અને મેઈલ ટ્રેઈનો પણ લશ્કરી સ્પેશિયલને આગળ જવા દેવા થોભાવવી પડતી. થોડાક જાણીતા નાગરિકોને હરકત થઈ. એમણે નેહરુ સમક્ષ ઉગ્ર વિરોધ કર્યો ટાપલો આવ્યો મારા પર. નેહરુએ મને પૂછ્યું. મેં આ પગનું મારી વિનતીથી લેવાયું હતું એમ કબૂલ કર્યું અને સાથે દેશના હિતમા સાધનસામગ્રી તાબડતોબ પહોંચાડવા માટે આવું પગલું જરૂરી હતું એમ કહ્યું. નેહરુએ મને પૂછ્યું કે સરકાર પાસેથી અધિકાર મેળવીને આમ કર્યું હતું? મેં રજા લીધી ન હતી. એ ગુસ્સે થયા પણ પછી શાંત પડયા.

ઉપરનું વજન હતું) તે નિશ્ચિત તારીખ પહેલાં પહોંચાડી શક્યો.×

આ કામગીરીમાં લેફ્. જ. કોચર (ક્વાર્ટરમાસ્ટર જનરલ), મિ સનારા-વાલા (સ્ટાફ ડયુટીના ડિરેક્ટર), મિ. પચનંદા અને શિવકિશોર વગેરેએ ઉમદા કામગીરી બજાવી.

આપણી માનવબળ અને સાધન બન્ને બાબતમાં ભારે ટંચાઈ હતી (એક વર્ષ ચીન સામે પણ આપણી એ જ મુશ્કેલી હતી). આમાંની થોડી ટંચાઈ આ કામગીરીમાં ન જોડાનાર ટુકડીઓ પાસેથી મેળવીને અને થોડી નવી ખરીદી કરીને આપણે પૂરી હતી. પણ બીજી ટંચાઈ તો ચાલુ જ રહી. (સદ્ભાગ્યે આ વખતે દુશ્મન ઘણો નબળો હતો.) એક ડિવિઝનની વાત કરીએ તો આપણી પાસે બે હજાર બેટરી ઓછી હતી. ચૌદ હજાર પાટા ઓછા હતા, લગભગ નેવું વાયરલેસ સેટ ઓછા હતા, સો માઈલ જેટલાં સદેશવાહક દોરડાં ઓછાં હતાં, ૪૯૦ રાઈફલ ઓછી હતી, ૨૪૦ સ્ટેન ટર્બાઈન ઓછી હતી, તોપખાનાની કેટલીક વસ્તુઓ ઓછી હતી. અને અહીં આર્મિ ડિરેક્ટરની અને માર્કર્સની ગંભીર ટંચાઈની તો વાત પણ નથી કરી એક બેટેલિયન પાસે ૪૦૦ જોડ જોડા ન હતા એટલે એ લોક તો પી. ટી ના જોડા પહેરીને લડાઈમાં ગયેલા.

હવે પછીના થોડા દિવસોમાં બીજી ઘણી પ્રાથમિક તૈયારીઓ થઈ સહુનો જુસ્સો ઘણો જ સારો હતો. પોતે ન્યાયની અને સારી વાત માટે આ બધું કરે છે એની સહુને ખાતરી હતી. ફિરંગીએ તો ઉશ્કેરવાનું ચાલુ રાખ્યું દા ત એમણે આપણા નાગરિકો પર રાજકીય જુલમ ગુજારવાનું ચાલુ રાખ્યું. ઉપરાંત લડાયક તૈયારી અને આપણા સાથે મૈત્રીભાવ ન રાખનાર મુલકો સાથે દિલ્લગી કર્યા કરીને એ ઉશ્કેરણી કર્યા કરતા હતા. પાકિસ્તાનની કેટલીક હિલચાલ તો ફિરંગી સાથે મળીને ગોઠવી હોય એવી લાગતી હતી.

આપણી સરકારમાં પણ ખૂટલો (ક્વીસ્લીંગ) હતી જે આપણી અત્યંત ગુપ્ત વાતોની પણ ફિરંગીઓને ખબર આપી દેતા. આપણે જે 'ડી' દિન

× ચૌધરીએ પોતે નબળાઈની પળમાં કબૂલ્યું હતું (એક બીજા અફસરની હાજરીમાં) કે આ બધા માણસો અને સામગ્રીને આ કામગીરી માટે એકઠાં કરવામાં મેં લગભગ 'હ્યુમન ડાયેનેમો' (મોટું ચાલકયંત્ર) જેમ કામ કર્યું હતું.

નક્કી કર્યો હતો એની ખબર સાલાઝારને ગમે તે રીતે પડી ગઈ. તા. ૧૩ મીએ ગોવાના ફિરંગી ગવર્નર જનરલ દ સિલ્વાને મોકલેલા તારમાં સાલાઝારે એમને લખ્યું હતું કે ભારત ૧૫ મી તારીખે હુમલો કરશે. (તા. ૧૩ મી એ તો સાવ સાચી વાત હતી.) દિલ્હીના ઉચ્ચ સ્તરોમાંથી જ આ ખબર ફૂટી હશે. પછી આ તારીખ બદલીને ૧૮મી કરવામાં આવી. આપણે આવી વાતોમાં ગુપ્તતા જાળવતા નથી એને કારણે ઘણા અધિકારીઓ અને લશ્કરના લોકે પોતાની ખાનગી ટપાલમાં આ તારીખ જાહેર કરી દીધી હતી. આમાંની થોડી ટપાલ તો આર્મી હેડક્વાર્ટરના હાથમાં આવી હતી

દક્ષિણ અમેરિકાના કોઈ દેશના રાજદૂતે પોર્ચ્યુગાલ વતી આપણા વિદેશ ખાતાને વિરોધ યાદી સુપરત કરી. નેહરુને પ્રમુખ કેનેડી અને બ્રિટિશ વડા પ્રધાન તરફથી અમેરિકી રાજદૂત અને બ્રિટિશ હાઈ કમિશનર મારફત સંદેશા મળ્યા જેમાં આ બાબતમાં એમના દેશની સરકારને ચિંતા થતી હતી એમ જણાવવામાં આવ્યું હતું. આવો જ સંદેશો સંયુક્ત રાષ્ટ્રસંઘના સેક્રેટરી —જનરલ ઉ થાં તરફથી મળ્યો. આ બધા સંદેશાનો મતલબ એ હતો કે દુનિયા નેહરુને શાંતિના ફિરસ્તા તરીકે પિછાણતી હતી. અને તો તો જો એ ગોવા સામે લશ્કરી પગલાં ભરે તો એ વાણી અને વર્તન વચ્ચેના વિરોધરૂપ થશે. એમણે નેહરુને સંયમ રાખવા જણાવ્યું. બળના ઉપયોગ વિના સમજાવટથી કામ લ્યો. આપણું માન જળવાય એવી રીતે આ પ્રશ્નને પતાવવાની દિશામાં કોઈએ કશું જ નક્કર કામ કર્યું ન હતું. જો આ દેશો આપણા જેવી હાલતમાં મુકાયા હોત તો આજે આપણને જેવી શિખામણ આપતા હતા એવી રીતે વર્ત્યા ન જ હોત. આમ છતાં આ બધા સંદેશા વગેરેની નેહરુ પર અસર પડી. નેહરુ હંમેશાં પરદેશમાં થતી ટીકા વિષે વધુ સચેત રહેતા. આમાં પણ ઉ થાંના પત્રની એમના પર વિશેષ અસર થઈ. અને આ સંદેશો માત્ર રાષ્ટ્રસંઘના મહામંત્રીનો જ ન હતો. આ સંદેશો તો એક વિખ્યાત એશિયાવાસી તરફથી હતો. આવી વાત વિષે ફરીથી વિચાર કરવા નેહરુએ 'ડી'ડે બે વાર ફેરવ્યો.

નેહરુ કૃષ્ણ મેનનને કેટલીવાર મળતા હતા એની તો મને ખબર નથી. આ કટોકટી દરમ્યાન એ જનરલ થાપરને કે બીજા કોઈને મળ્યા કે નહીં એની મને ખબર નથી. પણ એમણે આ તબક્કે મને બોલાવરાવ્યો અને મને કહે કે ફરી વિચાર કરતાં એમને એમનો ગોવા સામે લશ્કરી પગલું ભરવાનો આગળનો નિર્ણય યોગ્ય લાગતો ન હતો. ઉપરાંત એમને આ

વિષયમાં પરદેશથી મળેલા સંદેશાની વાત પણ એમણે કરી. આવા ઉગ્ર જાગતિક અભિપ્રાયની અવગણના કરવાનું મુશ્કેલ હતું. માનો કે આપણે આ પગલાની વાત માંડી વાળીએ તો એના શા પ્રત્યાઘાત પડે? એમણે મને પૂછ્યું. મેં જવાબ દીધો: વર્ષો થયાં દેશના લાખો લોકની લાગણી ઉત્તેજિત રહી છે. આપણે એમની દેશભક્તિને ધાર ચઢાવે રાખી છે. હવે એમની અપેક્ષા છે કે આપણે આપે જ દેશને જાહેરમાં આપેલો કોલ પૂરો કરીએ. લશ્કર આપની આ પ્રતિજ્ઞા પૂરી કરવામાં સાધન બનવા આતુર છે. આમે આપણે આ મુક્તિદિન બે વાર મોકૂફ રાખ્યો. જો આપણે ફરીથી મોકૂફ રાખીએ કે પછી અત્યારની ગોઠવણ સાવ માંડી વાળીએ અને લશ્કરને પાછા ફરવાનું કહીએ તો લશ્કરના જુસ્સા પર એની માઠી અસર પડશે આવા નિર્ણયની એ નિંદા કરતા થશે અને નેહરુ અને આ સરકારના આવા વસવસા અને અનિશ્ચિત વલણને કારણે એમને લશ્કરી કે મુલકી નેતાગીરીમાં વિશ્વાસ નહીં રહે અને સહુથી વિશેષ તો પોતાને જે અતિ પ્યારી છે એવી વાતમાં પણ આપણે એમને નવરાવી નાખ્યા એવી લાગણી લોકને થશે. અને ગમે તે હોય તોય આ આંતરિક બાબત છે. આપણે કોઈ પર મુલક પર આક્રમણ કરતા નથી. પરદેશીઓને આમાં માથું મારવાનો કોઈ હક્ક નથી. જ્યારે આપણે એમની આંતરિક વાતો વિષે કાંક કહીએ છીએ ત્યારે એ લોક ખૂબ છેડાઈ પડે છે. એટલે હું તો એમ કહું કે 'પરદેશીઓની સલાહ માનવી નહીં. આ વાત આપણે પૂરેપૂરી રીતે બધાં પાસાં જોઈને ચર્ચી છે અને નિર્ણય પણ લીધો છે.

નેહરુ કમરામાં આમથી તેમ આંટા મારતા હતા. સિગારેટની એક એ ફૂંક મારી લ્યે. કશા નિર્ણય પર આવી શકાય નહીં. એમની પ્રજા પણ આ બાબતમાં તેઓ મક્કમ વલણ લ્યે એમ ઇચ્છતી હતી. એમને ચિંતા એ વાતની હતી કે દુનિયાના ઘણા અગત્યના દેશો આ વાતને પસંદ નહીં કરે. ઉપરાંત કોઈ પ્રશ્નના ઉકેલ માટે હિંસાનો આશરો નહીં લેવાવો જોઈએ એવી એમની પોતાની દૃઢ માન્યતા. એટલે માથે જવાબદારીનો ભાર વેઠતા રાજ્યના સૂત્રધારોને હોય છે એવી જ મુશ્કેલી એમની સામે હતી. નેહરુએ થોડી વાર વિચાર કર્યો પછી આનાકાની સાથે પણ આપણે અત્યારની ગોઠવણ મુજબ વર્તવું એ વાત સાથે સંમત થયા. આવા નિર્ણય પર આવવામાં પોતાની પ્રજાની પોતાની પાસે કેવી અપેક્ષા છે એ ખ્યાલનો ખાસ પ્રભાવ પડ્યો હશે. એમને થયું હશે કે જો આ વખતે પોતે નિષ્ક્રિય રહ્યા તો પ્રજા અને લશ્કર બન્નેનો વિશ્વાસ ગુમાવશે.

મેં ૧૮મી તારીખે અમરિકી રાજદૂત ગાલબ્રેઇથ અને બ્રિટિશ હાઈ-કમિશનર ગોરે બુથને મારે ત્યાં જમવા નોતરેલા. પણ ઉપરના નિર્ણયને કારણે મેં આગલે દિવસે જ આ કાર્યક્રમ માંડી વાળ્યો. એ બન્નેએ શા કારણે આમ થયું એનો અંદાજ તો બાંધી જ લીધો હશે.

દેશમાં ભારે તંગદિલી હતી. ચારે કોર જાતજાતની અફવાઓ ફેલાઈ હતી. પણ લશ્કર ખડે પગ ઊભું હતું. ૧૮મીએ દુશ્મન પર ધા કરવા તત્પર હતું.

મને આ ખૂબ ઐતિહાસિક મહત્ત્વનો પ્રસંગ લાગતો હતો. આ કામગીરીની યોજના કરવામાં સામેલ હોવાનું સદ્ભાગ્ય પામ્યા પછી મને એના અમલમાં પણ જ્યાં લગી શક્ય હોય ત્યાં લગી સાથ આપવાનું મન હતું. ચાપરે હું એમ કરું એ વાતને અનુમોદન આપ્યું. ૧૭મી એ હું બેલગામ પહોંચ્યો અને લે. જ. ચૌધરીને મળ્યો. ગોવા પર ધસતા આપણા અગ્રીમ દળ સાથે હું પણ જવા માગું છું એમ એમણે સાંભળ્યું ત્યારે એમણે કહ્યું કે સ્થાનિક કમાન્ડર તરીકે પોતાને એમ કરવાની કશી જરૂર લાગતી નથી. મેં સિનિયર આર્મી કમાન્ડર પોતાના દળ સાથે ગયા હોવાના ઘણા દાખલા ટાંક્યા. હું પણ એ જ કરવા માગતો હતો. અને મેં એમને આ કૂચમાં સાથે રહેવા કહ્યું ત્યારે મને કહે કે આપણે કબજે આવ્યા પછી જે સ્થાને હેલીકોપ્ટરમાં ઊડીને જવાય તે સ્થાને પાઉપેદલ તગડ કરતા શા માટે જવું? ચૌધરી અને મારા વચ્ચે આ વાત ચાલતી હતી ત્યારે હંદુ નજીક જ બેઠા હતા. મને આ ચર્ચા આગળ ચલાવવાનું અર્થહીન લાગ્યું એટલે ચૌધરી જે પણ કહેતા હોય તે ભલે કહે, હું તો 'ઓટર'માં બેસીને થોડા માઈલ દૂર આવેલા ડિવિઝનલ હેડક્વાર્ટર્સ પર પહોંચ્યો.

અમે ગોવા પર ત્રણ માર્ગે કૂચ કરી: ઉત્તર, દક્ષિણ અને પૂર્વ. આપણું નૌકા સૈન્ય પશ્ચિમની પાંખ સભાળતું હતું. હું પૂર્વ તરફથી આગળ વધતા દળ સાથે નીકળ્યો. ત્યાં કેન્ડેથને મળીને જીપમાં બ્રિગેડના વડા મથકે ગયો. કેન્ડેથ આમ સ્વસ્થ અને કુશળ કમાન્ડર છે. વડા મથકે હું બ્રિ. કલવન્ત-સિંઘને મળ્યો. એમનો ને મારો જૂનો પરિચય. વખત ન ગુમાવતાં અમે અગ્રીમ ટુકડીમાંની શીખ બૅટેલિયનના પડાવે પહોંચ્યા. મધરાત થઈ ગઈ હતી. હવે તો એ બધા કૂચ કરવા માટે ખડા હતા. પ્રભાત પહેલાંની રાતના અંધારામાં બધા આતુર અને સજ્જ ઊભા હતા. હવામાં જ આતુરતા હતી. સાથે હતું અભેદ્ય મૌન. કોઈ વાત કરે તો તે અત્યંત દબે અવાજે. કોઈ

થોડા દિવસ પછી હું ફિરંગી ગવર્નર જનરલને મળ્યા ત્યારે એમણે નીચે મુજબ વિધાનો કર્યાં :

(૧) ભારત લશ્કરી પગલાં લેશે એવી એમણે કલ્પના પણ કરી ન હતી.

(૨) ભારતે લશ્કરી પગલું લીધું ત્યારે એ આટલી ઝડપે આગળ વધશે અને પાંચ નદી આટલા વેગે ઓળંગશે એવી કલ્પના ન હતી. એ પોતે 'સેપર' હતા અને પુલો તોડવામાં હાજર હતા.

(૩) પોતાનું સૈન્ય આવો નબળો સામનો કરશે એ કલ્પ્યું ન હતું. અને પોતાની પ્રજામાં આટલા બધા દગાખોર લોક હશે એની એમને કલ્પના ન હતી.

(૪) જો આપણે સામાન્ય રાબેતા મુજબ ધીમે ચાલે કામ લીધું હોત એટલે કે સરહદ આગળ ત્રણ દિવસ રોકાયા હોત, નદીઓ પાસે દસ પંદર દિવસ થંભ્યા હોત તો આ દરમ્યાન એમને સંયુક્ત રાષ્ટ્રસંઘ પાસે ફરિયાદ કરવાનો વખત મળત અને શસ્ત્રવિરામ કરાવીને આપણી પ્રવૃત્તિને સાવ સ્થગિત કરી દેત.

હવાઈ દળ અને નૌકાદળે આપણને જબરો સાથ આપ્યો. માત્ર એક કિસ્સામાં એમણે પરિસ્થિતિતોલનમાં થાપ ખાધી. મેપુકા તરફની ૨૬ શીખ લાઈટ ઇન્ફન્ટ્રીની આગેકૂચને મદદ કરવા હવાઈ હુમલો કરવાનું એમને કહેવાયું ત્યારે ભૂલથી એમણે આપણા જ તોપખાના પર બૉમ્બમારો કર્યો. સદ્ભાગ્યે નુકસાન નામનું જ હતું.

આપણા આગળ વધતા લશ્કર સાથે સરકારે પત્રકારોને સાથે રહેવા દીધા ન હતા. આ એક ભૂલ હતી. આપણે કશું જ છુપાવવાનું ન હતું એટલે એ લોક તો બેલગામ બેઠા બેઠા ખબર મોકલ્યા કરે. અને ઘણી વાર આ ખબર સાવ ખોટા હોય.* મને પછી જાણવા મળ્યું કે કેટલાક સાહસી વિદેશી પત્રકારો તો આપણા લશ્કર કરતાં પહેલા જ ગોવા પહોંચેલા. (ક્યાંથી આવ્યા ?)

આ કામગીરી દરમ્યાન આપણાં સશસ્ત્ર દળોમાં અને અન્ય સેવામાં જે ગોવનો હતા એ સહુએ ઘણી બહાદુરીભર્યો ભાગ ભજવ્યો. દા. ત. પોતાના કાકા ડૉક્ટર રોઝારિયો દ'પિન્ટો મેપુકાના નગરપતિ છે એ જાણતા

---

* દાખલો જુઓ. આખી કામગીરી દરમ્યાન તોપમારો થયો ન હતો પણ એક પત્રકારે કલ્પના લડાવીને લખ્યું : 'તોપો ધણધણી ઊઠી અને ક્ષિતિજો ઝળહળી ઊઠી,..'-

છતાં આપણા એરવાઇસ માર્શલ પિન્ટોએ પોતે વીરતાપૂર્વક ગોવા પરના પ્રથમ હવાઈ હુમલાની આગેવાની લીધી અને દાબ્બોલિમ ખાતેનું વાયરલેસ ટ્રાન્સમીટર તોડી નાખ્યું (એમ કરતાં કદાચ સગાંવહાલાંને માર્યાં હોય).

ફિરંગીએ લડવાની મ્રચ્છા સરખી બતાવી ન હતી. દીવ અને દમણમાં સામનો કરવા જેવું કરેલું પણ જ્યાં જંગ જામવા જેવું થયું કે ભાગી છૂટેલા. જે ઝડપથી આપણે માણસ અને સામગ્રી એકઠાં કર્યાં અને પછી આપણું લશ્કર જે સ્ફૂર્તિથી આગળ વધ્યું એ તો આશ્ચર્ય પમાડે એવું હતું. સ્થાનિક પ્રજા આપણા લશ્કરને જોઈને ખૂબ રાજી થઈ અને એને બધી રીતે મદદ કરતી હતી. ૪૫૧ વર્ષ પછી ફિરંગીઓ પાસેથી આપણા લશ્કરે છત્રીશ કલાકમાં ગોવાનો પ્રદેશ જીતી લીધો.

બધા ફિરંગી કેદીઓ સાથે આપણો વર્તાવ સલૂકાઈભર્યો હતો. (આપણે તો એમને નજરકેદી કહેતા હતા.) એમના ગવર્નર જનરલ અને એમનાં પત્નીને સગવડભરી જગ્યાએ રાખેલાં અને એમના મોભાને છાજે એવો સર્વ માનમરતબો જાળવેલો. એમનાં પત્નીની તબિયત સારી ન હતી તે એમને જવા દીધેલાં. એમના કેદીઓ સાથે આપણે સારો વર્તાવ કર્યો એમના પોતાના લશ્કરને મળતી હતી તે કરતાં વિશેષ સગવડ આપી. સારો ખોરાક, રક્ષણ અને સગવડ આપ્યાં. કેટલાકને છાપરા નીચે સૂવા દીધા જ્યારે એમને હરાવનાર આપણું લશ્કર ખુલ્લા આકાશ નીચે સૂતું હતુ. આ તો આપણી સભ્યતાની શ્રેષ્ઠતા હતી. આંતરરાષ્ટ્રીય રેડક્રોસે આ વ્યવસ્થા જોઈ હતી. ફિરંગી કેદીઓના એક જૂથ સમક્ષ મે ભાષણ કર્યું અને એમને વિશેષ શું જોઈએ છે તે કહેવા કહ્યુ. એમણે જે થોડી વાત કરી એમાં એમની ટપાલ વિષેની વાત હતી અને એમને એ સગવડ આપણે આપી.

હુ દિલ્હી પાછો ફર્યો ત્યારે જોયુ તો એક એક માણસ લશ્કરની કામગીરીનાં વખાણ કરતો હતો. સાથે પોલીસ અને સરકારે પણ જે કામગીરી બજાવી એની પ્રશંસા થતી હતી બધે સમેસૂતરું પાર ઊતર્યું એટલે બધા બહુ રાજી હતા.

થોડા દિવસ પછી થોડા ઉચ્ચાધિકારીઓ સાથે હું જળમાર્ગે ગોવા ગયો. સરકારે શરૂઆતમાં ગોવામાં લશ્કરી વહીવટ મૂકવાનો નિર્ણય કર્યો હતો અને કેન્ડેથની લશ્કરી ગવર્નર તરીકે વરણી કરી હતી. આ કામગીરી એણે ઉત્તમ રીતે બજાવી. હું તુને ખાસ સલાહકાર તરીકે નીમવામાં આવેલા. હવે એ, જે મહેલમાંથી ફિરંગી ગવર્નર જનરલ રાજ્ય ચલાવતા હતા એ જ

મહેલમાં રહેતા. ફિરંગી ધ્વજને બદલે આપણો ત્રિરંગો આ મહેલ પર હવે લહેરાતો હતો. આ વિશાળ ઇમારતમાં અમે દાખલ થતા હતા ત્યારે ફિરંગી અમલ સામે ઝઝૂમનાર એક ગોઅન રાષ્ટ્રવાદી પણ આવ્યા અને હવે તો આ ભારતની ભૂમિ બની ગઈ હતી એટલે એમણે નીચા નમીને પહેલાં ધરતીને ચૂમી. પછી છેલ્લાં થોડાં વરસમાં એમણે કેવી યાતના વેઠી હતી એની વાત હું દુએ મને કહી અને અંતમાં કહ્યું કે, હવે અહીં બીજું કશું કામ કરવાનું બાકી રહ્યું ન હતું એટલે એ આ સ્થળ છોડીને જતા રહેવાના.

મુલકી વહીવટનો ભાર સંભાળવામાં આપણા વહીવટદાર અને પોલીસે સારી કામગીરી બજાવી છે. રેલવે વહેવારને ઝડપથી વિકસાવ્યો. અને છેલ્લે લશ્કરે પોતાની ફરજ બહુ જ ગૌરવભરી રીતે અદા કરી.

ગોવાની આપણી કામગીરીના દુનિયામાં જાતજાતના પ્રત્યાઘાત પડ્યા. કેટલાક સારા હતા, કેટલાક માઠા હતા. કોક ઠેકાણે એવુ ગર્ભિત રીતે કહેવાયું કે લશ્કરી પગલું ભરવુ હતુ માટે ભારતે જ થોડા બનાવોની ઉશ્કેરણી કરી હતી. હકીકત એ હતી કે ૧૮મી તથા ૨૧મી નવેમ્બરના બનાવો ફિરંગીઓએ જ ઉશ્કેર્યા હતા. સીએટોની તાલીમના સમય સાથે કદમ મિલાવવા જ એમણે આપણા દેશવાસીઓને ઘાયલ કર્યા અને મારી નાખ્યા. આપણા ટીકાકારો એક વાત બહુ સગવડપૂર્વક ભૂલી જાય છેઃ આપણે આપણી ભૂમિને જ કબજે લેતા હતા. પરદેશીઓને એ ભૂમિ પર રહેવાનો કશો જ અધિકાર ન હતો.

ગોવાની બાબતમાં નિર્ણયાત્મક પગલું ભરતાં આપણી સરકારે ખૂબ ઢીલાશ બતાવેલી અને સાવ અનિશ્ચિત દશા સર્જેલી. જ્યારે ખૂબ જ દબાણ થયું ત્યારે જ સરકારે પગલું ભર્યું. સરહદના પ્રશ્નો વિષેની સરકારની વલણ ઢીલી જ રહી છે. કાશ્મીરનો દાખલો લ્યો. ૧૯૪૭ થી કાશ્મીરના પ્રશ્ને આપણી ઊંઘ બગાડી છે. ચિંતા કરતા કરી મૂકયા છે. આમે સરહદ પરનુ રાજ્ય એ હમેશાં મુશ્કેલ પરિસ્થિતિ જન્માવે છે. તેમાંય કાશ્મીરે તો ખાસ મુશ્કેલી સર્જી છે.

(૧) કાશ્મીર વિષે કશી વાટાઘાટ થઈ શકે એમ નથી અને કાશ્મીર તો મદ્રાસ, ઉત્તર પ્રદેશ કે રાજસ્થાન જેવો ભારતનો જ અંતર્ગત ભાગ છે એમ આપણે કહ્યા કરીએ અને સાથે (૨) કાશ્મીરનો પ્રશ્ન જ નથી એમ બોલ્યે રાખીએ એ પૂરતું નથી.

હકીકત એ છે કે કાશ્મીરમાં આપણે પરિસ્થિતિનો સામનો કરવાનું ટાળ્યું છે. આ રાજ્યમાં લાંબા કાળ લગી હદપારને ગેરવહીવટ ચાલ્યો છતાં આપણે સારા નીવડેલા પ્રમાણિક વહીવટદાર ભારતના બીજા ભાગમાંથી મોકલ્યા જ નહીં. એવા વહીવટદાર જે કાશ્મીરમાં બધી વાતને ઠેકાણે આણે. એવા વહીવટદાર જેમને સ્થાનિક ખાતરબરદાસ્ત અને મહેમાનગીરીથી રજ માત્ર ચલાવી ન શકાય. વરસો લગી આપણે કશો પણ નિર્ણય કરવાનું ઠેલ્યા કર્યું; કારણ કે આપણને પ્રત્યાઘાતની બીક લાગ્યા કરતી હતી. પણ આવી નીતિથી કોઈને પણ લાભ ન થયો. જે પરિસ્થિતિનો તાત્કાલિક મક્કમ હાથે સામનો થવો જોઈતો હતો તેને એમ ને એમ બગાડવા દીધી. કાશ્મીર જ પાકિસ્તાન અને ભારત વચ્ચેના ઘર્ષણનું મુખ્ય કારણ બન્યું છે. છતાં આપણે તો એમ જ માનીને ચાલ્યા કે ગમે ત્યારે પણ આ પ્રશ્ન પતી જશે. આવા ચમત્કાર ભાગ્યે જ બને છે.

શેખ અબ્દુલ્લાનો રાજકીય ભૂતકાળ જાણ્યા છતાં આપણે પહેલાં એમને મોટા કર્યા પછી ૧૯૫૩માં પકડયા. અટકમાં રાખ્યા. ૧૯૫૮માં છોડયા. થોડા મહિના પછી પાછા પકડયા અને વર્ષો લગી મુકદ્દમો ચાલવા દીધો.* આને અનિશ્ચિતતા સિવાય બીજું કશું જ ન કહેવાય.

આપણે કાશ્મીરમાં આપણી નક્કી કરેલી નીતિનું પાલન નથી કર્યું. જે ઘડી લગી આમ નહીં કરીએ ત્યાં લગી તો ત્યાં ધાંધલ અને મુશ્કેલી જ રહેવાની.

નેહરુ સાથે આટલું નિકટ રહીને કામ કર્યું હોવાથી આ સ્થળે મારે આપણા પ્રથમ વડા પ્રધાન વિશે હું શું ધારું છું તે લખવું જોઈએ. એ આ તબક્કે તો લોકશાહી ભારતના ઘડવૈયા છે. નેહરુમાં માણસમાં ભાગ્યે જ જોવા મળે એવા ઘણા ગુણ હતા. એમના જેવો ભય અને ધિક્કારથી મુક્ત બીજો માનવી ભાગ્યે જ હશે. પ્રખર દેશભક્ત તરીકે હું એમનો આદર કરતો રહ્યો છું. દુનિયાભરના ઘણા રાજનીતિજ્ઞો, ચિંતકો અને પત્રકારોએ એમનાં ગુણ-ગાન કર્યાં છે. એટલે અહીં તો એમના સ્વભાવમાં જે નબળાઈએ, ખાસ તો સત્તા મળ્યા બાદ ખૂલતી આવી એ વિષે લખીશ અને એના શકય ખુલાસા જ કરીશ.

---

* ૧૯૬૪માં ફરી છોડયા અને ૧૯૬૫માં ફરી પકડયા. અત્યારે નજર-કેદમાં છે.

જો ઘણી વાર નેહરુ ગુમાની અને અહંકેન્દ્રિત લાગે તો બહુ જ નાની વયથી એમના અહંને પોષનારા બનાવોની પરંપરા જ જવાબદાર છે. નેહરુ તેજસ્વી, ધનિક, વત્સલ અને સફળ પિતાના એક માત્ર પુત્ર હતા. મોતીલાલ નેહરુ તો બાદશાહ જેવા હતા. અત્યંત ઓજસ્વી વ્યક્તિત્વ ધરાવતા હતા. જવાહરલાલના ઘણા દોષ પ્રત્યે એમણે આંખમિંચામણાં કરેલાં. એમને એવું જ લાગતું હતું કે એમનો દીકરો કદી ખોટું કરે જ નહીં. આ લાડને કારણે જવાહરલાલમાં એક પ્રકારનો આત્મમહત્ત્વનો ભાવ વિકસ્યો. પિતા પોતાના વિષે ઘણો સારો અભિપ્રાય ધરાવે છે એ એક વાત વિષે એ ગૌરવ અનુભવતા. (પિતાની પુત્ર પર ઘણી મોટી છાયા હતી.)

જવાહરલાલ કૉંગ્રેસમાં જોડાયા અને ગાંધીજીની ચમત્કારિક અસર હેઠળ આવ્યા. ઘણો ભોગ આપતા થયા. દેશની સેવામાં વિશેષ આવતા ગયા ત્યારે મોતીલાલ કૉંગ્રેસ તરફ આકર્ષાયા, અને પોતાના પુત્રના અત્યંત સમર્પિત કાર્યથી ખૂબ પ્રભાવિત થયા ત્યારે જવાહરલાલ આને પોતાને અંગત વિજય સમજ્યા. (નેહરુ કુટુંબના અન્ય સભ્યો પણ જવાહરલાલથી ખૂબ પ્રભાવિત થયા.)* આવા વિખ્યાત અને બાદશાહી ખવાસના પિતાને આવી મંડળીમાં લાવ્યા અને પછી ગાંધી એમને કૉંગ્રેસની ગાદી માટેના પોતાના વારસ જાહેર કરે એથી તો નેહરુનો અહં વિશેષ ખીલ્યો.

૧૯૪૭માં ભારતે સ્વતંત્રતા પ્રાપ્ત કરી ત્યારે ગાંધી પછીના બીજા માણસ તરીકે, પ્રજાના મહાન અને લાજવાબ નેતા તરીકે જવાહરલાલ હતા. એ પ્રજાના લાડકા હતા. પ્રજા એમને પોતાના રંગદર્શી નેતા ગણતી. ત્યાગના પ્રતીક શા, કરોડો પીડિતોના પ્રતિનિધિ શા. આમ પોતાની લોકપ્રિયતામાંથી નેહરુને મોટું પોષણ મળ્યું. એમને થયું કે પોતે આખા વિશ્વને પોતાનું કરી શકશે, એમના માર્ગે ઊભવાનું કોઈનુંય ગજું નથી.

એક વાર કૉંગ્રેસના ખુલ્લા જલસામાં જરા તોફાને ચઢેલા ટોળાને સંબોધીને નેહરુએ કહ્યું હતુંઃ સન્નારીઓ અને સજ્જનો, આપને જેમ કહેવામાં આવે તેમ કરવાનું મારે કહેવું પડે છે. હું મંચ પરથી નીકળીને છેક છેલ્લી હરોળ સુધી ચાલીને જઈશ અને ત્યાંથી ચાલતો પાછો મંચ પર આવીશ. ચાલો રસ્તો કરો, હાલો નહીં અને મૂંગા રહો. જો કોઈ બોલશે કે ચાલશે તો હું

* જવાહરલાલ પોતાના કુટુંબીઓ માટે ખાસ ભાવ રાખે છે પણ દીકરી ઇંદિરા માટે એમને ખૂબ જ ભાવ છે.

અહીંથી જતો રહીશ. તે સ્થળે કૉંગ્રેસના બડેખાં હાજર હતા. બધા ચૂપ થઈ ગયા. સોય પડે તોય સંભળાય એવું મૌન પથરાયું. કૉંગ્રેસના બડેખાંઓ પર ભારે પ્રભાવ પડ્યો. નેહરુને, આ મેદની પર, પ્રજા પર પોતાનો ઘણો મોટો પ્રભાવ છે એની ખાતરી થતાં આત્મવિશ્વાસ વધ્યો. એમને થયું કે લોકને તો પોતે હમેશાં કાબૂમાં રાખી શકશે. રાજી કરી શકશે. આ વાત એમના મિત્રોને રુચતી અને પ્રતિસ્પર્ધીઓ, વિરોધીઓ આ વાતથી ઘણા ક્ષુબ્ધ થતા.

એક બીજા કૉંગ્રેસના ઇજલાસ વખતે એ રોજ સવારે નિયત કરેલા માર્ગે મોટરમાં જુદા જુદા કાર્યક્રમોમાં હાજરી આપવા જાય. રસ્તાની બન્ને બાજુ લોકની ઠઠ દર્શન કરવા જામે. એક દિવસ કશી હરકત નડી તે વાહન-વ્યવહાર અટક્યો અને પોલીસને બીજા, નિર્જન રસ્તેથી નેહરુની મોટરને વાળવી પડી. મોટરને ભીડથી દૂર જતી જોઈને નેહરુએ ગોપી હંદુને એક-દમ ગાડી રોકવા કહ્યું.* ગાડી થોભી એટલે ઊતરીને એ તો પેલા નમસ્કાર કરતા, જયકાર બોલાવતા, દર્શન માટે પડાપડી કરતા લોકના ટોળા પાસે ગયા. રાતે નાહ્યાધોયા પછી અને ખાણા પહેલાં એમણે હંદુને કહ્યું: હવેથી મારી સાથે હો ત્યારે કદી પણ ભીડને ટાળવાનું ન કરો. ગોપીએ ત્યારે જવાબ દીધો કે આપના પૂરતું તો આ બધું ઠીક છે પણ જ્યાં હું ટોળામાં દાખલ થયો કે મારું ખીસું કતરાયું. પાછા જવાની વિમાનની ટિકિટ સમેતના બધા જ પૈસા ગયા! વાત સાંભળીને નેહરુ ખૂબ હસ્યા.

નેહરુ જાહેર સંપર્કની વાતને કદી પણ ટાળતા નહીં. એક વાર એક કૉંગ્રેસ જલસા માટે તૈયાર થયેલો મંચ જોતા હતા. અને એની ઊંચાઈ બદલવા, બત્તી વગેરે અમુક રીતે ગોઠવવાની અને એવી જુદી જુદી સૂચનાઓ એમણે આપી. સાથે રહેલા ગોપી હંદુએ કહ્યું કે તો તો આ મંચ નટનટી-ઓના રંગમંચ જેવો લાગશે. ગુસ્સામાં આવીને નેહરુએ તરત જવાબ દીધો :

'ખરી વાત. એ રંગમંચ જ છે. આવતી કાલે મારે આખો દિવસ અહીં નાચવાનું જ છે!'

આમ નેહરુનાં ઘણાં આંધળાં ધાબાં. એક બાજુથી એ શ્રેષ્ઠ બુદ્ધિશાળીઓ, વૈજ્ઞાનિકો, કલાકારો, ખેલાડીઓનો આદર કરે તો બીજી બાજુથી એ સાવ મામૂલી અને કશીય ગણનાને પાત્ર નહીં એવા માણસોને પોતાના રસાલામાં

* હંદુ એમની સલામતી માટેના રક્ષક હતા.

રાખે. આવામાં ન હોય કશું વ્યક્તિત્વ, ચારિત્ર્ય જેવું પણ ન હોય, કશી કુશળતા ન હોય. જો કોક કોઈ વાતે ઊણો ઊતર્યો તો નેહરુ કાઢી ન શકે. નિભાવે રાખે. જો કોઈ જાહેર જીવનની મહત્ત્વની વ્યક્તિ સામે કશો આક્ષેપ સાંભળે તો પહેલો તો પોતે માનતા નથી એવો ભાવ બતાવે. અને પછી આ સંસારમાં કોઈ કોઈના પર આક્ષેપ કરે એ જ કેટલું અજુગતું છે એમ ભાવ દર્શાવે. (વાસ્તવમાં એ કઢંગી હાલતમાં સપડાવાનું જ ટાળતા હોય.) આવા માણસ સામે એ મક્કમ પગલું ભરવાની આનાકાની કરે. એક વાર મેં એમને પૂછ્યું કે આપ અપ્રમાણિક અને નકામના માણસોને કેમ નિભાવો છો ? અને ગંદી વસતી અને ભિખારીઓ જેવા પ્રશ્નોના નિરાકરણ માટે કેમ કશું કરતા નથી ? મક્કમ કેમ નથી બનતા ? ત્યારે એમણે જે જવાબ આપેલો તે મેં નીચે નોંધ્યો છે.

પોતે વડા પ્રધાન બન્યા તે પહેલાં પોતે પણ આમ જાદુ કરી બતાવશે અને પ્રશ્નો ઉકેલશે એવાં સ્વપ્નાં સેવેલાં. પણ જ્યાં સાચેસાચ પ્રશ્નોનો સામનો કરવાનો આવ્યો અને પ્રશ્નોની ગહેરાઈનું પ્રત્યક્ષ દર્શન થયુ એટલે પોતાને પોતાના ખ્યાલ તથા અંદાજને સુધારવાનું કર્યું. એમનુ એમ કહેવાનું હતું કે આપણી પ્રજાએ પરદેશીના આપણા પરના આધિપત્યના સમયમાં ઘણા દોષ કેળવ્યા. પણ આપણે એ દોષને લાંબા સમય લગી પંપાળ્યા કર્યા છે. હવે આપણે જાગૃત થવાની જરૂર છે. આપણામાં જવાબદારીનુ ભાન આવવું જોઈએ. હેતુની એકતા અને આપણા સહુના વચ્ચે મનમેળ જોઈએ છે. આ બધું કરતાં વખત લાગશે. અને ક્યાંય ટૂંકા માર્ગે જવાતું નથી. એ ધાર ધરાવતા ઉદ્દામ ઇલાજથી આ નબળાઈઓને દૂર કરવાનો યત્ન આપણે નહીં કરવો જોઈએ. શરૂઆતમાં કદાચ આવા ઇલાજનુ સારું પરિણામ આવે પણ એમાંથી જ અસતોષ અને વિચ્છિન્નતા આવે છે અને તેમાંય વિકસતા દેશમાં તો એ ખાસ વરતાય છે ઉપરાંત જલદ ઇલાજમાં સર્વસત્તાવાદની બૂ રહી છે. આપણા જેવા સાદા સરળ અને લોકશાહી ખવાસ ધરાવતા લોકોમાં આ રાહ સફળ પણ નથી થતો. આપણે આપણા પોતાના યત્નથી અને જાત-દાખલાથી સુધરવાની કોશિશ કરવી જોઈએ. આની બીજા પર અસર પડે અને એ એનું અનુકરણ કરે. આપણે ગમે તે કરીએ પણ આપણો આપણા દેશવાસી પ્રત્યેનો વર્તાવ અત્યંત ઋજુ અને નમ્ર હોવો જોઈએ. એમને તો નાનાં બચ્ચાં હોય એમ ઉછેરવાં જોઈએ. પરદેશી શાસન દરમ્યાન આપણે ઊંઘતા હતા તે હવે ઘણી લાંબી નિંદમાંથી જાગ્યા છીએ. એટલે આપણે

ધીરેથી ઉતાવળ કરવી જોઈએ. (એમણે જે વાત કરી તે સિદ્ધાંતની નજરે સાચી હોવા છતાં જરૂરી હોય ત્યાં તો નેહરુએ કડક હાથે કામ લેવું જોઈતું હતું.)

પણ આ ઉપરાંતનું પણ, નેહરુએ કડક હાથે કામ કેમ ન લીધું એનું, વિશ્લેષણ છે. ૧૯૪૬માં વચગાળાની સરકાર રચી ત્યારે એ પ્રતિષ્ઠાના શિખરે હતા. સાથીઓ અને અન્ય ઘણાનો એમને ઘણો મોટો ટેકો હતો. આને કારણે એમણે જાણે સત્તાનું વિકેન્દ્રીકરણ કર્યું અને પોતે આંતરરાષ્ટ્રીય કામ-કાજ અને જ્યાં ખાસ નીતિનો સવાલ આવતો હોય એવા પ્રશ્નો પર ધ્યાન આપવા માંડ્યું. આ ગાળામાં એમને સરદાર પટેલનું ઘણું મોટું સમર્થન હતું. પણ સરદાર પટેલ સાથે એ હંમેશ સંમત હોય એવું બન્યું ન હતું. સરદારે રાજ્યોની એકતા વગેરે આંતરિક બાબતો પર ધ્યાન આપ્યું અને એમાં ખૂબ કુશળતાપૂર્વક કામ કર્યું. એમનું મૃત્યુ થતાં નેહરુને ભારે મોટો ફટકો પડ્યો. પોતાના સાથીઓને નેહરુ છુટ્ટો દોર આપતા રહ્યા. પણ ત્યાં એમને ખબર પડી કે આ ટોળામાંની ઘણી વ્યક્તિઓ તો સાવ સાંકડા દિલની હતી, એમનામાં નામની પણ કાર્યકુશળતા ન હતી કોમવાદી હતી અને સાથે ભ્રષ્ટ હતી. નવી મળેલી સત્તાનો એમણે દુરુપયોગ કરવા માડ્યો. આને કારણે નેહરુની ભારે બદનામી થઈ. જ્યારે નેહરુએ પરિસ્થિતિને રાગે લાવવાની કોશિશ કરી અને થોડા કિસ્સામાં તો સત્તા પોતાના હાથમાં લીધી ત્યારે આવી વ્યક્તિઓએ ખટપટ આદરી. એ લોક ખુદ નેહરુને બેવફા નીવડ્યા. પોતે જેનામાં આટલો બધો વિશ્વાસ મૂક્યો હતો એ લોક વિષેના પોતાનાં પડળ ઊતરી ગયાં. આ લોકે પોતાને ડૂબાડ્યો એવુ એમને લાગવા માંડ્યું અને સાથે જ એક પ્રકારનો પ્રમાદ અને અસારતા જેવુ એમને લાગવા માંડ્યું ('સીનેકલ' થયા). હવે એમને કોઈ પણ પ્રશ્નમા ઘણી જટિલ વાતો દેખાતી થઈ ઉપરાત જાતજાતનાં દૃષ્ટિબિંદુને સમાવવાની વૃત્તિ પ્રબળ બની એટલે એ પોતાના અભિપ્રાયને એમને સાનુકૂળ બનાવતા ગયા. એમનો હતુ કે એમ કર્યાથી વહીવટ સરળતાપૂર્વક ચાલશે. (પણ આ હેતુ તો ક્યારેય તે બર ન આવ્યો)

આઝાદ, કિડવાઈ બી. સી રોય, પન્ત અને બીજા વિશ્વસનીય સાથીઓ જતાં નેહરુને કહી શકે, સલાહ આપી શકે એવા થોડા જ રહ્યા. એમને પોતાને કોના પર વિશ્વાસ મૂકવો એ પણ સમજાતું ન હતુ અને એમ એમણે પોતાનામાંથી આત્મવિશ્વાસ ગુમાવ્યો. એટલે મક્કમ નિરધાર કરવાનુ ટાળીને એમણે પોતાની આસપાસ જે હતા એમને રાજી રાખવાનું કર્યું. કોક જૂથ

અને કાંક ટોળી કે નાતજાત પર પોતાનાં અમુક પગલાંની માઠી અસર પડશે એવો નાહકનો અને અવાસ્તવિક ભય એમને સતાવતો રહ્યો. કોંગ્રેસ પક્ષ, વિરોધીઓ કે બીજા કોઈને માઠું લાગી જશે એની એમને બીતિ લાગવા માંડી. માનવી વચ્ચેના સંબંધો જાળવવા, વહીવટ ચલાવવો એ કામમાં સાવ બહારની વસ્તુઓનો નાહકનો ભાર પડવા માંડયો એટલે નિર્ણય–અનિર્ણય વચ્ચે એમણે ઝોલાં ખાવા માંડયાં. એ કશો નિર્ણય ન લઈ શકાય એવી માનસિક દશાએ પહોંચ્યા, એટલે ભૂલ પર ભૂલ કરતા ગયા.

આમ નેહરુ ઝટ ગુસ્સે થઈ જતા પણ એમનો ગુસ્સો થોડી વારમાં શમી જતો. એમનામાં ખૂબ સચેત રમૂજની રગ હતી.* ચર્ચા ચાલતી હોય તો એ જેમનાથી સારી રીતે પરિચિત હોય એમના પર મિજાજ ગુમાવે કે પછી એ લોકના હોય એના કરતાં જુદા જ મત દર્શાવવા માંડે. જો એ લોક પોતાની દલીલો ચાલુ રાખે તો એ આની કાંક નોંધ લ્યે પણ સામાન્ય રીતે પોતે આમની સાથે આટલી છૂટ લઈ શકે, એમ ગણીને આ લોકના અભિપ્રાયની ઉપેક્ષા કરે.

અંગત અને વ્યક્તિગત વહેવારમા નેહરુએ ઉચ્ચ ધોરણ જાળવેલું અને એમને વિષે આદર અને શેહની લાગણી હતી. આમ ઘણી જ બધી સત્તા હોવા છતાં એમણે એનો ઓછો જ ઉપયોગ કર્યો હતો. એમના સાથીઓ પોતે કાંક કરે એ પહેલાં નેહરુ શું કહે છે કે કરે છે એ જોતા. એમની ઉપસ્થિતિમાં તો આ લોક ઉત્સાહ અને વફાદારી બતાવતા. અને જાણે એક જ સંઘ હોય એમ વર્તતા. વાસ્તવમાં આ લોક અંદર અંદર અત્યંત છિન્નભિન્ન હતા. જો કશો આદર્શ હોય તો એ અત્યંત ધૂંધળો અને અસ્પષ્ટ હતો. તર્કપ્રમાણિત ન હતો. પોતાના પક્ષ અને દેશનું જ જાણે પ્રતિબિંબ હોય એવું લાગતું. અને દેશમાં અને પક્ષમાં તો જાતજાતની અને પરસ્પર વિરોધી વિચારસરણી હતી કામચલાઉ રીતે જ પ્રસંગ પડે ત્યારે એ લોક એક બનતા પણ આમ તો સાવ પૃથક્ અને છિન્નભિન્ન હતા. નેહરુ આ બધા દેશનુ પ્રતિબિંબ ન પાડતાં એનુ નેતૃત્વ કરે એ કામમાં નિષ્ફળ ગયા. પોતાના અનુગામીની પસંદગી જેમાંથી કરી શકે એવી આશાસ્પદ અને તેજસ્વી વ્યક્તિને તાલીમ એમણે કદી ન આપી ટૂંકમાં કહીએ તો એમણે નેતા-

* કોઈએ એમને શીર્ષાસન કેમ કરો છો એમ પૂછ્યું ત્યારે એમણે જવાબ દીધો કે દુનિયા જ એવી છે એટલે યથાર્થ દર્શન થાય માટે શીર્ષાસન કરું છું.

ગીરીની બીજી હરોળ તૈયાર ન કરી. એ હમેશાં કહેતા કે નેતા કાંઈ પહેલેથી પસંદ કરાતા નથી. એ તો ખપ પડે ત્યારે આપોઆપ આવી મળે છે. એ સાચું કે લોકશાહીમાં કાંઈ અનુગામીની નિયુક્તિ ન થાય. આવા દેશમાં સરકારનું વડું પદ કાંઈ વંશપરંપરામાં ઊતરતી પદવી નથી. પણ એ સાથે એવું પણ ખરું કે આવી બાબતોમાં માત્ર તકદીર પર જ આધાર રાખીને બેસી ન રહેવાય.

ઘણા બધા પ્રશ્નોના સૈદ્ધાંતિક ઉકેલ એ જાણતા હતા પણ એને વહેવારમાં ઉતારવાનાં, ખંત અને ધીરજ, એમનામાં ન હતાં. ઘણી વાતોમાં એમણે સુવાંગ સરસ અને મક્કમ નીતિનું આલેખન કર્યું પણ એનુ સુરત પાલન કરવા કરાવવાને એ અસમર્થ હતા. એમના ઘણા અનુયાયીઓએ એમના સ્વભાવમાં આ જે દોષ હતો એનો ઘણો અણઘટતો લાભ ઉઠાવ્યો. એટલે ઘણા ક્ષેત્રમાં એમણે આંકેલા રાહે આ લોકે કામ કર્યું જ નહીં, કર્યું તો પૂરું ન કર્યું. પકડાઈ જાય ત્યારે આવા લોક પોતાના બચાવમાં ગમે તેવાં બહાનાં બતાવે અને એમને કશી નસિયત ન થાય. એટલે આ કુટેવ તો ચાલુ જ રહી. એથી આપણને નુકસાન થયું. અને ક્યારેક બદનામી મળી. નેહરુ ઘણા મોટા માણસ હતા પણ એ સારા વહીવટકર્તા ન હતા.*

આંતરરાષ્ટ્રીય કે રાષ્ટ્રીય પ્રશ્નો વિષે જાહેરમાં પોતાનો અભિપ્રાય વ્યક્ત કરવાની નેહરુની આદત હતી. આથી ઘણા માણસોને ઘણી રીતે માઠું લાગતું અને નેહરુ પોતે નાહકના અણગમતા થતા. અને એ જાહેરમાં એટલું બોલે કે ઘણીવાર એમનુ પોતાનુ આચરણ પોતાના વક્તવ્યની વિરુદ્ધનું લાગે. ક્યુબા, સુએઝ, કોન્ગોના બનાવો, વિયેતનામનો અને અલ્જીયર્સનો ફ્રેંચ કબજો અને અમેરિકી તથા બ્રિટિશ વિદેશનીતિ જેવા ઘણા આંતરરાષ્ટ્રીય બનાવો વિષે એ જાહેરમા ટીકા કરતા ત્યારે એ ઘણાના દિલમાં ઘણો ખિજવાટ પેદા કરતા આ ખિજવાટ એમના મૌન કે કુનેહભરી રજૂઆતથી ટાળી શકાયો હોત. એવું હોય કે વાજબી કારણસર પણ નેહરુએ આ દેશોને જાહેરમાં સંભળાવ્યું એને કારણે એ દેશોએ કાશ્મીરના પ્રશ્ન પર આપણને સારું એવું સંભળાવ્યું કે આપણા ચીન સાથેના પહેલાના સંબંધ વિષે કે નાગલોકના પ્રશ્નમાં આપણને સંભળાવ્યું. (જે ઘડીએ કોઈ પ્રશ્ન વિવાદનું

* નેહરુને કેટલાક અત્યંત સારા સેવક મળ્યા તો કેટલાકે એમને નુકસાન કર્યું. સારામાં એસ. પી. ખન્ના, મેથન અને કપુરને ગણાવવા જોઈએ. અંગત રસાલામાં એમણે વર્ષો લગી નિઃસ્વાર્થ સેવા કરી.

રૂપ ધારણ કરે છે કે તરત આને જોવાની સાથે તેવાની રીત લાગુ પાડી દેવાય છે.)

ઘણી બાહ્ય પ્રવૃત્તિમાં એ પોતાની શક્તિ ખર્ચતા. ન મળવું જોઈએ એવા ઘણા માણસને એ મળતા. જે મામૂલી પ્રવૃત્તિની ઉપેક્ષા કરવી જોઈએ એના પર ધ્યાન આપતા અને આ બધું ઘણા અગત્યના કામમાં રોકાયેલા હોય ત્યારે કરતા. એટલે સાંજે વાળુ વખતે તો એ થાકીને લોથ થઈ ગયા હોય. સવારે છોટા હાજરી વખતે એ કહેતા: 'હવે બરાબર આવી ચઢી છે પણ દિવસમાં સાવ ઊતરી જશે.' એટલે ઘણીવાર તો જમ્યા પછી અગત્યની વાત ચાલતી હોય ત્યારે એ ઝોકાં ખાતા હોય એવું બનતું. મને આવા ઘણા પ્રસંગો યાદ છે. ૧૯૪૬માં સરકાર બન્યા પછી એમણે મને એક રાતે દસેક વાગ્યે બોલાવ્યો અને મારી સાથે થોડીક બિનલશ્કરી વાતની ચર્ચા કરી. પછી મને એમણે એક ફાઈલ વાંચવા આપી. હું વાંચતો હતો ત્યાં એ ખુરશીમાં આરામથી ગોઠવાયા અને ઊંઘી ગયા. બીજા ઘણા પ્રસંગે '૪૬થી માંડીને '૬૨ લગીમાં મેં એમને આમ કરતા જોયા છે. અગત્યની વાત ચાલતી હોય અને એ ઊંઘી જાય. આવું ખાણા પછી ખાસ બનતું. અને આમ બનવાનું કારણ કરવું જોઈએ એ કરતાં વિશેષ કામ કરતા તે હતું.

૧૯૩૭ના નવેમ્બરમાં 'ચાણક્ય'ના ઉપનામે નેહરુએ મોડર્ન રીવ્યુમાં એક લેખ 'રાષ્ટ્રપતિ' નામના શીર્ષક હેઠળ લખેલો. એમાં એમણે પોતાનું વિશ્લેષણ કર્યું હતું. આ લેખ એ વડા પ્રધાન બન્યા એના દસ વરસ પહેલાં લખાયો હતો. અહીં એ લેખમાંથી થોડો ભાગ ઉતારું છું:

'ફરી એક વાર એમના પર નજર નાખતા રહો. એક ઘણું મોટું સરઘસ છે. હજારો માણસ એની મોટરને ઘેરી વળે છે. અત્યંત મુક્ત મને અત્યાનંદથી એમનુ અભિવાદન કરે છે. હરખે છે. એ મોટરની બેઠક પર ઊભા થઈ જાય છે, પોતાની જાતને બરાબર સંભાળી લે છે, ટટાર છે, થોડાક ઊંચા પણ લાગે છે, દેવ જેવા દેખાય છે. આસપાસની આ શોરબકોર કરતી દરખાતી વિરાટ મેદનીથી એ પોતે અસ્પૃષ્ટ છે. એકાએક પેલું મધુરું સ્મિત દેખાય છે, અરે પેલું હાસ્ય...તંગદિલી દૂર થઈ. મેદની પણ એમની સાથે હસવા માંડે છે. શી વાત પર હસે છે એની એને ખબર નથી. એ દેવ જેટલા દૂર નથી. દેવ જેવા પણ નથી. એ છે માનવી. આસપાસ ટોળે વળેલા માનવી સાથે આદમિયતનો, સંબંધનો, ભાઈચારાનો દાવો નોંધાવતા માનવી. મેદનીને ઘણું મીઠું લાગે છે. હેતભાવભર્યું લાગે છે. અને આ માણસ

એમના હૈયામાં વસી જાય છે... છેક ઉત્તરથી માંડીને કન્યાકુમારી લગી એ વિજયી સિઝર જેમ ઘૂમ્યા છે. જ્યાં ગયા છે ત્યાં કશી ગૌરવગાથા મૂકી આવ્યા છે. બધું ભવ્ય છે. પોતાની આત્મકથામાં એમણે સત્તા ધારણની વાત કરી છે તે જ શું એને આ મેદનીથી દૂર જઈ ને પંડ સાથે થોડી વાત કરવા પ્રેરે છે?

'મેં આ માનવભરતીનો દોર પકડ્યો અને તારાની બાનીમાં આસમાનમાં લેખ લખ્યા.' માન્યતાથી કે સ્વભાવથી જવાહરલાલ ફાસિસ્ટ નથી. ફાસિવાદની રોબડ નીચતા જરાકે ન રુચે એવા એ ખાનદાન છે (આ એમણે, હિટલર સત્તાના શિખરે હતો ત્યારે ૧૯૩૭માં લખેલું.) એમની મુખમુદ્રા અને અવાજ આપણને કહી જાય છે:

'જાહેર જગાએ ખાનગી ચહેરા એ ખાનગી જગાએ જાહેર ચહેરા કરતાં સારા લાગે'...પોતે નિયત કરેલા માર્ગ પર વિસામો ખાવાનો વારો જ નથી એટલી વાત એ સારી પેઠે જાણે છે. અહીં તો વિજય પણ મોટો અને વિશાળતર ભાર બનીને આવે છે. લોરેન્સે અરબોને કહ્યું હતું તેમ: 'બંડને તે વળી વિસામો હોતો હશે? આનંદની તે વળી ખંડણી હોય?'

એમને કદાચ આનંદ નસીબ ન પણ હોય પણ જો ભાવિ ઉદાર અને દયાળુ હોય તો આનંદથી પણ વધી જાય એવી કોઈ વસ્તુના એ હકદાર બને. એ વસ્તુ તે જિંદગીના હેતુની પરિપૂર્ણતા .. આજના ક્રાન્તિકારી યુગમાં, સિઝરવાદ તો હરહમેશ બારણે ડોકાતો જ હોય છે અને જવાહરલાલ પોતાને સિઝરરૂપે જોતા હોય એવું ન બને? જવાહરલાલ માટે અને ભારત માટે આ જ ભય છે. સિઝરવાદની રીતે ભારતને આઝાદી મળે એવું બનવું નથી.... અને ભારે મોટી બડાશ છતાં એ કબૂલવુ જોઈએ કે જવાહરલાલ થાકેલા માણસ છે. થોડા વાસી પણ થયા છે. જો એ (કોંગ્રેસના) પ્રમુખ તરીક વધુ વખત ચાલુ રહેશે તો એ ઉત્તરોત્તર ઊતરતા જશે. એમને કશો આરામ નહીં મળે. વાઘની સવારી કરનારથી કદી નીચે ઉતરાતું નથી પણ આપણે ઓછામાં ઓછું આટલું કરી શકીએ કે એમને આડે માર્ગે જતા અને જવાબદારીના ભારે બોજ હેઠળ માનસિક રીતે છિન્નભિન્ન થતા તો રોકી શકીએ. ભવિષ્યમાં એ ઉમદા સેવા બજાવે એવી આપણી અપેક્ષા રહેવી જોઈએ. આપણે આ અપેક્ષા અને એમને પણ વધુ પડતી પ્રશંસા અને સ્તુતિઆદરથી વણસાડી ન દઈએ. એમ તો અત્યારેય તે એમનું હુંપદ ભારે છે. એને રોકવું જોઈએ. આપણે સિઝર નથી જોઈતા.'

ઉપરના લેખની મતલબ એ હતી કે હિન્દુસ્તાનમાં નેહરુની ભારે લોકપ્રિયતા હતી. એમના ઉપર ઘણો બોજો મુકાયો હતો. એ થાકેલા હતા, થોડા વાંગ્રી પણ થયા હતા અને સમય જતાં વિશેષ ઊતરી જવાના. એને અતિ સ્તુતિ અને પ્રશંસાથી ન બગાડો. આમે એમનું હુંપદ ઘણું ભારે છે અને એ પોતે કદાચ સિઝર હતા. આ બધી આગાહીઓ વરસો પછી સાચી પડી, એક અપવાદ સિવાય: નેહરુ ગતિશીલ હતા, સિઝર હતા. પણ તે જુવાન હતા ત્યારે પણ ગાંધીના પ્રભાવ હેઠળ પ્રૌઢ બન્યા, મુલાયમ થયા. અને વડા પ્રધાન બન્યા ત્યારે તો આ લોકપ્રિયતા પર જ બધું ચાલ્યું. પણ જેમ વખત વીતતો ગયો અને જે પ્રશ્નોનો એમને સામનો કરવાનો આવ્યો તે સંખ્યામાં અને વિષમતામાં વધુ અને વધુ જટિલ બનતા ગયા એમ એમ નેહરુ વધુ અને વધુ સમાધાનવાદી અને અનિર્ણયાત્મક વલણ અપનાવતા થયા. પણ મક્કમ હાથે વહીવટ ચલાવવાની અનિચ્છાને કારણે એમની અન્ય ક્ષેત્રની મહત્તાને કોઈ રીતે વામણી બનાવી નથી એમને ન્યાય કરવા ખાતર એટલું કહેવું જોઈએ કે આ વડા પ્રધાનનુ પદ પામવા એમણે કશી કોશિશ કરી ન હતી. એ પદ એમને ગોધતું આવ્યું હતું. એમના પર લદાયું હતું. આપણી આઝાદીની લડતમા એમણે જે ગૌરવપ્રદ ભૂમિકા ભજવી હતી એ જોતાં નેહરુ આપણા અગ્રણી બને એ સાવ સાહજિક વસ્તુ હતી. છતાં એ આપણા વડા પ્રધાન બન્યા એ વાત, વહીવટની નજરે અપેક્ષા હતી એટલી સફળ ન રહી. (વૈચારિક ક્ષેત્રમા એ વાત આશાતીત સફળ હતી.) એ પોતે આદર્શવાદી હતા અને અત્યંત ઉદારચરિત હતા. એમણે જ ભારતને લોકશાહી બનાવ્યું. પણ એ આપણી સરકારના વડા બન્યા એને બદલે એમને દેશના વડા બનાવવા જોઈતા હતા. સરકારના વડા તરીકે એમણે ભારે મથામણ કરી પણ દેશના વડા તરીકે તો એ ઘણી સફળ કામગીરી બજાવી શક્યા હોત આપણા પ્રથમ નાગરિક થવાની સર્વ લાયકાત એમનામાં હતી દુનિયા સમક્ષ આપણા રાષ્ટ્રપતિ તરીકે એમણે આપણા દેશમાં જે શ્રેષ્ઠ નિપજી શકે એનુ દર્શન કરાવ્યું હોત (પછીનાં વર્ષોમા લથડેલી તબિયત છતાં, પોતે પોતાની પ્રજાને આપેલા કોલ પૂરા કરવાના છે એ કર્તવ્યના ભાનથી એમણે કામનો ભાર વેંઢે રાખ્યો ત્યારે પોતાને માટે આખી જિંદગી ખરચી નાખનાર વ્યક્તિ પ્રત્યે પણ પ્રજા ઉદાર ન હતી, સમભાવધારી ન હતી. પ્રજાએ તો એમણે ગાદીત્યાગ કરવો જોઈએ એમ જ પોકાર કર્યા કર્યો. લેનિન, રુઝવેલ્ટ, આઈઝેન હોવર જેવા બીજા ઘણા દાખલા છે જે બીમાર છતાં કામ કરતા રહ્યા. પણ પ્રજાએ એમને નિભાવ્યા પણ જે નેહરુએ અકબર અને અશોક કરતાં

પણ પોતાના દેશ માટે વિશેષ કર્યું છે અને જેને માટે એક વાર તો આખા માર્ગ પર બસ ગુલાબ અને ગુલાબની જ બિછાત હતી તે જ નેહરુને એ જ દેશની પ્રજાએ અવમાન્યા.)

આપણા થોડાક સિનિયર લશ્કરી અફસરોએ, આપણા રાષ્ટ્રીય નેતાઓની વિરુદ્ધ જાહેરમાં ઘણી ગંભીર અને અવિવેકી ટીકા કરવાની આદત કેળવી હતી. આગળ વધીને એ લોક બ્રિટિશ રાજકર્તાનાં વખાણ કરતા. એમનું સૂચન એવું હતું કે આપણે જે જાતની ઘોર અવ્યવસ્થામાં આવી ફસાયા છીએ એમાંથી એક માત્ર ઉગારો તે ગમે તે જાતના સર્વસત્તાવાદથી જ આવી શકે. (આવા લોક એક વાત ભૂલી જતા હતા કે ગમે તેવું સરમુખત્યાર રીતે કે અન્ય રીતે ચાલતું રાજ્ય જ્યાં લગી નિષ્ઠાવંત, કુશળ, નિર્ણય લેવાની શક્તિવાળા માણસો પૂરતા ન હોય ત્યાં લગી કદી ચાલી ન શકે અને આવા માણસો ઘણા ઓછા છે.). જુદી જુદી કોકટેલ પાર્ટીઓમાં અને અન્ય સ્થળે આવા લોક પરદેશીઓની વાહ વાહ મેળવવા જાહેરમાં પરદેશીઓની હાજરીમાં ભારતનું ભૂંડું બોલતા. પરદેશના પદધારી કે એવા કોઈ ગમે તે કોક વાત છેડી કે તરત જ આ લોક બોલવા માંડે. ઘણી વાર તો પરદેશી આવું કશું ન કરે તોય આ લોક પરદેશીના લાભાર્થે બોલવા માંડે. આવા પ્રસંગે અને બીજી રીતે ઘણી ગુપ્ત બાતમી સાવ ત્રાહિત એવાં જૂથ અને વ્યક્તિઓ પાસે પહોંચી જતી.*

રાષ્ટ્રવિરોધી અને વિવેકહીન વાતો કેટલાક સિનિયર અફસરોએ પરદેશીઓ આગળ કર્યાના કેટલાક ચોક્કસ પુરાવા મળતાં મેં એ વાત લેખિત મારા આર્મી ચીફ જનરલ થાપર આગળ રજૂ કરી. એમણે મેનન આગળ રજૂઆત કરી અને મેનને નેહરુને કહ્યું. નેહરુએ તપાસને અંતે એકને નસિયત આપી અને બીજા એક સામે થયેલા આક્ષેપો અંગે તપાસ સમિતિ સ્થાઈ. તપાસ સમિતિએ કેટલીક બાબતને વાંધાભરી ગણી છતાં આ અફસરને

---

* દા. ત. એક અગ્રગણ્ય પત્રકારે મને વર્ષો પહેલાં કહ્યું કે, નેહરુના દફતરમાંથી એક ગુપ્ત દસ્તાવેજ એક પરદેશી સંસ્થામાં પહોંચી ગયેલો. મેં જે સાંભળ્યું હતું એ નેહરુને કહ્યું ત્યારે એ આ વાત માની ન શક્યા. પણ એમણે એમના દફતરમાં તપાસ કરી તો એ દસ્તાવેજ ત્યાં ન હતો.

'લોજિસ્ટીક્સ'ની વાત જોતાં એવી બડાઈ એ કોઈ રીતે વારતવિક ન હતી. એ તો માત્ર તરંગ જ હતો.

મેનનનો મત એવો હતો કે આપણે કોઈ પણ પ્રકારની સાધનસામગ્રી મંગાવવી નહીં. જો સાધનસામગ્રી મંગાવવી જ પડે તો અમુક જ દેશોમાંથી મંગાવવી નહીં. (આમાં એક વિચિત્ર અપવાદ હતો.) મારા મત મુજબ આ શાણપણની વાત ન હતી. જ્યારે દેશ સામે અત્યંત ગંભીર પરિસ્થિતિ આવીને ઊભી હોય ત્યારે આપણી કોશિશ તો આપણે કરી શકીએ એ સર્વ પ્રયત્ને સર્વ પ્રકારે સજ્જ થવાની હોવી જોઈએ. આપણું રાષ્ટ્રીય હિત જળવાતું હોય તો સામગ્રી કયા દેશમાંથી આવી એ જોવા બેસવું નહીં જોઈએ. પસંદગી કરવાની હોય તો મોતની નહીં, જીવનની કરવી જોઈએ. મેં ઉપરની દલીલ કરી ત્યારે બી. કે. નેહરુએ કહ્યું કે અમેરિકા મદદ કરવા તૈયાર છે. મને લાગ્યું કે આપણે હરખભેર એ મૈત્રીભાવે લંબાયેલો હાથ આપણા હાથમાં લેવો જોઈએ.

બી. કે. નેહરુ અને હું બન્ને વડા પ્રધાનને આ બાબતમાં અલગ અલગ મળ્યા. વડા પ્રધાને મારા આગળ મેનનની દલીલો રજૂ કરી (બી. કે. નેહરુને પણ એમણે એમ જ કહ્યું હશે): જો આપણે લશ્કરને જરૂરી સાધનસામગ્રી પરદેશથી મંગાવીએ તો એ માટે પરદેશી હૂંડિયામણ જોઈએ. અને એના આપણી પાસે વાખા હતા. જો લશ્કર પાછળ આટલું બધું ખર્ચ કરીએ તો એથી દેશના અર્થકારણમાં પાછા પડવા જેવું થાય. અને એ વાત તો પોતે સ્વીકારી ન શકે. આ અને બીજાં રાજકીય કારણોસર આપણે, આપણે ત્યાં બનાવી શકીએ એવી સામગ્રીના ઉત્પાદન પર આધાર રાખવો જોઈએ. લાંબે ગાળે એ જ આનો ખરો ઉકેલ છે. પરદેશી તો ગમે ત્યારે પોતાનો ટેકો પાછો ખેંચે કે કમતી કરે માટે આપણે આપણા પગ પર જ ઊભા રહેવું જોઈએ.

મેં નેહરુને કહ્યું કે પ્રશ્નના આખરી ઉકેલ તરીકે એમણે કરેલી વાત હું કબૂલ રાખું છું પણ અત્યારે તો દેશ પર ચીન અને પાકિસ્તાન બન્ને તરફથી ખતરો છે. હું અત્યારે જે સામગ્રી પરદેશથી મંગાવવાની વાત કરું છું તે તો આપણી તાત્કાલિક જરૂરિયાતને પૂરી કરવા અને કોઈ પણ આક્રમણને પહોંચી વળીએ એ હદે આપણું સાધનસામગ્રીનું ઉત્પાદન પહોંચે ત્યાં લગી. મેં એમનું એ વાત પર ધ્યાન દોર્યું કે જો કોઈ પણ આક્રમણથી આપણને લશ્કરી પરાજય મળ્યો તો દેશમાંનું સામાજિક અને આર્થિક માળખું અસ્તવ્યસ્ત થશે. એટલે આપણે માટે તો વિશેષ માનગૌરવ સાથે, ઓછી હાનિ-

આગળ પહોંચ્યા તે ઘણું કઠયું હશે. હતાશ થઈ અને ગુસ્સામાં આવીને એમણે ૧૯૬૨ના ઑક્ટોબરમાં એક બનાવ ઊભો કર્યો એનું વર્ણન હું પછી આપીશ.

૧૯૬૧ના નવેમ્બરમાં વડા પ્રધાન નેહરુને અમેરિકા જવાનું આમંત્રણ મળ્યું આપણા રાજદૂત બી. કે. નેહરુ સરકાર સાથે મંત્રણા કરવા થોડાક સમય પહેલા જ દિલ્હી આવેલા. આઝાદી પછી બી. કે. નેહરુ આપણા અમેરિકામાંના સફળમાં સફળ રાજદૂત રહ્યા છે. આમ કુનેહ ઘણી છે. અને સામાને જીતી લેવાની વ્યક્તિમત્તા છે. ઉપરાંત ઘણા બુદ્ધિશાળી છે. સવારે આરામથી પથારીમાં ચાના ઘૂંટડા પીએ છે, સમાચાર જોઈ જાય છે, અનેક પ્રકારની ખેંચાખેંચમાં સાવ સ્વસ્થ મિજાજ રાખે છે અને ખૂબ ઝડપથી કામનો નિકાલ કરે છે. મૂર્તિમંત ગૌરવ લાગે સ્વતંત્ર પણ એટલા જ. કોઈના દોરવ્યા દોરાય નહીં. આમ એ જવાહરલાલના પિતરાઈ થાય પણ આ વાત પર એમણે કદી પણ ભાર મૂકયો નથી. પોતાના જ ગુણથી એમણે કારકિર્દી દીપાવી છે.

એમણે મારા આગળ ફરિયાદ કરી કે પોતે અમેરિકા અને ભારત વચ્ચે સારા સબંધ બંધાય એ માટે બધી કોશિશ કરે છે ત્યારે મેનન એમના બધા કર્યાકારવ્યાને ધૂળ ભેળું કરે છે. મેનન સંયુક્ત રાષ્ટ્રમાં પોતાને ફાવે એ રીતે વર્તે, એ એમનો અધિકાર. પણ એ 'વૈચારિક ખેલકૂદથી, સામાને ઘા કરવા જેવા અને નિંદ્ય ગણાય એવા વર્તનથી' ભારતની છબીને વિકૃત રીતે રજૂ કરે એ ચલાવી ન શકાય. કદાચ સંયુક્ત રાષ્ટ્રસંઘમાં એમણે ભારત તરફી કેટલીક સિદ્ધિ મેળવી હશે પણ આમ કરતાં એમણે ઘણા દેશની મૈત્રી ગુમાવી છે. આવુ કામ કરવાનુ તો આપણે એમને ન જ સોંપ્યુ હોય. આ એમને કરવાનુ કામ પણ ન હતુ

પછી બી કે નેહરુ અને મેં આપણા સંરક્ષણને ખાસ લક્ષમા રાખીને ચાલુ બનાવોની ચર્ચા કરી મે એમને કહ્યુ કે આપણી પાસે સાધનસામગ્રીની ભારે ગંભીર ગણાય એવી ન્યૂનતા છે. આ હકીકતનાં ઘણાં જ ગંભીર પરિણામ આવે. ભલે આપણી સરકાર પાર્લમેન્ટમાં કહ્યા કરતી હોય કે આપણું લશ્કર એટલુ તો શક્તિશાળી છે કે દેશ પરના કોઈ પણ આક્રમકને પાછો ધકેલી દઈ શકે છે. જૂની થઈ ગયેલી સામગ્રી, ઓછાં સાધન અને બીજી બધી

'લૉજિસ્ટીક્સ'ની વાત જોતાં એવી બડાઈ એ કોઈ રીતે વાસ્તવિક ન હતી. એ તો માત્ર તરંગ જ હતો.

મેનનનો મત એવો હતો કે આપણે કોઈ પણ પ્રકારની સાધનસામગ્રી મંગાવવી નહીં. જો સાધનસામગ્રી મંગાવવી જ પડે તો અમુક જ દેશોમાંથી મંગાવવી નહીં. (આમાં એક વિચિત્ર અપવાદ હતો.) મારા મત મુજબ આ શાણપણની વાત ન હતી. જ્યારે દેશ સામે અત્યંત ગંભીર પરિસ્થિતિ આવીને ઊભી હોય ત્યારે આપણી કોશિશ તો આપણે કરી શકીએ એ સર્વ પ્રયત્ને સર્વ પ્રકારે સજ્જ થવાની હોવી જોઈએ. આપણું રાષ્ટ્રીય હિત જળવાતું હોય તો સામગ્રી કયા દેશમાંથી આવી એ જોવા બેસવું નહીં જોઈએ. પસંદગી કરવાની હોય તો મોતની નહીં, જીવનની કરવી જોઈએ. મેં ઉપરની દલીલ કરી ત્યારે બી. કે. નેહરુએ કહ્યું કે અમેરિકા મદદ કરવા તૈયાર છે. મને લાગ્યું કે આપણે હરખભેર એ મૈત્રીભાવે લંબાયેલો હાથ આપણા હાથમાં લેવો જોઈએ.

બી. કે. નેહરુ અને હું બન્ને વડા પ્રધાનને આ બાબતમાં અલગ અલગ મળ્યા. વડા પ્રધાને મારા આગળ મેનનની દલીલો રજૂ કરી (બી. કે. નેહરુને પણ એમણે એમ જ કહ્યું હશે): જો આપણે લશ્કરને જરૂરી સાધનસામગ્રી પરદેશથી મંગાવીએ તો એ માટે પરદેશી હૂંડિયામણ જોઈએ. અને એના આપણી પાસે વાખા હતા. જો લશ્કર પાછળ આટલું બધું ખર્ચ કરીએ તો એથી દેશના અર્થકારણમાં પાછા પડવા જેવું થાય. અને એ વાત તો પોતે સ્વીકારી ન શકે. આ અને બીજાં રાજકીય કારણોસર આપણે, આપણે ત્યાં બનાવી શકીએ એવી સામગ્રીના ઉત્પાદન પર આધાર રાખવો જોઈએ. લાંબે ગાળે એ જ આનો ખરો ઉકેલ છે. પરદેશો તો ગમે ત્યારે પોતાનો ટેકો પાછો ખેંચે કે કમતી કરે માટે આપણે આપણા પગ પર જ ઊભા રહેવું જોઈએ.

મેં નેહરુને કહ્યું કે પ્રશ્નના આખરી ઉકેલ તરીકે એમણે કરેલી વાત હું કબૂલ રાખું છું પણ અત્યારે તો દેશ પર ચીન અને પાકિસ્તાન બન્ને તરફથી ખતરો છે. હું અત્યારે જે સામગ્રી પરદેશથી મંગાવવાની વાત કરું છું તે તો આપણી તાત્કાલિક જરૂરિયાતને પૂરી કરવા અને કોઈ પણ આક્રમણને પહોંચી વળીએ એ હદે આપણું સાધનસામગ્રીનું ઉત્પાદન પહોંચે ત્યાં લગી. મેં એમનું એ વાત પર ધ્યાન દોર્યું કે જો કોઈ પણ આક્રમણથી આપણને લશ્કરી પરાજય મળ્યો તો દેશમાંનું સામાજિક અને આર્થિક માળખું અસ્તવ્યસ્ત થશે. એટલે આપણે માટે તો વિશેષ માનગૌરવ સાથે, ઓછી હાનિ-

કારક વાતની પસંદગી કરવા જેવું હતું. હું આ માર્ગની ભલામણ કરતો હતો. નેહરુએ મેં કહ્યું તે સાંભળ્યું. મને કહે કે પોતે મારા મત સાથે સંમત થતા નથી. એમણે કહ્યું કે હું અને બીજા જનરલો પરિસ્થિતિને બરાબર સમજતા નથી. નેહરુએ વિશેષમાં કહ્યું કે થોડી તંગદિલી જરૂર પેદા કરી શકે પણ ચીન કે પાકિસ્તાન, પોતાના પ્રશ્નોમાં જ એટલા પડયા છે કે આપણી સાથે યુદ્ધ જગાવવાનું સાહસ નહીં કરે.

બી. કે. નેહરુ અમેરિકા ગયા ત્યારે એક વૃત્તાંતનિવેદકે એમને પૂછ્યું કે, અહીં મેનન ઘણા જ અણગમતા છે એ વાતની એમને ખબર છે? ત્યારે બી. કે. એ કહ્યું કે, હા, જાણું છું. આ જવાબથી ભારતનાં કેટલાંક વર્તુળોમાં ભારે ઊહાપોહ થયો. પ્રધાનમંડળના એક સભ્ય માટે એમણે આવું કહેવું ન જોઈએ એમ કેટલાકનો મત હતો. નેહરુએ આ વિષે પાર્લામેન્ટમાં એમ કહ્યું કે આપણા રાજદૂત પોતાની વાત જુદી રીતે કહી શકયા હોત.* બી. કે. નેહરુનો પોતાનો મત એવો હતો કે જે એક હકીકત હતી એનો જ પોતે સ્વીકાર કર્યો હતો. થોડા અઠવાડિયાં પછી મેનન બી. કે. નેહરુને મળ્યા ત્યારે બન્ને વચ્ચે ઉગ્ર ચર્ચા થઈ. મેનન પોતે તો અમેરિકી પ્રજામાં લાડકા છે એમ માનતા હતા અને એના સમર્થનમાં એમણે થોડા દાખલા ટાંકયા. બી. કે. નેહરુએ કહ્યું કે અમેરિકામાંના ભારતના રાજદૂત તરીકે એ દેશમાં શું ચાલતું હતુ તે જાણવું એ પોતાની કામગીરીનો અંશ છે. અને પોતે આંધળા કે બહેરા હોય તો જ અમેરિકામાં મેનન માટે અણગમો હતો એ વાતની ખબર ન પડે.

આ જ અરસામાં મેનન વિષેનો એક લેખ 'એરકવાયર'માં પ્રગટ થયો. લેખનું શીર્ષક હતું: સહુથી વિશેષ નિંદીત રાજપુરુષ. એમાં કેથોટ લોજે મેનન વિષે કેટલીક સારી વાતો લખી હતી. નેહરુ પર આ લેખનો પ્રભાવ પડ્યો અને મેનનનો અહં સંતોષાયો.

પ્રમુખ કેનેડીએ સંયુક્ત રાષ્ટ્રસંઘની એક સભામાં ભાષણ કર્યું ત્યારે મેનને ભાષણ બદલ ધન્યવાદ આપ્યા. તે વખતે કેનેડીએ કોક વાર મળજો એમ કહેલું. મેનને તો તરત કેનેડીના મંત્રી સાથે સીધું ગોઠવ્યું અને મળ-

* પ્રમુખ કેનેડીએ આ સાંભળ્યું ત્યારે, પોતાની સહાનુભૂતિ બી. કે. નેહરુ તરફ ઢળેલી હતી છતાં એમ કહ્યું કે રાજ્યના વડાએ જાહેરમાં તો પોતાના સાથીની જ તરફદારી કરવી પડે. નેહરુએ આમ જ કર્યું.

વાનો સમય નક્કી થઈ ગયો. આપણા રાજદૂત મારફતે એમણે ગોઠવણ ન કરી. એમને વચ્ચે રાખ્યા જ નહીં. આવા કિસ્સામાં સામાન્ય શિરસ્તો રાજદૂતની મારફત મુલાકાત ગોઠવવાનો હોય છે. પણ પ્રમુખ કેનેડીના રસાલાએ રાજદૂત નેહરુને, મેનન પ્રમુખશ્રી સાથે શી બાબતની ચર્ચા કરશે એ જાણવા માગ્યું. બી. કે. નેહરુએ મેનનને પોતે શા વિષયની ચર્ચા કરવા માગે છે એમ પૂછ્યું ત્યારે વાત નહીં કહેવી હોય એટલે મેનને ખાસ કોઈ વિષયની નહીં, એમ કહ્યું બી. કે. નેહરુએ આ સંદેશો કેનેડીના રસાલાને પહોંચાડ્યો એટલે એમણે પ્રમુખના હુકમથી મુલાકાત રદ કરી. કેનેડીને એવું લાગ્યું હશે કે જો મેનનને ખાસ કશી વાત કરવાની ન હોય તો આવી મુલાકાતમાં રાજ્યના વડા સમય બરબાદ કરે અને તેમાં પણ જે અમેરિકાના મિત્ર તો ન જ હતા એવા રાજપુરુષ સાથેની મુલાકાતમાં, એ કોઈ રીતે ઉચિત ન ગણાય આ મુલાકાત રદ થયાની મેનનને ખબર પડી ત્યારે એ ખૂબ રોષે ભરાયા પણ એ આ બાબતમાં કશું કરી શકે એમ ન હતું

૧૯૬૧ના નવેમ્બરમાં નેહરુ અમેરિકાની રાજ–મુલાકાતે આવ્યા ત્યારે મેનને, બી. કે. નેહરુએ પોતાને જાણી જોઈને હીણપત લગાડવા જેવું કર્યું એવી ફરિયાદ કરી. બી કે નેહરુએ આ આક્ષેપનો ઇન્કાર કર્યો અને હકીકતમાં જે બન્યું હતું એ કહ્યું. પછી નેહરુ કેનેડીને મળ્યા ત્યારે વાતની વાતમાં એવું સૂચવ્યું કે પ્રમુખ, સમય મળે ત્યારે મેનનને મળે મેનનને તો કેનેડીને એકલા મળવુ હતુ પણ વડા પ્રધાને આગ્રહ કર્યો (અને બી. કે નેહરુએ સૂચવ્યું હતું એમ) કે રાજદૂત બી કે. નેહરુ આ મુલાકાત વખતે શિરસ્તા મુજબ હાજર રહે. મેનન આનાકાની અને કચવાટ સાથે આમાં સંમત થયા મિલન થયું પણ એથી ન તો કેનેડી પર મેનન વિશે જે છાપ હતી તે સુધરી કે ન તો મેનનનો અમેરિકા પ્રત્યે જે અભિગમ હતો એમાં કશો સુધારો થયો. આ મુલાકાતમાં મેનને જે કહ્યું તેનાથી પ્રમુખ કેનેડી બેચેન બનેલા એવું જાણવા મળે છે. એ સમયે આ મિલનના સમાચારથી વૉશિંગ્ટનના રાજદ્વારી વર્તુલોમાં ઊહાપોહ મચી ગયેલો

છેલ્લાં થોડાં વરસ થયાં અને ખાસ તો ૧૯૫૯માં હું આર્મી હેડક્વાર્ટર્સમાં આવ્યો ત્યારથી ઊંચાઈએ આવેલાં આપણાં અગ્રિમ થાણાંની હું મુલાકાત લેતો. મારે તો આપણા લશ્કરના જે પ્રશ્નો હોય તે જાણવા હતા આ

કામગીરીમાં હું એકવાર લદાખના ચૂગુલ પાસે આવેલા પાન્ગોંગ સરોવરની આસપાસનાં થાણાં પર પહોંચ્યો. આ સરોવરને હોડીમાં પાર કરવાનું મુશ્કેલ હતું એટલે હું હેલીકોપ્ટરમાં ગયો. આસપાસનો પ્રદેશ પણ જોવાશે એટલું મનમાં હતું. ચુલા પાસેના આપણા એક થાણાને જોવું હતું એટલે અમે ખુર્નાક કિલ્લા અને સીરીજેપ પાસેના વિસ્તાર તરફ વળ્યા. ત્યાંથી પાછા ફરતાં પાઈલટે આપણા થાણાંની ચોક્કસ જગ્યા જોવાનું કર્યું. આપણું થાણું ચીની થાણાની નજીક જ હતું. અમે જમીન પર ઊતરવામાં હતા ત્યાં પાઈલટે થોડા માણસોને જોયા. એમની મુખાકૃતિ મોંગોલોઈડ હતી. એ બોલી ઊઠયા : 'અરે ભગવાન! આપણે તો ચીની થાણામાં ઊતરતા હતા!' વાસ્તવમાં આમ ન હતું. બરાબર નિરીક્ષણ કર્યું તો દૂરથી જે એમની મુખાકૃતિને કારણે ચીના જેવા લાગતા હતા તે તો આપણા ગુરખા હતા. કપોલનાં ઊંચાં હાડકાં અને ઝીણી આંખને કારણે આ ગેરસમજ થયેલી.

આ પછી થોડા સમયમાં મારી નાની દીકરી ચિત્રલેખાનાં લગ્ન વિનય બક્ષી સાથે, ૧૯૬૨ના ઉનાળામાં થયાં. અને લગભગ એ જ અરસામાં આપણને ખબર મળ્યા કે લદાખમાં દૌલત બેગ ઓલ્દીની ઉત્તરે ૧૫,૦૦૦ ફૂટની ઊંચાઈએ ચીનાઓએ આપણા એક થાણાને ઘેર્યું હતું. શું બન્યું છે એ જોવા હું નીકળ્યો. જવાનું થોઈસે થઈને હતું અને થોઈસેમાં રાત ગાળી. (મરહૂમ) એર વાઈસ માર્શલ પિન્ટો હેલીકોપ્ટર હાંકવાના હતા. એ સવારે ચાર વાગ્યે મારી પાસે આવ્યા. અમારો ઇરાદો વહેલા જ નીકળવાનો હતો. પણ એમણે કહ્યું કે વાદળો ઘેરાયેલાં છે એટલે મોડા નીકળીએ. કલાક રાહ જોઈને વાદળ થોડાં વિખેરાયાં એટલે અમે થોઈસેથી નીકળ્યા. હવાનું તોફાન થોડું શમ્યું હતું. પણ છતાં ચિંતા કરાવે એવું હતું. અમે મનમાં પ્રાર્થના જ કરતા હતા. પનામિક લગી તો બધું ઠીક રહ્યું. પણ જેવા અમે સસેર બ્રાંગસા ઘાટીમાં પેઠા એવું જ ભારે તોફાન શરૂ થયું. હેલીકોપ્ટર તો હવામાં પાંદડા જેમ ઊછળે. એને સરખું રાખવું એ પાઇલટ માટે ઘણું જ કપરું કામ થઈ પડયું. એક કરતાં વિશેષ વાર એ પહાડની કરાડ તરફ ધકેલાય એમ લાગે કે આ હિમાચ્છાદિત શિખર સાથે ભટકાયા. સસેર બ્રાગસની આસપાસના પહાડો ૨૩,૦૦૦ ફૂટ કરતાંય વિશેષ ઊંચા છે. દૌલત બેગ ઓલ્દી*માં થોડો સમય

* થોડાં અઠવાડિયાં પછી આ સ્થળે આપણા માણસોના ઉપયોગ માટે મેં વિમાન દ્વારા જીપો અને બીજો સામાન મોકલ્યો. આવી રીતે સામગ્રી આ પહેલી જ વાર મોકલાઈ.

બેટેલિયનના સરદાર હતા. ૧૯૪૮માં કાશ્મીરની કામગીરી વખતે પણ મારી સાથે હતા. સુદઢ બાંધાના, બૌદ્ધિક રીતે ચપળ અને નામ કાઢે એવા અફસર હતા. મેં એમને પરદેશ મોકલેલા ત્યાં એ જંગલ યુદ્ધ અને ગેરીલા યુદ્ધ-પદ્ધતિ વિષે જાણકારી મેળવી આવેલા. મેં એમને સારું શિક્ષકમંડળ આપ્યું. એ મંડળમાં મેજર (હવે લેફ. કર્નલ) ઓબેરાઈ અને બીજા સારા શિક્ષકો હતા. આ શાળામાં ઇન્ફન્ટ્રી બેટેલિયનોને, નાગલેન્ડમાં મોકલતા પહેલાં તાલીમ અપાતી. એનું શિક્ષણ ઘણું જ મૂલ્યવાન પુરવાર થયું

૧૯૬૧માં એ વખતના જાટના કર્નલ, બ્રિ હરભજનસિંહે મને કહ્યું કે, જાટ જૂથના સર્વ કમાન્ડિંગ ઑફિસરની એ સર્વાનુમતે વિનંતી છે કે મારે એમની કર્નલની પદવી લેવી. એટલે મેં એ માનનો સ્વીકાર કર્યો. આ પછી જાટને માટે જે પણ થઈ શકે તે કર્યું. મેં જોયું તો એમની યુદ્ધની કામગીરી જોતાં એમના જૂથમાં, બીજાની સરખામણીમાં સક્રિય બેટેલિયનોની સંખ્યા ઓછી હતી. આ કારણે મેં બીજી જાટ ઇન્ફન્ટ્રી બેટેલિયનો રચવાની યોજના કરી. અને કેટલીક ચાલુ બટેલિયનોને જોખમકારક કહેવાય એવા સ્થળે મોકલી જેથી એમને અનુભવ તથા ગૌરવ મળે. ૧૯૬૨માં લદાખમાં એ લોક આવ્યા તે વખતે મેં ૫મી જાટ(ટુકડી)ને શ્રીનગરમાં સંબોધી. મારે એમને બે મુદ્દા કહેવાના હતા : પહેલું એ કે એક તો એમના જૂથના 'કર્નલ' તરીકે અને બીજું સી. જી. એસ. તરીકે મે એમને લદાખમાં સેવા માટે પસંદ કર્યા છે. આ વિસ્તાર જરા મુશ્કેલ વિસ્તાર છે. એટલે એમણે શ્રેષ્ઠ કામગીરી જ બજાવવી રહી અને ધ્વજ અણનમ ફરફરતો રાખવો. અને બીજું ગઈ લડાઈમાં એમણે જર્મન અને જપાની બન્નેને મહાત કર્યા હતા. હવે લદાખમાં એમને ચીનાનો સામનો કરવો પડશે અને પોતાની વિજયકથા એમણે ચાલુ રાખવી પડશે.

મને એમનો પરિચય થાય અને એમને મારો પરિચય થાય માટે જેટલાં બને એટલાં જાટ એકમોની હું મુલાકાત લેતો. એમને માટે મેં ખાસ વિધિપ્રસંગનો સુશોભિત ગણવેશ કરાવ્યો અને બીજી રીતે પણ એમને બીજી રાહતો અપાવી. એમના અફસરોને વિવિધ સેવા અપાય, પરદેશોમાં મિલિટરી એટેચી તરીકે મોકલવામાં આવે, લશ્કરી શાળાઓમાં શિક્ષક તરીકે અને એવી બીજી પદવીએ મુકાય એ માટે મેં રજા મેળવી લીધી. ભારતીય મિલિટરી એકેડેમી આગળ મે જાટની વિશિષ્ટ સેવાની તારીફ કરી. અને આશા પ્રગટ કરી કે આ ગૌરવાન્વિત જૂથમાં એમનામાંના ઘણા સેવા મેળ-

વવાની તક લેશે. ટૂંકમાં મેં જાતની પ્રતિજ્ઞા વધે એવાં સર્વ પગલાં લેવાં માંડયાં. એમના 'કર્નલ' તરીકે આને હું મારી મુખ્ય ફરજ સમજતો હતો.

કાળક્રમમાં થોડા પાછા જઈને અહીં થોડા બનાવો યાદ કરી જઈએ. આપણા શકય એવા દુશ્મનો સામે પોતે કયા વિસ્તારમાં શું કામ, કઈ રીતે લેવા માગે છે એનો સરકારે આગળથી વિચાર કરવો જોઈએ. ઉપરાંત લશ્કરને એમણે સ્પષ્ટ નીતિવિષયક સૂચના આપવી જોઈએ એટલે અગત્યના વિસ્તારો પૂરતી પોતાની શું જવાબદારી છે—ખાસ તો સરહદી વિસ્તારમાં—એની લશ્કરને સૂઝ પડે આવું હંમેશ બનતું નહીં. લશ્કરે સરકારને આ વાતની યાદ અપાવી અને દરમ્યાન પોતાનાથી લઈ શકાય એ પગલાં લીધાં. નજર પહોંચી શકે એવા ભવિષ્યના કાળમાં લશ્કરી કામગીરી અંગેની જરૂરિયાતોનો વીગતવાર અંદાજ મારા લશ્કરી ઑપરેશન્સના ડિરેક્ટર બ્રિ. પલિતે કાઢયો હતો. અમને લાગતુ કે આપણે ભૂમિ પર નબળા હતા, અલ્પસંખ્ય હતા એટલે આપણે બળ વધારવુ જોઈએ અને અમુક જાતની પુનર્રચના કરવી જોઈએ. આ ઉપરાત વિશેષ પ્રમાણમાં આધુનિક હથિયારની પણ જરૂર હતી. વિશેષ સાધનસામગ્રી અને વાહનોની પણ જરૂર હતી. અને લોજીસ્ટીકસની (સર્વ પ્રકારના પુરવઠાની) પણ જરૂર હતી. મેં જનરલ થાપર આગળ વીગતવાર દરખાસ્તો મૂકી. એમણે ઠીક સમય આ વિષે વિચાર કર્યો. અને પછી ટુકડે ટુકડે આ વાત મેનન સમક્ષ રજૂ કરી. આપણી તત્કાલીન ફરજોને પહોચી વળવા માટે મેં કેટલાંક વધારાના ડિવિઝન રચવાની માગણી કરેલી. (જનરલ ચૌધરીએ આ જ યોજનાને ૧૯૬૩મા નવા વાઘા પહેરાવીને આપણા દળનુ બળ વધારવાની માગણી કરી એને પછીથી, પાર્લામેન્ટમાં ચવાણે, નવા 'તંત્ર'ના ગમે તે પરિસ્થિતિને પહોચી વળવાની મક્કમ તૈયારીરૂપે જાહેર કરી ) હું, માસ્ટર જનરલ ઑફ ઑર્ડનન્સ (તોપ અને દારૂગોળાને અગેનુ ખાતુ) ઉપરાંત લશ્કરી કામગીરીનો નિયામક (ડિરેક્ટર ઑફ મિલિટરી ઑપરેશન્સ) હતો. મેજર આંટિયા એ ડિરેક્ટર ઑફ વેપન્સ ઍન્ડ ઇક્વીપમેન્ટ હતા. અમે બન્ને પહેલાં પરસ્પર, આવી ઘણી બધી ટચાઈઓ વિષે ચર્ચા કરી. પછી અમે આર્મી ચીફને મળ્યા. આમ સરહદ પર પરિસ્થિતિ વિશેષ સ્ફોટક બનતી હતી ,અને આમ સરકાર અમારી માગણી પ્રત્યે દુર્લક્ષ કરતી હતી. થાપર સંમત થતાં અમારે પરિસ્થિતિની ગંભીરતા વિષે સરકારનું લેખિત ધ્યાન દોરવાનું નક્કી થયું.

૧૯૬૧ના નવેમ્બરથી ૧૯૬૨ના જૂન લગીમાં અમે આઠ પત્રો તૈયાર કર્યા અને થાપરે એના પર સહી કરી. એ પત્રો સંરક્ષણ મંત્રીને ઉદ્દેશીને લખાયા હતા અને એમાં જે જે પ્રકારની ગંભીર ખોટ લશ્કરમાં હતી તેની વીગત આપવામાં આવી હતી. એ પત્રોમાં સરકાર વધુ નાણાં આપે, પરદેશી હૂંડિયામણની જોગવાઈ કરી આપે, જેમાંથી સંખ્યાબળમાં વધારો કરી શકાય, આધુનિકરણ થઈ શકે, સાધનસામગ્રીની ખોટને પરદેશી આયાતથી દૂર કરી શકાય એમ હોય તે દૂર થઈ શકે, જે સામાન અહીં ઉત્પન્ન થતો ન હોય પણ યુદ્ધ જેવામાં અતિ આવશ્યક હતો તે મંગાવીને ખોટને દૂર કરી શકાય, એવી માગણી કરી હતી. અમે એ પણ જણાવ્યું હતું કે જો આ ખોટ ચાલુ રહે તો આક્રમકોના મુકાબલામાં આપણે ઝાઝું ટકી શકીએ નહીં.

અમે આ માટે ૪૫૯ કરોડ રૂપિયાનું ખર્ચ અંદાજ્યું હતું. એ પણ અમે જણાવ્યું હતું કે આ અંદાજમાં બીજી ઘણી વસ્તુઓની કિંમતનો સમાવેશ થતો ન હતો. અમે ઇજનેરી અને સંકેત (સિગ્નલ) અંગેની સામગ્રી, વાહનો, હિમ અંગે તથા બીજાં કપડાં, હવાઈમાર્ગે પુરવઠો વગેરે પહોંચાડવાની વ્યવસ્થા વગેરે બાબતોમાં જે ખોટ હતી એની પૂરી વીગતો પણ જણાવી હતી. સાથે જણાવ્યું હતું કે આ ટંચાઈને કારણે અમે લશ્કરને યુદ્ધ માટેની પૂરી તાલીમ પણ નથી આપી શકતા. કપડાંની બાબતમાં જે ખોટ હતી તેનો નિર્દેશ કરીને એક પત્રમાં અમે સૂચવ્યું હતું કે, જે બાબતમાં લશ્કરી કારખાનાં પહોંચી વળી શકતાં ન હોય તે બાબતો વેપારી પેઢીઓને સોંપાય અમે સંરક્ષણમંત્રી મેનનને એ જણાવ્યું કે ૧૯૫૯થી આપણું લશ્કર ઘણું વિકસ્યું છે પણ આ વિકાસ અને વિસ્તાર સાથે હથિયાર અને સામગ્રી કદમ મિલાવીને ચાલ્યાં નથી. એટલે તો આપણે એક વિષચક્રમાં ફસ્યા છીએ. એક બાજુ વહેલામાં વહેલી તકે આપણે સંખ્યાબળ વધારવું પડે જો આમ ન થાય તો આપણો મુલક બીજાના હાથમાં જાય એ ભય ઊભો થાય બીજી બાજુ જે નવું સંખ્યાબળ ઉમેર્યું તેને આપણી સાધનસામગ્રીની પરિસ્થિતિ જોતાં આપણે કશું હથિયાર આપી ન શકીએ, કોઈ રીતે સજ્જ કરી ન શકીએ જો દેશમાં જે હથિયાર વગેરે ઉત્પન્ન થાય એને માટે રાહ જોઈએ તો કામગીરી માટે જરૂરી એવું સંખ્યાબળ વધારવાનું કામ ઢીલમાં પડે આ ઘણી ગંભીર પરિસ્થિતિ હતી અને એનાં અત્યંત ખતરનાક પરિણામ આવે.

આ પત્રોમાં એકથી વિશેષવાર અમે એ વાત લખી હતી કે, અમે આ

વાત એનાં પરિણામ અત્યંત ગંભીર અને ખતરનાક છે માટે સંરક્ષણ મંત્રી સમક્ષ રજૂ કરીએ છીએ. અને એનું મહત્ત્વ જોતાં અમે આ બધું પ્રધાનમંડળની સંરક્ષણ સમિતિ સમક્ષ રજૂ થાય એવી ભલામણ કરીએ છીએ. તો જ જરૂરી પગલાં લઈ શકાશે. આ આઠમાંથી એક પણ કાગળનો અમને મેનન કે સરકાર તરફથી લેખિત જવાબ ન મળ્યો. મેનન સાથે ઘણીવાર મળવાનુ થયું પણ અમે આ પત્રોમાં જે થાય એમ ઇચ્છયું હતું તે તો મોટે ભાગે અણબન્યું જ રહ્યુ

આ સમયે દિલ્હીના દેદાર તો કોઈનેય હતાશ કરે એવા હતા. સરકાર સામે ઘણી વિષમ અને જટિલ સમસ્યાઓ ખડી હતી. પણ સરકારમાં એવા થોડા જ પ્રધાનો હતા જે આનો અસરકારક ઉકેલ લાવી શકે. બસ એ તો એક દિવસથી બીજા દિવસ લગી જીવવાનું જ કરતા હતા. વ્યવસ્થિત અભિગમને બદલે સાવ ઊડઝૂડ અને થાગડથીગડની રીત અજમાવાતી હતી. એમણે કોઈ વાતનો અગ્રતાક્રમ નક્કી કર્યો ન હતો. અને પહેલું કરવું જોઈએ એ કામ પહેલું કરતા ન હતા. અને રાજકીય, સંરક્ષણ, આર્થિક કે નાણાંને લગતી બાબતોનુ કોઈ પ્રકારનુ સંકલન ન હતું.

સંરક્ષણની વાત કરીએ તો નેહરુ કે એમના કોઈ પણ પ્રધાને કશી સંકલિત સર્વલક્ષી સંરક્ષણનીતિ આલેખી ન હતી. દા. ત. આપણા થઈ શકે એવા દુશ્મનો કોણ છે, કેવા છે, આપણી સરખામણીમાં એમનું બળાબળ શું છે, અને આપણે જે ગેરલાભ વેઠતા હતા તે દૂર કરવા માટે કેવા રાજકીય અને લશ્કરી પગલા લેવા જોઈએ એનો વિચાર થયો લાગતો ન હતો. હકીકત એ છે કે માથે ઝૂમતા યુદ્ધના પ્રશ્ન વિષે પણ આપણે પદ્ધતિસરના વિચારને બદલે આડેધડ ઠેકડા મારતા હતા જૂજ અપવાદ સિવાય આપણી સરકારના સભ્ય સાહેબોને આ વસ્તુનો તકાદો કેવો હતો એનો કશો ખ્યાલ ન હતો. એક સાથે મળીને સઘની રીતે એ કામ કરતા ન હતા અને એ પ્રશ્ન પર આપવુ જોઈએ એટલુ ધ્યાન પણ આપ્યું ન હતુ. આપણું મંત્રીમંડળ તો બસથી આજથી કાલ લગી જ જાણે જીવતુ હતુ. જો કોઈ નવી પરિસ્થિતિ આવીને સામે ઊભી રહે તો આપણે કોઈ રીતે એને માટે તૈયાર ન હતા. છેક છેલ્લી ઘડીએ થોડા અધિકારીઓ દિલ્હીમાં આમથી તેમ દોડતા દોડતા જાણે એનો જવાબ ઘડતા. અને આવી પરિસ્થિતિમાં આપણે આપણા લશ્કરના તંત્રને કટોકટીનો સામનો કરવા તૈયાર કરવામાં નિષ્ફળ ગયા.

જે સાચી રીતે સત્તા પર હતા તે આની અમને કશી ખબર ન હતી એમ કહી નહીં શકે. હકીકત એ છે કે એ લોક પ્રશ્ન શું છે એ તો જાણતા હતા પણ એનો ઉત્તર શો એ એ લોક જાણતા ન હતા. મારી માહિતી મુજબ થોડા જનરલો અને બીજા રાષ્ટ્રપતિ અને વડા પ્રધાન અને અન્ય રાજદ્વારી પુરુષોને અવિધિસર અવારનવાર મળતા અને તેવે વખતે લશ્કર તથા સંરક્ષણની બાબતો અંગે ઘણી આલોચના કરતા. જો સરકાર આ પ્રશ્નના ઉકેલ માટે કશું ન કરી શકી તો જે રાજપુરુષો લશ્કરમાં શું ચાલે છે એ જાણતા હતા તેમણે તો સરકારને યોગ્ય પગલાં ભરવાં મજબૂર કરવી જોઈતી હતી. બધા જ ઘણું બધું બોલતા પણ કશું નક્કર કામ થયું નહીં. આ સ્થળે હું ઉપર નોંધી તે વાતમાં સંરક્ષણ ખાતા અને નાણાં ખાતા વચ્ચે શું ચાલતું હતું એનું થોડું સવિસ્તર વર્ણન કરું.

નાણાં ખાતું એના જુદા જુદા સ્તરે અત્યંત તાત્કાલિક હોય એવી મહત્ત્વની વાતોનાં પણ ટૂંપણાં કરતું અને માગી હોય એ રકમનો મામૂલી અંશ જ મંજૂર કરતું. પાર ન આવે અને પરિણામ ન આવે એવી ચર્ચાઓમાં અને ફાઈલો પરની નોંધોમાં પુસ્તકિયા અને અસાર, વાંઝણી દલીલો અપરંપાર ચાલતી. અમે રજૂ કરી હોય એ વાતની સાવ અવાસ્તવિક ચોકસાઈ થતી. તુમાર આગળ જાય અને પાછો આવે ત્યાં સાવ નવા મુદ્દા ઊભા થયા જ હોય. આથી હદપારનો વિલંબ થતો (અને આપણી સંરક્ષણ શક્તિ પર ઘેરી અસર પડતી). પોતે જે વાત વિષે નિષ્ણાત હતા નહીં એવી તકનિકી વાતોમાં આ નાણાં ખાતાનાં પંડિતો ઝુકાવતા અને આર્થિક દૃષ્ટિબિંદુ પર જ ભાર મૂકતા. આ બધામાં યુદ્ધક્ષેત્રપરની કામગીરીની તો વાત જ બાજુએ મુકાતી. અત્યંત જરૂરી એવી સામગ્રીની આયાત સામે પરદેશી હૂંડિયામણના અભાવની વાત થતી અને છેદ ઉડાવી દેવાતો. ઘણીવારનો પરદેશી હૂંડિયામણનો પ્રશ્ન ન હોય તોય વાત ઉડાવી મુકાતી જ્યાં અમે વહેવારુ વાત કરીએ ત્યાં આ પંડિતો એમના જ વિચારમાં ચુસ્ત રહેતા અને અમારી વાત પ્રત્યે સહી ન શકાય એવી ઉપેક્ષા બતાવતા.

અને જ્યારે ભાવિનો લેખ નજરે દેખાતો થયો ત્યારે પણ એમનું કહેવાનું તો આવું જ રહ્યું: 'ઠીક છે, પણ અમે માનતા નથી.' લંડનનાં એક બાઈ સાહેબને એમના એક મિત્ર જીરાફ વિષે વાત કરતાં એમ કહેલું કે એ પ્રાણી ખૂબ લાંબું હોય છે અને એની ગરદન તો ઝાડ જેવી હોય છે કોઈ પણ પ્રાણીની ગરદન આવી હોય એમ એ બાઈ સાહેબ માની જ ન

શક્યાં. મિત્ર કહે, પોતે સાવ સાચી વાત કહે છે. અને લાંબી ચર્ચા પછી કહે, ચાલો તમને પ્રાણી સંગ્રહાલયમાં લઈ જઈને બતાવું. એ બાઈ સાહેબને લઈ ગયો અને વાડ પાછળ જીવતું જીરાફ બતાવ્યું. કોઈ પ્રાણીની ગરદન આટલી લાંબી હોય એમ એમનાથી કલ્પી પણ નો'તું શકાતું. છેવટે એ બાઈ સાહેબે કહ્યું: 'ઠીક છે, પણ હું માનતી નથી!' અમારા નાણાં ખાતાના પંડિતો પણ આ બાઈ સાહેબ જેવા જ દિમાગના હતા.

એમના પ્રતિભાવથી જે પણ દરખાસ્ત હોય એના માર્ગમાં મોટાં રોડાં મુકાતાં. હરકતો અને આડ રચાતી. મોડું થતું. ઢીલ થતી. એટલે ઘણી દરખાસ્ત તો ત્યાં ને ત્યાં કાગળ પર જ મરણ પામતી. અહીં હું એક ખાસ દાખલો આપું. આપણી .૩૦૩ (રાઈફલ) હવે જૂની થઈ ગઈ હતી. એને સ્થાને સેમી-ઓટોમેટિક રાઈફલને ગોઠવીએ તો દસેક કરોડ રૂપિયાનું ખર્ચ થાય. અનંત ચાલેલી દલીલો પછી નાણાં ખાતાએ આવી અગત્યની દરખાસ્ત નામંજૂર કરી. આ નિર્ણયનાં લશ્કરી કામગીરીની નજરે શું પરિણામ આવે એનો એમણે કશો ખ્યાલ કર્યો ન હતો. ઘણા દીર્ઘ કાળ પર્યન્ત ચાલેલા નાણાં ખાતાના ગેરડહાપણભર્યા નિર્ણયોનું પરિણામ એ આવ્યું કે જ્યારે લદાખ અને નેફામાં ૧૯૬૨માં આપણે ચીના સામે લડવાનું આવ્યું ત્યારે બીજી હરકતો ઉપરાંત આપણાં હથિયાર એમના કરતાં કાર્યશક્તિમાં ઊતરતાં હતાં.

અને એ તો બહુ જાણીતી વાત હતી કે આમાં બે વ્યક્તિઓનું ઘર્ષણ હતું: મેનન અને મોરારજી દેસાઈ, એક સંરક્ષણ મંત્રી, બીજા નાણાં મંત્રી. અત્યારની અત્યંત કરોકટીભરી પળે પણ સંરક્ષણ ખાતાને પોતાની ઘણી અગત્યની દરખાસ્તોની બાબતમાં નાણાં ખાતા સાથે ગાંઠ પડતી તે તો આ બે પ્રધાનો વચ્ચેની ખેંચતાણનું પરિણામ હતું. એટલે લશ્કર યુદ્ધ માટે તૈયાર ન હતું એની જવાબદારી નાણાં ખાતાને શિરે પણ છે. સંરક્ષણ અને તૈયારી અંગેની અમારી દરખાસ્તોની સામે જ રુકાવટો આવતી, બધું કામકાજ સાવ અટકી જતું. આ જોતાં કૃષ્ણ મેનને આ વાત નાણાં પ્રધાન કે વડાપ્રધાન કે પ્રધાન મંડળ સમક્ષ, એનાં ગંભીર પરિણામ જોતાં રજૂ કરવી જોઈતી હતી. પણ જેની એકલા એમને જ ખબર હોય એવાં કારણસર એમણે આમ ન કર્યું (શું એવું તો નહીં હોયને કે જો પોતે ઉપર સૂચવેલો રસ્તો લ્યે તો એથી નેહરુ કે પોતાના બીજા સાથીઓ જુદા કારણસર છળી પડે?) અત્યંત વિચિત્ર અને અપૂર્વ કહી શકાય એવી પરિસ્થિતિ હતી.

આ વખતે મને થયું કે લશ્કરની ઘણી ગંભીર ઓછપોની વાત હું ગૃહમંત્રી વિશ્વનાથન, વિદેશમંત્રી એમ. જે. દેસાઈ, નાણાંમંત્રી ભુથલિંગમ અને ડિરેક્ટર ઑફ ઇન્ટેલીજન્સ બ્યુરોના વડા મલ્લિક જેવા ચાર સિનિયર અને પ્રભાવશાળી વહીવટદારો સમક્ષ રજૂ કરું. ખાસ તો સામગ્રી અને હથિયારોની ઓછપની વાત. મને આશા હતી કે પોતાના સ્થાનની પ્રતિષ્ઠાથી પણ એ લોક સત્તાધારીઓ પર યોગ્ય દબાણ કરીને, અમારા તથા દેશને માટેના આ અતિ મહત્ત્વના પ્રશ્નના ઉકેલમાં સહાય કરી શકશે. અમે વિદેશમંત્રીના કમરામાં મળ્યા. મેં વીગતવાર એમને પરિસ્થિતિ સમજાવી જુદી જુદી જાતની જે ઓછપ અમે વેઠતા હતા અને સરહદના સંરક્ષણની બાબતમાં જે ઘણી જ નાજુક પરિસ્થિતિ હતી તેની પણ મેં વીગતે વાત કરી આ બધું નાણુ ન હતું એ કારણે હતું. ભારતની સરહદ પરના જે ઘણા બધા ભય હતા તેની અત્યારની પરિસ્થિતિમાં સુકાયેલું લશ્કર ઝીંક નહીં ઝીલી શકે એ વાત કહેવા સાથે અમને જરૂરી સામગ્રી મેળવવામ અને વધારાનુ સખ્યાબળ ઊભું કરવા અને સજ્જ કરવામાં શું ખર્ચ થાય એનો મેં અંદાજ આપ્યો.

ભુથલિંગમે કહ્યું કે જો ભારતને આવી કક્ષાનો સંરક્ષણ કાર્યક્રમ ઉપાડવો હોય તો હવે પછીની પંચવર્ષીય યોજનામાં કરવા ધારેલા ખર્ચમાં મોટો કાપ મૂકવો પડે ઉપરાત આપણી અત્યારની પરદેશી હૂંડિયામણની કમાણી તો ચાલુ અર્થકારણને જીવતું રાખવા પણ પૂરતી નથી. પણ એમણે એમ સૂચવ્યું કે ઉચ્ચોચ્ચ લશ્કરી સ્તરે અમારે સંરક્ષણને માટે અતિઆવશ્યક વસ્તુઓના ખર્ચનો અંદાજ તૈયાર કરવો. આ ખર્ચ કેટલા સમયમાં કરવું પડે એ સાથે આ બધું સરકાર સમક્ષ રજૂ કરવું. વખતના વિલંબ વિના મેં આવો અંદાજ તૈયાર કર્યો. સંરક્ષણમંત્રી મેનનને સંબોધના આ લખાણ પર સેનાપતિની સહી થઈ. આ લખાણમાં હથિયાર અને દારૂગોળા સંબંધી આપણી ઊણપની વીગતે વાત કરી હતી. સાથે આપણી સામગ્રીના આધુનિકરણની વાત કરી હતી અને આ ઊણપો કઈ રીતે ટાળી શકાય એના માર્ગ સૂચવ્યા હતા. આ પત્રમાં અમે અમારી દરખાસ્તોનું ખર્ચ કેટલું થાય એ પણ જણાવ્યું હતું. આ પત્રમાં અમે આ પત્ર કેબિનેટની સંરક્ષણ સમિતિ સમક્ષ રજૂ કરવાની વિનંતી કરી હતી. મેનનને આ પત્ર મળ્યો. પણ એમણે કેબિનેટની સંરક્ષણ સમિતિ સમક્ષ રજૂ કર્યો કે નહીં એ તો માત્ર એ પોતે જ કહી શકશે. એમના કે એમના સાથીઓ તરફથી અમે એક અક્ષર પણ સાંભળ્યો નહીં. આ પત્રનું શું થયું એની મને ખબર નથી.

કૃષ્ણ મેનનને બાજુએ મૂકીએ તો મોરારજી દેસાઈને આ પરિસ્થિતિની જાણ વધારે નહીં તો ઓછામાં ઓછા બે સ્રોતથી તો થઈ જ હોવી જોઈએ. એક તો એમના આર્થિક બાબત (સંરક્ષણ)ના સલાહકાર જે એમને આવી વાતોથી પરિચિત રાખતા હશે અને બીજા બુથલિંગમ્, એમના નાણાં મંત્રી. બુથલિંગમે તો વિદેશ મંત્રીના કમરામાં મેં જે કહ્યું હતું તે એમને કહ્યું જ હશે. માત્ર વિત્તમંત્રી તરીકે નહીં પણ આપણી કેન્દ્રીય સરકારના એક જવાબદાર પ્રધાન તરીકે એમણે આ પ્રશ્ન પ્રધાનમંડળની બેઠકમાં ઉઠાવવો જોઈ તો હતો—ભલે કૃષ્ણ મેનને એમને આ વિષે માહિતી ન આપી હોય તોય ઉઠાવવો જોઈ તો હતો. જો એમ થયું હોત તો કેબિનેટ આ બાબતમાં કશું કર્યું હોત.

એક કે વધુ પ્રધાનોની સાવ નિષ્ક્રિયતા કે જરૂર કરતાં ઓછું ધ્યાન અપાયું એ વાત માટેનાં કારણો જે હોય તે ખરાં. પણ ભારતીય લશ્કર સામે ઘણી બધી આપત્તિઓ ખડી હતી ત્યારે અમે અમારી સરકાર પાસે અમારી બુનિયાદી માગણીઓ પણ મંજૂર કરાવી ન શક્યા. દિલ્હીમા વર્ષો થયાં આ જ પરિસ્થિતિ ચાલુ રહી છે.*

આ સ્થળે મારે બીજો એક ખુલાસો પણ કરવો જોઈએ. ઘણા જનરલો, વખતો વખત, લશ્કરમાં સાધનસામગ્રીની જે ઓછપ છે અને એનાં શાં પરિણામ આવે એ વિષે પોતે સરકારને ઉચ્ચોચ્ચ કક્ષાએ હમેશાં સાબદી કરી છે એવી બડાઈ હાંકે છે (અને બીજા આ કામગીરી બદલ એમને બિરદાવે છે). કોઈ પ્રજાને આ કયા જનરલો અને એમણે સરકારને ક્યારે શું કહ્યું અને કઈ કક્ષાએ કહ્યું. લેખિત કહ્યું કે બીજી રીતે કહ્યું તે જણાવવું જોઈએ. થાપરે અને મેં સરકારને આ વાત વારંવાર કહી અને અત્યંત સ્પષ્ટ શબ્દોમાં કહી હતી એવી રીતે આમાંના કોઈએ કહી હતી એ વાત તો હવે બહાર આવવી જોઈએ. અને એમણે આવુ કર્યું હતુ એના પુરાવા સાથે બહાર આવવી જોઈએ.

આ સ્થળે મારે બે રસભરી વાતનો ઉલ્લેખ કરવો જોઈએ (આ વાતો મને તો ૧૯૬૨ પછી સાંભળવા મળેલી). ૧૯૫૯માં એડમિરલ શંકર જપાન ગયેલા ત્યારે એમના પરિચિત અને બહુશ્રુત એવા એક જપાની અફસરને મળવાનુ થયું. એણે વાતચીત દરમ્યાન એમ કહ્યું કે આમ તો

---

* પ્રધાનમંડળમાં એવા પણ સભ્યો છે જે લશ્કરની ભીતરની વાતોના જાણકાર હોવાનો દાવો કરે છે. એમણે આ વાત કેમ ના કહી? મને લાગે છે કે મિલાડીના ગળાની ઘંટડી વગાડવાની કોઈની પણ ઇચ્છા ન હતી.

જપાન અને ભારત મિત્ર છે, છતાં બન્ને વાત કરે છે ત્યારે દરેકના મનમાં કાંક ને કાંક ગાંઠ હોય છે અને એ કારણે પરસ્પરનાં હિતની વાત પણ બન્ને એકમેકને કહેતા નથી. મુદ્દાની વાત પર આવતાં પહેલાં એણે કહ્યું કે, દક્ષિણ-પૂર્વ એશિયાના વિસ્તારમાં ત્રણ જ મહત્ત્વના દેશ છે અને તે ભારત, ચીન અને જપાન. આગળ પર એણે કહ્યું કે એને ફેર્મોસાના એક ચીના પાસેથી જાણવા મળ્યું હતું (અને બીજા કારણસર પણ એ વાત માનતા હતા) કે સોવિયેત અને ચીન વચ્ચેના મતભેદો વધતા જાય છે તેને કારણે ચીનાઓને હવે રશિયામાંથી તેલ મળશે નહીં. એટલે એ લોક આ મહત્ત્વની વસ્તુ માટે બીજે નજર નાખતા રહેશે. એટલે એમનું માનવું છે કે હવે ચીન આ એ વિસ્તાર (લદાખ અને નેફા) પરનો પોતાનો દાવો નજીકના ભવિષ્યમ આગળ કરતા રહેશે. એમાંથી ઘર્ષણ પેદા થવાનું. ચીન આ વિસ્તારોમાં બેદિલી ફેલાવવા અને એમને ફોડવાનો યત્ન કરશે. એમને માટે આ વિસ્તાર ઘણો મહત્ત્વનો છે એમની દાનત ત્યાંના તેલ પર છે.* અને એ બટકું બટકું કરીને ખાવા માંડશે. અને અંતે તો યુદ્ધની પરિસ્થિતિ આવે તોપણ એ લોક દાવો કરતા રહેશે. ચીનાઓને તો આસામમાંનું તેલ જોઈતુ હતું અને બંગાળના ઉપસાગરમાં બારું જોઈતું હતું. પણ આમ કરવા જાય તો ઘર્ષણનો વિસ્તાર વધી જાય અને બીજા ઘણા પ્રશ્નો ઊભા થાય. ચીનાઓ ધીરજવાળી પ્રજા છે એટલે એ આ પ્રશ્નોને 'ભવિષ્યમાં કોક વાર હાથ લેશે'

રીઅર એડમિરલ શંકરે પોતે જપાનમાં જે સાંભળ્યું તે પોતાના ઉપરી મે જ પી નારાયણ જે ડિફેન્સ પ્રોડક્શનના કોમ્પ્ટ્રોલર જનરલ હતા એમને કહ્યું. શંકરે સંરક્ષણ માટેના ઉત્પાદન વિષે એક લંબાણ નોંધ તૈયાર કરી એમની માન્યતા હતી કે (તે ક્ષણે) ઉત્પાદન (ના પ્રકાર અને રીત) જો કશી કટોકટી આવી પડે તો એને પહોંચી વળશે નહીં. આ નોંધમાં એમણે નીચેના મુદ્દા સમાવ્યા હતા:

(૧) કોઈ પણ દેશે, આપણી જેમ પોતાના દળના દારૂગોળાના પુરવઠા માટે પોતાના આર્સેનલ (દારૂગોળા ઉત્પાદક કારખાનાં) પર આધાર નહીં રાખવો જોઈએ સંરક્ષણ ખાતું તો આપણા દળની જરૂરિયાતના પંદર ટકા જેટલું જ ઉત્પાદન કરતું હતું. એટલે આ કામમાં તો ભારતની સમગ્ર ઉત્પાદન શક્તિને કામે લગાવવી જોઈએ.

---

* શંકરે ક્યાંક વાંચેલું કે છેક ૧૮૮૧માં એક બ્રિટિશ ઇજનેરે કહ્યું હતું કે લદાખ અને નેફા વિસ્તારમાં તેલ છે.

(૨) કોઈ પણ ઉદ્યોગને વિકસાવતાં વરસો વીતી જાય છે. એટલે (મોજૂદ પરિસ્થિતિને જોતાં) જરાક વિલંબ કર્યા વિના કામે લાગવું જોઈએ.

(૩) આપણે કેવાં અને ક્યાં શસ્ત્ર જોઈએ છીએ તે પણ આપણે જલદી નક્કી કરવુ જોઈએ: કારણ કે ગમે તે શસ્ત્રની કલ્પના થાય ત્યારથી તે ઉપયોગી શકાય એ રીતે એનું ઉત્પાદન થાય એમાં પાચ વર્ષ લાગે.

(૪) આપણે જે શસ્ત્ર અને સામગ્રી બનાવીએ એનો અણધારી પરિસ્થિતિ માટે આપણી પાસે પૂરતા જથ્થા હોવો જોઈએ.

મેનન આમાંની, લશ્કરની જરૂરિયાતો માટે ખાનગી સાહસનો સહકાર લેવાની વાત સાથે સહમત ન થયા. ખાનગી સાહસનું નામ પડે અને મેનન ગુસ્સે થઈ જતા.

૧૯૬૧માં બધી સેવાના સ્ટાફના વડાઓએ સરકાર સમક્ષ શસ્ત્રોની પોતાની જરૂરિયાતની યાદી મૂકી. આ જરૂરિયાતને પહોચી વળવા સરક્ષણ ઉત્પાદનનો વિકાસ સાધવા માટે એક રાઈફલ કારખાના માટે એક કરોડ રૂપિયાની જરૂર હતી. મેનને આ અંગે મોરારજી દેસાઈ આગળ દરખાસ્ત રજૂ કરી. મોરારજીએ નાણાંને કારણે એ નામંજૂર કરી. આમ છતા ૧૯૬૨ની નામોશી પછી ચવાણે એક રાઈફલ કારખાનાનુ આધુનિકરણ કરવા માટે બે કરોડ માગ્યા ત્યારે દેશના પલટાયેલા હવામાનમાં મોરારજીએ એક નહીં પણ બે કારખાનાં માટે પરદેશી હૂંડિયામણ આપવાની તૈયારી બતાવી. આ બાબતમાં વાત કરવા એમણે જોઈન્ટ સેક્રેટરી સારીન, મેજર જનરલ આઇયપ્પા અને રીઅર એડમિરલ શંકરને બોલાવ્યા. ચર્ચા દરમ્યાન મોરારજીએ શંકરને કટાક્ષમાં પૂછ્યું: 'કેમ, તમારુ બહુ વગાડેલું સરક્ષણ ઉત્પાદન ક્યાં છે?' (ટાણો મેનન પર હતો.)

'એ તો બધું રાજકારણ સાથેસેળભેળ થઈ ગયુ છે,' શંકર બોલી ઊઠ્યો.

'શું કહ્યુ?' મોરારજીએ ત્રાડ પાડી.

'કાંઈ નહીં, મહેરબાન,' શંકરે ધીમા અવાજે કહ્યુ. 'કાંઈ નહીં.'

'ફરીથી કહો તો એડમિરલ,' મોરારજી બોલ્યા.

'મેં એમ કહ્યું કે સરક્ષણ ઉત્પાદનમાં ઘણું રાજકારણ હતું' શંકરે*

* શંકર સંરક્ષણ ઉત્પાદનના નિષ્ઠાવંત અને કાબેલ કૉન્ટ્રોલર જનરલ હતા. એમને જુદાં જુદાં કારણસર મેનન અને સેવા એમ બન્ને બાજુથી ટીકા સાંભળવી પડતી. પણ શંકરે કેવી મુશ્કેલ પરિસ્થિતિમાં કામ કર્યું છે એ હું જાણું છુ.

ભારે આનાકાની પછી અને કશી જ લાગણી વિના જવા દીધો. (વ્યક્તિ-ઓની અથડામણને કારણે નાણાં ખાતું અને સંરક્ષણખાતું હંમેશાં ટકરાતાં અને આ ઘર્ષણને કારણે ઉત્પાદન માટેના આપણા યત્ન પણ મંદ થઈ જતા.)

મેનન ખરેખર શક્તિશાળી હતા પણ એમણે સેવાના વડાઓની લશ્કરને યોગ્ય રીતે સજ્જ કરવાની બાબતમાં કે જે ઊણપો ઓછપો હતી તે ટાળવાની બાબતની ભલામણો બાબત કશું જ ન કર્યું. ન તો એમણે આપણી લશ્કરી સજ્જતાના પ્રશ્ન પર આર્મી ચીફે લખેલા પત્રોનો યોગ્ય ઉત્તર વાળ્યો. મેં ઘણી વાર આપણા લશ્કરને અપૂરતી સામગ્રીવાળું રાખવાથી જે ભય ઉપસ્થિત થાય એની વાત કરી. પણ બધું જ વ્યર્થ.

લશ્કરી સેવામાં વપરાતી સામગ્રીની જટિલતાથી મેનન પરિચિત હતા છતાં દેશમાં જ બનતી વસ્તુઓ માટેનો જડ આગ્રહ હતો. એમની માન્યતા હતી કે કલ્પી શકાય એવા ભવિષ્યમાં યુદ્ધની સંભાવના ન હતી. એટલે એ સ્વદેશી ઉત્પાદનનો આગ્રહ રાખતા હતા. આ સસ્તું હતું અને સારું પણ હતું. એમનો સિદ્ધાન્ત એ હતો કે જતે દિવસે તો દરેક દેશે પોતાના સંરક્ષણ ઉત્પાદનની બાબતમાં આત્મપર્યાપ્તિ પ્રાપ્ત કરવી પડશે. લાંબાગાળે કોઈ પણ દેશ, બીજા કોઈ પણ દેશ પર પોતાની સંરક્ષણની સામગ્રી માટે આધાર રાખતો રહે એ એના હિતમાં નથી. પેલો દેશ ગમે ત્યારે આ વ્યવસ્થા બંધ કરી દે, તો યુદ્ધકાળ હોય તો શું થાય? આપણે પણ કોઈ ઘડીએ તો આ શરૂઆત કરવાની જ છે ને? તો પછી અબઘડીએ શું કામ નહીં!

આ મુદ્દા પર મેનન અને લશ્કરના મારા સમેતના ઘણુ અગ્રણીઓ વચ્ચે ભારે અને ઊંડા મતભેદ હતા. અમે પણ એ વાત સ્વીકારતા હતા કે સ્વદેશી ઉત્પાદનને ઉત્તેજન આપવું જોઈએ. ઘરઆંગણે ઉત્પાદન કરવું એ સસ્તું પડે એ વાત પણ સાચી. એમ કરવાથી આપણું પોતાનું ગૌરવ વધે છે અને આપણી જ નજરમાં આપણે માટે ગૌરવ થાય છે એ પણ સાચું. પણ અમારો મતભેદ એ હતો કે (પરદેશી આક્રમણનો ભય તોળાતો હતો એ વખતે) પણ આપણે પરદેશથી સામગ્રી મંગાવવી નહીં એ વાત અમને મંજૂર ન હતી. અમને લાગતું હતું કે આવે સમયે આપણા સૈનિકને સામગ્રીથી વંચિત રાખવા એ ઘણું જ ગેરડહાપણભર્યું હતું. એટલે અમારો દૃઢ આગ્રહ એ હતો કે આપણે જરૂરી સામગ્રીની આયાત કરવી જ જોઈએ. એનું ખર્ચ ગમે તેટલું થાય તોપણ કરવી. જે સામગ્રી વિના કામગીરી જ અશક્ય બની જાય અને જેનું વેળાસર સ્થાનિક ઉત્પાદન થઈ ન શકે એવી સામગ્રી મંગાવવી જ.

વરસ પછી વરસ આવે અને મેનન પાર્લામેન્ટને દેશનું સંરક્ષણ યોગ્ય રીતનું છે અને સરહદ પર થતા કોઈ પણ પડકારને આપણે બરાબર પહોંચી વળીશું એવું કહેતા હતા. વાસ્તવમાં હકીકત આથી જુદી અને વિપરીત હતી. લશ્કરે એમને આ બાબતમાં વારંવાર ચેતાવ્યા હતા. લેખિત પણ જણાવ્યું હતું કે સંખ્યાબળમાં ગંભીર ઓછપ હતી, સામગ્રી અને સરંજામની બાબતમાં ટંચાઈ હતી એવી પરિસ્થિતિમાં ભારતનું યોગ્ય સંરક્ષણ કરવાની પોતાની જવાબદારી લશ્કર ઉપાડી શકશે નહીં. આપણી લશ્કરી તૈયારી, રાજકીય વ્યૂહરચના અને આપણો રાષ્ટ્રીય અભિગમ – આ ત્રણેનું યોગ્ય સંકલન થવું જોઈતું હતું.

જનરલ થાપર પરિસ્થિતિથી બેચેન બન્યા. મેનનના આ મુદ્દા પરના વલણને કારણે, પરિસ્થિતિની જે ગંભીરતા હતી તે નેહરુના ધ્યાન પર લાવવી કે નહીં તે વિષે એમણે મારી સલાહ માગી. મેં થાપરને કહ્યું કે તમે ભૂતકાળમાં કદી પણ નેહરુ સાથે અવિધિસરની આવી વાત કરી નથી અને ઉપરાંત અત્યારે તમારી અને મેનનની બરાબર બનતી નથી એટલે જો તમે મેનનની ઉપરવટ જઈને નેહરુને મળીને આ વાત કહેશો તો તમારે વિષે ઘણી ગેરસમજ થશે અને તમે ભારે કફોડી દશામાં મુકાશો. મેં એમને વિશેષમાં કહ્યું કે ભૂતકાળમાં નેહરુ મેનનની વિરુદ્ધની કશી જ વાત સાંભળવા માગતા ન.હતા. એવી વાતથી એ રોષે ભરાતા. અને અત્યારે તો આ માનસિક દશા વિશેષ આગળ વધી છે.* (નેહરુએ અગત્યની લશ્કરી બાબતોની પોતાની સાથે અવિધિસર ચર્ચા કરવાનો મને ઘણા સમયથી અધિકાર આપ્યો હતો એટલે) આ કામ મેં મારે માથે લીધું. મેં મુદ્દાસરની વાત કરવાનું સ્વીકાર્યું. ટૂંક સમયમાં નેહરુને મળીને એમની સમક્ષ બે ભલામણ કરી: એક તો સંરક્ષણસામગ્રીની વિવિધ વસ્તુઓના સ્વદેશી ઉત્પાદનનું મહાકામ ઉપાડવા અને વેગ આપવા, જાહેર સાહસ સાથે ખાનગી સાહસને પણ હાથ મિલા-

* આ અરસામાં મેનને મુંબઈના એમના મતદારવિસ્તારમાં મોટો વિજય પ્રાપ્ત કર્યો હતો અને પોતાના ટીકાકારોને સાવ ચૂપ કરી દીધા હતા. ઘણી મુશ્કેલી છતાં એ જીત્યા એની નેહરુ પર ઘણી ઘેરી અસર પડી. હવે તો લોકે મેનનનું સમર્થન કર્યું એમ એમણે ધરાવ્યું. આથી તો મેનનનો પ્રભાવ પહેલાં કરતાં પણ વધ્યો અને નેહરુએ એમને ઘણી બાબતમાં છૂટો દોર આપ્યો. આ જ ગાળામાં કેટલીક સિદ્ધિઓ સાથે મેનને કેટલીક ગંભીર ભૂલો પણ કરી.

વવા દેવા : એ, લશ્કરની અનિવાર્ય જરૂરિયાત–હથિયાર અને સામગ્રીની જરૂરિયાત–માં જે ઓછપ છે તે તાત્કાલિક પરદેશથી આયાત કરીને પૂરવી. (૧૯૬૩ માં આપણે આ કામ જંગી પાયા પર કર્યું.) મેં નેહરુને આ બાબતમાં લશ્કરના વડા મથકેથી મેનન પર લખાયેલા પત્રોની વાત કરી સાથે આ પત્રોનો કશો જવાબ મળ્યો ન હતો એ વાત પણ કહી.

લશ્કરે સૂચવ્યું હતું એવી એક પણ બાબતમાં નેહરુએ કશાં પગલાં ન ભર્યાં. મેનને આ બાબતો વિષે પોતાનો મત શું હતો તે નેહરુને જણાવ્યો હતો. આ મત લશ્કરના અધિકારીઓના મત કરતાં સાવ જુદો હતો. હકીકતમાં તો નેહરુનો અભિપ્રાય પણ મેનનના અભિપ્રાય જેવો જ હતો. (કે મેનનનો અભિપ્રાય નેહરુના અભિપ્રાય જેવો હતો ?) લશ્કરના આધુનિકરણનો અને જે ઊણપો હતી તે પૂરવા વિષેની અમારી વારંવારની વિનંતીઓ વિષે થોડી શંકાશીલ નજરે નેહરુ જોતા હતા તેનું કારણ પણ કદાચ મેનને એમના માનસને આ દિશામાં વાળ્યું હોય એ હોઈ શકે. મને લાગે છે કે નેહરુના આવા ખ્યાલ બદલ મેનન જ મોટે ભાગે જવાબદાર હતા.

મે ઉપર નોંધ્યું છે તેનાથી વિરોધી હોય એવા હુકમ નેહરુએ મેનનને આપ્યા હોય તો લશ્કરને એ વિષે કશી ખબર નથી કે પછી મેનને એવા હુકમનો કશો જ અમલ ન કર્યો એવું બન્યું ?

નેહરુ માનતા હતા કે દુનિયા કહેતી હતી એટલા ચીના બળવાન ન હતા એમને પણ પોતાની ઘણી બધી મુશ્કેલીઓ હતી. અસંતોષ, પૂર, લોકપ્રિય નહીં એવું સરમુખત્યારી તંત્ર–આવાં બધાં કારણસર આંતરિક અવ્યવસ્થા ચીનમા હતી.

નેહરુની આવી માન્યતાના પાયામાં કદાચ એમના રાજદૂતોના અહેવાલો અને મૂલ્યાંકનો, એમના વિદેશખાતાએ કાઢેલો ક્યાસ અને એમના રાજકીય બાબતોના અને અન્ય વિશ્વાસુ માણસોએ કરેલી વાતો હોઈ શકે. આ ઉપરાત તિબેટમાં બળવો થયો હતો. સમગ્ર રીતે ચીની પ્રજા અને એમનાં સશસ્ત્ર દળોનો જુસ્સો તૂટતો હતો. જો આપણે એમની સાથે મક્કમપણે કામ લઈએ તો આપણે એમને ચોક્કસ પાછા પાડીએ. આવો ખ્યાલ વાસ્તવિકતાથી ખૂબ વેગળો હતો. નેહરુને તો લાગતું હતું કે આવી પરિસ્થિતિમાં પોતાની આંતરિક પરિસ્થિતિ સુધારવાના કામ સિવાય ચીનાઓ બીજું કશું જ કામ હાથમાં નહીં લઈ શકે વાસ્તવમાં નેહરુ પોતે અને એમના પ્રધાનમંડળના થોડા સભ્યો દૃઢપણે માનતા હતા કે ચીન સાથે

લડાઈ થવાની નથી. આ લશ્કરના અફસરો જે ઊહાપોહ કરતા હતા એ તો એક રીતની ખોટી ગણતરી હતી. બીજી રીતે કહીએ તો લશ્કર આ વાતને ઘણી વધારીને કહેતું હતું અને શસ્ત્રો વગેરેની ઘણી જ અતિશયોક્તિભરી માગણી કરતું હતું. આમાંનું કશું જ આવશ્યક ન હતું એમ માનીને એ બધા આની ઉપેક્ષા કરતા રહ્યા.* અમારી માગણી અને જરૂરિયાત અત્યંત તાત્કાલિક હતાં અને એના ગંભીર પ્રત્યાઘાત પડવાના છે એ વાત એ માનતા ન હતા, સ્વીકારતા ન હતા. મેનન પણ આ જ અભિપ્રાય ધરાવતા હતા એટલે લશ્કરે અત્યંત આવશ્યક એવી સામગ્રી પરદેશથી આયાત કરવાની વારંવાર માગણી કરી તેની કશી અગત્ય એમને લાગી નહીં. વહીવટદારો અને તંત્રવાહકો પણ આવો જ અભિપ્રાય ધરાવતા હતા. એમનું વલણ પણ એવું જ હતું. જ્યારે મેનન, મોરારજી અને નેહરુએ લશ્કરી કામગીરીને માટે અત્યંત જરૂરી એવી સામગ્રીની માગણી પ્રત્યે વાજબી એવો જવાબ ન વાળ્યો ત્યારે લશ્કરી સેનાના ઉચ્ચ અધિકારીઓએ આ મુદ્દાને આગળ કરવો જોઈતો હતો.

૧૯૬૨ શરૂઆતમાં મને, રાતે દસ વાગ્યે મળી જજો એવો નેહરુનો સંદેશો મળ્યો. પોતાનો સમય જાળવવામાં નેહરુ અત્યંત નિયમિત હતા. એટલે દસને ટકોરે મેં એમના અભ્યાસખંડમાં પ્રવેશ કર્યો. મને પૂછે : મિસ્ટર ગોલ્બ્રેથ સાથે કેવો પરિચય છે? મેં કહ્યું, સારો પરિચય છે. અને પછી મારી વિનંતી મુજબ એમણે મરહૂમ મેજર જનરલ હરિ બધવારને કેવી સહાય કરી હતી એની વાત કરી. નેહરુ કહે કે મળેલા સંદેશા મુજબ ગોલ્બ્રેથ અહીં પ્રમુખ કેનેડીના ખાસ પ્રતિનિધિ તરીકે આવે છે અને મુલાકાત દરમ્યાન મને મળવા માગે છે. આમ કહીને એકાદ મિનિટ વિચાર કર્યા પછી નેહરુએ મને આ બાબતમાં મેનનને મળવાનું કહ્યું. સૂચના મુજબ બીજે દિવસે સવારે હું મેનનને મળ્યો ત્યારે એમણે કટાક્ષ કરતાં કહ્યું : 'જનરલ, તમે અમરિકી

નાગરિકત્વ કેમ નથી માગતા? એમ થાય તો બધાને ઘણી વાતની નિરાંત થાય.' (આમ તો ભારતમાં એક યા બીજા દેશ પ્રત્યે હેતભાવ રાખનારા હજારો લોક છે, પણ એ જ કારણસર એવા લોક જે તે દેશનું નાગરિકત્વ નથી માગતા.)'

કશો જવાબ ન દેતાં હું મેનન સામે તાકી રહ્યો. પછી મેનન કહે કે ચેસ્ટર બોલ્સને આપણા જનરલોને મળવાનું કશું કામ ન હોઈ શકે એટલે મારે એને આ મતલબનું કહી દેવું જોઈએ.

'પણ કાંઈ મેં ચેસ્ટર બોલ્સને મળવાનું સૂચવ્યું નથી. હકીકત તો સા જુદી છે. અને એમણે પણ સીધું મને જણાવ્યું નથી,' મેં કહ્યું. (કો પરદેશી રાજદ્વારી પુરુષ કે અધિકારી ભારતીય જનરલને મળવાની ઇચ્છ કરે એવો આ કાંઈ પ્રથમ બનાવ ન હતો.) 'અને એ જે હોય તે પર અત્યારે તો આ મુલાકાતની વાત આપણી સરકારની મારફત આવી છે તો પછી સરકાર જ કોઈ વાત આગળ ધરીને ચેસ્ટર બોલ્સને એવી ખબર આપે'

'કહેવું ઘણું સહેલું છે,' કૃષ્ણ મેનને જવાબ દીધો. 'ચેસ્ટર બોલ્સ અહીં પ્રમુખ કેનેડીના ખાસ પ્રતિનિધિ તરીકે આવે છે અને આપણે એમની વિનંતીને અવગણીએ છીએ એવું લગાડવું સહેલું નથી અને શાણું પણ નથી'

'પણ તો સંરક્ષણમંત્રીશ્રી એમને મને મળવા દે.'

'તમે સાવ અશક્ય વાત કરો છો!' ગુસ્સામાં મેનન બોલ્યા.

'પણ મહેરબાન, આપે ચેસ્ટર બોલ્સ અને હું મળી શકીએ કે નહીં એ બાબતમાં હજુ કાંઈ કહ્યું નહીં!' મેં કહ્યું.

મેનન રાતાચોળ થઈ ગયા એક જ અક્ષરનો જવાબ મળ્યો: 'ના' અને અમારી મુલાકાત એકાએક જ પૂરી થઈ.

થોડા દિવસ પછી ચેસ્ટર બોલ્સ મળવા આવ્યા. શરૂઆતમાં જ મને કહ્યું કે જૂના મિત્ર તરીકે મળવા આવ્યો છું. અને ભારતને માથેના ચીની ભયની વાત કાઢીને, આ ભય કેટલો ગંભીર ગણાય એમ મને પૂછ્યું. મેં જવાબ દીધો કે, **પહેલાં તો અમારા પ્રદેશમાંની ચીની ઘૂસણખોરી તે માત્ર રાજકીય મહત્ત્વની હતી એમ હું માનતો હતો અને સાથે માનતો હતો કે આખો પ્રશ્ન વાટાઘાટથી પતી જશે. પણ હમણાં હમણાંથી ચીનાઓએ જે જાતનો વર્તાવ કરવા માંડ્યો છે અને ખાસ તો લદાખમાં જે પ્રકારે દખલ કરવા માંડી છે તે જોતાં મારી**

**ખાતરી થઈ છે કે અમારી ભૂમિ પર પોતાનો દાવો કરવાની અને જરૂર પડે તો બળજબરી કરવાની પણ એમની દાનત લાગે છે.** બોલ્સે પૂછ્યુ કે જો વાત આગળ વધે અને ઘર્ષણ જેવું થાય તો ક્યારે થાય? અને આપણે આ અંગે શું કરવા માગીએ છીએ? મેં જવાબ દીધો કે ૧૯૬૨ના ઉનાળા કે પાનખરમાં ચીનાઓ ઘર્ષણની ઉશ્કેરણી કરે એમ મને લાગે છે. આને કારણે અમારી સામે અનેકાનેક પ્રશ્નો ખડા થશે. મેં એવી આશા વ્યક્ત કરી કે જબરા દુશ્મનનો જેમને ભય હોય એવા દેશોની જેમ અમારા દેશના સત્તાવાળા પણ થોડા મિત્રો સાથે મળીને, આવો પ્રસંગ આવે તે પહેલાં–બહુ મોડું ન થાય કે બધું પત્યા પછી થાય એ રીતે નહીં પણ પહેલાં–કશા સહકાર્યનું, પરસ્પરની સહાયનું ગોઠવશે.* આ પછી અમારા બન્ને વચ્ચે અમારા દેશો વિષે સભ્ય ગણાય એવી વાતચીત થઈ અને પછી બોલ્સે વિદાય લીધી. થોડા સમય પછી મને ચેસ્ટર બોલ્સનો પત્ર મળ્યો. એમાં જણાવ્યું હતું કે આપણા પ્રશ્નો વિષે પ્રમુખ કેનેડીને વિશેષ સમજણ થાય એવો, પોતાનાથી શક્ય સર્વ યત્ન, પોતે કરશે પણ કોઈએ ય તે આપણા લશ્કરને વિશેષ સજ્જ કરવાની બાબતમાં કશું જ ન કર્યું. મને ૧૯૬૩માં ચેસ્ટર બોલ્સનો એક પત્ર મળેલો. એમાં એમણે અમારી આ માર્ચ ૧૯૬૨ની વાતચીતનો ઉલ્લેખ કરતાં લખ્યું હતું કે, તમે બહુ સાચી આગાહી કરી હતી કે ચીનાઓ એ જ વરસના ઉનાળા કે પાનખરમાં આક્રમણ કરશે. સાથે લખ્યુ હતુ કે તમે સૂચવ્યું હતું એવા સહકાર્યનો કશો પાયો રચી શકાયો હોત તો ઑક્ટોબર–નવેમ્બર(૧૯૬૨)ના બનાવોએ નવો જ વળાંક લીધો હોત.

સી. જી. એસ. તરીકે મારે મેનનને, અમને જે નવી સામગ્રી મળવાની હતી એ બાબતમાં ઘણીવાર મળવાનુ થતું. જ્યારે એમણે મીગ ૨૧ સુપરસોનિક વિમાનની આપણા વિમાની દળ માટે પસંદગી કરી ત્યારે, મને પોતાને ઊંડો ધંધાદારી રસ હતો એટલે મારી વતી અને સાથે લશ્કર વતી, મેં એમને, આ આપણને મળી શકે એવુ ઉત્તમોત્તમ વિમાન છે એમ પૂછ્યું હતું. આ પ્રશ્ન પૂછવાનુ કારણ એ હતું કે આપણા વિમાની દળના નિષ્ણાતોએ, બીજા એક કરતાં વધુ દેશો પણ આવા જ પ્રકારનાં વિમાન બનાવે છે એમ મને કહ્યું હતું. દાખલા તરીકે, હવે તો એ વાત ગુપ્ત પણ નથી કે આ જ

*વાસ્તવમાં ભારતે અમેરિકા પાસે શસ્ત્રોની મદદ માગી અને એની મદદ મળી પણ ખરી, પણ તે આક્રમણ પછી, ૧૯૬૩માં.

વખતે અમેરિકન એફ/૧૦૪, સ્વીડીશ 'સાબ ડ્રેકેન', ફ્રેંચ મિરાજ થર્ડ, અને બ્રિટિશ 'લાઈટનિંગ' એટલાં વિમાન હતાં. મેનને મને ખાતરી આપી કે સંરક્ષણ દળના વૈજ્ઞાનિક સલાહકારે, આ મીગ વિમાન આપણા માટે સર્વ રીતે લાભદાયી છે એની ખાનરીનું સમર્થન કર્યું હતું.* મને અન્ય સ્થળેથી જુદા મત સાંભળવા મળેલા અને એ મેં મેનનને કહ્યા હતા. પણ એમણે કહ્યું કે આ સામગ્રી આપણે રશિયા પાસેથી ખરીદીએ એ જ સારું છે. (આનું કારણ એમ હતું કે એમને લાગતું હતું કે આ બાબતમાં રશિયનો વધુ સહકાર આપતા હતા, અને ખાસ તો એ કે આપણે એનાં નાણાં રૂપિયામાં ચૂકવીએ એવી સગવડ આપતા હતા તથા અહીં એના ઉત્પાદનને માટેની પણ સગવડ કરી આપતા હતા.) હું રશિયામાંથી સામગ્રી ખરીદવાની વિરુદ્ધ ન હતો. પણ મારી વાત એટલી જ હતી કે આ મીગ વિમાન, દુનિયાભરમાંથી આપણી જરૂરિયાતને સંતોષી શકે એવી શ્રેષ્ઠ સામગ્રી હતી ખરી?

ભારતીય વિમાની દળ(આઈ. એ. એફ)માં મીગ ૨૧નાં વિમાન દાખલ કરવાનો નિર્ણય તો એક રીતે લશ્કરી જરૂરિયાતને કારણે લેવો પડયો હતો. (પડખેના એક મુલક પાસે મેક ૨ નો વેગ ધરાવતાં વિમાન હતાં અને એ કારણે એમનું વિમાની દળ આપણા વિમાની દળ પર સરસાઈ ભોગવતું હતું) એટલે સમતુલા જાળવવા આમ કરવું પડયું હતું. વહેવારની નજરે જોઈએ તો આ નિર્ણય શાણપણ ભરેલો હતો; કારણ કે અમેરિકા આપણે માગીએ એ સંખ્યામાં એફ ૧૦૪ આપણને આપવાની આનાકાની કરતું હતું. સોવિયેત સરકારે મીગ ૨૧ની સુધારેલી આવૃત્તિનાં વિમાન, જેમાં એર–ટુ–એર મીસાઈલની સગવડવાળી યોજના હતી તે આપણને આપવાનું કબૂલ કર્યું અને પોતાના શુભાશયના પુરાવારૂપે સોવિયેત હવાઈદળમાં હતાં એવાં જ થોડાં વિમાન આપણા વિમાની દળને આપ્યાં. પણ મીગનું ઉત્પાદન ભારતમાં કરવાનું લાઈસન્સ લઈને એક ખાસ નીતિ–નિર્ણય લેવાયો. થોડા સમય પછી મોસ્કોમાં એક કરાર પર સહીસિક્કા થયા એમાં નિશ્ચિત સોવિયેત સહાયથી ભારતમાં આ વિમાનના ઉત્પાદનને માટે કારખાનાં ખોલવાની યોજના હતી. એક નજરે જોઈએ તો, જે ક્ષણે ચીન–ભારત વચ્ચેની તંગદિલી અતિતીવ્ર હતી તે વખતે, આપણા સંરક્ષણની એક મહત્ત્વની યોજના સાથે

* આ વૈજ્ઞાનિક સલાહકારની કશી લાયકાત આવા પ્રશ્ન વિષે અભિપ્રાય આપવાની હતી કે નહીં તે હું નથી જાણતો. એ કામ તો વિમાની દળના નિષ્ણાતો જ, વહેવારુ અનુભવને કારણે કરી શકે.

સોવિયેતને સાંકળવાતું આ પગલું, એ ગણતરીપૂર્વકનો રાજકીય નિર્ણય હતો. એ સાથે જ આવી યોજનાના અર્થકારણને ગણતરી બહાર રાખીને, વિમાનો અને હવાઈ શસ્ત્રોના ઉત્પાદનના ક્ષેત્રમાં દાખલ થવાનો, આ ઘણો ગંભીર નિર્ણય હતો. અને આ તો અત્યંત 'સોફિસ્ટિકેટેડ' (સંશોધન અને આયોજનની રીતે ખૂબ જ આગળ પડતાં) શસ્ત્ર અને સામગ્રી હતાં.

ભારત અને ચીન વચ્ચેના સંબંધો બગડતા જતા હતા છતાં સોવિયેત આ યોજનાને વળગી રહ્યું એ વાત તો એ દેશમાંથી સુપરસોનિક વિમાન મેળવવા માટે આવો સહકાર મેળવવાની નીતિના પરમ વિજય જેવી વાત છે. એ સાથે ભારત સરકારે પણ શક્ય એવાં આર્થિક કે રાજકીય જોખમોની પરવા કર્યા વિના આ સાહસને પૂરો સહકાર આપવો એ પણ એટલું જ મહત્ત્વનુ છે. બીજી બાજુથી જોઈએ તો ભારતીય વિમાની દળને આવાં સુપરસોનિક વિમાનની ઊણપ એટલી સાલતી હતી કે અગત્યનાં શહેરો કે મથકો કે ઔદ્યોગિક સ્થાનોનું રક્ષણ કરવાને પણ પોતે સમર્થ નથી અને એ રીતે ભૂમિદળને સહાયરૂપ થઈ નહીં શકે એમ લાગતું હતું. એટલે એમણે આ ઊણપ તાત્કાલિક દૂર કરવાને માટે શોરબકોર કર્યો હતો. યોજના અત્યંત મહત્ત્વાકાંક્ષી છે તે જોતાં મીગનુ સ્થાનિક ઉત્પાદન, કંઈ એટલો સમય લેવાનુ. જો આ બધામા ચોક્કસ અને નિશ્ચિત હોય તો એક જ વાત: નોકરશાહીની અણસમજભરી દખલ (ભારતમાં દરેક જાહેર સાહસ પર આ શાપ લાગેલો છે, ખાસ તો યોજનાના અમલમાં) મીગ ઉત્પાદનમા ઘણી જઈએ એટલી ઢીલ કરાવશે. એટલે બુદ્ધિયુક્ત માર્ગ તો એ હતો કે ભારતમાં મીગનુ ઉત્પાદન થાય એની અનિશ્ચિત ઘડી લગી રાહ જોવા કરતાં આપણે જરૂરી એટલી સખ્યામાં મીગ વિમાન રશિયા પાસેથી મેળવી લેવા. છતાં આમ ન થયુ એનુ કારણ શોધીએ તો વિમાની દળને આ વિમાનમાં રસ ન હતો અને બીજા સમકાલીન વિમાનો માટેનો આગ્રહ હતો એવુ નજરે પડે* ઘણા મહત્ત્વના અધિકારીઓ અને વિમાની દળના નિષ્ણાતોને મીગ ૨૧ વિશે મનમાં શંકા હતી. દા. ત. મેનને શંકરને એમનો મત પૂછ્યો ત્યારે એમણે કહેલું કે ભારતીય વિમાની દળમાં

* ભારતીય વિમાની દળમાં લાગણી હતી કે એમની સલાહ અને જાણકારીની ઉપરવટ થઈને આ મીગ વિમાન માથે મારવામાં આવ્યાં છે. એમના મત મુજબ કલાકના ૧૫૦૦ માઈલના વેગવાળું અમરિકી એફ ૧૦૪ વિમાન બધી રીતે ચઢિયાતું છે.

મીગના પ્રવેશથી આપણે આખી પદ્ધતિ બદલીને રશિયન તરાહ દાખલ કરવી પડશે. એને કારણે ઘણા જ ગંભીર સવાલો પેદા થશે અને ભારે જંગી ખર્ચ થશે જે આપણે વેઠી નહીં શકીએ. મેનને શંકરને કહ્યું કે, તમે ગમ વિનાની વાત કરો છો ! પછી એમણે એર માર્શલ એન્જિનિયરને એમનો અભિપ્રાય પૂછ્યો. એમણે એમની નજરે દેખાતી મીગ ૨૧ની ખામીઓની વાત કરી ત્યારે મેનન ખિજાઈ ગયા અને કહેઃ એર માર્શલ, તમે ભલે નામ એન્જિનિયર રાખતા હો પણ તમે ધંધાદારી ઇજનેર નથી એટલે ન જાણતા હોઈએ એવી તકનિકી વાતો વિષે અભિપ્રાય આપતા ન ફરીએ!

મીગ ૨૧ની વાત ચાલતી હતી ત્યારે મેં સામાન્ય હિતની નજરે ભારતીય વિમાની દળના કેટલાક ચાલુ પ્રશ્નો વિષે પણ કહ્યું. મેં સમજાવ્યું કે વિમાની દળે કરવાની ચાર કે પાંચ પ્રકારની કામગીરી માટે આપણી પાસે જુદી જુદી જાતનાં, વીસ પ્રકારનાં, વિમાન છે, એ આ પ્રશ્નોના મૂળમાં છે. આ જુદી જુદી જાતનાં વિમાનો ફ્રાન્સ, બ્રિટન, અમેરિકા, સોવિયેત અને કેનેડામાં બનેલાં છે. એ રીતે આપણું વિમાની દળ નિશ્ચિત ધોરણ વિનાની યંત્રસામગ્રી ધરાવતું દળ છે. આવી જડ પરિસ્થિતિને કારણે વિમાની દળની એક અત્યંત મહત્ત્વની વિશેષતા તે મુક્તતા અને ચપળતા(ફ્લેક્સિબિલિટી)નો લાભ આપણા દળને મળતો નથી. આથી મુક્ત ગતિમાં અવરોધ થાય છે. અને સંરક્ષણાત્મક વ્યૂહ તો વિમાની દળની નજરે અશક્ય બની જાય છે. સર્વ પ્રકારના તકનિકી જાણકારોની તાલીમ પણ વૈવિધ્યલક્ષી બની જાય છે અને એથી પૂરતો બૌદ્ધિક વિકાસ, કે કૌશલ અને અનુભવપ્રાપ્તિ પણ અવરોધાય છે. વિમાનોનો અને અન્ય સેવાસામગ્રીનો પૂરો ઉપયોગ થઈ શકતો નથી એટલે કામગીરીની તાલીમનો આંક ઘણો નીચો રહે છે.

વિમાનની સેવ્યતા (સર્વિસેબિલિટી)ની નિવારી ન શકાય એવી અસર તાલીમ પર પડે છે. પણ આ સેવ્યતા પર બે રીતે વિશેષ અવળી અસર પડે છે. પહેલું તો એ કે સરકારની પૂરી જાણમાં અને મંજૂરીથી હવાઈ દળ ઘણી ઉચ્ચ કક્ષાની તાલીમ પામેલ ઇજનેરોને લેવાદેવા વિના જ કામ વિનાના બનાવાય છે જુદી જુદી કક્ષાની એમની બુદ્ધિશક્તિ અને કુશળતાનો કશો લાભ ઉઠાવી શકાતો નથી. થોડાં વર્ષ ઉપર આપણા વિમાની દળે, એક બ્રિટિશ પેઢીએ વેચેલા પરવાના મુજબનું પ્રોપેલર–જેટ મધ્યમ કદનાં વહાણુશી વિમાન બનાવવાની યોજનાની જવાબદારી લીધી. આવું કામ, જે

વિમાની દળનાં તકનિકી સાધનો, પોતાની તાત્કાલિક કે વધતી જતી સેવા (સમારકામ વગેરેની) અને સેવાક્ષમતા જાળવવા (મેઇન્ટેનન્સ) માટે પણ પૂરતાં નથી એવું વિમાની દળ આવું કામ માથે લે એ વાતની યોગ્યતા–અયોગ્યતાનો કશો જ વિચાર કરવામાં આવ્યો નહીં. સેવાક્ષમતા વિભાગના એક વધારે પડતા ઉત્સાહી કમાન્ડરને આ યોજનાનું કામ સોંપાયું. અને પરિણામે ધીરે ધીરે મૂળ કામગીરીની કેટલીક શાખાઓ ક્ષીણ થવા માંડી. તાલીમ-કેન્દ્રો, વગેરેમાંથી શ્રેષ્ઠ વ્યક્તિઓને પણ આ કામમાં વાળી, સ્થાનિક બ્રિટિશ નિષ્ણાતોની નિગેહબાની હેઠળ ગમે તેમ કરીને, ઘણા વિલંબ પછી ૭ જેટલાં ખોખંડનાં માળખાં તૈયાર કરવામાં આવ્યાં. વિલંબ કેમ થયો એનો કશો ખુલાસો કરવામાં આવ્યો ન હતો.

પણ આ કામગીરીની ભારતીય હવાઈ દળે ઘણી જ ભારે કિંમત ચૂકવી એ નુકસાનનો રૂપિયા આના પાઈમાં કશો હિસાબ ગણાવી ન શકાય. સેવાક્ષમતાનું ધોરણ, કેન્દ્ર (સ્ક્વેડ્રન) સ્તરે અને ડીપો સ્તરે ઘણું જ નીચું ગયું. આવું જ પરિણામ આવે એમ આપણે પહેલેથી સમજવું જોઈતું હતું. ઘણા અકસ્માતોનાં કારણ તરીકે યાંત્રિક નિષ્ફળતાને આગળ ધરવામાં આવે છે. પણ કદાચ એ અકસ્માતને માટે ઉપરની બીના પણ જવાબદાર હોય.

મેનન મારી આ રજૂઆત સાથે સહમત ન થયા ત્યારે મેં મારા-મુદ્દાનું સમર્થન કરે એવો એક દાખલો ટાંક્યો ૨૫મી મે ૧૯૬૧ના રોજ બે પાઇલટ કાનપુરના મેઇન્ટેનન્સ ડીપો પર ગયા ત્યાં બે નવાં તુફાની વિમાન સમારકામ માટે આવેલાં તેને એ લોક પોતાના એકમમાં લઈ જવાના હતા. નિયમ એવો છે કે કોઈ એકમને અપાયેલા નવા વિમાનને લઈ જવા માટે ફેરી પાઇલટ આવે તે પહેલાં આવા વિમાનને બધી રીતે તૈયાર રાખવાનાં હોય છે. ઉડાડીને લઈ જાય એ હદે તૈયાર રાખવાં જોઈએ. ટેસ્ટ પાઈલટો આવા વિમાનની પૂરી કસોટી કરે છે એમને કશી ખામી દેખાય તો તરત જ એ ખામી દૂર કરવામાં આવે છે. એ વિમાન સ્વીકારતાં પહેલાં સ્ક્વેડ્રન ફેરી પાઇલટ એ વિમાનની પૂરી કસોટી કરે છે અને પૂરતી ખાતરી કરે છે. આ પ્રસંગે એક પાઇલટે પણ જુદા જુદા વિમાનની કુલ પાંચ કસોટી કરી ત્યારે એમાંથી એને બે વિમાન કાર્યક્ષમ લાગ્યાં એક કસોટીમાં તો 'હાઈડ્રોલિક' અને બેક સાવ નિષ્ફળ ગયા. બીજી કસોટીમાં કોક–પીટનું હવાનું દબાણ જાળવવાની પદ્ધતિની કામગીરી બરોબર ન હતી. આને કારણે

પાઇલટ ઘણી મુશ્કેલીમાં મુકાયો. આ દાખલા પરથી સ્પષ્ટ થયું કે કાનપુરનો આ મેઇન્ટેનન્સ ડીપો બરાબર ચાલતો ન હતો. અને અકસ્માત થતાં થતાં રહી ગયા. કારણ એ હતું કે આપણી મર્યાદિત શક્તિનો ઉપયોગ જેને સર્વ રીતે વાજબી ન કહી શકાય એવા કામમાં થતો હતો અને ખરું કામ બગડતું હતું.

આવા અકસ્માત કે બનાવ(જેમાં મૃત્યુ કે એવું ગંભીર પરિણામ આવ્યું ન હોય એ)નો વ્યાપ કેટલો હશે અને આ તકનિકી કુશળતાને અન્ય માર્ગે વાળવામાં આવી તે દીર્ઘ કાળમાં વધ્યો હશે કે કેમ એ સવાલ તો અણપૂછ્યો જ રહ્યો. છતાં વિમાની દળના જવાનોનો જુસ્સો આમેય તે ઘણો જ નાજુક પદાર્થ છે. એનો આધાર આવા અકસ્માતો કે બનાવોની જાહેરાત પર આધારીત નથી હોતો. એના પર તો એમના વિમાનનો વિશ્વસનીયતાનો પ્રભાવ હોય છે. એ જુસ્સા પર તો અસર પડી જ હતી. આ પરિસ્થિતિ વિશેષ એ રીતે બગડી કે જવાબદાર ડીપો કમાન્ડર્સ, નાહકના ખાનગી સાહસોને મારેની પરવાનગી અધિકારીઓ પાસેથી મેળવતા. દા.ત. એમણે યુદ્ધકાળના ભંગારમાંથી સિંગલ લાઈટ વિમાન બનાવ્યું. કારવાં જેવું ટ્રેઈલર બનાવ્યું આવી કાર્યક્ષેત્ર બહારની પ્રવૃત્તિનું શુ પરિણામ આવે એનો સરકારને કશો ખ્યાલ જ ન આવ્યો. સરકાર તો એમાં માત્ર 'નિષ્ણાતની સલાહ'નુ પારાયણ કર્યા કરતી. આવી સલાહ તો જોઈએ એટલા પ્રમાણમાં ગમે તે ઘડીએ મળી શકે છે. ઘણી વાર આવી સલાહ આપનારા બૌદ્ધિક પ્રમાણિકતા, પોતે જે સેવામાં હોય એનું સાચું હિત, વફાદારી, નિષ્ઠા વગેરેની સોદાબાજી કરે છે. એ જાણે છે કે યોગ્ય સમયે એમને બદલો મળશે. એમની દાનત પડનો સ્વાર્થ સાધવાની હોય છે.

મેનન સાથે મેં વિમાનોની સેવ્યતા વિષે જે બીજો મુદ્દો ચર્ચ્યો તે મહદ્ અંશે બુનિયાદી હતો. યોગ્ય સમયે અને સ્થાને જરૂરી સ્પેરપાર્ટ્સ મળી રહે એ જાતની ગોઠવણ કરવાની ઉચ્ચ સ્તરમાં પણ કાર્યક્ષમતા દેખાતી ન હતી. આ અને આવી બીજી ગોઠવણોનો ઢાંચો આપણે રોયલ એર ફોર્સ પાસેથી અપનાવેલો. એ પદ્ધતિ જ હવે ઘણી જૂની થઈ ગઈ હતી. અને બીજી બાજુથી આધુનિક વિમાનનું યંત્રકામ વધુ સંકુલ બન્યું હતું અને કામગીરીની રીત સાવ બદલાઈ ગઈ હતી. અને આમાં પણ પારાવારના પ્રશ્નો હતા. સ્પેર્સના જથ્થાનો સંબંધ હકીકતમાં થતા વપરાશ સાથે મેળ ખાતો ન હતો. ઉપરાંત જુદા જુદા દેશોમાંથી આ સ્પેર્સ મેળવવાના. એમાં વખત

લાગે. ઘણી મુશ્કેલીઓ હતી. પણ એ બધીને પાર પાડી ન શકાય એવું ન હતું. હિમ્મત અને કૌશલ સાથે જવાબદારીના પૂરા ભાનભરી કલ્પના અને મતિની આમાં જરૂર હતી. વિમાની દળના આપણા જુવાન અને સિનિયર અફસરોના ઉત્સાહ, વફાદારી અને સમર્પણની ભાવના સાથે આ વાતનો મેળ પાડી શકાય તો આ કામગીરી પણ યોગ્ય રીતે બજાવી શકાય.

મારી ન કહી શકાય એવી સેવા–શાખાના આવા પ્રશ્નો મેં મેનન સાથે બે હેતુસર ચર્ચ્યા. આપણે ગમે તે વિમાન ખરીદીએ અને આપણા વિમાની દળની સેવાક્ષમતાનું ધોરણ–આ બે વાતોની લશ્કર અને આપણા રાષ્ટ્રીય સંરક્ષણ પર ઘણી ઘેરી અસર પડે છે. હવાઈ દળ એક રીતે તો લશ્કરને ટેકો આપે છે. અને બીજું એ કે જેની નિષ્ઠા, વફાદારી અને કૌશલ વિષે બે મત હોઈ જ ન શકે એવા કેટલાક વિમાની દળના અફસરોએ આ વાત મેનન સાથે ચર્ચવા મને કહ્યું હતું. એમને એમ કે જે વાતમાં એ નિષ્ફળ ગયા ત્યાં મને કદાચ સફળતા મળે

પણ હું એક વાત શીખ્યો. લશ્કર કે હવાઈ દળ કે એવી વાતો વિષે મેનન સાથે મેં જે પણ ચર્ચા કરી એ બધી જ વાત બહેરા કાન પર પડી હતી. હું મેનનને કેટલીક વાતો સ્પષ્ટપણે કહુ એ એમને ગમતુ ન હતું. પછી ભલે એ વાતો દેશહિતની હોય એમણે પોતે જે પગલાં લીધાં હોય એ સિવાયનુ બીજું કશુ જ કરવાપણુ નથી એવી એમની પ્રમાણિક માન્યતા હતી. (આપણામાંના ઘણાને, આપણા પોતાના હિતની હોય તોય આપણા હાથ નીચેના માણસને મોએ એવી વાત સાભળવી ગમતી નથી. અને એવું પણ બને છે કે હાથ નીચેના માણસોમા પણ, આપણા ભલા માટે પણ આપણી ક્ષતિઓ વિષે ધ્યાન ખેચવાની હિમ્મત નથી હોતી. કિરાતાર્જુનીયમાં ભારવીએ કહ્યુ છે તેમ 'પોતાના માલિકને એના ભલા માટે યોગ્ય વાત ન કહેનાર સેવકને કેવો કહેવો? અને પોતાના હિતની વાત ન સાંભળનાર માણસ કેવો? જે દેશમાં માલિક અને માણસ વચ્ચે મેળ હોય છે ત્યાં જ સમૃદ્ધિ હોય છે...')

આઝાદી આવ્યા પછી આપણા ઘણા નેતા એમ માનતા થયા હતા કે આઝાદી અહિંસાથી મળી અને જો આપણે બ્રિટિશ જેવી સત્તાને શસ્ત્રના ઉપયોગ વિના અહિંસક રીતથી કાઢી શકીએ તો પછી લશ્કર પાછળ મોટું

ખર્ચ કરવું સાવ નકામનું છે. એમના મનમાં સદાય આ જ વિચાર રમતો એટલે (લશ્કરી) સેવાઓની અગત્ય ઘટતી ગઈ. એમની માગણીઓ તો જાણે વૈભવની વસ્તુ હોય એવી ગણાવા લાગી. ૧૯૫૮ થી ચીનાઓએ આટલું મોટું અને સજ્જ સૈન્ય આપણી સરહદ પર ખડક્યું ત્યારથી એમનો ખતરો નજરે ચઢ્યો. બધાં જ છાપાંએ સમગ્ર રીતે અને આચાર્ય કૃપાલાની અને રામસુભગસિંઘ જેવા કાબેલ રાજકીય પુરુષોએ ઘણી ઘણી ચેતવણી આપી છતાં સરકાર તો આ બાબતમાં ઉદાસીન જ રહી. દેશના સંરક્ષણની બાબતમાં જરાક પણ સાબદા થવાને બદલે એમણે એની ઉપેક્ષા ચાલુ રાખી. પરિણામે સશસ્ત્ર દળો પર જે ધ્યાન અપાવું જોઈએ એ અપાયું નહીં. ન એમનુ સંખ્યાબળ વધ્યું. ન એમની સજ્જતા હોવી જોઈએ એ આંકે પહોંચી માથે જે ભય તોળાતો હતો એનો મુકાબલો કરવા જેટલાં શક્તિશાળી ન બનાવાયાં. ભારતનુ સંરક્ષણ કરી શકે એટલી એમની તાકદ ન હતી. અને એ જ કારણસર યુદ્ધ કરવાની ઓછી જ તૈયારી હતી. સરકારે આ પ્રશ્ન પરત્વે જે વલણ અપનાવ્યું હતું એનુ જ આ પરિણામ હતું. એમણે આપણા સશસ્ત્ર દળને બળવાન કરવાનો કશો જ યત્ન ન કર્યો. એમને માથે જે કામગીરીની જવાબદારી હતી તે બજાવી શકે એટલે અંશે તૈયાર કરવાનું એમણે ન કર્યું. નબળું લશ્કર એટલે નબળો દેશ. નબળો દેશ એટલે આક્રમણખોરની દયા પર નભતો દેશ. એને ફાવે ત્યારે એ ફાવે એવુ કરે. આપણી સરકારના ધ્યાનમાં આવી સાવ સાદી વાત પણ આવી હશે કે નહીં તે હું નથી જાણતો સરકારે પ્રશ્નને કશા પૂર્વગ્રહ વિના પરિસ્થિતિની પરખ લેતી કરવી જોઈતી હતી તેમ જ લશ્કરને યુદ્ધની પરિસ્થિતિને પૂરું પહોંચી વળે એ હદે તૈયાર કરવું જોઈતું હતું એમાંથી એક પણ કામ એમણે કર્યું ન હતું. એમણે ભાષણો કર્યે રાખ્યાં, નિવેદનો કર્યે રાખ્યાં. પણ ભાષણ અને નિવેદનથી ક્યાં થીગડું મારી શકાય ? જવાબદારીના પૂરા ભાન સાથે અને કોઈના પણ પ્રત્યે કશોય કડવોઝેરો ભાવ મનમાં રાખ્યા વિના હું કહું છુ કે, છેલ્લાં કેટલાંક પાનાંમાં વર્ણવેલી પરિસ્થિતિને માટે ત્રણ માણસ જવાબદાર છેઃ નેહરુ, કૃષ્ણ મેનન અને મોરારજી દેસાઈ. નેહરુ પોતાના નેતૃત્વ હેઠળ આવુ બનવા દેવા બદલ જવાબદાર છે. મેનન દેશના સંરક્ષણની ગંભીર પરિસ્થિતિને લક્ષમાં લઈને અગત્યનાં પગલાં તાત્કાલિક રીતે ન ભરવા બદલ જવાબદાર છેઃ મોરારજી દેસાઈ સંરક્ષણની આવશ્યકતાઓ માટે જરૂરી નાણાં છૂટાં ન કરવા બદલ જવાબદાર છે.

પાંચ

# તકદીરનો પાસો

મારું માન એ જ મારું જીવન.
બન્ને સાથે જ ઊછરે છે
મારું માન લૂંટાયું
પછી જીવન બાકી ન રહે.
—શેક્સપીઅર : રિચાર્ડ બીજો.

લાગલાગટ કેટલાંય વરસ થયાં મેં રજા લીધી જ ન હતી. અત્યારે મારે થોડા આરામની ખાસ જરૂર હતી. ઉપરાંત ડૉક્ટરોએ મારી દીકરી અનુરાધાને હવાફેર કરવા કહ્યું હતું. થોડાક વખત પહેલાં એ સાવ નંખાઈ ગઈ હતી. એટલે મેં ૩જી સપ્ટેમ્બર ૧૯૬૨થી બે મહિનાની રજા માટે અરજી કરી. થાપર સંમત થયા પણ કૃષ્ણ મેનને વ્યંગ કરીને વાંધો લીધો: ભારત પર ચીન અને પાકિસ્તાન બન્ને ત્રાટકે એવી રીતે ખડાં છે ત્યારે હું મારી ખુરશી પર ન હોઉં એવી પરિસ્થિતિનું એમને અચરજ થતું હતું. મને આ ટીકા સાવ વજૂદ વગરની લાગતી હતી. એટલે મેં પાછું લખ્યું અને ઉપર જણાવેલાં બે કારણસર હું રજા માગું છું એમ લખ્યું. એના સમય પૂરતું તો હું એટલું જ કહી શકું કે મને જાણવા મળ્યા મુજબ આ જ ગાળામાં મેનન પોતે, નેહરુ અને મોરારજી દેસાઈ થોડાંક અઠવાડિયાં માટે વિદેશના પ્રવાસનું ગોઠવતા હતા. અને આ જ સમયને ગંભીર ગણાવવામાં આવતો હતો. મેં એમ લખ્યું કે આ ગાળામાં મારી ગેરહાજરી જેવું લાગશે નહીં અને હું કાંઈ દૂર જતો ન હતો. હું તો કાશ્મીર જ જતો હતો. જરૂર પડયે મને થોડા કલાકમાં જ પાછો બોલાવી શકાય. આ

પછી એમણે મારી રજા મંજૂર કરી. મારા ડેપ્યુટી મેજર જનરલ ધીલોન મારી જગ્યાએ કામ કરવાના હતા. હું ૩૭ સપ્ટેમ્બરે દિલ્હીથી કાશ્મીર જવા નીકળ્યો ત્યારે મને કલ્પના પણ ન હતી કે હું આ પદ પર માત્ર એક જ દિવસ માટે પાછો આવીશ. એવી પણ કલ્પના ન હતી કે નેફામાં આટલો મોટો ભડકો થશે.

મારા કુટુમ્બ સાથે મેં થોડા દિવસ ગુલમર્ગ, પહેલગામ, કુકરનાગ અને અહરબાલમાં ગાળ્યા. આવો રજાનો, આટલો આનંદદાયી સમય આ પહેલાં ગાળ્યાનું મને યાદ નથી. અડધી રજા ભોગવ્યા પછી મેં એકાદ બે દિવસ માટે દિલ્હી જઈ આવવાનું નક્કી કર્યું. બાકીની રજા કુલુમાં ગાળવાનો વિચાર હતો. એ રીતે અમે ૧લી ઑક્ટોબરે દિલ્હી આવ્યાં.

આ ગાળામાં નેહરુ અને મેનન પરદેશના પ્રવાસથી પાછા આવી ગયા હતા. એમનો મત એવો થયો હતો કે નેફા વિસ્તારમાં જે રીતની પરિસ્થિતિ વિકસી હતી એ જોતાં મને રજા પરથી તરત જ પાછો બોલાવી લેવો જોઈએ. આ મુજબનો થાપરે મારા પર ટેલિફોન કર્યો. મને બીજે દિવસે નોકરી પર હાજર થવાનો હુકમ મળ્યો. ત્રીજી સવારે દફતરે ગયો ત્યારે મે. જ. ધીલોને મને હું રજા પર હતો એ દરમ્યાન શું બન્યું એનો અહેવાલ આપ્યો. પછીથી મેં ઘણા સત્તાવાર સ્રોતો પરથી આ બનાવોની સમયાનુક્રમી તૈયાર કરી. એનુ મહત્ત્વ જોતાં અહીં થોડી વીગતે નોંધું છું. (નેફામાં થયેલા યુદ્ધના ટીકાકારોએ આ લખાણ જરા કાળજીથી વાંચવું.)

૮મી સપ્ટેમ્બર

આપણી સરહદ પરના ચીની ભયથી, જાગૃત થઈને આપણે ધોલા મુકામે થાણુ સ્થાપ્યું હતું. ધોલા, નેફામાં નામકાચુ નદીની દક્ષિણે આવેલું છે. એ ત્રિ-જંકશનથી બહુ દૂર નથી. આ થાણું જૂન માસમાં સ્થાપેલું. ધોલા થાગ લાથી દક્ષિણમાં છે. તવાંગથી લગભગ સાઠ માઈલ પશ્ચિમે. તવાંગ એ આપણું નજીકમાં નજીક રસ્તાનું મથક. ચીની વાહનો તો છેક લે સુધી આવી શકે. લે થાગ લાથી ઉત્તરે દસ કરતાં ઓછા માઈલના અંતરે આવ્યું છે અને લે લગી ચીની વાહનો આવી શકે છે. આનો એમને દેખીતો લાભ છે*

* ધોલા નેફામાં, અને નેફા પૂર્વીય કમાન્ડમાં. ૧૯૬૧ લેફ્. જન. સેન કમાન્ડર હતા. લેફ્. જન. ઉમરાવસિંહ અને મેજર જન. નિરંજન પ્રસાદ એમના હાથ નીચે ૩૩મી કોર્પ્સ અને ૪થા ડિવિઝનના કમાન્ડર તરીકે હતા.

થાગ લાની ઉત્તરે ભૂમિ સપાટ. ધોલાની દક્ષિણે ભૂમિ એટલી સપાટ ન હતી એટલે આપણને ધોલા પહોંચવામાં મુશ્કેલી નડે પણ ચીના સહેલાઈથી થાગ લા પહોંચી શકે. એમણે થાગ લાથી બહુ દૂર નહીં એવા સ્થાને લશ્કરની જમાવટ કરેલી. સામી બાજુએ આપણે ધોલા આગળ દૂરથી જમાવટ કરવી પડતી.

૯મી પંજાબના ઑફિસર કમાન્ડિંગ લે. ક. મિશ્રાને બપોરે ચાર વાગ્યે સંદેશો મળ્યો. મિશ્રા તવાંગથી પશ્ચિમે લુમ્પુ મુકામે હતા. સંદેશો ધોલાના થાણુંનાયકનો હતો. સંદેશો એમ હતો કે એમના થાણાને 'થોડા' ચીનાઓએ ઘેરો ઘાલ્યો છે. એમને ગમે તે ભોગે થાણું સાચવવાની સલાહ આપવામાં આવી. તુરત જ કુમક મોકલીએ છીએ એમ એમને કહેવામાં આવ્યું.

૯મી સપ્ટેમ્બર

૯મી પંજાબ ટુકડીએ, ધોલાની આસપાસ આવેલા ચીનાનું બળ કેવુંક છે અને ઘેરો કેવો છે એની તપાસ માટે માણસો મોકલ્યા. પૂર્વીય કમાન્ડના વડા મથકેથી ૭મી બ્રિગેડને 'અડતાલીસ કલાકમાં, ધોલાને ઘેરી રહેલા ચીનાઓ સાથે યોગ્ય કામગીરી કરવા માટે' પહોંચી જવાનો હુકમ મળ્યો.

૩૩મી કોર્પ્સે પૂર્વીય વડા મથકને પૂછ્યું : આ કામ માટે ૧/૯ ગુરખા રાઈફલ્સને પરિસ્થિતિની તાત્કાલિકતા જોતાં, મોકલી ન શકાય ? જવાબ મળ્યો : ના, એથી દશેરાની ઉજવણીમાં ભંગ પડે

૧૦મી સપ્ટેમ્બર

દિલ્હીમાં સંરક્ષણ મંત્રીના કમરામાં સભા. મેનન અધ્યક્ષપદે. ૮મી સપ્ટેમ્બરે ચીનાઓએ ધોલા આસપાસ અને થાગ લાની દક્ષિણે કરેલી ઘૂસણખોરી વિષે ચર્ચા થઈ. સેનાપતિએ જણાવ્યું કે એક ઇન્ફન્ટ્રી બેટેલિયનને ધોલા જવાનો હુકમ અપાઈ ચૂક્યો છે

૧૧મી સપ્ટેમ્બર

(૯મી પંજાબ) મોકલેલી બેટેલિયને ધોલાની નજીકના નામકાચુ નદી પરના પુલ એક પરથી સંદેશો મોકલ્યો.* એમણે કહ્યું કે ચીનાઓ નામકાચુ

* આ નદી પર કુલ ૭ પુલ હતા, એમાં એક તરાપાનો પુલ હતો. થોલા પુલ નં. ૩ ની નજીક આવેલું છે.

નદીની આપણી બાજુએ પુલ ૨ પર આવી ગયા છે. હવે એ લોક પુલ ૨ અને ૩ ની વચ્ચે ધોલાને રસ્તે વળ્યા છે. એ જ દિવસે બ્રિગેડ સાતે ૯મી પંજાબને ધોલાની મુલાકાત લેવા બીજી ટુકડી મોકલવા કહ્યું. એમણે ધોલા, નદીની દક્ષિણે આવેલા કરપોલા ૨ અને સાંગધાર ટેકરીઓ પાસેથી જવું એમ ફરમાન થયું હતું.

સંરક્ષણ મંત્રીના કમરામાં સભા. પૂર્વીય કમાન્ડ સરસેનાપતિ લેફ. જનરલ સેને કહ્યું કે ધોલા આસપાસ જે ચીના હતા એમની સંખ્યા ૬૦૦ની છે એવા સમાચાર મળ્યા છે. જો એમનો પ્રભાવ નાબૂદ કરવો હોય તો એક ઈન્ફન્ટ્રી બ્રિગેડ( ૩૦૦૦ માણસ )ની જરૂર રહેશે અને જમાવટમાં દસ દિવસ લાગે. પોતે બ્રિગેડને આવો હુકમ આપ્યો છે એમ એમણે જણાવ્યું

લશ્કરના વડામથકે પૂર્વીય મથકને વધુ કુમકની જરૂર છે કે કેમ એ પુછાવ્યું. પૂર્વીય કમાન્ડે વડામથક પાસે આવી મદદ માગી કે નહીં એની મને ખબર નથી. જો કે પૂર્વીય કમાન્ડના દળમાં તે વખતે ઘણીવાતે ભારે ઓછપ હતી.

૧૨મી સપ્ટેમ્બર

લેફ. જન. સેન લેફ. જન. ઉમરાવસિંઘ તથા મે. જન. નિરંજન પ્રસાદને તેઝપુર મુકામે મળ્યા. સેને એમને કહ્યું કે સરકારે ચીનાઓને ધોલામાંથી અને થાગ લા કરાડની દક્ષિણેથી હાંકી કાઢવાનું ફરમાવ્યું છે.

એટલે ૪થા ડિવિઝને ૭મી બ્રિગેડને ૯મી પંજાબને લુમ્પુ ખાતે જમાવવા હુકમ કર્યો અને ધોલા ચોકી પરનો ઘેરો તોડવા ‘ તૈયાર રહેવા ’ જણાવ્યું.

પણ ૩૩ કોર્પ્સના કમાન્ડર લેફ. જન. ઉમરાવસિંઘ અને ૪થી ડિવિઝનના કમાન્ડર લેફ. જન. નિરંજન પ્રસાદે પૂર્વીય કમાન્ડર લેફ. જન. સેનને સ્પષ્ટ કહ્યું કે, થાગ લા કરાડની દક્ષિણેથી ચીનાને હટાવવાનું કામ એમના હાથ નીચેના લશ્કરની તાકદ બહારનું હતું. ધોલામાં આપણી જે જમાવટ હતી તેનો ચીની જમાવટ સાથે કશો જ મુકાબલો થઈ શકે એમ ન હતું. એક તો આપણી પાસે સંખ્યાબળ ઓછું હતું અને બીજું રસ્તા વગેરેની હરકતને કારણે આપણી કુમક મોકલવાની તાકદ અત્યંત પરિમિત હતી. આપણા લશ્કરને આમે ઓછો ખોરાક અપાતો અને પુરવઠા જેવું તો કશું હતું નહીં. શિયાળાની ઋતુ માટે કપડાં ન હતાં. દારૂગોળો પણ પૂરતા પ્રમાણમાં ન હતો. અને જેને સંરક્ષણની સામગ્રી કહેવાય તે તો નામની જ હતી. અને આપણા દળને તોપમારાનું સમર્થન આપી શકાય એવું પણ હતું નહીં.

(મેં નેફાની સરદારી લીધા પછી એક અઠવાડિયે નેહરુ, મેનન અને થાપરને આ જ મુશ્કેલીઓની વાત કરી પણ ત્યારે તો ઘણું મોડું થઈ ગયું હતું. નવ દિવસ પછી ચીનાઓએ હુમલો કર્યો.)

લેફ. જન. ઉમરાવસિંઘે પૂર્વીય કમાન્ડને સ્પષ્ટ કહ્યું કે, જો આપણે ચીનાઓને થાગ લા પર્વતધારની દક્ષિણેથી કાઢવાનો યત્ન કરીશું તો તે ગાંડું બેફામ સાહસ ગણાશે. આવી કામગીરી માટેનાં સાધન એકઠાં કરવાનો ડોળ કરવા જતાં પણ તવાંગને સાવ ખુલ્લું કરવું પડે અને ઉપરાંત નાગલેંડમાંથી પણ આપણા લશ્કરને ખેંચવું પડે. એમણે ભાર દઈને જણાવ્યું કે તવાંગ આપણું મહત્ત્વનું સ્થાન છે. જો એ પડે તો એનાં પરિણામ ધોલાના પતન કરતાં વિશેષ ગંભીર આવશે. પછીથી બરાબર આમ જ બન્યું.

૧૩મી સપ્ટેમ્બર

જનરલ થાપરે મેનનને કહ્યું કે ધોલા ચોકી પાસે (આશરે ૧૦૦૦ વાર દૂર) જમા થયેલા ચીનાની સંખ્યા, સેને બે દિવસ પહેલાં જણાવ્યું હતું એમ ૬૦૦ નથી. પણ અત્યારે જણાય છે કે ૫૦ કે ૬૦ ની હશે. એટલે પોતે કમાન્ડરને આખી બ્રિગેડની જમાવટની રાહ ન જોતાં એમને અનુકૂળ લાગે એ ઘડીએ કામગીરી શરૂ કરવાનું કહેવરાવ્યું છે.

ધોલા ચોકી પરની ભીંસ ખોલાવવા ૯મી પંજાબને લુમ્પુ ખાતે જમા કરી હતી. ધોલા જતાં રસ્તામાં જ ચીનાનો ભેટો થાય તો પોતે શું કરવું એવું લેફ. ક. મિશ્રાએ બ્રિગેડને પુછાવ્યું ત્યારે, એમને ચાલ્યા જવા 'સમજાવવા' એવો જવાબ મળ્યો. આત્મરક્ષણ સિવાય ગોળીબાર શરૂ ન કરવો અને તે પણ ચીનાઓ પચાસ વારની અંદરના અંતરમાં હોય તો જ. આ સૂચના સરકારના ફરમાન મુજબની હતી. અને આ સૂચના તો હું આ કામગીરીમાં દાખલ થયો તે પહેલાંની હતી. આ ફરમાન સાથે મારે કે થાપરને કશા જ લેવાદેવા ન હતા.

૧૪મી સપ્ટેમ્બર

લશ્કરના વડાએ સરકારને સ્પષ્ટપણે કહ્યું કે જો સરકાર લશ્કરને નેફામાં કશી કામગીરી કરવાનું કહેશે તો લશ્કરમાં જે જાતની ઓછપ છે તેને કારણે એના પડઘા લદાખમાં પડશે અને આનો પ્રતિકાર કરવાની લશ્કરમાં તાકાત નથી. હકીકતમાં લેફ. જન. દૌલતસિંઘે એક મસલતસભામાં, મેનન અને થાપરની હાજરીમાં કહ્યું હતું કે, જો ચીના આપણા પર લદાખમાં હુમલો

કરે તો તો એ આપણી કતલ જ કરે. (૧૯૬૨ના ઓક્ટોબર–નવેમ્બરમાં આમ જ બન્યું.) લેફ્. જન. સેને પણ આ સભામાં એમ કહ્યું હતું કે જો એ લોક નેફામાં વધુ સંખ્યાબળ સાથે આવે તો પોતે એમનો યોગ્ય સામનો નહીં કરી શકે. (જો આપણા એક બે જનરલો–જે એમની બડાશ માટે નામીચા બન્યા છે એમણે દૌલત કે સેને જે કહ્યું તે સાંભળ્યું હોત તો તો એમને હતાશ થઈ ગયેલા જ કહેત.) પણ સરકાર એવું માનતી હતી કે જે પણ પરિણામ આવવુ હોય તે આવે પણ આપણે ચીનાઓનો ઓછામાં ઓછો એક સ્થળે તો પ્રતિકાર કરવો અથવા તો પ્રતિકાર કરીએ છીએ એવુ દેખાડવું. (કદાચ લોકમતને સંતોષવા!) આપણે ક્યાં લગી ચીનાઓની ઘૂસણખોરી ખમી લેવી? ક્યાંક કયારેક તો કશું કરવું જોઈએ.

પૂર્વીય કમાન્ડના હુકમ મુજબ ૯મી પંજાબ લુમ્પુથી ધોલા જવા ૦૪૦૦ વાગ્યે નીકળી. આખે રસ્તે સખત વરસાદ વરસતો હતો. રાત પડતાં ૧૫,૦૦૦ ફુટ ઊંચાઈએ આવેલા હાથુંગ લા પાસેના વાંસના ઝૂંપડે પહોંચી.

(૮મીથી ૧૪ લગી ધોલા ચોકીના પોતે ઘેરાયા છે એવા સંદેશા આવતા રહ્યા હતા.)

૧૫મી સપ્ટેમ્બર

સંરક્ષણ મંત્રીના કમરામાં સભા થઈ તેમાં ચીનાઓને થાગ લા આગળ રોકવાનો અને બને તો કારપો લા તથા યામ લા આગળ થાણાં રચવાનો નિર્ણય લેવાયો.

૧૫મીએ ૦૮૩૦ વાગ્યે ૯મી પંજાબ પુલ ૨ આગળ પહોંચી. જોયું તો ચીનાઓ નદીની બન્ને બાજુએ હતા. ચીનાઓ હિન્દીમાં બાટા પાડીને કહેતા: 'તુમ ચલે જાઓ. યહ ઝમીન હમારી હય, હિન્દી ચીની ભાઈ ભાઈ!' મિશ્રાને તો આત્મરક્ષણમાં જ ગોળીબાર કરવાનો હુકમ હતો. એ લોક રસ્તો રોકીને ઊભા હતા પણ એમણે આપણા પર ગોળીબાર કર્યો ન હતો. એટલે એણે પુલ ૨ પાસે એક ટુકડી મૂકી અને લડયા વિના બીજે રસ્તે પ્રયાણ કર્યું. અહીંથી એ ધોલા (પુલ ૩ પાસે) પહોંચ્યા. ચીનાઓએ એમની પાછળ જવાનો યત્ન ન કર્યો. ૧૫મીએ ૧૩૦૦ વાગ્યે ધોલા પહોંચ્યા. જોયું તો ત્યાં ૫૦ જેટલા ચીના નદીની બીજી બાજુએ હતા. અને આપણા ચોકીનાયકે ૮મી સપ્ટેમ્બરે ખબર આપ્યા હતા એમ એમણે પુલ તોડી નાખ્યો હતો. (પણ ચીનાઓ થાગ લાની દક્ષિણે આપણી ભૂમિ પર આવી ગયા હતા.) લેફ્ ક. મિશ્રાએ આ મતલબનો સંદેશો ૭મી બ્રિગેડને મોકલ્યો.

આર્મી હેડક્વાર્ટર્સે પૂર્વીય કમાન્ડને હુકમ કર્યો કે ૯મી પંજાબ ટુકડી-એ પોતાની ઉત્તરપૂર્વની હજારવાર દૂર આવેલી રિયતિ કબજે કરવી તથા એમને થાગ લાની દક્ષિણે રોકવા. ૪થી ડિવિઝને ૩૩ કોર્પ્સને, ખબર આપ્યા કે ૧૩મીએ જે ચીનાઓની સંખ્યા ૫૦ કે ૬૦ની જણાઈ હતી તે અત્યારે એ કમ્પની જેટલી છે એટલે માત્ર એક જ બૅટેલિયન એમના પર હુમલો કરી શકે એમ ન હતું આ સંદેશાની નકલ એમણે આર્મી હેડકવાર્ટર્સને મોકલાવી

૧૭મી સપ્ટેમ્બર

સંરક્ષણ મંત્રીના કમરામાં સભા થઈ એમાં આર્મી કમાન્ડર લેફ. જન. સેને કહ્યું કે આગળ પોતે જમાવટ કરતાં દસ દિવસ લાગશે એમ કહ્યું હતું એ અંદાજ ખોટો હોઈ, અત્યારે વધુ વખત લાગશે એવો નિર્ણય લેવામાં આવ્યો કે સંરક્ષણાત્મક ચોકી ચાલુ રાખવી. જો કોઈ નાનકડી ચીની ચોકી હાથ લાગી જાય તો લેવી અને ખાસ તો આ ક્ષેત્ર (થાગ લાની દક્ષિણનું) આપણા પ્રભુત્વ હેઠળ છે એમ દેખાડવું.

લેફ. જન મિશ્રાને આર્મી હેડકવાર્ટર્સ તરફથી સીધો હુકમ મળ્યો કે એમના બૅટેલિયને થાગ લા, યામ લા અને કારપો લા વિસ્તાર ૧૯મી લગીમાં કબજે કરવાનો છે. મે. જન. નિરંજન પ્રસાદે ૩૩મી કોર્પ્સ સમક્ષ દિલ્હીથી, પોતાના હાથ નીચેની ટુકડીને આમ સીધો હુકમ અપાય એ સામે વાંધો નોંધાવ્યો. મિશ્રાના માણસોને, આ ઊંચાઈવાળી જગ્યાઓએ ૭ દિવસ થયાં પૂરું એક ટંક ખાવાનું પણ મળતું ન હતું. એમની પાસે પૂરતો દારૂગોળા ન હતો. હમાલો ન હતા. ખચ્ચર પણ ન હતાં. એ જ રાતે મિશ્રાને બ્રિગેડ તરફથી હુકમ મળ્યો કે આર્મી હેડકવાર્ટર્સના હુકમનો અમલ મુલતવી રાખો. આવા પરસ્પર વિરોધી હુકમોથી ગૂંચવાડો અને ગેરસમજ વધતાં હતાં.

૧૮મી સપ્ટેમ્બર

આ તારીખ આસપાસ સંરક્ષણ મંત્રી, વડાપ્રધાન અને નાણાં પ્રધાન જુદાં જુદાં કારણોસર પરદેશ ગયા. દિલ્હીની એક પત્રકાર પરિષદમાં એક મુલકી વહીવટદારે જણાવ્યું કે લશ્કરને નેફામાંથી ચીનાઓને હટાવી દેવાનો હુકમ અપાઈ ચુક્યો છે.* (લશ્કરની આવી શક્તિ હતી કે નહીં કે લશ્કર

* ચાર અઠવાડિયાં પછી નેહરુએ પણ આવી જ જાહેરાત કરી. શું આ બધું માત્ર લોકને ટાઢા પાડવા જ થતું હતું ?

પાસે આને માટેની સામગ્રી હતી કે નહીં તે વાત પર કોઈ લક્ષ આપતું ન હતું.) વાસ્તવમાં તો એ એક એવી સ્થિતિ સ્વીકારતા હતા કે અત્યારે જે પરિસ્થિતિ હતી તેની જવાબદારી સરકારની નહીં પણ લશ્કરની હતી. (નહીંતર આવી ગુપ્ત વાત વિષે આવું જાહેર નિવેદન ન કર્યું હોત) અને આ તારીખ લગીમાં ચીનાઓએ થાગ લાની દક્ષિણે એક બેટેલિયન જેટલું દળ જમા કર્યું હતું.

૨૦મી સપ્ટેમ્બર

સંરક્ષણ મંત્રીના કમરામાં મળેલી સભામાં લશ્કરના વડાએ જણાવ્યું કે બીજી ઈન્ફન્ટ્રી બેટેલિયન ૨૪મીએ અને ત્રીજી બેટેલિયન ૨૯મીએ ધોલા પહોંચશે. એમ થતાં આ વિસ્તારમાં જે એક બ્રિગેડની જમાવટ કરવાનો સંકલ્પ હતો તે પૂરો થશે.

બ્રિગેડિયર દળવી ધોલા પહોંચ્યા અને એ જ દિવસે ૧૦૦૦ વાગ્યે પુલ ૨ પાસે પહોંચ્યા. થાગ લા વિસ્તાર કબજે કરવાની શકયતાઓ વિષે મિશ્રા સાથે મસલત કરી. દળવી અને મિશ્રા એક વાતમાં સહમત થયા. હથિયાર, દારૂગોળો, સામગ્રી અને ખાધાખોરાકીની આટલી ઊણપ હોય પછી એક બેટેલિયનથી આ કામગીરી થઈ શકે એમ ન હતું એમ એ બન્નેનો મત થયો

એ જ દિવસે ૨૨૪૦ વાગ્યે એક ચીની સંતરીએ આપણા પડાવ પર ગ્રેનેડ નાખી. આપણા ત્રણ માણસ ઘવાયા. ઘવાયેલાએ દુશ્મન પર લાઈટ મશીનગન ચલાવી. એનો સામો જવાબ મળ્યો. આમ પહેલી જ વાર સામસામા ગોળીબાર થયા. દુશ્મનના બે સંતરી મૂઆ અને બે ઘાયલ થયા. ડિવિઝને બ્રિગેડની મારફતે મોકલેલા હુકમ મુજબ ચીનાઓને હિન્દીમાં કહ્યું કે, તમારાં મડદાં લઈ જાવ. સાથે ખાતરી આપી કે આ કામ ચાલતું હશે ત્યારે અમે ગોળીબાર નહીં કરીએ. એ દિવસ દરમ્યાન ચીનાઓ તરફથી કશો જવાબ ન મળ્યો. પણ ૨૧/૨૨ની રાતે એમણે બાંટા પાડી જણાવ્યું કે, મડદાં લેવા એ લોક આવતા હતા. એટલે ૯મી પંજાબે ગોળીબાર થંભાવ્યો. અને મડદાં લેવા આવતાં પહેલાં ચીનાઓએ આપણા માણસોને બાંટા પાડી કહ્યું: અમે આવીએ છીએ. ગોળીબાર ન કરતા. આપણે ગોળીબાર ન કર્યો. ૧૬મીથી ૨૦મી લગી, આ બધું થયું તે પહેલાં ચીનાઓ બહુ નિયમિત રીતે બાંટા પાડીને આપણને કહેતા હતા: 'હિન્દી ચીની ભાઈ ભાઈ. યહ ઝમીન હમારી હય. તુમ વાપસ જાઓ.'

૨૧મીએ દળવીએ પોતાની બ્રિગેડનું વડું મથક લુમ્પુ ખાતે રચવાનું

નક્કી કર્યું. ધોલા પહોંચતા પહેલાં બે દિવસની કૂચના ફાસલા પર આ સ્થાન આવ્યું છે.

૨૧મી સપ્ટેમ્બર

બ્રિગેડે ચાલીસ સિપાહીઓ સાથે, દરેકને ચાલીસ રતલ ખાધાખોરાકીનો ભાર આપીને ૯મી પંજાબને પહોંચાડવા લુમ્પુથી પુલ ૨ પાસે મોકલ્યા. જે મજલ કરતાં સામાન્ય રીતે દોઢ દિવસ થાય તે કરતાં આ ચાલીસ ભાઈઓને બેવડો વખત લાગ્યો. અને વિશેષ તો એ કે પુલ ૨ પાસે પહોંચ્યા ત્યારે ખાધાખોરાકી રહી જ ન હતી. કાં તો રસ્તે એ લોક ખાઈ ગયા કે પછી ભાર ન ઊંચકવા રસ્તે નાખી દીધી.

૨૨મી સપ્ટેમ્બર

મેનન આ વખતે સંયુક્ત રાષ્ટ્રસંઘની સભામાં અમેરિકા હતા. અવેજી સંરક્ષણ મંત્રી રઘુરામૈયાના દફતરમાં સભા મળી. જે કામગીરી આપણે ધોલા ખાતે કરવા માગતા હતા તેનાં શક્ય પરિણામ વિષે વિચારણા થઈ. લશ્કરના વડાએ કહ્યું કે ત્સાંગલે (ધોલા પાસે) મુકામે ચીનાઓનું બળ એક કમ્પની જેટલું છે. સાથે ધોલાની ઉત્તર-પૂર્વ બાજુ એક કમ્પની જેટલું અને થાગ લા ઘાંટી પાસે ત્રીજી એક કમ્પની જેટલું છે. ચીનાઓ પ્રત્યાઘાતરૂપે આ સ્થળે પોતાનું બળ વધારે અને નેફામાં કદાચ વળતું પગલું ભરે કે લદાખમાં આપણાં થાણાં પર હુમલો કરે. થોડી ચર્ચા પછી એવો નિર્ણય લેવાયો કે ધોલા વિસ્તારમાંથી ચીનાઓને હટાવ્યા સિવાયનો બીજો કોઈ રસ્તો ન હતો આ પછી લશ્કરના વડાએ આ વિસ્તારમાંથી ચીનાઓને હટાવો એવું લેખિત ફરમાન માગ્યું જે એમને આપવામાં આવ્યું. (એમણે લેખિત એટલા માટે માગ્યું કે આવાં પગલાંનાં શક્ય પરિણામોની એ વાત કરતા હતા છતાં આવો નિર્ણય લેવાયો હતો)

૨૨મી થી ૨૯મી સપ્ટેમ્બર*

આ ગાળામાં સામસામા ગોળીબાર અવારનવાર થતા રહ્યા. ૨૮મીએ સાંજે ચીનાઓએ ઓટોમેટિક હથિયારથી ગોળીબાર કરી આપણા ત્રણ

* ૨૯મી સપ્ટેમ્બરે ૭મી બ્રિગેડના કમાન્ડરે (દળવીએ) ૪થી ડિવિઝનના વડા મથકને જણાવ્યું કે પોતે પુલ ૫ને ઓળંગીને ત્સાંગલે આગળ નાકું સ્થાપવા માગે છે. નામકાચુ નદીની ઉત્તરે મુકસર અને સિંગજંગ કબજે લેવા ઇચ્છે છે. સાથે જણાવ્યું કે આટલી ઊંચાઈએ જમાવટ કરતાં પહેલાં આપણા જવાનો આવા વિસ્તારથી પરિચિત થવા જોઈએ.

માણસોને પુલ ૨ ના પાસે ઘાયલ કર્યા. ૨૯મીએ ૦૨૦૦ વાગ્યે આપણે પહેલી જ વાર ત્રણ ઇંચ મોર્ટાર ચાર ફેરા ફેંક્યા. આથી ચીની ગોળીબાર બંધ થયો. બીજે દિવસે અમે ૧૪ મડદાં જોયાં અને થોડાક ઘવાયેલાને ચીના ચલાવીને લઈ જતા હતા તે જોયું.

૪થા ડિવિઝનના કમાન્ડર મે. જન. નિરંજન પ્રસાદ ૨૪મીએ લુમ્પુ પહોંચ્યા. ૨૬મીએ ધોલા જવાના હતા. પણ કોર્પ્સ કમાન્ડર લુમ્પુ આવના હતા એટલે એમને ત્યાં જ રોકાઈ જવા કહેવામાં આવ્યું. કોર્પ્સ કમાન્ડર લેફ. જન. ઉમરાવસિંઘ ૨૭મીએ આવ્યા. એમણે ફરી એકવાર સરકારે ચીનાઓને આ વિસ્તારમાંથી હાંકી કાઢવાનો નિર્ણય કર્યો છે એ વાત કરવા સાથે આ કામ વહેલામાં વહેલી તકે પૂરું કરવાનુ કહ્યું. કોર્પ્સના અને ડિવિઝનના કમાન્ડરોએ પોતાને લાગતા વાંધા તેઝપુર મુકામે રજૂ કર્યા પણ આર્મી કમાન્ડર લેફ. જન. સેને એ બધા જ નામંજૂર કર્યા.

૨૯મીએ ૨ રાજપૂતની એક કમ્પની પુલ ૧લા પામે પહોંચી. એમની સરદારી ૯મી પંજાબને સોંપાઈ. ૨ રાજપૂતનો બાકીનો અંશ અને ૧/૯ ગુરખા તો હજુ ધોલાથી બે મજલ જેટલા દૂર લુમ્પુમાં જ હતા.

૨૯મીએ એક ચોકિયાત ટુકડીને નામકાચુ નદીની ઉત્તરે ત્સાંગ્ધે મોકલી એ બીજી તારીખે પાછી આવી એમણે સમાચાર આપ્યા કે પુલ પાંચ પામેના વિસ્તારમાં નામકાચુ નદીને સામે કાંઠે દુશ્મનનુ નામનિશાન ન હતુ

૩૦મી સપ્ટેમ્બર

સંરક્ષણ મંત્રીના કમરામાં મળેલી સભામાં સેનાપતિએ જણાવ્યું કે, લેફ. જન. સેન પાસેથી મળેલી માહિતી મુજબ થાગ લા વિસ્તારમાં ધોલા ચોકી પાસે ચીનાઓનું સંખ્યાબળ એક બેટેલિયન જેટલું હતું. એમણે વિશેષ એમ પણ કહ્યું કે આપણી ત્રણ બેટેલિયને અગ્રીમ મોરચા પર જમાવટ કરી છે. (હકીકતમાં ત્રણમાંથી બે બેટેલિયન તો હજુ ધોલાથી ઘણે દૂર હતી.)

સંરક્ષણ મંત્રીએ કહ્યુ કે સરકારની નીતિ, ચીનાઓ શિયાળા માટે સ્થિર થાય તે પહેલાં એમના પર નેફામાં છાપ પાડવાની છે. (આવા મક્કમ દેખાવા પાછળનો મેનનનો હેતુ પોતે ભૂતકાળમાં જાહેરમાં જે વારંવાર બોલ્યા હતા કે ભારત અમે તે બાજુથી આક્રમણ થાય તેનો સામનો કરવા પૂરતુ

સમર્થ છે તેને સુસંગત રહેવાનો હતો? કે પછી આપણા લોકને ટાઢા પાડવાને માટેનું બે અર્થ તારવી શકાય એવું રાજકીય નિવેદન હતું? કે પછી આ બધી ખાલી બડાશ હતી?)

આ તારીખે લેફ. જન. ઉમરાવસિંહે લેફ. જન. સેનને લખ્યું:

(૧) કામગીરી શરૂ થાય એ પહેલાં ત્સાંગધારમાં ૫૮૦ ટન દારૂગોળો એકઠો કરવો જોઈએ. અને આ કામગીરી પૂરતું ત્સાંગધારને પુરવઠો વિમાન દ્વારા પહોંચાડવાનું મથક ગણવું જોઈએ.

(૨) નામકાચુ ખીણ ઘણી ખાડાટેકરાવાળી છે, સાથે સાંકડી છે. ત્યાં ઝાડી ઘણી ગીચ છે અને ઢોળાવો સીધા છે. નદી એ ઘણી મોટી હરકતરૂપ છે. આમાં વ્યૂહ માટે ઘણી ઓછી સગવડ છે. આ કારણે થાગ લા પર સીધો હુમલો કરવાનું કામ આત્મઘાતક બની જાય છે.

(૩) આપણે જે બિન-લડાયક લોકને પહેલાં મોકલેલા એ તો સાવ નકામના નીકળ્યા.

(૪) આ વિસ્તારમાં માત્ર ત્રણમાંથી ચારસો જેટલા જ મુલકી હમાલો મળી શકે એમ છે. આપણી કામગીરી માટે આ સંખ્યા ઘણી નાની છે. ભૂમિમાર્ગે લુમ્પુથી ત્સાંગધારને પુરવઠો મોકલવાનું શક્ય નથી.

(૫) ઘવાયેલાને મોકલવાનો સવાલ ઘણો જ જટિલ બનવાનો.

૧લી ઑક્ટોબર

૭મી બ્રિગેડે ૯મી પંજાબને પુલ ૪થા અને પુલ ૫ મા વચ્ચેના એક સ્થાને ઓળંગવાને માટેનું શક્ય સ્થાન જોઈ લેવાનું કહ્યું. (મેં ૪થા કોર્પ્સની સરદારી લીધી એના ત્રણ દિવસ પહેલાં) ૯મા પંજાબના મેજર ચોધરીને આ કામગીરી સોંપાયેલી. એમણે જણાવ્યુ કે પુલ ૪ની બાજુએ એક પણ થાણો નથી. એમણે એમ પણ કહ્યું કે થોડા દિવસથી વરસાદ પડયો નથી એટલે નદીમાં પાણી છીછરું છે. પ્રવાહ મંદ છે. એમના મત મુજબ તો ચારેકોર ઝાડ વિપુલ પ્રમાણમાં હતાં એટલે ગમે તે સ્થળે લઠ્ઠિયાંનો પુલ બનાવી શકાય.

૨જી ઑક્ટોબર

સંરક્ષણ મંત્રીના કમરામાં લેફ. જન. સેને, થાગ લાની દક્ષિણે ચીનાનું સંખ્યાબળ એક બેટેલિયન જેટલું હતું એ વાત ફરીથી દઢપણે કહી. ઉપરાંત

એમ કહ્યું કે ૭મી બ્રિગેડે મોખરા પર જમાવટ કરી હતી. એક ડુંગરાઉ તોપ અને તોપચીઓ ગોઠવાયા ન હતા. આ વખતે સેને (ત્યાંના લશ્કરી દળના વડા) ફરીથી કહ્યું કે પૂરી જમાવટ તો કદાચ ૧૦મી ઑક્ટોબર સુધીમાં પણ ન થાય. (પહેલાં આ કામ ૨૧મી સપ્ટેમ્બર લગીમાં થશે એમ કહેલું. પછી એમણે ચોથી સપ્ટેમ્બર કહી અને હવે ૧૦મી ઑક્ટોબરે પણ નહીં થાય એમ કહેતા હતા) સંરક્ષણ મંત્રીએ પૂછ્યું કે, ત્સાંગલેમાં ચીના ન હતા તો પછી આપણે એ કબજે કેમ ન લીધું? ત્યાં ચીના નથી એમ આપણને પહેલાં કહેવામાં આવ્યું હતું. લેફ. જન મેનૈ જવાબ દીધો કે, પોતે તો કોર્પ્સ કમાન્ડર ઉમરાવસિંઘને થોડા દિવસ પહેલાં જ લેખિત હુકમ આપ્યો હતો પણ એમણે જવાબ લખ્યો હતો કે ત્સાંગે વ્યૂહાત્મક નજરે જાળવી શકાય એવું સ્થાન ન હતું. ઉપરાંત એથી તો આપણો વ્યૂહ ચીનાઓને છતો થઈ જાય લેફ. જન. ઉમરાવસિંઘે લેફ. જન. સેન પર એક લેખિત સંદેશ મોકલ્યો હતો જેની નકલ એમણે આર્મી હેડક્વાર્ટર્સને મોકલી હતી તેમાં જણાવ્યું હતું કે લેફ. જન સેનને અમુક વિસ્તારમાં લશ્કર મોકલો એવું કહેવાનો પૂરો અધિકાર હતો પણ આટલું લશ્કર મોકલો એમ એ મને કહી શકે નહીં. (સેને આમ કર્યું હતું.) એમના કહેવાની મતલબ એવી હતી કે સેન એમની કામગીરીમાં નાહકનો હસ્તક્ષેપ કરતા હતા. સેને આ સભામાં જણાવ્યું કે પોતે કોર્પ્સ કમાન્ડની ઉપરવટ જઈને એમને તરત જ ત્સાંગલે કબજે કરી લેવાનુ કહેવાના હતા (જનરલ થાપર અને લેફ. જન સેને, લેફ. જન. ઉમરાવસિંઘને બદલે બીજા કોકને સરદારી આપવાનું વિચાર્યું હતું, કારણ કે સેન અને ઉમરાવસિંઘને બરાબર બનતું ન હતું.)

એ જ દિવસે જનરલ થાપર અને સાથે લેફ જન. મેન વડાપ્રધાનને મળ્યા એમણે એક વાત કહી: ચીનાઓ સામે આપણે પહેલી જ વાર બળ વાપરવાના હતા અને તે પણ વજૂદવાળા કારણસર વાપરવાના હતા (અત્યાર લગી તો આપણે માત્ર ગન્યાવકાશમાં, જ્યાં કશો વિરોધ ન હોય ત્યાં લટાર માર્યા કરતા હતા) અને આનાં ઘણાં ગંભીર પરિણામ આવવાનાં. નેહરુએ એમ પણ કહ્યું કે ચીનાઓ આપણો કશો જ બળવાન મુકાબલો નહીં કરે એમ માનવામાં પોતાની પાસે પૂરતાં કારણ છે. છેક ૨૭ ઑક્ટોબર લગી નેહરુ અને મેનન આવી માન્યતા ધરાવતા હતા.

૩૭ ઑક્ટોબર

રજા પરથી પાછો બોલાવ્યો હોવાથી, આવીને મેં ચીફ ઑફ જનરલ

સ્ટાફનો હોદ્દો સંભાળી લીધો. સરકાર અને સેનાપતિ જનરલ પી. એન. થાપરે આ દિવસે સાંજરે એક નવી કોર્પ્સ ઊભી કરવાનો અને મને એના કમાન્ડર તરીકે નીમવાનો નિર્ણય કર્યો.× સેનાપતિએ મને આ નિર્ણયની જાણ ૨૧૦૦ વાગ્યે એમને ઘેર કરી. ચીનાઓ તરફના ભયને પહોંચી વળવા સાવ નવી કોર્પ્સ ઊભી કરવામાં આવતી હતી અને ઉમરાવસિંઘની કોર્પ્સ પાકિસ્તાન અને નાગભૂમિ તરફના ભયને ખાળવાની કામગીરી કરવાની હતી. જે કોર્પ્સનો મને સરદાર બનાવવામાં આવ્યો તેનું બળ આ ક્ષણે ૬૦૦૦ એટલે બે (પાંચ અને સાત) ઇન્ફન્ટ્રી બ્રિગેડ જેટલું (શક્યતા એવી હતી કે ભવિષ્યમાં એક ત્રીજી બ્રિગેડ પણ આ કોર્પ્સમાં જોડવામાં આવે) સામાન્ય રીતે એક કોર્પ્સનું બળ ૭ થી બાર ઇન્ફન્ટ્રી બ્રિગેડ જેટલું હોય છે. આ બ્રિગેડો અત્યારે ૪થા ડિવિઝનમાં હતી. એક નવી ડિવિઝન ભવિષ્યમાં ઊભી કરીને મને સોંપવાની પણ વાત હતી. આ ઉપરાંત સાજસરંજામ પણ મળવાનો હતો. આ બધું ઘણું મોડું થયું. નેફામાં ૩૬૦ માઈલ જેટલી લાંબી સરહદ સાચવવાની જવાબદારી મને સોંપાઈ. (સરખામણીમાં જોવું હોય તો બર્મામાં ૭૦૦ માઈલ સરહદ સાચવવા બીજા વિશ્વયુદ્ધમાં ૧૪મા આર્મી કમાન્ડર તરીકે ફિલ્ડમાર્શલ સ્લીમ પાસે અઢાર ડિવિઝન હતાં.) થાપરે વચન આપ્યું કે લદાખથી નેફા લગીની લાંબી સરહદ સાચવવાની જવાબદારી છે છતાં તમારી કોર્પ્સને રચવા અને સજ્જ કરવામાં બનતી ઉતાવળ કરીશ. મેનન અને થાપર બન્નેએ મને કહ્યું હતું કે મારી કામગીરી ચીનાઓને ધોલા-થાગ લા વિસ્તારમાંથી હાંકી કાઢવાની હતી.

સામાન્ય રીતના પાયદળ ઉપરાંત કોર્પ્સમાં સારા પ્રમાણમાં તોપખાનું, ઇજનેરી, વાહનો અને પુરવઠાનો પૂરતો સરંજામ હોવો જોઈએ. એનો રસાલો મોટો હોય. વાહનવહેવાર અને સંદેશા વહેવારનું ઘણું વિશાળ તંત્ર હોવું જોઈએ. તો જ એની પ્રવૃત્તિઓનું સંકલન થઈ શકે. આમાંની એક પણ સગવડ મારી પાસે ન હતી પણ 'વખત જતાં બધું સજાવી આપીશું' એમ કહેવાયું હતું. સાધારણ રીતે તો એવું હોય કે આવી બધી ગોઠવણ થાય, બધું ભેળું મળે પછી જ કોર્પ્સની કામગીરી શરૂ થાય (કાંઈ રાતોરાત

---

× ૧૯ ઑક્ટોબર ૧૯૬૨ના ટાઈમ મેગેઝીનમાં લખ્યું હતું: 'નેહરુએ નવા જ ખાસ લશ્કરના કમાન્ડર તરીકે લેફ્. જન. કૌલની નિમણૂક પખવાડિયા પહેલાં કરી. એ સેન્ડહર્સ્ટના ખડતલ સ્નાતક છે. એને નેફાના ભારતીય વિસ્તારને મુક્ત કરવાનું કામ સોંપાયું છે.

કામગીરી શરૂ ન થાય). સાધારણ રીતે એક કોર્પ્સને જમાવવાનાં અને તાલીમ આપવાનાં ઓછામાં ઓછાં છથી આઠ અઠવાડિયાં લાગે. એટલા સમયમાં કોર્પ્સના વડામથકને કામગીરી બજાવતું અને વહીવટી વ્યવસ્થા સંભાળતું કરી શકાય. અને ટુકડીઓ ભેગી થાય પછી એમને લડાઈની કામગીરીને લાયક બનાવતાં આ પછી છથી બાર મહિના લાગે. (૧૯૬૫માં ભારત-પાક યુદ્ધમાં જે કોર્પ્સે કામગીરી બજાવી તેમાંના બે તો કેટલાંય વર્ષ પહેલાં રચાયેલાં અને પોતાની કામગીરીને યોગ્ય થવા મને તેમ એમને ઘણો સમય મળ્યો હતો.) મને તો આથી વિરુદ્ધ એવી કોર્પ્સની સરદારી આપી જેનું આ ક્ષણ લગી ભૂમિ પર કશું અસ્તિત્વ ન હતું અને એનું વડું મથક તો હજુ હવે રચવાનું હતું. આમ મને તો ચમત્કાર કરવાનું ફરમાવવામાં આવ્યું હતું. અને સાથે કામગીરી આ ક્ષણે બજાવો એમ કહેવાયું હતું. જ્યારે ભારત પર ભયંકર આફત આવીને ઊતરી હતી ત્યારે આ વિષે કશી ફરિયાદ કરવાનું ઉચિત ન હતું એટલે મેં તો પ્રભુની પ્રાર્થના કરીને કામગીરીની શરૂઆત કરી મારી પાસે જે સાવ આછાંપાતળાં સાધન હતાં એનો શ્રેષ્ઠ ઉપયોગ કરીને પરિસ્થિતિનો સામનો કરવાનો નિર્ણય કર્યો.

થાપરે મને કહ્યું કે કોઈ પણ કારણસર મારી આ પદવી સ્વીકારવાની અનિચ્છા હોય તો મારે માત્ર એટલું કહેવાનું જ હતું. મારી જૂની સી જી એસ.ની પદવી અને સ્થાન મારે માટે ખુલ્લાં હતાં. એ સ્થાન મને જ મળે એવું એ ગોઠવી શકે એમ હતા મેં કહ્યું કે રણક્ષેત્રની કામગીરીની ના પાડવાનો કશો સવાલ જ ન હતો અને તેમાંય કટોકટીની પરિસ્થિતિ હોય ત્યારે તો ના પડાય જ નહીં ઊલટું આવું પદ મને આપવામાં આવે છે એ હું મારું ગૌરવ થયું માનું છુ. થાપરે મારી સાથે હાથ મિલાવીને મને સર્વ શુભેચ્છા ઇચ્છી થોડી વાતચીત પછી એમણે મને મારી નવી નિયુક્તિના સંબંધમાં સંરક્ષણ મંત્રીની મુલાકાત લેવાનું કહ્યું.

હું મેનનને મળ્યો ત્યારે પોતે મને કોઈ વેઠના કામમાં નથી જોતરતા એવી આશા વ્યક્ત કરવા સાથે એમણે મને ખાતરી આપી કે આ કામ-ગીરીમાં મને એમનો પૂરેપૂરો ટેકો અને વિશ્વાસ મળી રહેશે. એમણે જ મને કહ્યું કે વહેલામાં વહેલી ક્ષણે મારે વડા પ્રધાનને મળવું. એ જ રાતે સાડા-દસે હું નેહરુના નિવાસસ્થાને ગયો. એમણે ઉમળકાભેર મારું સ્વાગત કર્યું અને નેફા જવાનું આવ્યું તે મને કેવું રુચ્યું એવો પ્રશ્ન કર્યો. મેં કહ્યું કે આવી કામગીરી બદલ મારી વરણી થઈ એનું મને ગૌરવ હતું પણ મને મનમાં એક શંકા હતી. આપણી ઘણી ઘણી ઊણપો છતાં

ચીનાઓ આપણને ઘોલા જેવા સાવ ચીલા બહારના વિસ્તારમાં ઓછા સંખ્યાબળથી એમનો સામનો કરવાની આપણને ફરજ પાડતા હતા. નેહરુ કહે કે ભારતે ચીન સાથે મૈત્રી બાંધવા ઘણું ઘણું કર્યું. જે પણ ઝઘડા હોય તે શાંતિપૂર્વક પતાવવવાની બધી કોશિશ કરી પણ બધું જ વ્યર્થ ગયું. આગળ વાતમાં એમણે કહ્યું કે પોતે વિદેશ કચેરીના સલાહકારો સાથે સંમત હતા કે આપણે આ ચીની ઘૂસણખોરી ઘણો દીર્ઘકાળ સહી લીધી અને હવે તો એ ઘડી આવી હતી જ્યારે આપણે પરિણામની પરવા કર્યા વિના મક્કમ રીતે કામ લેવું જોઈએ. એટલે કે કામ લઈએ છીએ એવું દેખાવું જોઈએ. (નેહરુએ મારી સાથેની વાતચીતમાં આગળ લીધેલા વલણ કરતાં આ વલણ સાવ જુદું હતું ) નેહરુ એમ માનતા હતા કે ઘોલા લગી આવીને ચીના નેફા પરનો પોતાનો દાવો સાબિત કરવા માગતા હતા. આપણે આપણી પાસે જે પણ સાધન હોય એથી એનો પ્રતિકાર કરવો રહ્યો. એ એવી આશા રાખતા હતા કે ચીના ઘોલામાથી પાછા હટી જશે પણ જો એ ન હટે તો આપણે એમને હાંકી કાઢવા જ જોઈએ. એમાં કશો વિકલ્પ આપણી પાસે નહતો. જો આપણે આટલું પણ ન કરીએ તો તો લોકને સરકારમાં તલમાત્ર પણ વિશ્વાસ ન રહે. પછી નેહરુએ મારી કામગીરી બરાબર ચાલશે એવી આશા વ્યક્ત કરી અને જો કશી ખાસ વાત હોય તો પોતાને માહિતગાર રાખવા કહ્યું.

નેહરુ અને એમની સરકારને આ વખતે ખૂબ ઉત્તેજિત થયેલા લોકમતની ઘણી ફિકર લાગી હતી. જો હકીકત આમ ન હોત તો સરકારે આ ઘોલાની ઘૂસણખોરી પર લક્ષ કેન્દ્રિત કર્યું ન હોત. હકીકત એ હતી કે ઘોલા જેવી જ ઘૂસણખોરી તો અન્ય સ્થળે અનેકાનેક થઈ હતી. આ પ્રસંગે તો નેહરુ પાસે આપણે બળપૂર્વક જાળવી ન શકીએ એવું વલણ લેવરાવ્યાની જવાબદારી એમના વિદેશખાતાના અને અન્ય સ્થળોના સલાહકારોની છે.

(હું જાણતો હતો કે શાંતિને ખાતર જ નેહરુ ચીન સાથે મૈત્રીભાવ કેળવવા ઇચ્છતા હતા—જે શાંતિને ખાતર શાસ્ત્રીએ ૧૯૬૬ના જાન્યુઆરીમાં પાકિસ્તાન સાથે તાશ્કંદ કરાર સહી કર્યા તેવી જ શાંતિ. આ ખાતર ભારત અને પાકિસ્તાને પોતાના જાહેર કરવામાં આવેલા ઇરાદા કરતાં સાવ જુદી ભૂમિકા અખત્યાર કરી. છતાં (લોકે) શાસ્ત્રીને શાંતિના ફિરસ્તા તરીકે ગણાવ્યા અને નેહરુની ટીકા કરી. હકીકત એ હતી કે નેહરુએ કોંગ્રેસની સીન્ડિકેટ અને વિરોધીઓ બન્નેની ભલી લાગણી ગુમાવી હતી પણ શાસ્ત્રીએ કુનેહ અને નમ્રતાને લીધે એ જ ઠેકાણેથી સહાનુભૂતિ મેળવી હતી.

દાખલો જોઈએ તો ૧૯૬૨માં નેફામાં ચીનાઓએ થાગ લા આગળ ઘૂસણખોરી કરી ત્યારે આખો દેશ ઉશ્કેરાયો અને દેશે નેહરુ અને મેનન પર સાવધાન ન હોવાનો, જાગતા ન હોવાનો આરોપ લગાડ્યો. આમ છતાં ૧૯૬૫માં એ જ ચીનાઓ એ જ થાગ લાને ઓળંગીને હાથુંગ લા લગી એટલે ૧૯૬૨માં આવ્યા હતા તેના કરતાં ત્રણ માઈલ ઊંડે લગી આવ્યા, અને આ વખતે તો આપણી સંરક્ષણ હરોળ ઘણી મજબૂત હતી, છતાં શાસ્ત્રી વિરુદ્ધ (કે ચવાણ વિરુદ્ધ) પાર્લમેન્ટમાં કે છાપામાં ઊહાપોહ ન થયો: કારણ કે આવા ઊહાપોહને બહુ વ્યવસ્થાપૂર્વક શમાવી દેવાયો હતો.)

મને એવું લાગે છે કે જો રાજકીય વિરોધીઓ, ૧૯૫૯થી માંડીને નેહરુની પાછળ પડયા ન હોત, આપણી સંરક્ષણ વ્યવસ્થા મજબૂત છે કે નહીં તેની કશી ખાતરી કર્યા વિના જ નેહરુને ચીનાઓ સામે પગલાં ભરવાને મજબૂર કર્યા ન હોત અને નેહરુને એમની રીતે કામ કરવા દીધું હોત તો ચીના સાથેનુ ઘર્ષણ ૧૯૬૨માં નહીં પણ ઘણું મોડું આવત * જો આ ઘર્ષણ થોડાં વરસ મોડું આવ્યું હોત તો ભારત એનો સારો જવાબ દેવાની હાલતમાં હોત પણ તે ક્ષણે તો આપણે તૈયાર ન હોવા છતાં આવો પડકાર કરીએ એનો અંજામ આટલો બધો વહેલો અને આટલો બધો ઝંઝાવાતી હશે એમ કોઈએ કલ્પ્યું ન હતું

હું મધરાત પછી ઘેર આવ્યો. સવારે મારે નેફા જવાનું હતું અને નવી જવાબદારી સંભાળવાની હતી એટલે જે પણ ચીજવસ્તુ લઈ જવાને બાંધવા-ગોઠવવા મારી પાસે થોડા કલાક જ હતા. આ સાથે આવા સંજોગોમાં બીજી લાખ નાનીમોટી વસ્તુઓની પણ વ્યવસ્થા કરવાની હોય છે. આમ મને કશો રસાલો આપવામાં આવ્યો નહતો. તેઝપુર પહોંચું ત્યારે પણ મને ત્યાં કોઈ મળી રહેવાનુ ન હતુ એટલે મને થયું કે કાયમી નિયુક્તિવાળા આવી પહોંચે ત્યા લગી હું મારા થોડા વિશ્વાસુ માણસોને સાથે લઈ લઉં તો સારું. પછી તો મને નરા માણસો મળવાના (૩૩ કોર્પ્સમાંથી કદાચ મને હું ન જાણતો હોઉં એવા કેટલાક માણસ મળી રહેશે.) મેં

* શાસ્ત્રી હતા એ દરમ્યાન થયેલી આવી ઘૂસણખોરી અંગે આ જ લોકે શાણપણભર્યાં પગલાં ભરવા અનુરોધ કર્યો. ભારતે કશું 'ખોટું' પગલું ન ભરવું એમ કહ્યું. મને લાગે છે કે એમને બાદમાં ડહાપણ સૂઝ્યું હશે!

સેનાપતિની મંજૂરીથી અને મિલિટરી સેક્રેટરી મે. જ. મોતીસાગરની સલાહ લઈને આમ કર્યું. રાતના બાર અને એની વચ્ચે આ અફસરોને ખબર આપવામાં આવી. થોડા કલાકમાં જ તૈયાર થઈને એમણે મારી સાથે નેફા આવવાનું હતું. અને મારી તૈયારી પૂરી થઈ ત્યારે પરોઢનો ઉજાસ દેખાવા માંડયો હતો.

૪થી ઑક્ટોબર

બહુ જ ઉતાવળમાં નાસ્તો કર્યો. મારાં કુટુંબીઓને થોડા મિત્રસંબંધીઓ જે મને વળાવવા આવ્યા હતા તેમની અલપઝલપ વિદાય લઈને હું પાલમ ગયો અને મારી કમામતે પહોંચવા પાલમથી ઊડયો.

બપોરના ગાળામાં તેઝપુર પહોંચ્યો. લેફ્. જન. સેન અને લેફ્. જન. ઉમરાવસિંઘ વિમાનઘર પર આવ્યા હતા. તેમણે મારું સ્વાગત કર્યું. અમે બધા સરકીટ હાઉસ ગયા. અહીં જ અમે રાત રહેવાના હતા. અત્યાર લગી નેફાને લગતું કામકાજ લેફ્. જન ઉમરાવસિંઘ કરતા હતા. એમની પાસે હતી એ સાધનસામગ્રીને મુકાબલે તો એમને સોંપાયેલો વિસ્તાર અતિશય મોટો હતો.

કોર્પ્સ કમાન્ડર તરીકે મારી પાસે જે બળ હતું તે ૪ થી ઇન્ફન્ટ્રી ડિવિઝન ઓછા એક બ્રિગેડ. (કોર્પ્સનું બળ ત્રણથી ચાર ડિવિઝનનું હોઈ શકે. ૧૯૬૫ના ભારત–પાક સંઘર્ષ વખતે એટલું જ હતું.) મારી પાસે પૂરતું તોપખાનું ન હતું. મારા લશ્કરને હવાઈ રક્ષણ મળી શકે એમ ન હતું. બખ્તરિયા રક્ષણમાં થોડી જર્જરિત ટેંકો. અતિ વિશાળ વિસ્તાર અને સામે સાધનસામગ્રી શૂન્ય સેન અને ઉમરાવસિંઘ સાથે મેં તેઝપુર પહોંચીને તરત મસલત કરી. ૭મી ઇન્ફન્ટ્રી બ્રિગેડને ધોલા વિસ્તારમાં જમા કરવાની બાબતમાં શું શું થયુ હતું તે મેં એમની પાસેથી સાંભળ્યુ. દિલ્હીમાં સંરક્ષણ મંત્રીને ત્યાં મળેલી સભામાં લેફ્. જન. સેને એમ કહ્યું હતું કે ૨૯મી (સપ્ટેમ્બર) સુધીમાં આગલી હરોળના વિસ્તારમાં આપણી ત્રણ બેટેલિયનોની જમાવટ થઈ ગઈ હતી. વાસ્તવમાં ૪થી ઑક્ટોબર લગી પણ ધોલામાં એક બેટેલિયન અને વત્તા થોડુંક એટલું જ જમા થયુ હતું. બીજા બધા તો હજુ લુમ્પુ ખાતે હતા. લુમ્પુ ધોલાથી પંદર માઈલ પશ્ચિમે દૂર હતું. જમાવટનો કાર્યક્રમ પણ નિર્ધારીત રીત કરતાં પણ ઘણો જ પછાત હતો. એનું કારણ એ હતું કે આ ઊંચાઈએ સામાનની હારફેર માટે એક માત્ર સાધન તે હમાલો. અને એ હમાલો અહીં પૂરતા પ્રમાણમાં ન હતા. અમારી પાસે ઘણા જ ઓછા હમાલો

હતા. આથી મેં હજારેક હમાલને સરહદી રસ્તાનું બાંધકામ કરનારા પાસેથી લીધા. સરકારને આની ખબર આપી. ઑક્ટોબરની ૯ સુધીમાં ઘોલા વિસ્તારમાં સાતમી બ્રિગેડની પૂરી જમાવટ થઈ શકે એવાં બીજાં પગલાં લીધાં. જમાવટનું કામ જલદીથી કરવા માટે મારો તર્ક આમ હતો :

(૧) જો ઘોલા વિસ્તારમાંથી ચીનાઓને હાંકી કાઢવા હોય તો આપણી જમાવટ ખામીભરી અને ઓછપવાળી હોય તોય એમની જમાવટ કરતાં પહેલી થવી જોઈએ.

(૨) જો આપણે જમાવટના કામમાં ઢીલ કરીશું તો પછી બરફ વરસવા માંડશે અને પછી આપણે યોજના મુજબ કામ કરી શકીશું નહીં.

કોક સ્થળે એમ કહેવાયું છે કે હું સીધો સરકારને જ માહિતી આપતો હતો, તે વાત ખોટી છે. હું લેફ. જન. સેન જે આર્મી કમાન્ડર હતા તેમની સાથે જ સંપર્કમાં હતો. (આમ કરવાનું મને ફરમાવવામાં આવ્યું હતું અને એ જ ફરમાન મુજબ જે સંદેશા હું સેનને મોકલતો એ જ આર્મી ચીફ જનરલ થાપરને મોકલતો.) તેઝપુરમાં ૪થી ઑક્ટોબરે પહેલી મસલત થઈ પછી તરત જ મેં પૂર્વીય કમાન્ડ (સેન) અને આર્મી હેડક્વાર્ટર્સ (થાપર)ને સંકેત મોકલ્યો. એમાં જણાવ્યું કે, મને લાગે છે કે દુશ્મન આપણને ત્સાંગધાર–ઘોલા વિસ્તારમાં, તવાંગને કબજે કરવાની દાનતથી ફસાવશે. થોડા દિવસ પછી આમ જ બન્યું

આ ક્ષણ લગી બ્રિગેડિયરની પદવીથી ઊંચો હોદ્દો ધરાવતા કોઈ જ અફસરે ત્સાંગધાર–ઘોલા–નામકાચુ વિસ્તારમાં પગ મૂક્યો ન હતો. વિસ્તારમાં અતિશય ત્રાસ થાય એવી ભૂમિ હતી અને ઊંચી પર્વતમાળા વચ્ચે આ વિસ્તાર આવ્યો હતો. એટલે જેવો હું ૪થી તારીખે તેઝપુર પહોંચ્યો એવો જ મેં મનમાં નિર્ણય કર્યો કે કાલે સવારે જ હું ઘોલા પહોંચી જઈશ અને જે વિસ્તારમાં કામગીરી બજાવવાની છે તે જોઈ લઈશ. ઉપરાંત અગ્રીમ હરોળના મારા લશ્કરનો જુસ્સો કેવો છે તે જોઈ લઈશ. (મારી કોર્પ્સ તો હજુ જમા થતી હતી અને આ મુલાકાત એકાદ અઠવાડિયામાં પતી જશે.)

સાધનસામગ્રી વગેરે બાબતના હુકમો આપવામાં અને કામગીરી બજાવનારા લશ્કરની જમાવટ અને રિયનિ વગેરેની આજ્ઞાઓ કાઢવામાં જ મધરાત થઈ. પછી હું અલપઝલપ થોડું ઊંઘ્યો અને પરોઢનો ઉજાસ થતાં તો ઘોલાની પ્રથમ મુલાકાત માટે તૈયાર થઈ ગયો.

૫મી ઑક્ટોબર

તેઝપુરના વિમાની મથકે મને વળાવવા લેફ્. જન સેન અને લેફ્. જન. ઉમરાવસિંઘ આવ્યા હતા. અહીંથી હું સવારે ૭ વાગ્યે ભુતાન સરહદ પરના દારરંગા જવા ઊપડ્યો. મારી સાથે લેફ્. કર્નલ સંજીવરાવ હતા. અમે મારા કોર્પ્સની જમાવટને થોડા દિવસની વાર લાગવાની હતી એટલે મેં બ્રિ. કે. કે. સિંઘ, મેજર માલહોત્રા અને મારા રસાલાના એક બે બીજા અફસરોને બીજે દિવસે મારી પાછળ આવી પહોંચવા કહ્યું હતું. એ લોક પણ પરિસ્થિતિને પોતાની નજરે જુએ અને જે ભૂમિ પર કામગીરી કરવાની હતી એને વ્યૂહાત્મક દૃષ્ટિએ જુએ. એમણે જાતે આ જોયું હોય તો જે પ્રશ્નો ઊભા થાય તેનો વાસ્તવિક નિકાલ એ કરી શકે. મેં ૪થી ઇન્ફન્ટ્રી ડિવિઝનના કમાન્ડર મે. જન નિરંજન પ્રસાદને ઝીમીન્યાંગ મળવા અને મારી સાથે ઘોલા આવવાનું કહેવરાવ્યું હતું (અમે અહીં હાજર ન હોઈએ એ દરમ્યાનની જમાવટની વ્યવસ્થા કરવા મે મારા વહીવટી બ્રિગેડિયર, બ્રિ કે. ડી. પચનંદાને મૂક્યા હતા)

દારરંગાની કહેવા ખાતર કહેવાતી વિમાનપટ્ટી પર ઊતરી હું હેલીકોપ્ટરમાં બેઠો. કોઈ પણ પ્રકારના વિમાનમા તેલ પૂરવાની ઇતિહાસ પહેલાના કાળની પ્રાચીન રીત સિવાય અહીં બીજી કશી સગવડ ન હતી. આને કારણે મારા કાર્યક્રમમાં વિલંબ થતો હતો. ગમે તેમ કરીને અમે બપોરના ભાગમાં ઝીમીન્યાંગ પહોંચ્યા. ૬૦૦૦ ફૂટ ઊંચાઈએ આ નાનકડું ગામડું આવ્યું છે. મૂળ આ વેપારનો રસ્તો. લ્હાસાથી ખીનઝામને રસ્તે થઈને ભારતમાં તવાંગ લગી આવે. ઊતર્યો એવો એક માહિતી (ઇન્ટિલીજન્સ) ખાતાનો માણસ મળ્યો. એની પાસેથી મેં આપણી સામે ઊભેલા ચીની લશ્કરનું બળ કેટલું હશે એની વાત સાંભળી. સાથે આપણા દળની ઊણપો વિષે પણ જાણ્યા પછી મેં પૂર્વીય કમાન્ડને અને લશ્કરના વડા મથકે સંદેશો મોકલ્યો. એમાં નીચેની હકીકતો સ્પષ્ટ કરીને જણાવી હતી:

(૧) પહેલી વાત એ કે આ ક્ષણે પણ થાગલા વિસ્તારમાં ચીનાઓની એક બ્રિગેડ તો જમાવટ કરીને પડી છે.

(૨) આ સ્થળે ચીનાઓ પાસે જે હથિયાર હતાં એમાં તોપખાનું અને હેવી મોર્ટાર ઉપરાંત રીકાઈલલેસ ગન પણ હતી.

(૩) (આપણાં પાંગળાં અને એમનાં માતબર સાધન જોતાં) દુશ્મન આપણને ભારે છક્કડ ખવરાવે એવી શક્યતાનો હું ઇન્કાર કરી શકતો નથી.

(૪) આપણે આ પરિસ્થિતિને અત્યંત ઉતાવળે સમાલી લઈશું નહીં તો આપણે માથે રાષ્ટ્રીય આપત્તિ ઊતરશે. (આપણે આપણા સાચા બળનો ક્યાસ ન કાઢ્યો તેમ ચીનાઓની બધા પ્રકારની ચઢિયાતી સજ્જતાનો વિચાર કર્યા વિના જ આવી પરિસ્થિતિને નિમંત્રણ આપીને ભૂલ કરી છે.)

(૫) એટલે આ સંજોગોમાં હું સાવચેતીનાં પગલાં તરીકે હવાઈ સમર્થનની ભલામણ કરું છું. (આ બેધારું હથિયાર છે પણ એ ખેડવા જેવું જોખમ ગણાય.) કશાય વિલંબ વિના અને ગમે તે ક્ષણે મદદમાં આવી શકે એ રીતે હવાઈ દળને અહીં મૂકવું જોઈએ.

(જોવાની વાત એ છે કે ૧૯૬૫માં લશ્કરે પાકિસ્તાન સામે પગલાં ભર્યાં એ પહેલાં એને હવાઈ મદદ વિશાળ પ્રમાણમાં પૂરી પાડવામાં આવી હતી. આ કિસ્સામાં તો હજુ અમને મદદ આપવી કે નહીં એની ચર્ચા કરતા હતા.)

હવામાન બપોર પછી બગડ્યું તે મારું હેલીકોપ્ટર મને સિરખીમ લઈ જઈ ન શક્યું. એટલે મારા સમયનો સદુપયોગ કરવા હું લુમ્પુ ગયો. અહીં મેં હેડક્વાર્ટર્સના રસાલાને, ૭મી બ્રિગેડને, ૨ રાજપૂત અને ૧/૯ ગુરખાને બીજે દિવસે ધોલા તરફ પ્રયાણ કરવા કહ્યું. એ લોક હમાલોની રાહ જોતા હતા. મેં એમને ખાતરી આપી કે સરંજામ એમને વેળાસર મળી જશે અને એ બાબતની હું ખાસ કાળજી કરીશ.

જો આ દળ વહેલામાં વહેલી તકે અહીંથી નીકળે નહીં તો, ચીના ધોલા વિસ્તારમાં આપણા કરતાં વહેલા સ્થિર થાય એવો ભય તો હતો જ. આથી આપણે ઘણી કફોડી દશામાં મુકાઈએ. પણ મોટો ભય તો એ હતો કે બરફ જામે એટલે બધા જ માર્ગ રૂંધાઈ જાય. અને તો ૭ માસ લગી અવરજવર બધી જ બંધ થાય. બીજે દિવસે મને ૪થી ઇન્ફન્ટ્રી ડિવિઝનના કમાન્ડર મે. જન. નિરંજન પ્રસાદ મળ્યા. એમને મેં આમ કર્યું છે એના સમાચાર આપ્યા.

રાત મેં ઝીમીત્થાંગમાં ગાળી. આ સ્થાન ખીનઝામાનેથી સાત માઈલ દૂર છે. એ રાતે, હું આગળ જેની વાત કરી ગયો છું તે આપણા જાસૂસી દળવાળા ભાર્ગના તંબૂમાં રહ્યો.

૬ઠ્ઠી ઑક્ટોબર

આ દિવસે વહેલી સવારે હું, મે. જન. નિરંજન પ્રસાદ (જેને હવે પછી આપણે નિ. પ્ર. એમ ઓળખીશું.) તથા લેફ. કર્નલ રાવ, ઊઠીને સિરખીમ ગયા. આ સ્થાન ૯૦૦૦ ફૂટ ઊંચે છે. આ પછી અમે બેએક કલાક ચાલ્યા અને ઊંચે ચઢયા. કેડી ભારે જહેમતભરી હતી. અત્યંત કષ્ટભરી ચાલ પછી અમે અડધોક માઇલ લાંબા પહોળા સાવ પોચી જમીનના કળણમાં થઈને અમે ૧૦,૫૦૦ ફૂટની ઊંચાઈએ આવેલા 'દલદલ' નામના સ્થાને પહોંચ્યા. આ કળણની ભૂમિ એટલી પોચી હતી કે પગ મૂકીએ તો દોઢ ફૂટ અંદર જતો રહે. આથી ચાલતાં ખૂબ જ કષ્ટ પડતું. અહીંથી અમે હાથુંગ લાની તળેટીએ આવેલી નાનકડી ઝૂંપડીએ પહોંચ્યા. અહીંથી ઊંચે ચઢયા અને ત્રણેક કલાકના ઊંચા ચઢાણ પછી અમે હાંફતા અને સાવ થાકી ગયેલા આ ઘાંટીના શિખરે પહોંચ્યા. શિખર ૧૫,૦૦૦ ફૂટ ઊંચે છે. અહીં અમે બધે સ્થળે જોવા મળતા બૌદ્ધ ધ્વજો જોયા. વાંસ પર બેરવેલા વાવટા સખત પવનમાં ફરફરતા હતા. એમનો હેતુ તો ભૂતપ્રેત જેવા દુષ્ટ આત્માની બધી અલાબલા દૂર કરવાનો હતો. (અમારા કિસ્સામાં એમનાથી આટલી કામગીરી પણ ન થઈ!) આ પછી લગભગ સીધું ઉતરાણ આવ્યું. અને એમાં પાછાં નાળાં, અને ઝરણાંનો પટ, લપસી જવાય એવા પથ્થર આવે. રસ્તો સાવ નવો અને અડાબીડ. એ પાર કરીને અમે પુલ ૧ પર પહોંચ્યા. લગભગ ૨૦૩૦ વાગ્યા હશે. આ પુલ ૧ ૧૦,૦૦૦ દસ હજાર ફૂટની ઊંચાઈએ આવ્યો છે. નામકાચુ નદી પરનો આ પુલ અત્યારે ૨ રાજપૂતની ટુકડીના હાથમાં હતો. અહીંથી એક કેડી ખીન્ઝામાને જતી હતી. એનો એક ફાંટો યાગ લા જતો હતો.

એ રાતે, મને બરાબર યાદ છે કે નિ. પ્ર એ કહ્યું હતું કે ઠેઠ ઑગસ્ટ મહિનામાં (ચીનાઓએ ઘોલા વિસ્તારમાં ઘૂસણખોરી કરી એના એક મહિના પહેલાં) પોતે ૩૩ કોર્પ્સને થાગ લા કરાડ પર જમાવટ કરવાની ભલામણ કરી હતી. પણ પૂર્વીય કમાન્ડે (લેફ. જન. સેને) પોતાને આમ કરવા દીધું ન હતું. એમની એ માન્યતા હતી કે જો એમણે થાગ લા કરાડ આગળ જમાવટ કરી હોત તો ચીનાઓ સપ્ટેમ્બરમાં ઘોલા લગી આવી શકયા ન હોત. આ આપણી ભૂમિ હતી અને એ વખતે ત્યાં ચીનાનો પગપેસારો ન હતો. વિશેષમાં એમ કહ્યું કે હજુ બે દિવસ પહેલાં જ મેં તવાંગ મુકામે એમને એ મતલબનું કહ્યું હતું કે, 'મેં તમારા કોર્પ્સ કમાન્ડર(ઉમરાવસિંઘ)ને તો

ખડખડિયું પકડાવી દીધું. હવે તમારે માથે નવો સરદાર ( કૌલ ) આવે છે. જો સાતમી ઇન્ફન્ટ્રી બ્રિગેડ ચાલતી નહીં થાય તો શું પરિણામ આવશે એ તો તમે જાણો જ છો ! નિ. પ્ર.ને એ વાતથી આશ્ચર્ય થયું કે પોતે જમાવટ કરવાના માર્ગમાં કેટલી બધી અને શી શી હરકત હતી એ સ્પષ્ટ જણાવતા રહ્યા હતા છતાં સેને જમાવટનું કામ પૂરું થવાની જુદી જુદી તારીખો દિલ્હીમાં ઉચ્ચ અધિકારીઓને આપ્યા કરી હતી ! (૨૯મી સપ્ટેમ્બર, ૫ મી ઑક્ટોબર, ૧૦ મી ઑક્ટોબર.) સેનના કહેવા મુજબ આ આ તારીખોએ સાતમી બ્રિગેડ ઘોલા મુકામે જમા થઈ જવાની હતી.

પુલ ૧ ના પાસે લેફ્. કર્નલ મિશ્રા મળ્યા. એમણે આસપાસની ભૂમિનો, સામે જ પડેલા થાગ લા પર ઊંચાઈએ ચીનાઓએ જમાવેલી સ્થિતિનો અને થોડા છેલ્લા દિવસમાં એમના વર્તનની જે તરાહ જોવા મળી હતી એનો અમને ખ્યાલ આપ્યો. હવે ચીની જમાવટ લગભગ એક બ્રિગેડ જેટલી થઈ હતી એનો પણ એમણે અમને તુલનાત્મક ખ્યાલ આપ્યો.

૭મી ઑક્ટોબર

છોટા હાજરી પછી હું પુલ ૨ પર ગયો. આ સ્થાન ૯મી પંજાબ સાચવતી હતી. આ બૅટેલિયનના સર્વ માણસો પૂરા જુસ્સામાં હતા. એમણે સારી કહેવાય એવી સ્થાનીય જમાવટ કરી હતી. ખૂબ ખરાબ કેડી પર થઈને હું ઘોલા પહોંચ્યો. આનુ બીજું નામ છે ત્સે દૉંગ. અહીં મને બ્રિગેડિયર જૉન પરશોતમ દળવી જે સાતમી ઇન્ફન્ટ્રી બ્રિગેડના કમાન્ડર હતા તે મળ્યા. એ મારા કરતાં થોડી વાર પહેલાં જ અહીં પહોંચ્યા હતા. નવમી પંજાબના ઓ. સી. લેફ્. કર્નલ મિશ્રા તો મારી સાથે જ પુલ ૧ પરથી પુલ ૨ પર આવ્યા હતા. ૨ રાજપૂતના ઓ. સી. લેફ્. કર્નલ રીખ અને ૧/૯ ગુરખાના ઓ. સી. લેફ્. કર્નલ અહલુવાલિયા પણ અહીં મળ્યા.

અહીંથી મેં પૂર્વીય કમાન્ડને અને આર્મી હેડક્વાર્ટર્સને સંદેશો મોકલ્યો જેની મતલબ આમ હતી :

(૧) અહીંની પરિસ્થિતિને અતિશય ઊંચાઈએ થતી જંગલની લશ્કરી કામગીરી કહી શકાય ( જંગલ વોરફેર ઍટ હાઈ ઍલ્ટીટ્યુડ ).

(૨) આપણે કશા જ સામાન વિના પુલ પાંચ કબજે કર્યો છે અને કામચલાઉ 'લોગ' પુલ પર એક પ્લેટૂન મૂક્યું છે.

(૩) આપણે ત્સાંગ્લેનો વિનાવિરોધે કબજો લીધો છે.

થોડા કલાકની ચઢઊતર પછી હું ધોલા ચોકીએ પહોંચ્યો. પુલ ૩ થી આ સ્થાન ૩૦૦ વાર જેટલું દૂર હતું. સારે ૧૪૦૦ વાગ્યા હતા આ ચોકી ૧૨,૦૦૦ ફૂટ ઊંચાઈએ આવેલી છે. ૧૫૦૦ વાર જેટલે છેટે જ દુશ્મનનું મુખ્ય કળસ્થાન જમાવીને રચાયું છે. આપણી સ્થિતિ પર એમનો વિશેષ પ્રભાવ છે. આ વખતે આસપાસનાં શિખરો પર બરફની આછી છાંટ દેખાતી હતી

મારા પહેલા પ્રત્યાઘાત એવા હતા કે ઘણાં ઘણાં કારણસર ધોલાનો વિસ્તાર લશ્કરી કામગીરી માટે યોગ્ય કે અનુકૂળ ન હતો અને (આક્રમણ કે રક્ષણ) કોઈ પણ કામગીરી માટે આ સ્થાનની પસંદગી લેફ. જન. સેને કે બ્રિગેડિયર દળવીએ કરવી જોઈતી ન હતી. આ માટે મારી દલીલ નીચે મુજબની હતી:

(૧) એક તો આ સ્થાને પહોંચવાની ભારે મુસીબત હતી. વહેવાર જાળવવાનુ અત્યંત દુર્ઘટ હતું. એટલે આ સ્થાને સહજ રીતે જવાય એવું ન હતું.

(૨) આપણાં તેમજ દુશ્મનનાં સ્થાન જોઈએ એટલી સરળતાથી જોઈ નીરખી શકાતા ન હતાં. એટલે ગોળીબાર આડેધડે જ થાય એવુ હતું.

(૩) વહેવાર નબળો હતો એટલે લશ્કરની હારફેર સરળ ન હતી.

(૪) આપણી સ્થિતિની સામે જ એક પ્રચંડ પ્રવાહ વહેતો હતો અને એ આપણે માટે મોટી હરકતરૂપ હતો.

સરકારે લેફ. જનરલ સેનને ધોલાની આસપાસથી ચીનાઓને હટાવો એવો હુકમ આપ્યો હોય તોપણ એમણે ,આ સ્થાનની વ્યૂહાત્મક, ભૌમિક અને બીજી મુશ્કેલીઓનો પૂરો ખ્યાલ આપવો જોઈતો હતો અને એમણે પોતે તો ચીનાઓ પર અન્ય સ્થળેથી દાબ પાડવાનું કરવું જોઈતું હતું.

દુશ્મને થાગ લાની કરાડે સંખ્યાબળ અને સામગ્રી બન્નેની સરસાઈ સાથે જમાવટ કરી હતી. બરાબર આપણી સામે જ આ જમાવટ હતી. આપણે નજરે જોઈ શકતા હતા. આપણે પક્ષે આપણા જવાનોને હમેશાં સામગ્રીની ઓછપ, આયુધોની ઓછપ અને સરંજામની ઓછપ રહ્યા કરતી. આપણે લીધેલી સ્થિતિ—જે મારા અહીં આવ્યા પહેલાં જ બીજાઓએ પસંદ કરી હતી—તે તો એક રીતે સરખામણીમાં નીચાણવાળા ભાગમાં હતી. જ્યાં પણ જાઓ ત્યાં ચીના તમને જોઈ શકે એવી હાલત હતી.

પછી મેં હેડક્વાર્ટર્સ—પૂર્વીય વડામથક તથા લશ્કરી વડામથકને ખબર આપ્યા:

(૧) અમને હવાઈ માર્ગે જે સરંજામ, દારૂગોળો, શિયાળુ કપડાં વગેરે પહોંચાડવામાં આવે છે તે એવાં સ્થળે પડે છે કે ત્યાં પહોચવું જ અશક્ય હોય છે.

(૨) ૨ રાજપૂત અને ૧/૯ ગુરખા પાસે માત્ર ત્રણ દિવસની ખાધ ખોરાકી અને માણસદીઠ નાનાં હથિયારના દારૂગોળાના પચાસ રાઉન્ડ જ સિલકમાં હતા. મોર્ટાર વગેરે અહીં પહોંચ્યાં ન હતાં. લુમ્પુ અને ધોલા વચ્ચે ક્યાંક હતાં.

(૩) શિયાળુ કપડાંની તંગીને કારણે* બે બટેલિયનના જવાનોને ૧૫,૦૦૦ ફૂટની ઊંચાઈએ, એક બનૂસ અને ઉનાળાના કામના ગણવેશ સાથે રાતે રહેવું પડે છે. (અહીં પણ અમારી પાસે પગરખાં× ન હતાં.

(૪) મુલકી હમાલોની એટલી તીવ્ર ટંચાઈ હતી અને હવામાંથી પહોંચાડવામાં આવતો પુરવઠો એવી અશક્ય જગ્યાએ પડતો કે અમારી જમાવટનું કામ ઘણું જ ધીમું થઈ ગયું હતું.

(૫) સરહદી રસ્તા બાંધનારા દળમાંથી મેં માગેલા હમાલોને અહીં પહોંચતાં વાર થશે. એમને ૨૦૦ માઈલ જેટલા દૂરના સ્થળેથી અહીં લાવવાના હતા.

(૬) હવાઈ રીતે માલસામાન પહોંચાડવાની કામગીરીને માટે તાબડતોબ બીજાં વિમાન મળવાં જોઈએ.

(૭) હુકમ પ્રમાણે ચીનાઓને આ વિસ્તારમાંથી હકાલી કાઢવાનું કામ કરવા હરપ્રકારનાં પગલાં લઉં છું.

(૮) આપણે શરૂઆતમાં ગમે તે સ્થાન કબજે કરીએ તોપણ ચીનાઓ પાસે સારું સંખ્યાબળ હતું તથા સારી રીતે સજ્જ હતા એટલે આપણને એ સ્થાનેથી એ લોક ગમે ત્યારે હટાવી શકશે

૯મી ઑક્ટોબર

રાતે ખૂબ બેચેની હતી. પૂરી ઊંઘ ન આવી. હું પુલ ૪ પાસે ગયો.

---

* દારૂગોળો, ખાદ્યસામગ્રી અને કપડાંની બાબતમાં તો પોતાની પાસેના જથ્થામાંથી લેફ. જન. સેને, આ બધું ધોલા વહેલું પહોંચે એવી વ્યવસ્થા કરવી જોઈતી હતી.

× પગરખાં માટે ખાનગી સાહસને ઑર્ડર આપવાની વાતનો મેનને સતત વિરોધ કર્યો હતો. આ વિરોધને કારણે આ ઊણપ ચાલુ રહી હતી.

અહીં ૭મી બ્રિગેડનું વડું મથક હતું. ૨ રાજપૂત અને ૧/૯ ગુરખા પુલ ૩ અને પુલ ૪ની વચ્ચે હતા. પુલ ૪ ૧૨,૫૦૦ ફૂટની ઊંચાઈએ છે. મારા ગામથી અડધોએક માઈલ દૂર હતું. અડધા કલાકમાં ત્યાં પહોંચ્યો. અહીં ઇન્ફન્ટ્રી બૅટેલિયનના નાયકો, બ્રિગેડના નાયકો અને ડિવિઝનલ કમાન્ડરો સાથે મારે બહુ રસિક ચર્ચા થઈ. આ ચર્ચા મેં સાથે મળીને યોજના ઘડવા, દરેકનું દૃષ્ટિબિંદુ સમજવા અને અત્યંત ગંભીર પળે સાથે મળીને નિર્ણયો લેવા ગોઠવી હતી. અને અમે એમ કર્યું.

અમે આ ચર્ચા કરતા હતા ત્યારે ચીનાઓએ ૪૦૦ વાર છેટેથી કાં તો અમને ભડકાવવા કે કાં તો કશું ઉતાવળું પગલું ભરવા પ્રેરવાના હેતુથી ઑટોમેટિક બંદૂકોમાંથી એક વાર ગોળીબાર કર્યો. અમે આડ લીધી. હવે પછી શું થશે એ અમે જાણતા ન હતા. પણ આ એક ગોળીબાર પછી કશું ન થયું એટલે મેં બધાને ફરી ચર્ચા માટે એકઠા થવા જણાવ્યુ અને અમે ચર્ચા ચાલુ રાખી.

છેક ૨૮મી સપ્ટેમ્બર ૧૯૬૨ના જેટલા કાળ પહેલાં બ્રિગેડિયર દળવી સાતમી ઇન્ફન્ટ્રી બ્રિગેડના કમાન્ડર હતા એમણે ૪થી ઇન્ફન્ટ્રી ડિવિઝનને જણાવ્યુ હતું કે ત્સેંગ્લે આગળ થાણું જમાવીને ધોલાની ડાબી બાજુએ હુમલો થઈ શકે. એટલે પ્રથમ પગલા તરીકે ત્સેંગ્લે પર પૂરી પકડ કરવી જોઈએ. પૂર્વી કમાન્ડે જ્યારે ધોલા વિસ્તારમા ૭મી ઇન્ફન્ટ્રી બ્રિગેડની જમાવટ કરવાનું ૩૩ કોર્પ્સને કહ્યુ ત્યારે, ૩૩ કોર્પ્સે ૪થી ઇન્ફન્ટ્રી ડિવિઝનને, લેફ. જન. મેનના દમાણ હેઠળ, ૯મી સપ્ટેમ્બરે જણાવ્યુ કે જમાવટની તારીખ કોઈ પણ સંજોગોમાં ૫મી ઑક્ટોબરથી આઘે ન લઈ જતા.

બ્રિગેડિયર દળવીની યોજના મે મંજૂર રાખી. આ યોજના એમણે મારા આવ્યા પહેલા ઘડી હતી. યોજના એવી હતી કે આશરે એક કમ્પની જેટલા બળને નામકાચુ નદીની ઉત્તરે ત્સેંગ-જ્ઞેગ વિસ્તારમાં મોકલવી. આ ક્ષેત્ર આપણી જ ભૂમિમાં છે. આ ટુકડી ૮ મી તારીખે મોકલવી. જો કશો વિરોધ ન થાય તો ટુકડીએ અહીં કબજો કરવો. આને માટેનાં કારણો નીચે મુજબ હતાં:

(૧) આમે, મારા આવ્યા પહેલાં જ આપણું દળ નદીની ઉત્તરે ગયું હતું, અને એમણે ત્સેંગ્લેમાં જમાવટ કરી હતી.

(૨) જો આપણે ત્સેંગ-જોંગનો કબજો કર્યો ન હોત તો બધાં ચિહ્ન

એવાં દેખાતાં હતાં કે ટૂંક સમયમાં ચીનાઓએ એનો કબજો કર્યો હો' અને તો લોગ પુલ પર ભય વધ્યો હોત.

(૩) મેં જવાબદારી લીધી એના ૭ દિવસ પહેલાં, ૨૮મી સપ્ટેમ્બરે ૭મી ઇન્ફન્ટ્રી બ્રિગેડના કમાન્ડરે પોતાની નોંધમાં લખ્યું હતું કે એમર્ન ટુકડી નદી ઓળંગીને ત્સેંગજોંગનો કબજો લેશે. (મેં આ આમ વ્યૂહ સૂચવ્યો હતો એમ સાવ ખોટી વાત વહેતી થઈ છે.) જો મારે આ ચાલ અટકાવવી હોત તોય હું ૮મીએ ત્યાં પહોંચ્યો ત્યારે ઘણો મોડો પડચો હોત. બ્રિગેડ કમાન્ડરના હુકમ પ્રમાણે ટુકડી ક્યારનીય નીકળી ચૂકી હતી.

પછી મેં પૂર્વીય કમાન્ડને અને આર્મી હેડક્વાર્ટર્સને જે અહેવાલ મોકલ્યા તેમાં નીચેના મુદ્દા સમાવ્યા હતા:

(૧) ત્સેંગ-જોંગ વિનાવિરોધે કબજે કર્યું. ચીનાઓનુ મુખ્ય મથક થાગ લા અને સુમરતો લા વચ્ચે, ૧૪,૦૦૦ ફૂટની ઊંચાઈએ લગભગ ૩,૫૦૦ વાર જેટલા વિસ્તારમાં લાગે છે. આ મથકથી ધોલા અને પુલ ૪ પરના આપણા થાણા પર દાબ રાખી શકાય.

(૨) દુશ્મને આ વિસ્તારમાં ઊંડી ખાઈઓ ખોદીને બન્કર્સ નાખ્યાં છે. પોતાના મુખ્ય બચાવ તરીકે, આપણે ત્સેંગ-જોંગ કારપો લા બાજુથી ડાબે પડખેથી અને પુલ ૧લા તથા ખીન્ઝામાને બાજુથી જમણે પડખેથી આવી એ એ સામેની વાડ ઊભી કરવા સાથે વૈકલ્પિક આડ પણ રચી છે.

(૩) ખોરાકનો પુરવઠો લગભગ નહીં જેવો હોવાથી મેં આપણા તમામ માણસોને બીજો હુકમ મળે ત્યાં સુધી પુરવઠો સંભાળીને ચલાવવા અને સંયમ જાળવવા હુકમ કર્યો છે.

અને એમાં આજે દશેરાનો દિવસ!

૯મી ઓક્ટોબર

મને આર્મી હેડક્વાર્ટર્સ પરથી સંદેશો મળ્યો. એમાં જણાવ્યું હતું કે એમને પાકી બાતમી મળી છે કે ત્સોના-ઝોંગ પાસેથી આપણા તરફ ધસતા ૩૦૦ મોર્ટાર અને તોપનો કાફ્લો નીકળ્યો છે અને એવી પણ માહિતી છે કે ચીનાઓ તવાંગ પર હુમલો કરે. આના જવાબમાં મેં જણાવ્યું કે આવી પરિસ્થિતિને પહોંચી વળવા વડું મથક યોગ્ય પગલાં ભરશે જ; કારણ કે આ ક્ષેત્રમાં મારી પાસે જે સાધન હતાં તેનાથી પહોંચી વળું એના કરતાં ઘણા મોટા ભયનો મારે સામનો કરવાનો હતો.

મેં પુલ ચાર પાસેની આપણી સ્થિતિનું નિરીક્ષણ કર્યું અને આસ-પાસના વિસ્તારથી પરિચિત થવાનો યત્ન કર્યો. બ્રિગેડિયર દળવીએ, મેં આમ કર્યું એથી પોતાને કેટલી ખુશી થઈ હતી એમ મને કહ્યું. આગળ વધીને એમણે એમ કહ્યું કે એમની ટુકડી અને એ પોતે, હું એમની મુશ્કેલી પ્રત્યે કેટલી હમદર્દી રાખું છું એ વાત સમજે છે અને એની ઊંડી કદર કરે છે. આમ તો આ સ્થાન પર આવવાની તસ્દી લેનાર પણ હું પહેલો જ ઉચ્ચાધિકારી હતો.

આપણી સ્થિતિઓનું નિરીક્ષણ કરતાં કરતાં, નદીને સામે જ કાંઠે આવેલી ચીની સ્થિતિઓ કેટલી મજબૂત અને માતબર હતી અને એની સાથેની સરખામણીમાં આપણે કેટલા ઊણા દેખાતા હતા એ વાત કહી. લેફ્. કર્નલ રાવ અને બીજા થોડાઓએ મને આમ કહેતાં સાંભળ્યો. દળવીએ જે સ્થિતિઓ જમાવી હતી તે ન તો યોગ્ય ભૂમિ પર હતી કે ન તો એનું યોગ્ય ગોપન (કમોફ્લાજ) કરવામાં આવ્યું હતું. એમણે જે પડાવ અને રહેવાસ ગોઠવ્યો હતો (શેલ્ટર્સ અને બન્કર્સ) તે પણ ભારે તોપમારામાં ટકી રહે એવાં ન હતાં. અને ૧/૯ પંજાબના અપવાદ સિવાય બીજા કોઈનેય આ વિસ્તારની ભૂમિનો કશો ખ્યાલ ન હતો. વાસ્તવમાં તો એ બધા અહીં થોડા સમય પહેલાં જ આવ્યા હતા. હું જોઈ શક્યો કે મેં જે કહ્યું તે દળવીને ગમ્યું નહીં. સિનિયર અધિકારી તરીકે મને જે લાગે તે મારે કહેવું જ જોઈએ અને તે પણ જ્યાં સક્રિય કામગીરી ગમે તે ક્ષણે આવી પડે તેમ હોય તેવા ક્ષેત્રમાં. હું અહીં કોઈ લોકની ભૂલ હોય તોય એમની પીઠ થાબડવા આવ્યો ન હતો. કમાન્ડ એટલે માત્ર પ્રેક્ષક એવો જ અર્થ થાય એમ હું નથી માનતો. સિનિયર અધિકારી એ ન તો કઠપૂતળી રહી શકે કે ન તો માત્ર ટપાલઑફિસ બની શકે. કટોકટી વખતે માણસોના જાન ખતરામાં હોય ત્યારે તુમારને કોઈ સામાન્ય રાહેના મુજબની રીતે પસાર થવાનું નથી હોતું જે વખતે સમય જ ઘણી અહત્ત્વની વાત હોય છે ત્યારે તો એ જ ક્ષણે અમલ થાય એ અનિવાર્ય બની જાય છે. (૧૯૬૫ના ભારત–પાક સંઘર્ષ વખતે ઘણા જ હાથ તળેના અમલદારના અધિકાર લઈ લેવા પડે એવા પ્રસંગો આવ્યા હતા. અને આ અધિકાર લઈ લેવા પડ્યા તે પછી ક્ષતિઓ બદલ લેવા પડ્યા હતા.)

એ બપોરે મેં ૭મી બ્રિગેડના બધા અફસરો અને જ્યુનિયર કમિશન ઑફિસર સાથે ટૂંકો વાર્તાલાપ કર્યો. આપણી સામે જે કામ હતું તેની

અગત્ય સમજતી. સાથે એ કામ પાર પાડવાની એમની શક્તિમાં મારો વિશ્વાસ છે એ વાત પણ મેં કહી. એ બધા જ મારા જુસ્સામાં લાગ્યા.

આ સાંજે મને આર્મી ચીફ તરફથી સંદેશો મળ્યો. એમને અને ભારત સરકારને મારામાં પૂર્ણ વિશ્વાસ છે એવું એ સંદેશામાં જણાવવામાં આવ્યું હતું.

મેં પૂર્વીય કમાન્ડને અને આર્મી હેડક્વાર્ટર્સને સરંજામ પહોંચાડતાં વિમાનોની સંખ્યા વધારવાનો આગ્રહ કરતો સંદેશો મોકલ્યો જમાવટની સાથોસાથ સર્વ પ્રકારના પુરવઠાની પરિસ્થિતિ પણ સંતોષકારક હોવી જોઈએ એ વાત મેં આગળ ધરી.

આખો દિવસ સખત મહેનત કરીને નિ પ્ર. અને હું પડાવ પર આવ્યા. હું લેફ્. કર્નલ રાવને પૂર્વીય કમાન્ડ પર મોકલવાનો સંદેશો ઉતરાવતો હતો. ભારે કષ્ટદાયી મજલ કરીને બ્રિ. સિંઘ અને મેજર તિલક મલ્હોત્રા પુલ ૪ પર પહોંચ્યા. આ પછી અમે જરાક લંબાવવાનું કર્યું અને થોડી ક્ષણ આરામ કર્યો હશે ત્યાં તો અમે અમારા પડાવ પાસે મોટો ધડાકો સાંભળ્યો કાં તો માત્ર મશ્કરી ખાતર હોય કે પછી આપણે કશું ઉતાવળું અને આંધળું પગલું ભરી દઈએ એ ખાતર હોય પણ ચીનાઓએ આપણા પર એક ગ્રેનેડ નાખી હતી નિ. પ્ર ને લાગ્યું કે મારા જેવા સિનિયર ઑફિસરને આવી અગ્રીમ હરોળમાં ઝાઝો વખત નહીં રાખવા જોઈએ ગમે તે હેતુ હોય પણ ચીનાઓએ બે વાર ધડાકા કર્યા એથી મારી જાતસલામતી જોખમમા હતી. એટલે મારે આ સ્થાને ઝાઝો વખત નહીં રહેવું જોઈએ આવી પળે હું આ સ્થાન છોડીને જતો રહું તો ભય ગમે તેવો હોય તોપણ લશ્કરમાં ગેરસમજ થાય. અને બીજું ખાસ કારણ તો એ હતુ કે મારા માણસો કેવા ભયનો સામનો કરે છે એમાં ભાગીદાર થવા જ હું અહીં આવ્યો હતો. પછીને દિવસે આવા સવાલનો વિચાર કરીશું એમ મેં કહ્યું

૧૦મી ઑક્ટોબર

દુનિયાના આ ભાગમાં સૂરજ ઘણો વહેલો ઊગે છે. સવારના સાડા-ચાર થયા હશે. હું તૈયાર થતો હતો. બેટમેન ચાહ માટે પાણી ગરમ કરતો હતો. પુલ ચાર પાસેના પડાવ પાસેની ઝાડની ડાળી પર અરીસો લટકાવીને હું હજામત કરવાની શરૂઆત કરતો હતો ત્યાં સામેથી ગોળી-બારના અવાજ આવ્યા. નિ પ્ર. તો બન્કરમાંથી બહાર દોડી આવ્યા.

શું થયું એમ મને પૂછવા લાગ્યા. થોડી વાર પછી અમને ખબર પડી. હમી પંજાબની ચોથીઆત ટુકડી રાખેતા મુજબ નામકાચુ નદીની ઉત્તરે, સેંગ-જોંગ પાસે ધોલાની નજીક જતી હતી ત્યારે ચીનાઓએ એમના પર ગોળીબાર કર્યો. મેં જલદી જલદી દાઢી કરી લીધી અને નિ. પ્ર. સાથે પુલ ૫ પાસેની ટેકરીએ પહોંચ્યો. મેં જોયું તો આગલે દિવસે જેમ હુકમ અપાયો હતો તેમ ૨જી રજપૂતાના ટુકડી લોગ બ્રીજનો કબજો લેવા ધસતી હતી. આ ઉપરાંત એ લોક હુકમ પ્રમાણે સેંગ-જોંગમાં કબજો કરવા ધસતા હતા. ઘણી બધી રીતે અમે ઘણી ગંભીર પરિસ્થિતિમાં હતા. દારૂ-ગોળો અને હથિયારોની ઊણપ તો હતી જ. પણ અમારા લશ્કર પાસે શિયાળુ કપડાં ન હતાં તેમ જ પગ માટે જોડા પણ ન હતા. છેલ્લા કેટલાક દિવસ થયાં આ ટુકડીએ ઓછા રેશનથી ચલાવ્યું હતું. આવી ઠંડીમાં અને આ ઊંચાઈએ પણ આ ટુકડીના માણસો સામાન્ય અને ઉનાળાના બરતો લીલો ગણવેશ પહેરતા એટલે એમનામાંથી ઘણાને ન્યૂમોનિયા થયો હતો. હવાઈ રીતે મળતા પુરવઠાનુ ક્ષેત્ર સાવ નાનુ હતું એને કારણે પુરવઠો એવી જગ્યાએ પડતો કે ત્યાંથી લાવવો એ જ દુર્ઘટ બની જતું.

પુલ ૧, ૨ અને ૩ પાસે મીડિયમ મશીનગન ન હતી. પુલ ૪ પાસે કુલ બે તોપ હતી. પછીથી ચાર તોપ થઈ ત્યારે સામાન્ય રીતે જે દારૂગોળો અરધો કલાક ચાલે એટલો જ અમારી પાસે હતો. રાઈફલ દીઠ પચાસ રાઉન્ડ, લાઈટ મશીનગન દીઠ ૫૦૦ રાઉન્ડ. પુલ ૨ જા પાસે બે ત્રણ ઇંચિયા મોર્ટાર, પુલ ૪થા પાસે બે મોર્ટાર. ત્સાગધાર પાસે બે તૂટેલી અને બે આખી, ૭૫ મી. મી ની તોપ. ચીનાઓ આપણા કરતાં સંખ્યાબળમાં તેમજ હથિયાર વગેરે બાબતમાં ઘણા ઘણા ચઢિયાતા હતા.

સેંગ-જોંગ પાસે આપણા પચાસ જેટલા જવાનોની ટુકડી પર પાંચસો જેટલુ સંખ્યાબળ ધરાવતી ચીની બેટેલિયને હુમલો કર્યો. આપણી સ્થિતિ સારી હતી. ભારે તોપમારો થયો. આપણા જવાનોએ એક પછી એક આવતા તમામ હુમલા પાછા વાળ્યા. હમી પંજાબના એક અંશે કારપો લા-બીજા પાસે સ્થાન જમાવેલું, એની ચીનાઓને ખબર ન પડી. એ ઊંચા સ્થાનેથી એમણે ગોળીબાર કર્યો. દુશ્મન તો સાવ ડઘાઈ ગયો. ચીનાઓની ઘણી જાનહાનિ થઈ. આપણા કમ્પની કમાન્ડર મેજર ચૌધરીને હાથમાં ઈજા થઈ પણ એ તો યુદ્ધ ચાલુ રાખવા ત્યાં જ રહ્યા. પછી એમણે પુલ ૪થા પાસેથી મશીનગન અને મોર્ટારનો ટેકો અપાવવા પોતાના કમાન્ડિંગ

ઑફિસર લે૬. કર્નલ મિશ્રાને વિનંતી કરી. મિશ્રાએ બ્રિગેડિયર દળવીને કહ્યું. દળવીએ કહ્યું કે પોતે પુલ ૪ પાસેથી યુદ્ધને જોતા હતા. એમના મન મુજબ આવો ટેકો નહીં આપવો જોઈએ; કારણ કે એમનો બાર દુશ્મન લગી પહોંચશે જ નહીં અને ઉપરથી ચીનાઓ ભારે વળતો હુમલો કરશે. ચીનાઓ પાસે સામગ્રી અઢળક હતી. (આ વાત મારા લગી તો આવેલી જ નહીં. અને વાજબી રીતે એ વાત મારા લગી આવવી પણ ન જોઈએ. કોક સ્થળેથી એવું સૂચવાયું છે કે મેં આ બાબતમાં આજ્ઞા આપેલી તે ખોટું છે.)

હું કેડી પાસે ઊભો ઊભો મેજર મલ્હોત્રા સાથે વાત કરતો હતો ત્યાં રજી રાજપૂતાનાના કમાન્ડિંગ ઑફિસર લે૬. ક. રીખે ઘાંટો પાડીને કહ્યું: 'સાહેબ, આપ આડ લ્યો.' એ પોતે તો સાવ અરક્ષિત ઊભા હતા. નદીને સામે કાંઠે ત્સેંગ–જોંગ આગળ ભારે ધમસાણ ચાલતું હતું અને એનો ખૂબ જ અવાજ આવતો હતો. આપણા જવાનો જુદી જુદી જગ્યાએ ધસતા હતા.

પછીથી ચીનાઓએ પોતાની પુનર્વ્યવસ્થા કરી અને મોર્ટારના ટેકા સાથે એમણે આપણી ત્સેંગ–જોંગની સ્થિતિ પર ત્રણ બાજુથી હુમલો કર્યો. થોડી જ વારમાં હાથોહાથની ઝપાઝપી ચાલી. થોડા કલાક પછી બ્રિગેડ કમાન્ડરે કમ્પનીને નદીના દક્ષિણ ભાગમાંથી પાછા આવી જવા ફરમાવ્યું. આપણા લોક પાછા પડીને પુલ ૫ પાસે ગયા (પેલા ઘડિયાના પુલ પર પણ ભય હતો) આપણા ૭ જુવાન મૂઆ, અગિયાર ઘવાયા અને પાંચ લાપત્તા હતા. પીકિંગ રેડિયોએ ૭૭ ચીના મર્યા એવો અહેવાલ આપ્યો હતો.

ચીનાઓ ભારતીય સાથે ખરેખરું લડ્યા હોય તો આ પહેલી વાર. આપણી પોતાની જ ભૂમિમાં આવેલા ત્સેંગ–જોંગના સ્થાનમાં આપણે વિના-વિરોધે થાણું નાખ્યું હતું. મારે આ સ્થળે એક વાતનો ઉલ્લેખ કરવો જોઈએ. જો આપણી પાસે આ ક્ષેત્રમાં માત્ર એક જ સ્થાન જમાવવા પૂરતી સામગ્રી હતી તો આપણે ધોલા નહીં, થાગ લામાં જમાવટ કરવી જોઈતી હતી. (છેક જુલાઈ ૧૯૬૨માં આવી સૂચના થઈ હતી અને ખાસ તો ધોલાની ઉત્તરેથી થાગ લા લગીનો વિસ્તાર આપણો પોતાનો જ હતો, છતાં તે વખતે મેને આ સૂચન ફગાવી દીધું હતું.)

આજની સવારે ખેલાયેલું યુદ્ધ મેં નજરે જોયું. ચીનાઓ પાસે સાધન-સામગ્રીની સરસાઈ હતી અને આપણે બધી રીતે કંગાલ હતા. મેં એ પણ જોયું કે ધોલા વિસ્તાર ખાડામાં હતો અને એ સ્થિતિ જાળવી શકાય એમ

ન હતું. મારા ડિવિઝનલ કમાન્ડરે મને દિલ્હી જઈને આર્મી હેડક્વાર્ટર તથા સરકારને, આપણને (લશ્કરને) એ લોકને ચીનાઓને હકાલી કાઢવાનું દબાણ ન કરવા સમજાવવા કહ્યું. આ કામ કરવાની આપણી શક્તિ બહારનું છે. આ ઘડીએ તો આપણે દુશ્મનને મુકાબલે સારું સ્થાન શોધીને એ જમાવવું જોઈએ. દળવી પણ આ જ મતના હતા. હું ડિવિઝનલ કમાન્ડર અને બ્રિગેડ કમાન્ડર સાથે સહમત હતો. એ વખતે મેં નિ. પ્ર.ને કહ્યું કે દુશ્મનને હાંકી કાઢવાની જે સૂચના છે એનો હું દિલ્હીથી પાછો ન આવું ત્યાં લગી અમલ કરવાનો નથી. એ દરમ્યાન જે સ્થિતિ હતી તે એમણે જાળવી રાખવાની હતી.

મેં પૂર્વીય કમાન્ડ અને આર્મી હેડક્વાર્ટરને સંદેશો મોકલીને જણાવ્યું કે સવારે ત્સેંગ-જોંગ પાસે થયેલા ઘર્ષણથી આ સમગ્ર વિસ્તારમાં ભારે ગંભીર પરિસ્થિતિ ઊભી થઈ છે. (પહેલી જ વાર મોટા પાયા પર ચીનાઓએ આક્રમણ કર્યું છે.) એમની આપણા કરતાં વિશેષ જાનહાનિ આજે થઈ છે એ પરથી પરિસ્થિતિ માપવી એ ખોટું છે.

મારો અંદાજ એવો હતો કે ચીનાઓએ સાતમી બ્રિગેડ સામે આ વખતે એક ડિવિઝન ઉતારી હતી. મેં મારી પોતાની નજરે છેલ્લા બે દિવસમાં થાગ લાની પાર પુલ ૩ અને ૪ પાસે બે બેટેલિયન જેટલા બળને આવતું જોયું હતું. ઉપરાંત તવાગ વિસ્તારમાં જે જાતનો ભય વિસ્તરતો જતો હતો તેની વાત કરીને સૂચવ્યું કે હું દિલ્હી આવીને સરકાર અને આર્મી ચીફ સમક્ષ અહીંની પરિસ્થિતિનો હેવાલ રજૂ કરું.

સાચી વાત કરું તો હવે મને આપણી જે હાલત હતી એનો પૂરો ખ્યાલ આવી ગયો હતો. આવતા એંધાણ વરતાતા હતા, ખોટી જગ્યાની પસંદગી થઈ ગઈ હતી* અને અમારે એવે સ્થાનેથી લડવાનું હતું. મારા બધા જ પ્રયત્ન છતાં હું આ વિસ્તારમાં સાતમી બ્રિગેડ માટે પૂરા પુરવઠાની ગોઠવણ કરી શક્યો ન હતો. આ અને બીજી અનેકાનેક ચાલુ રહેનારી હાડમારીઓને લક્ષમાં લઈને આપણે આખીય વાતની પુનર્વિચારણા કરવી જોઈએ એમ મને લાગતું હતું.

મને આર્મી હેડક્વાર્ટરથી જવાબ મળ્યો કે, તરત દિલ્હી આવી જાઓ.

---

* આ કોર્પ્સની સરદારી મેં સંભાળી એ પહેલાં બીજાઓએ આ પસંદગી કરેલી.

સેંગ–જેંગનું ઘર્ષણ એ બેટેલિયન કે બ્રિગેડના બળનું યુદ્ધ હતું. ૪થી ઇન્ફન્ટ્રી ડિવિઝનના સેનાપતિ અને હું ૭મી ઇન્ફન્ટ્રી બ્રિગેડના વડામથક પાસે જ હતા. છતાં અમારા બેમાંથી કોઈએ પણ સંચાલનમાં હસ્તક્ષેપ કર્યો ન હતો. સેંગ–જેંગ આગળની આપણી ટુકડીને આપણે કશી કુમક મોકલાવી શકીએ એમ હતું નહીં, કારણ કે સર્વ વાતે આપણે ઊણા હતા. ભૂતકાળની જેમ જો આપણે એક સ્થાન પર જમાવટ કરીને બેસી રહીશું તો કોઈ એને પડકાર નહીં કરે અને સ્થાન આપણી પાસે જ રહેશે, એવા જ એક ખ્યાલથી આપણે આ સ્થાને જમાવટ કરી હતી.

આપણે સેંગ–જેંગ મુકામે આપણી ટુકડીને પુલ ૪ પાસેથી તોપખાનાની મદદ બે કારણસર ન કરી શક્યા. એક તો એ વિસ્તાર એમની મર્યાદા બહારનો હતો અને બીજું આપણી પાસે દારૂગોળાનો પુરવઠો ઘણો ઓછો હતો. આ ક્ષણે આપણે જે જાતની સંકડાશ ભોગવતા હતા તે જોતાં આ ઘર્ષણનો વિસ્તાર થાય એમ ૪થા ડિવિઝનના કમાન્ડર કે ૭મી બ્રિગેડના કમાન્ડર કે હું ઇચ્છતા ન હતા.

મારા રસાલાના માણસો સાથે હું ધોલાથી નીકળ્યો અને આ વિકટ વિસ્તારને ઓળંગીને ફરીવાર હાથુંગ લાનાં સીધા ચઢાણ ચઢ્યા. ધાંડી પાસેના પડાવે પહોંચ્યા ત્યારે અંધારું થયું અને અમે રાતનો પડાવ અહીં જ કરવાનુ નક્કી કર્યું. અહીં મને છાતીમાં સખત દુખાવો ઊપડ્યો. રાતનો વખત અને ઠંડી વધતી જતી હતી. મારી શ્વાસ લેવાની મુશ્કેલી પણ વધતી ગઈ. ત્રણેક હજાર ફૂટ નીચે પુલ ૧ પાસે દાક્તરી એકમ હતું તેમાંથી, મારા સાથીઓએ દાક્તરને બોલાવ્યો. બિચારા દાક્તરને રાતના દસ વાગ્યે આ ચઢાણ ચઢવું પડ્યું. એ આવ્યા પણ મારું દરદ કળી ન શક્યા. આખી રાત મેં મટકું પણ માર્યું ન હતું. અને ખૂબ સખત ઠંડી હતી.

૧૧મી ઑક્ટોબર

હું બહુ ભૂંડી દશામાં હતો. જો હતો એ સ્થાને રહી પડયો હોત તો ઠંડી અને મારા દરદને કારણે મરી ગયો હોત. બીજી બાજુથી જોઈએ તો આવી તબિયતે મુસાફરી કરવામાં પણ જોખમ હતું પણ મેં સવારે ચાર વાગ્યે આ જ હાલતમાં આગળ વધવાનો નિર્ણય કર્યો. મને અપાર વેદના થતી હતી. આ લોકે લગભગ મને ઊંચકીને જ હાથુંગ લા પહોંચાડ્યો. મારાથી શ્વાસ લેવાય એવી હાલત થતાં જ હું લગભગ દોડ્યો. દલદલના

કળણથી ઊપડીને સીરખીમ દોડતા દોડતા પહોંચ્યા. મારે ગમે તેમ પણ કાર્યક્રમ જાળવવો હતો. સીરખીમમાં મને તેઝપુર લઈ જાય એવું હેલીકાપ્ટર હતું. આ બદલ મેં પ્રભુનો પાડ માન્યો. આમ તાવ જેવું લાગતું હતું પણ ઘણા દિવસથી નાહ્યો ન હતો તે મેં ગરમ પાણીથી સ્નાન કર્યું. અને ફરીવાર સ્વચ્છ કપડાં પહેર્યાં. દિલ્હી જવા ઊડતા પહેલાં તાવ માપ્યો. ૧૦૨° મને તાવ હતો કે દરદ થતું હતું એ વાત મેં કોઈને કહી નહીં. નહીંતર તો દિલ્હીને બદલે આ લોક મને ઇસ્પિતાલમાં જ મૂકી આવત.. મેં જે પણ આવે તે સહી લેવાનો નિરધાર કર્યો હતો.

સાંજના આઠેક વાગ્યે પાલમ વિમાનઘરે પહોંચ્યા. ત્યાં સંદેશો મળ્યો કે રાતના વડાપ્રધાનના ઘેર મળવાનું હતું અને મારે ત્યાં જવાનું હતું.

રાતે સભા મળી ત્યારે નેહરુ અધ્યક્ષસ્થાને હતા. કૃષ્ણ મેનન, ભૂમિસેના અને હવાઈ દળના વડા, પ્રધાનમંડળના, વિદેશખાતાના અને સંરક્ષણખાતાના મંત્રીઓ એટલા હાજર હતા. ધોલા વિસ્તારમાં મેં જે જોયું એની વાત કરી. આમ આ વિસ્તારમાં ચાર દિવસ ગાળ્યા હતા અને આગલે દિવસે ત્યાં થયેલું ઘર્ષણ જોયું હતું. મેં આપણી કઈ કઈ ઊણપો હતી એ કહી અને ચીનાઓ આપણા પર ઘણી વાતે સરસાઈ ભોગવતા હતા એની વાત કરી. નામકાચુ નદી પર આપણે જે સ્થાને જમાવટ કરી હતી તે ખાડામાં હતું અને ત્યાં હેરફેર માટે જરાકે જગ્યા ન હતી, અને બધી જ વાર ચીનાઓ બધી રીતે આપણી છાતી પર જ સવાર હતા અને આ સ્થાન જાળવી નહીં શકાય એ બધી વાત મેં કહી. અંતમાં મેં મુદ્દાઓ તારવ્યા :

(૧) જો અત્યારની હાલત મુજબ આપણે ચીનાઓ પર હુમલો કરીશું તો આપણે ભારે માર ખાઈશું. એટલે આપણે ધોલામાંથી નીકળીને આના કરતાં આપણને વધુ અનુકૂળ હોય એવા સ્થળે જવું જોઈએ. તો જ આપણે વધારે સારી રીતે લડી શકીએ.

(૨) ધોલા વિસ્તારમાં ટૂંક સમયમાં બરફ જામશે અને એ પછી તો ત્યાં રહેવાનું અશક્ય બની જશે.

(૩) થાગ લાની સામે આપણે ગમે તેટલી જમાવટ કરીએ તોય ચીનાઓ પાસે સારાં સાધન હતાં. ઉપરાંત એમને હરફરની છૂટ અને મોકળાશ હતી એટલે એ લોક આપણને હાંકી કાઢી શકે. (અને આની અસર આપણાં બીજાં સ્થાન પર પણ પડે.)

(૪) ચીનાઓ મારી સજાવટ અને જમાવટ કરી શકતા હતા; કારણ કે એમની આગલી હરોળને બધી રીતે સહાય કરી શકે એવી રસ્તા વગેરેની સારી સગવડ હતી. આપણી પાસે આવું ન હતું.

(નેફામાં આપણી એક ડિવિઝન ઓછા એક બ્રિગેડ સામે ચીનાઓની ચાર ડિવિઝન આ સમયે હતી. ઉપરાંત તિબેટમાં દસ ડિવિઝન ખડી હતી. એમની પાસે સારાં હથિયાર હતાં. એમની પુરવઠાની સ્થિતિ વધારે સારી હતી. આ બધી બાબતોમાં આપણી હાલત સાવ વિપરીત હતી.

આ બધી વાતોને લક્ષમાં લઈને મેં એમ આજ્ઞા માગી કે--

(૧) આગલા હુકમ પ્રમાણે મારે ચીનાઓની સરસાઈ છતાં જમાવટ કરીને પાછા પડવાની શક્યતા છતાં પણ શું ધાર્યું કરવું?

(૨) કે હુમલાની આજ્ઞા રદ કરીને અત્યારનાં સ્થાન જાળવી રાખવાં?

(૩) કે પછી બીજાં વધારે અનુકૂળ સ્થાન જાળવવાં?

ઉપસ્થિત હતા એ સહુને મે, જેવું ફરમાન થશે એ કરવા મારું લશ્કર તૈયાર છે એમ જણાવ્યું પણ સરકારે પરિણામોનો વિચાર કરવો જોઈએ.

નેહરુએ થાપર અને સેનનો અભિપ્રાય પૂછ્યો ત્યારે એમણે ૨ સાથે સહમતી દર્શાવી પણ ૩ની સાથે પોતે સંમત નથી એમ કહ્યું.

નેહરુએ કહ્યુ: જો આપણે આવી પરિસ્થિતિમાં હોઈએ અને ત્યાંના સેનાપતિ તરીકે મને આમ લાગતું હોય તો આવા સંજોગોમાં ચીનાઓ પર આક્રમણ કરવાને બદલે આપણે આપણી મોજૂદ જગાએ બેસી રહેવું જોઈએ.

મોડી રાતે સભા વિખરાઈ ત્યારે મને ૧૦૩° તાવ હતો. શ્વાસ લેતાં મને ખૂબ જ મુશ્કેલી નડતી હતી. મારા પર શું વીતતું હતું એનો બીજા કોઈને પણ કશો ખ્યાલ ન હતો

૧૨મી ઑક્ટોબર

મેં આજનો દિવસ આર્મી ચીફ જનરલ થાપર અને અન્ય અધિકારીઓ સાથે આર્મી હેડક્વાર્ટર્સ પર ગાળ્યો. મારા કોર્પ્સને લગતા ઘણા પ્રશ્નો ઉકેલવાના હતા.

૧૩મી ઑક્ટોબર

હું ૪થા કોર્પ્સના વડા મથક તેઝપુર પાછો ફર્યો અને અહીં સીસૈન જતાં પહેલાં નેહરુએ પત્રકાર સમક્ષ કરેલા નિવેદન વિષે જાણવા મળ્યું. એમણે એમ કહ્યું હતું કે એમણે લશ્કરને, નેફાના આપણા વિસ્તારમાંથી

ચીનાઓને હકાલી દેવાની આજ્ઞા 'કરી છે. ૧૧મી ઑક્ટોબરની રાતે મને એમણે આપેલી આજ્ઞા કરતાં આ વિરોધી વાત હતી. એ રાતની સભામાં સરસેનાપતિની હાજરીમાં એમણે મને જો આપણે ચીના પર હુમલો કરવાની હાલતમાં ન હોઈએ તો આપણે અત્યારે જે સ્થાને છીએ એ જાળવી રાખવાનું કહ્યું હતું. (તેસંગ્લે માટે હવે પછીની ૧૪/૧૫/૧૬ ઑક્ટોબરની નોંધ જુઓ.)

નેહરુએ ૧૩મી તારીખે આવું (પોતે કહ્યું હતું તેના કરતાં) વિરોધી નિવેદન કેમ કર્યું એ તો એક મહાપ્રશ્ન છે. ભારત એટલું બળિયું છે એવી કોક માન્યતાને લીધે એમણે પોતે મનસ્વી રીતે આવું નિવેદન કર્યું? કે પછી કોકે એમને આવું કહેવાની સલાહ આપી? નેફા અને લદાખમાં આપણે જે અત્યંત કફોડી અને વિપરીત લશ્કરી હાલતમાં હતા એથી વાકેફ હોય એવો કોઈ જનરલ તો આવી સલાહ ન જ આપે. (મારી સલાહ વગેરે વિષે તા. ૧૧ ઑક્ટોબરની નોંધ જુઓ. મારા પ્રતિભાવ માટે ઑક્ટોબર ૧૪ અને ખાસ તો ઑક્ટોબર ૨૨ની નોંધ વાંચશો.) મારું અનુમાન એવું છે કે લશ્કરી રીતે આપણે નબળા છીએ એવી જાણ થયા પછી નેહરુએ આવો છાતી ફૂલાવવાનો, હિંમતબાજ દેખાવાનો યત્ન કર્યો જેથી આવાં વીરતાનાં વચન (જો કે વિરોધી) સાંભળીને ચીનાઓ આક્રમણ કરતા અટકી જાય. કદાચ એમના સલાહકારો પૈકીના કોકે લોકમાનસ પર અસર પાડવાને માટે આવું નિવેદન કરવાની સલાહ આપી હોય. અને એમ સમજીને કે આ નિવેદન માત્ર લોકને માટે જ હોય. ચીનાઓએ આપણા પર અત્યારે નહીં તો ભવિષ્યમાં કયારેક પણ હુમલો કર્યો જ હોત. નેહરુના આ નિવેદનથી આક્રમણ વહેલું થયું કે કેમ એ વિષે મને મનમાં શંકા છે.*

---

*ચીનાઓએ દગો કરીને આક્રમણ કર્યું એનો નેહરુને ભારે આઘાત લાગ્યો હતો એ હકીકત હોવા છતાં એ આખા પ્રકરણ અને કટોકટીમાં વધુ વાસ્તવદર્શી વલણ લઈ શકયા હોત. પણ બન્યું એવું કે અનુયાયીઓના તીવ્ર અવાજના સાદ અને માગણી તથા વિરોધીઓના વેધક કટાક્ષથી એ સાવ ઘેરાઈ ગયા અને એમાં કોકે એમને '૬૨ના ઑક્ટોબરમાં, પોતે ચીનાઓને આપણી ભૂમિમાંથી તગડી મૂકવાની લશ્કરને આજ્ઞા આપી છે એમ કહેવા મજબૂર કર્યા. નેહરુના આ નિવેદનથી તો ચીનાઓને, આપણે એમના પર પહેલું આક્રમણ કર્યું એમ કહેવાનું મળ્યું.

આવ્યા હતા કે મને દિલ્હી પૂરેપૂરી રીતે ચિકિત્સા કરાવવી. ઉપરાંત તેઝ-પુરની ભીની હવામાં તો મારી હાલત વધુ બગડશે. એટલે મેં આ શરતે જ દિલ્હી આવવાની તૈયારી બતાવી. પણ ઊડતાં પહેલાં મેં પૂર્વીય કમાન્ડના વડા મથકે ટેલિફોન કરી લેફ. જન. મેનની સારવ.ર માટે, ડૅા. લાલની સલાહ મુજબ દિલ્હી જવાની પરવાનગી માગી. લેફ. જન. મેને સંમતિ દર્શાવી. ટેલિફોન પર આ વાત થઈ ત્યારે બ્રિગેડિયર કે. કે. સિંઘ હાજર હતા. અહીં આ વાત હું એટલા માટે નોંધું છું કે કેટલેક સ્થળેથી દ્વેષભાવ-ભર્યો પ્રચાર એમ થાય છે કે હું આર્મી કમાન્ડરની રજા વિના અને સંરક્ષણ મંત્રીનો સીધો હુકમ આવતાં દિલ્હી ગયો હતો. આ ગલત વાત છે. રાતે દિલ્હી પહોંચ્યો ત્યારે સીધો ઘેર ગયો અને બીજે દિવસે સવારે લશ્કરી ઇસ્પિતાલમાં પૂરી તપાસ માટે ગયો

૧૯મી ઑક્ટોબર

બ્રિગેડિયર (હાલ મેજર જનરલ) ઇન્દરસિંઘ, લશ્કરના વડા દાક્તરે મારી પૂરી શારીરિક તપાસ કરી. એકસ રે લીધા. ઇલેક્ટ્રોકાર્ડિઓગ્રામ લીધો. લોહી તપાસ્યું. નાડીના ધબકારા ૧૦૬ હતા. લોહીનુ દબાણ ૧૯૦/૧૨૦ હતું ખૂબ શારીરિક શ્રમ, ઘણી મોટી ઊંચાઈએ લીધો એટલે એડેમાનો (સોજાનો) એક ખાસ પ્રકાર લાગુ પડચો હતો (જેમાં હૃદય મોટું થાય અને ફેફ્સામાં પાણી ભરાય) છેલ્લા પખવાડિયામાં મેં શુ શુ કર્યું હતું એની વાત સાંભળીને ઇન્દરસિંઘે કહ્યું કે, દસમી તારીખે સાંજે હાથુંગ લા મુકામે મને આ બીમારીનો પહેલો અણસાર દેખાયો ત્યારે મારે થોડીવાર આરામ કરવો જોઈતો હતો. એને બદલે મેં ભારે પરિશ્રમ કર્યો હતો. એમના કહેવા મુજબ તો હું જીવતો હતો એ જ ચમત્કાર હતો. એમણે તો મને તરત જ પથારીમાં સુવાડી દીધો. પૂરી અને સમગ્ર શારીરિક તપાસ થાય પછી મારે સંપૂર્ણ રીતે આરામ લેવો અને થોડા સમય તો પથારીમાં જ રહેવું એવો એમનો અભિપ્રાય હતો હુ એટલો બીમાર હતો કે એમણે મારા કમરા બહાર એક સંતરી મૂકયો, જે કોઈ પણ મુલાકાતીને અંદર આવવા ન દે. ફરી એક વાર નસીબે મને આંતર્યો. લોકની જીભ ફરી એક વાર કામે લાગવાની અને મારી બીમારી અને આ 'સંતરી' સામે આંગળી ચીંધીને મને બદનામ કરવાની.

(હું બીમારી પછી ૨૯મી ઑક્ટોબરે તેઝપુર પાછો ગયો ત્યારે) મને સમાચાર મળ્યા કે તા ૧૫ થી ૧૯ ઑક્ટોબરના ગાળામાં ચીનાઓ, થાગ લા

વિસ્તારમાં દેખાઈ આવે એવી રીતે સખત તૈયારી કરતા નજરે પડયા હતા. ત્સાંગધાર આગળ આપણે હવામાંથી થોડી તોપો ઉતારી અને ઉતારતાં થોડીકને નુકસાન થયું. ત્યારે ચીનાઓ એમની તોપો તો પશુઓ પર લાદીને થાગ લા લાવ્યા અને પુલ ૩ અને ૪ની સામે એમણે તોપો મૂકી. આપણે આવી સિદ્ધિ મેળવી નજ શકયા. હાથુંગ લા એ લગભગ આટલી જ ઊંચાઈનો. પણ આપણે આ કામ માટે પૂરતાં પશુ મેળવી જ ન શકયા. આપણા કેટલાક નિષ્ણાતો તો એવી વાત કરતા હતા કે પશુ આટલી ઊંચાઈએ બોજ ઉપાડીને ચાલી જ ન શકે. આપણે આ સિદ્ધાંતની પણ કસોટી ન કરી શકયા. (આ બધું તો હું, મોટા ચીની હુમલાની લગભગ આગલી ઘડી કહેવાય એવે વખતે, આવ્યો તે પહેલાં જ, બની ચૂકયો હતો અને બીજાં કશાં પગલાં ભરી શકું એવું રહ્યું જ ન હતું.) ચીનાઓ પાસે થાગ લાની ઉત્તરે લે સુધીનો સારો રસ્તો હતો.* એમણે આપણા વિસ્તારમાં ભારે ધસારો કર્યો પછી એમને ખબર પડી ગઈ હશે કે તવાંગથી ઝીમીન્થાંગનું અંતર ૩૫ માઈલનું હતું ઝીમીન્થાંગથી પુલ ૧ લાનું અંતર પંદર માઈલનું અને પુલ ૧થી પુલ ૫ સુધીનુ અંતર સાત માઈલનુ હતુ. આ બધી તો કેડીઓ જ હતી. (આપણે માટે નજીકમાં નજીક પાકો રસ્તો તો સાઠ માઈલ દૂર આવેલા તવાંગ આગળથી શરૂ થાય. ચીનાઓનો રસ્તો તો થાગ લાથી માત્ર દસ માઈલ દૂર હતો.)

આપણી સરહદની તદ્દન નજીક રસ્તા ન બાંધવા એવો એમને ઉચ્ચોચ્ચ લશ્કરી સ્તરથી હુકમ હતો. આવો નિર્ણય નીતિને કારણે કરવામાં આવેલો. આ નિર્ણયને કારણે અમારે માલ લાવવાની બાબતમાં મજૂરો પર આધાર રાખવો પડતો. અને આ વિસ્તારમાં પૂરતી સંખ્યામાં મજૂરો મળતા નહીં.

ઉપરાંત આપણે તવાંગ સુધી રસ્તો બાંધવાનું કામ વાસ્તવમાં ચીનાએ જેમ પાંચ વર્ષ પહેલાં શરૂ કરવું જોઈતું હતું તે હજુ હમણાં જ શરૂ કર્યું હતું. (સરહદી રસ્તા બાંધવાની સંસ્થા ૧૯૬૦માં સ્થપાયેલી.) અને ઘણીવાર એવું બનતું કે રસ્તા બાંધવાને માટેની નાણાંની મંજૂરી મળતાં મહિનાઓ વીતી જતા. કામ ઢીલમાં પડતું. આવી પરિસ્થિતિમાં સરકારે તરત મંજૂરી આપવી જોઈએ એને બદલે અનંત કાળ લગી ચાલતી ચર્ચાઓ અને પરિપત્રો

* આપણા ચોકિયાતોએ થાગ લા વિસ્તારમાં ૧૯મી તારીખે એક ચીની જીપ જોઈ હતી એનો અર્થ એ થયો કે ચીની ઉચ્ચ અધિકારીઓ મોટા હુમલાને આગલે દિવસે પોતાના મુખ્ય મથકની મુલાકાત લઈ ગયા હતા.

અને વહીવટી વાંધાસાંધામાં જ વખત બરબાદ થતો. એક તો આપણે ઘણા મોડા જાગ્યા અને તેમાંય જાગ્યા પછી મોડા કામે લાગ્યા. ચીનાઓએ તો કદાચ, તિબેટ તરફથી આપણી સરહદ પર આવતા રસ્તાનું કામકાજ ઘણું વહેલું શરૂ કર્યું હોય એમ લાગતું–કદાચ ૧૯૫૫ થી શરૂ કર્યું હોય.

ચીનાઓએ ૧૭મીએ ત્સેંગ્લે સામે આવેલું દુમ દુમ લા કબજે કરેલું. લગભગ બૅટેલિયન જેટલું બળ કામે લગાડયું હશે. આ એક રીતે મર્મસ્થાન હતું. અહીંથી યાગ લા જવાય. ૧૮મીએ એમણે દુમ દુમ લાથી, પુલ ૫ પર એક ચોકિયાત ટુકડી મોકલેલી. પુલ ૫ પરના આપણા માણસોએ ગોળીબાર કર્યો એમાં એક ચીનો મૂઓ. એને દફનાવવા જતાં આપણને ખબર પડી કે આ કોઈ સિપાહી ન હતો. આ તો હતો રાજકીય નેતા (પૉલિટિકલ કૉમિસાર) ૧૯મીએ ૧૭૦૦ વાગ્યે આપણી ત્સાંગધાર પાસેની ચોકીએ સમાચાર આપ્યા કે એમણે ૨૦૦૦ ચીનાઓને થાગ લાથી ત્સેંગ્લે તરફ જતા જોયા. પુલ ૪ પરથી ૨ રાજપૂત ટુકડીએ પણ આજ સમાચાર આપ્યા બ્રિગેડિયર દળવીને લાગ્યુ કે હવે ચીનાઓ ત્સેંગ્લે પર તરાપ મારશે. અહીં બરફ પડવાની શરૂઆત થઈ ગઈ હતી એટલે દળવીએ નિ. પ્ર. ને વિનંતિ કરી હતી કે જમાવટના કારણસર આ બ્રિગેડને ૨૫મી ઑક્ટોબર લગીમાં લુમ્પુ પાછી મોકલવી જોઈએ. નિ. પ્ર એ આ વાત લેફ્. જન. સેનને પહોંચાડી હતી.

આ રાતે મને ખૂબ વેદના થઈ. શ્વાસ લેતાં ભારે મુશ્કેલી થતી હતી. મને હૃદય અને છાતીમાં દુખાવો થતો હતો

૨૦મી ઑક્ટોબર

આજે સવારે વહેલો જાગી ગયો. મને અપાર વેદના થતી હતી. હજુ તો નવ પણ વાગ્યા ન હતા ત્યાં તો ટેલિફોનની ઘંટડી વાગી. તેઝપુરથી બ્રિગેડિયર કે. કે. સિંઘ બોલતા હતા એમણે કહ્યુ : દુઃખ સાથે જણાવવુ પડે છે કે ચીનાઓએ આજ વહેલી સવારથી ધોલા વિસ્તારમાં ૭મી બ્રિગેડની સ્થિતિ પર ભારે હુમલા શરૂ કર્યા છે હાથોહાથની લડાઈ ચાલે છે અને વીગત હજુ જાણવા નથી મળી પોતે પછીથી મને ખબર આપશે એમ એમણે જણાવ્યું. અહીં હું ગંભીર માંદગીના બિછાનામાં પડ્યો હતો અને ત્યાં મારા માણસોની આવી આકરી કસોટી થતી હતી

પછીથી મને જાણવા મળ્યું કે આ દિવસે સવારે ચાર વાગ્યે ત્સેંગ્લેથી ચીનાઓએ ગોળીબાર કર્યાના સમાચાર મળ્યા હતા. લગભગ સાડાચારના

સુમારે ચીની તોપખાનાની નજીક બે લાલ વેરી લાઈટ ફોડવામાં આવેલી. આ સ્થિતિ પુલ ૪ની બરાબર સામે આવેલી. કદાચ આ ચીની આક્રમણને શરૂ કરવાનો સંકેત હશે. પછી પુલ ૩ અને ૪થા સામે ઘણા મોર્ટાર અને તોપોમાંથી તોપમારો શરૂ થયો: ત્સાંગધાર પર પણ તોપમારો શરૂ થયો. અને થોડી જ પળોમાં પુલ ૩, ૪ અને કામચલાઉ પુલ પાસેથી અસંખ્ય સ્થળેથી ચીનાઓએ એક સાથે નામકાચુ નદી ઓળંગવાના યત્ન શરૂ કર્યા.

આગલે દિવસે ત્સેંગ્લે તરફ કૂચ કરતી નજરે ચઢેલી રેજિમેન્ટ હવે ત્સાંગધાર પર ચઢવા માંડયું. ૦૮૩૦ વાગ્યે એ લોક બરાબર એ સ્થાનની નીચે હતા. આ પછી ઘણી મોટી સંખ્યામાં અને ઘણા બધા આયુધો સાથે એમણે આપણી પુલ ૩ અને ૪ની સ્થિતિ પર જબરો હુમલો શરૂ કર્યો. થોડા ઘમસાણ પછી એમણે આ સ્થાન કબજે કર્યાં. (અનુક્રમે આ સ્થળે ૨ રાજપૂત અને ૧/૯ ગુરખા ટુકડીઓ હતી.)

૦૭૦૦ વાગ્યાના સુમારે તો થોડા દિવસ પર જ બ્રિગેડિયર દળવીએ પુલ ૨ અને ૩ વચ્ચે જે સ્થળે પોતાની બ્રિગેડનુ વડુ મથક રચ્યું હતું તે પણ પડયું નજરે જોનાર માણસે મને એમ કહ્યું છે કે આ રચના પાકી ન હતી. વરસાદની વાછટ વગેરે ન આવે માટે વાડ પર પેરેશુટ મૂકવામાં આવેલા. પ્રમાણમાં ઓછી ખાઈઓ ખોદેલી અને કશી રક્ષણાત્મક વ્યૂહ જેવી રચના થઈ ન હતી.

એ સવારે આપણો વહેવાર ઘણી રીતે અને ઘણે સ્થળે કપાઈ ગયો. ૦૬૦૦ વાગ્યે બ્રિગેડનો વાયરલેસ સેટ કામ કરતો બંધ પડયો. ૦૮૦૦ વાગ્યે આસામ રાઈફલ્સના બે માણસે જાતે જઈને પુલ ૨ પાસેની ૯ પંજાબને ખબર આપી કે પુલ ૩ અને ૪ દુશ્મનને હાથ પડયા છે અને દુશ્મને પીન્ઝામાને પણ કબજે કર્યું છે.

પુલ ૨ પરથી પુલ ૩ પર ગયેલી ૯ પંજાબની ચોકિયાત ટુકડીએ આવીને સમાચાર આપ્યા કે બ્રિગેડના વડા મથકનુ તો ક્યાંય નામનિશાન દેખાતું ન હતું અને આ આખો વિસ્તાર અત્યારે ચીનાઓથી ખદબદતો હતો.

ત્સાંગધારનું જુદ્ધ

આ સ્થાને ૦૫૦૦ વાગ્યાથી ચીનાઓએ આપણા દળ સાથે તોપબાજી કરવા માંડી. આપણી તોપોએ વળતો જવાબ વાળ્યો. પણ આપણી પાસે દારૂગોળો ઓછો હતો. પછી તરત જ ત્સાંગધાર પર હુમલો કર્યો. આપણે જે સ્થળે તોપો મૂકી હતી એનું રક્ષણ કરતી ગુરખા ટુકડીએ

ભારે બહાદુરીપૂર્વક હુમલો ખાળ્યો. દરમ્યાન ૪થા ડિવિઝને હેલીકોપ્ટર મારફત એક વાયરલેસ સેટ અને સિગ્નલ ઑફિસરને મોકલ્યો. જેવો એ જમીન પર ઉતર્યો કે એને ખબર પડી કે ચોપાસ ચીનાઓ હતા. એ હેલીકોપ્ટરના પાઈલટ ફ્લાઈટ લેફ્. સેહગલને ચીનાઓએ ઠાર કર્યા હશે એમ માની શકાય. હેલીકોપ્ટર ચીનાને કબજે પડયું અને ૧૧૦૦ વાગ્યા પહેલાં ત્સાંગધારનું પતન થયું.

અહીંથી દુશ્મન કારપો લા એક થતોકને લુમ્પુ તરફ વળ્યો અને ૨૧ મીએ બપોરે લુમ્પુ પહોંચ્યો. એ ઉપરાંત પુલ ૧ અને ૪ની પેલે પાર હાથુંગ લા અને ખીન્ઝામાને એ જ દિવસે પહોંચ્યો. જુદે જુદે રસ્તે એ લોક લુમ્પુ ગયા. અને લુમ્પુ અને ખીન્ઝામાનેથી શક્તિને રસ્તે તવાંગ જવા ઊપડયા.

ત્સેંગ્લેમાં હતી એ આપણી ટુકડી ત્સાંગધાર દુશ્મનને હાથ જતાં પડખેના ભુતાની પ્રદેશમાં તાશી ગોંગ ઝોંગ તરફ ગઈ. બ્રિગેડ કમાન્ડર પકડાઈ ગયા હોવાથી હવે મેજર જનરલ નિરંજન પ્રસાદજ બ્રિગેડના સર્વ એકમોને લુમ્પુથી હુકમ આપતા હતા. નિ. પ્ર. નો હુકમ એવો હતો કે ૯ પંજાબે હાથુંગ લાનો કબજો લેવો. ૪ ગ્રેનેડિયરોને પુલ ૧ પર રહેવાનો હુકમ હતો. એ ટુકડી સાંજના હાથુંગ લા હટી ગઈ. ૨૧મી સવારે હાથુંગ લા પડયું. ૯ પંજાબ લુમ્પુ આવી અને યુમ્લા ઓળંગીને તાશી ગોંગ ઝોંગ જતી રહી. ગ્રેનેડિયર્સ, ગુરખા અને રાજપૂત, સર્વ ટુકડી એ જ રીતે પાછી હટી. રસ્તે એમણે ભારે હાડમારી વેઠી, કારણ કે અહીં એમને ૧૬થી ૧૭,૦૦૦ ફૂટની ઊંચાઈએ જવું પડયું. ઠંડી કાતિલ હતી. શિયાળુ કપડાં હતાં નહીં. ભૂખ્યા હતા અને આ ત્રાસદાયક પીછેહટમાં ઘણા બીમાર પડયા હતા. આ બ્રિગેડના ઘણા બધા અંશ ૭મી નવેમ્બરે દારરંગા પહોંચ્યા.

૨૨મી ઑક્ટોબર

૨૨મી ઑક્ટોબર ૧૯૬૨ના રોજ લેફ્. જન. સેન તવાંગ પહોંચ્યા. એ પહોંચ્યા પછી ટૂંક સમયમાં જ ચીનાઓએ ધસારો કર્યો. ચીનાઓનુ બળ આશરે એક ડિવિઝન જેટલું હશે. તવાંગ અને જાંગ પર એમણે ચાર દિશામાંથી હુમલો કર્યો:

(૧) લુમ લા–તવાંગ
(૨) બુમ લા–તવાંગ
(૩) ખીન્ઝામાને–સોમાત્સો–તવાંગ
(૪) બુમ લા–બંદા–જાંગ

લેફ્. જન. સેને તવાંગની રક્ષા કરતી સેનાને જાંગની દક્ષિણે હટી જવાનો

હુકમ કર્યો. અમને બીક હતી કે આ સેના ઘેરાઈ જશે અને તારાજ થઈ જશે. એ પછી એ તવાંગથી ઝટપટભેર નીકળી ગયા. (દુશ્મને ૨૫ મીએ તવાંગનો વિનાવિરોધ કબજો લીધો ત્યારે હું દિલ્હીમાં માંદો હતો.)

ચીની અને પાકિસ્તાની રેડિયો પરથી દ્વેષબુદ્ધિપૂર્વક એવા સમાચાર ફેલાવવામાં આવ્યા કે હું અને ઘણા કમાન્ડરો તો રણક્ષેત્રમાંથી ભાગી છૂટ્યા હતા. અને ક્રૂર વ્યંગની વાત એ છે કે મારા જ કેટલાક દેશવાસીઓએ આ પ્રચારનો રાજકીય અને અંગત હેતુસર ઉપયોગ કર્યો. અને જાણે પોતે દુશ્મનના જ ખાંધિયા હોય એમ આ જૂઠાણાંનો વનમાં લાગતી આગ જેમ પ્રચાર કર્યો. આવી કટોકટીને સમયે એક થવાની વાત બાજુએ મૂકીને પ્રજા અને અખબારોના કેટલાક અંશોએ નેહરુ, મેનન અને મને આ પરિસ્થિતિ માટે જવાબદાર ગણાવવાનુ શરૂ કર્યું. કેટલાકે તો એમ પણ કહેવા માંડયું કે સરકારને ચીનાઓ સાથે બાખડી પડવાની સલાહ મેં આપી હતી. આગળ વધીને થોડાકે તો એમ પણ કહ્યું કે મારી ૪થા કોર્પ્સના કમાન્ડર તરીકેની નિમણૂકથી મારા માણસોનો જુસ્સો સાવ નરમ થઈ ગયો હતો. (૪થા કોર્પ્સની સરદારી મેં આજના દિવસ લગીમાં કુલ એક પખવાડિયું કરી હતી અને બીજાઓને આ વિસ્તારમાં કેટલાય લાંબા વખતથી કામગીરી સોંપાઈ હતી. હજારો સિપાહીઓના જુસ્સા પર મારી એકાએકની હાજરીથી અવળી અસર શી રીતે પડી હોય?) વાસ્તવમાં તો મારા વિષેની દ્વેષભરી અફવાઓમાં, શિરજોર તો એ અફવા હતી કે મને નજરકેદ કરીને ઘરમાં પૂરી રાખવામા આવ્યો છે. (આવા દ્વેષીલા જૂઠાણાના ફેલાવનારાનો એક હેતુ જો મારા ચારિત્ર્યખંડનનો જ હોય તો તો એમાં એ ચોક્કસ સફળ થયા. પણ સાથે સાથે આમ કરવા જતાં એમણે યુદ્ધ ચાલતું હોય એ વેળાએ જ પ્રજાના અને ખાસ તો લશ્કરના જુસ્સાને ઢીલો કરવાનુ કામ પણ કર્યું. આને બદલે જો આ લોકે મોરચા પર કોઈને કોઈ કામગીરી લઈને જવાનુ રાખ્યુ હોત અને પોતાની દેશભક્તિનો પુરાવો આપ્યો હોત તો કેટલુ સારું!)*

* થોડા વખત પછી એક છાપાએ એવો ગપગોળો ચઢાવ્યો કે યુદ્ધનુ સંચાલન હું મારી માંદગીની પથારીમાંથી કરતો હતો! હકીકત એ છે કે હું દસ દિવસ બીમાર રહ્યો એ દરમ્યાન મેં એક હુકમ ૪થા કોર્પ્સને મોકલ્યો હતો. અને સેંગેલે થાણાને લગતો આ હુકમ મેં ઉચ્ચ લશ્કરી અધિકારીની સૂચનાથી મોકલ્યો હતો. અને મારી બીમારીના પાંચ દિવસ વીત્યા પછી તો મારા સ્થાને લેફ્. જન. હરબક્ષસિંઘની કામચલાઉ નિમણૂક કરવામાં આવી હતી.

૨૩થી ૨૫ ઑક્ટોબર

૨૩મીએ કે એમ નેહરુ અને મેનન મારી ખબર કાઢવા માટે ઘેર આવ્યા. મારી તબિયતની ખબર પૂછ્યા પછી એમણે મારી અંગત હેસિયતથી,× આપણી ભૂમિ પરથી ચીનાઓને હાંકી કાઢવા માટે શું ઇલાજ લેવા એ સૂચવવા કહ્યું. મેં ત્રણ નક્કર સૂચન કર્યાં : હિમાલય પરની મોજૂદ પરિસ્થિતિને લક્ષમાં લઈને ભારતીય લશ્કરના નિયમન અને વ્યવસ્થાની પુનર્રચના કરવી: બીજું આપણાં પોતાનાં સાધનની મર્યાદામાં રહીને સંખ્યાબળ ઝડપથી વધારવું અને ત્રીજું પરદેશી સત્તા કે સત્તાઓ પાસે લશ્કરી સહાય માગવી. આ છેલ્લું સૂચન મેં એટલા માટે કર્યું કે આ સંજોગોમાં આપણે માટે આ જ જરૂરી વાત છે એવી પાકી ખાતરી હતી નેહરુ અને મેનનને મારું આ પરદેશી સહાયનુ સૂચન ખાસ ગમ્યું હોય એમ લાગ્યું નહીં, પણ લશ્કરનુ સંખ્યાબળ તાત્કાલિક વધારવાની વાતમાં એ સંમત થયા.

નેહરુ અને મેનનને આ મુદ્દા પર ફેરવિચારણા કરવાનુ તે આપણી પરિસ્થિતિની ભયંકરતાને કારણે (તવાંગનુ પતન?) કે કોક બીજા જ કારણસર થયું એની મને ખબર નથી. પણ ૨૬મીએ મેનન મને મળવા આવ્યા ત્યારે એ ખૂબ જ ક્ષુબ્ધ લગતા હતા. મને કહે કે આગલે દિવસે તમે જે સૂચનો કર્યાં તે બરાબર લખી આપો. આમા વિલંબ ન કરતા. એ પરથી મે થોડાક નિષ્ણાતોની સલાહ લઈને માંદગીને બિછાનેથી, મે આપણે કેટલુ વધારાનુ દળ ઊભું કરવું જોઈએ (પર્વતીય દળો સમેત) એને કેવી જાતની પુનર્રચના કરવી જોઈએ એ વિષે ઉતરાવ્યું. હું બીમાર હતો એ જ અરસામા કેબિનેટના મંત્રી ખેરા આ લખાણ લેવા આવેલા આ પછી મે આપણે વધારાનાં હથિયાર અને અન્ય સાધન કેટલાં જોઈએ એની યાદી કરી આપી. સરકારે આપણા લશ્કરનો વિકાસ કર્યો અને પરદેશ પાસે લશ્કરી સહાય પણ માગી પણ આ બધુ ઘણું મોડું થયુ. જો નેહરુ અને મેનન, ઘણા વખત પહેલાં, અને વારંવાર સૂચવ્યું હતુ તેમ વર્ત્યા હોત તો તો આખી વાત જ જુદી હોત

(આપણે પરદેશથી લશ્કરી સહાય લેવી જોઈએ એવુ સૂચન નેહરુ અને મેનનને કર્યું તે પછી સંરક્ષણ મંત્રાલયના ઉત્સાહી સહ-મંત્રી સારીને થોડા વખત પછી વિદેશમંત્રી એમ જે. દેસાઈને એવું સૂચવ્યું કે આપણા

× આ સમયે બીજાઓની પણ અંગત હેસિયતથી સલાહ લેવામાં આવેલી.

વડાપ્રધાને આ કટોકટીની પળે દુનિયાના સર્વ દેશોને લશ્કરી સહાય માટે વિનંતી કરવી જોઈએ. દેસાઈએ નેહરુને વાત કરી અને નેહરુએ છેવટે પાકિસ્તાન સમેતના સર્વ દેશોને આવી વિનંતી કરી. એમાંથી અમેરિકા, બ્રિટન, કેનેડા, ઑસ્ટ્રેલિયા અને અન્ય થોડા દેશોએ લશ્કરી સહાય આપવાનું વચન આપ્યું અને પંચોતેર જેટલા દેશે એમનો નૈતિક ટેકો આપ્યો. જેની ગણના કરવી પડે એવી રીતે આમ સહાયમાં મળેલાં શસ્ત્ર નેફા( કે લદાખ )માં આપણાં લશ્કરી એકમોમાં વહેંચાયાં અને એને અંગે કશી તાલીમ આપી શકાય એ પહેલાં તો યુદ્ધ પૂરું થઈ ગયું !)

૧૯મીથી ૨૪મી વચ્ચે થાપર મને ત્રણચાર વાર મળવા આવી ગયા. એમને મારી સી. જી. એસ. તરીકે ફરીવાર ઘણી જરૂર હતી એમ કહીને એમણે સૂચવ્યું કે કમાન્ડને સ્થાને ન જતાં મારે મારી જૂની જગ્યાએ જવું. હું એવું માનતો હતો કે મેં આ જવાબદારી લીધે થોડો સમય જ થયો હતો અને એમા પણ યુદ્ધમાં પરાભવ થયો હતો, પછી હું તરત જ દફતરની નોકરી લઉં તો, એની પાછળનાં ગમે તે કારણ હોય તોપણ, કાં તો એને મને થયેલી સજાનું રૂપ મળે કે કાં તો મેં નસિયત ટાળી એવું રૂપ અપાય. એટલે મારે સ્થાન બદલવું ન જોઈએ મને એ સ્વીકાર્ય ન હતું. મારે ગમે તેવી પરિસ્થિતિ હોય તોપણ મારી સેના પાસે જ જવું જોઈએ. થાપર આ વાતમાં સંમત થયા.

૨૬/૨૯મી ઑક્ટોબર

૨૬મીએ મેં બ્રિગેડિયર ધ્રુન્દરસિંઘની મારી કામગીરીએ પાછા જવાની રજા માગી. એમનો પોતાનો તબીબી અભિપ્રાય એવો હતો કે હજુ મારી હાલત સંતોષકારક ન હતી એટલે એ મને હજુ થોડાં અઠવાડિયાં જવા નહીં દે. મે કહ્યું, હું તબીબી અભિપ્રાય સમજી શકું છુ અને એની કદર પણ કરું છું; પણ તમે આખી વાતમાં જે માનવીય તત્ત્વ છે એનો વિચાર કેમ નથી કરી શકતા ? દેશનુ ભાવિ તોળાઈ રહ્યું છે. અને એ ઉપરાંત મારી સામે કેટલો ઉગ્ર અને ઝેરી પ્રચાર ચાલે છે ? એટલે નામ બગાડવા કરતાં જાનને હોડમાં મૂકવો એ હિતાવહ કહેવાય. ધ્રુન્દરસિંઘ પોતે, જાણીતા તબીબ હોવા ઉપરાંત સજ્જન અને સંવેદનશીલ માણસ હતા એટલે આ દલીલ એ સમજી શક્યા. અને મને કહ્યું કે તમે કહેલી વાતને ધ્યાનમાં લઈને હું તમને ૨૯મીએ નેફાની કામગીરી સંભાળવા જવા દઈશ. પણ

હું પૂરેપૂરો સાજો નથી થયો એ વાત મારે પણ સમજવી જોઈએ. અને એટલે મારે ડુંગરા ચઢવાના નથી. આ આજ્ઞાનો તો તેઝપુર પહોંચીને એક બે દિવસમાં જ મેં ભંગ કર્યો. વાસ્તવમાં મારી સામે કોઈ વિકલ્પ જ ન હતો. એમણે મારી વિનંતીનો આટલો સહૃદયી જવાબ વાળ્યો એટલી વાતથી ખૂબ રાજી થયો. ૨૮મીએ મને થોડું ચાલવાની રજા મળી. અને જેમ બને એમ જલદી મારી કામગીરી સંભાળી લેવાની ઇચ્છાથી હું ૨૯ મીએ તેઝપુર જવા ઊડયો.

મને ઉતારી પાડવામાં જેમને રસ હતો એમણે તો મેં માંદગીનું તૂત ચલાવ્યું એમ કહ્યું. વાસ્તવમાં હું ગંભીર માંદગીમાં સપડાયો અને એ મારા કાબૂ બહારની વાત હતી. આવા સંજોગોમાં પૂરેપૂરો સાજો થયા વિના જ હું કામગીરી પર હાજર થાઉં એટલું જ હું કરી શકું એવુ કામ હતું. પણ નાદુરસ્તીને કારણે હું કામગીરી ન કરી શકું એવું ન હતું. પણ ધોલા, તવાંગ, ત્સે લા, બોમ્દી લા અને વેલોંગમાં આપણે જે કારમો પરાભવ વેઠયો તે કાંઈ મારી બીમારી કે ફરજિયાત પથારીવશ હતો એ કારણે ન હતો. એના કારણો તો ઘણાં મહાન અને ઊંડાં હતાં. થોડાક માણસને આની જાણ હતી પણ એ લોક પણ સગવડ ખાતર એની ઉપેક્ષા કરતા હતા.

હું મારા વડામથક તેજપુર પહોંચ્યો તો નિ. પ્ર જાણે મારી રાહ જોતા જ ઊભા હતા. એમને તાત્કાલિક દિલ્હી જવાનો આદેશ મળ્યો હતો પણ એમણે, મને મળીને પછી જ જઈશ એવો આગ્રહ રાખ્યો હતો. એ ખિજાયેલા હતા. મારામાં વિશ્વાસ મૂકીને એમણે મને કહ્યું કે લેફ. જન સેને એમને ભારે અન્યાય કર્યો હતો. એમનો કમાન્ડ એમની પાસેથી એ કારણસર લઈ લેવાયો હતો કે લેફ. જન. સેને આર્મી ચીફને એવો અહેવાલ આપ્યો હતો કે નિ. પ્ર.એ તાજેતરની કામગીરીમાં નેતાગીરીના કોઈ અંશનું દર્શન કરાવ્યું ન હતું ( મારે કહેવુ જોઈએ કે નિ. પ્ર. મારી સાથે હતા એ દરમ્યાન મને આવું કશું જ જોવા મળ્યું ન હતું. )

પછી નિ. પ્ર.એ ઉચ્ચ અધિકારીને ઉદ્દેશીને લખેલું એક નિવેદન આપ્યું. મેં એ અનુકૂળ નોંધ સાથે મોકલી આપ્યું. પછી એમણે ભારતના પ્રમુખની લશ્કરના ઉચ્ચોચ્ચ વરિષ્ઠ સેનાનાયક તરીકે મુલાકાત લીધી. એમની જે ટીકા થઈ હતી એમાંથી એમને મુક્તિ અપાઈ અને ૧૫ કોર્પ્સના ચીફ ઑફ સ્ટાફ તરીકે એમની નિમણૂક થઈ.

૨૯મી ઑક્ટોબર

૧૩મી ઑક્ટોબર ૧૯૬૨ના તંત્રીલેખમાં 'ન્યૂયોર્ક ટાઈમ્સે લખ્યું હતું : ભારતના એક અત્યંત કુશળ અને ખડતલ સિપાહી લેફ્. જન. કૌલની નેફાના ખાસ કોર્પ્સના નાયક તરીકે નિમણૂક થઈ છે. આ જ પત્રે ફરીવાર ૨૯મી ઑક્ટોબરે મારા વિષે લખ્યું : 'એમની હિંમત, અથાક શક્તિ અને પ્રત્યુત્પન્ન મતિ માટે ભારે તારીફ થાય છે. જપાનીઓ સામે બર્માને મોરચે, વિશ્વયુદ્ધ બીજામાં એમણે સક્રિય સેવા જોઈ છે. ૧૯૪૮માં કાશ્મીરમાં કામગીરી બજાવી છે... ઘણીય વાર એમણે જોખમી ગણાય એવાં સાહસ ખેડયાં છે. (દા. ત.) ૧૯૫૫માં એ ઘાટીની બીજી બાજુએ ફસાઈ ગયેલા થોડા સિપાહીઓને બચાવી લાવવા દોડી પહોંચ્યા હતા. ૧૯૬૦માં એ પગે ચાલીને નાગ ટેકરીઓમાં, નેફા, સિક્કીમ અને લદાખમાં ગયેલા. લદાખમાં એમણે આ છેક સરહદ પર આવેલાં સ્થાન જોતાં જાનનું જોખમ વેઠયું હતું. એમને લઈ જતું હેલીકોપ્ટર સખત પવનમાં હિમશીલા સાથે અથડાય એવો ભય હતો.'

૩૦મી ઑક્ટોબર–૭મી નવેમ્બર

તબીબી સલાહસૂચનને અવગણીને પરિસ્થિતિએ મજબૂર કર્યાથી હું આ ગાળામાં વાલોંગ અને સે લા આગળની આપણી ટુકડીઓની મુલાકાતે ગયો. એમની સાથે કામગીરી અંગે ચર્ચા કરી, ઉપરાંત મારા વડા મથકે પણ મેં કામગીરીની અને વહીવટી બાબતોની વીગતોમાં ધ્યાન પરોવ્યું.

કૃષ્ણ મેનને ભારતીય કે પરદેશી પત્રકારોને આપણા નેફાના અગ્રીમ મથકે જવાની પરવાનગી શા કારણસર ન આપી એની મને ખબર નથી. ઘણાએ આવી પરવાનગી આપવા મારા પર દબાણ કર્યું. જો હું રજા આપું તો તે સરકારની આજ્ઞાની વિરુદ્ધની વાત થઈ. આ તો મેનનનો અંગત હુકમ હતો. આખી દુનિયામાંથી અને દેશભરમાંથી પત્રકારો આવ્યા હતા. જાનના જોખમે પણ એ લોક આપણી પ્રવૃત્તિ વિષે જાણવા અને જણાવવા માગતા હતા એટલે મેં મેનનની સૂચનાની અવગણના કરીને થોડા પત્રકારોને અગ્રીમ મથકોએ જવાની રજા આપી. ટાઈમ્સના એડવર્ડ બેહૂર એમાંના એક. આગલી રાતે તેઝપુરમાં સૂતા હતા ત્યાંથી ગાય એમના પગનું મોજું ખાઈ ગયેલી આપણાં અગ્રીમ મથકોની મુલાકાત લઈ આવ્યા પછી એણે લખ્યું હતું : 'કોઈ પણ લશ્કર કે વાહનવહેવારની આવી

અને સરંજામ લઈ જાય એવાં વિમાનની ઘણી ભારે ખોટ હતી. આ સંદેશામાં મેં, જે વાત આર્મી ચીફ અને આર્મી કમાન્ડરને સાતમી નવેમ્બરે એ લોક તેઝપુર આવ્યા હતા ત્યારે કહી હતી તે જ વાત લખી. અને જણાવ્યું કે આ વિસ્તારમાં બે ડિવિઝનની જરૂર હતી અને ઉપર જણાવેલા ભયને લક્ષમાં લઈને એ બે ડિવિઝનને જે જાતનાં હથિયારનો ટેકો જોઈએ તે આપવો જોઈએ. મને આને બદલે ૧૭મી નવેમ્બરે એક વધારાની બ્રિગેડ મળી ( હા, પછીથી એક ડિવિઝન આવી પણ ત્યારે તો ખેલ ખતમ થઈ ગયો હતો. ) એટલે મારી પાસે ન તો જરૂરી સંખ્યાબળ ધરાવતું લશ્કર હતું, ન તો મને સોંપાયેલી જવાબદારીને પાર પાડવા માટે જરૂરી એવો સરંજામનો ટેકો હતો.

લશ્કરી વડું મથક મને માગ્યા મુજબનો ટેકો ન આપી શક્યું એ બે કારણે: સરકારે આ ક્ષણ લગી થાપરને પાકિસ્તાન સરહદ પર રોકેલા લશ્કરમાંથી એક પણ માણસને ખસેડવા દીધો ન હતો પંજાબ કે કાશ્મીર મોરચા પરથી માણસો લઈ શકાય એવી હાલત હતી બીજું લશ્કરી વડામથક પાસે કામમા લઈ શકાય એવા વધારાનાં વાહનના કે વિમાનોનાં સાધનો હતાં જ નહીં. મૂળ બે બ્રિગેડમાંથી ફુગાવીને મારા કોર્પ્સને બે નબળા ડિવિઝનનુ રૂપ અપાયુ હતું. પછીથી એક વધારાની ડિવિઝન આવી પણ તે તો સે લા અને બોમદી લાના પતન પછી

૮મી નવેમ્બરે મારી જરૂરિયાત, બીજા અને ચોથા ડિવિઝન માટે હવાઈ રીતે ૨૬૦ ટન સરજામ રોજ પહોચતો થવો જોઈએ એટલી હતી. ઉપરાત મારે રોજ એક ટન ખેચે એવા ૧૨૦૦ ખટારા જોઈએ ( ૩૦૦ વાહનની એક એવી ચાર ટુકડી જે મીસામારીથી સે લા લગીના ચાર દિવસના ફેરા કર્યા કરે ) આને બદલે મારી પાસે કુલ મળીને ૩૦૦ એક–ટનીઆ ખટારા હતા હવાઈ દળ પાસે વિમાન ન હતાં એટલે એમની શક્તિ રોજના ૬૦ થી ૮૦ ટન માલ ફેકવાની હતી, જ્યારે જરૂરત ૨૬૦ ટનની હતી. અને આને કારણે જમાવટની ગતિ અત્યંત શિથિલ હતી

૯–૧૧મી નવેમ્બર

૪થા અને ૨જા ડિવિઝનના કમાન્ડરો–બન્નેનુ નામ પઠાણિયા હતુ–ને મે સદેશા મોકલ્યા ( આનો સાર તો હુ તેઝપુર મુકામે આર્મી ચીફ અને આર્મી કમાન્ડરને આપી ચૂક્યો હતો ) આ સૂચનામાં મે દુશ્મનની કામ કરવાની ઢબછબની વાત કરી એ એમ કરતો કે આમ સામા મોરચે

આપણને રોકી રાખે પણ ખરો હુમલો પાછળથી કરે અને પાછલી હરોળના સંદેશા અને માર્ગવહેવારને ડખોળી નાખે. ૪થા ડિવિઝનના સેનાપતિ પરના સંદેશામાં મે આગાહી કરી હતી કે તવાંગ પરની મુખ્ય ચોટ સર કરીને, થોડી વિશેષ જમાવટ કરીને દુશ્મન દક્ષિણ તરફ તવાંગ ચૂ નદી પર કૂચ કરશે અને એનું હવે પછીનું નિશાન હશે બોમદી લા. એમાં મેં જણાવ્યુ હતુ કે હવે દુશ્મનની ચાલ આવી હશે :

(૧) નુરાનાગ આગળના આપણા લશ્કરને ઘેરીને સે લા પાસેના આપણા દળની સામે આવવું

(૨) મેગે આગળનો આપણો વહેવાર તોડવો અને સે લા પર પાછળથી હુમલો કરવો.

(૩) ડિરાંગ દ્ઝોંગ કબજે કરવુ.

(૪) લા-બુગરી દ્ઝોંગ થઈને બોમદી લા કબજે કરવું.

મે એમને નુગનાગનો કબજો રાખવા અને તવાંગ ચૂ નદી પરની હરોળ મજબૂત રાખવા અને સે લા તથા બોમદી લાનો કબજો રાખવા જણાવ્યું. મે વિશેષમા એવી સૂચના આપી કે એમણે એકાદ બે સ્થળે સે લાના માર્ગે હરફર કરી શકે એવી ટુકડી મૂકવી જે મુખ્ય માર્ગ પરની દુશ્મનની ઘૂસણખોરીને જેર કરે. મુખ્ય માર્ગની પશ્ચિમ તથા ઉત્તર બાજુથી બોમદી લામાં જે માર્ગો આવતા હતા તે બરાબર બધ કરી દેવાની મેં સૂચના આપી. દળમા આક્રમણનો જુસ્સો આવે એ માટે એમણે માહિતી ;મેળવવા તથા એવા કામ માટેની કામગીરી યોજવાની પણ મેં સૂચના આપી.

૧૧મી નવેમ્બરે ૨જા ડિવિઝનના જી. ઓ. સી. ને આપેલી સૂચનામાં મેં એવી આગાહી કરી હતી કે દુશ્મન વાલોંગમાંના આપણા દળ સામે એક ડિવિઝન જેટલુ બળ ખડું કરશે. આ વિસ્તારમાં દુશ્મન ટૂંક સમયમાં જ આક્રમણ કરશે એમ પણ મેં કહ્યુ હતું એટલે આપણે એને વાલોંગમાં, આપણને હવાઈ માર્ગે મોકલાવાતા પુરવઠાનાં સ્થાન એની નજરે ન પડે એવું કરવુ જોઈએ. આ જ સૂચનામાં મેં ૨જા ડિવિઝનના જી. ઓ. સી ને જણાવ્યું હતુ કે મારો ઇરાદો વાલોંગમાંના આપણા દળને એ બ્રિગેડ ગ્રુપ્સ લગી, સરંજામની વ્યવસ્થા કરી શકું તે ઘડીથી વિસ્તારવાનો છે.

હવે હું નવેમ્બર ૧૯૬૨માં નેફામાં હું કમાન્ડર હતો ત્યારે જે યુદ્ધો થયાં એમાંનાં થોડાનું વર્ણન કરું ચીનાઓ અને આપણે જે મુકાબલો થયો તે નીચેની હકીકત પર આધારિત છે. એક તો એમની પાસે તિબેટમાં

તેમજ આપણી સમગ્ર સરહદ પર, આખા ભારતમાં કે સરહદ પર લશ્કર હતું તેના કરતાં વિશેષ સંખ્યાબળવાળું લશ્કર હતું. એમની વ્યૂહરચના મક્કમ અને અમલ દૃઢ હતાં. હથિયાર, સરંજામ, પુરવઠાની હાલત અને ખાસ તો વહેવાર વગેરે આપણાં કરતાં ઘણાં ચઢિયાતાં હતાં. એટલે એ લોક એમના દળને પુરવઠો વગેરે ઘણી જ ઝડપથી પહોંચાડી શકતા. આ ઉપરાંત પણ એ બીજી ઘણી વાતે લાભદાયી સરસાઈ ભોગવતા હતા અને એ કારણે આ યુદ્ધમાં એમની જીત થઈ.

વાલોંગનું યુદ્ધ*

વાલોંગ નેફાના પૂર્વીય છેડે આવ્યું છે. ભારત, તિબેટ અને બર્માના ત્રિ-ભેટાથી આ સ્થાન બહુ દૂર નથી. આમ તેઝુથી સો માઈલ દૂર. તેઝુથી જ એને બધા રસ્તા મળે. દરિયાની સપાટીથી પાંચ છ હજાર ફૂટ ઊંચે, અડખેપડખે દસથી પંદર હજાર ફૂટ ઊંચાં શિખર રજા ડિવિઝનના અંતર્ગત ભાગ તરીકે ૧૧મી ઇન્ફન્ટ્રી બ્રિગેડ ૪થી શીખ, ૬ઠ્ઠી કુમાઓ અને ૩/૩ ગુરખા ટુકડીઓ સાથે આ સ્થાનની રક્ષા કરતી હતી. ચીનાઓએ આપણી સામે પહેલાં બે અને પછી ત્રણ બ્રિગેડ મૂકેલી. શરૂઆતથી જ આ ગેરીસન (સ્થાનસ્થ દળ) પર દુશ્મને ભારે હુમલા કરેલા પણ આ ક્ષણ લગી આપણે એ બધા જ હુમલાનો વીરતાભર્યો જવાબ વાળેલો અને મક્કમ રીતે સ્થાન જાળવેલું. દુશ્મનની ભારે ભીંસ સામે ટકી રહેલા.

વાલોંગ આગળ સરસ લડાઈ જામે છે એવા સમાચાર સાંભળીને હું ૧૨મીએ ફરીથી ત્યાં ગયો. (દસ દિવસ પહેલાં હું અહીં આવી ગયો હતો) વચ્ચે રસ્તામાં હું હયુલિઆંગ મુકામે એની સંરક્ષણ વ્યવસ્થા જોવા ઊતર્યો અને પછી મોડો વાલોંગ પહોંચ્યો. મારી સાથે ૩/૩ ગુરખાના લેફ. કર્નલ એ. એમ. વહોરા મારા જી. એસ ઓ. તરીકે હતા.

જેવો હું મારા ઓટરમાંથી ઊતર્યો કે હવાઈપટ્ટી પર અમો વાર દૂર જ એક ધડાકો થયો. ૧૧મી બ્રિગેડના કમાન્ડર 'નવીન' રોલીએ મને કહ્યું કે હવાઈપટ્ટી પર જુદ્ધનું મંડાણ કરવા કદાચ દુશ્મને ધડાકો કર્યો હોય. પછીથી ખબર પડી કે આ તો આપણા જ એક શેલનો ધડાકો હતો. પેરેશ્યૂટથી નીચે ઉતારવામાં આવતાં છત્રી ખૂલી જ નહીં એટલે ધડાકો થયો. હવાઈ-

* ૨જી ડિવિઝન પાસે વાલોંગ ખાતે ૧૧મી બ્રિગેડ હતી. મધ્યભાગમાં ૫મી બ્રિગેડ હતી. આ વિસ્તારમાં ઝાઝું ધાંધલ થયું નહીં. એને દૃઢ કરવાના મારા સર્વ યત્ન છતાં અંત લગી નબળી જ રહી.

પટ્ટી પરથી ચાલીને હું ૪થી શીખના વડામથકે ગયો અને એની નજીક જ ચાલતું યુદ્ધ જોયું. એના પડઘા તો આસપાસના ડુંગરામાં પડતા હતા. ૪થી શીખની એક ચોકિયાત ટુકડી જતી હતી અને એમાં સંખ્યાબળમાં ચઢિયાતા દુશ્મનથી ભેટો થઈ ગયો. ધમસાણમાં આપણા બે જવાન માર્યા ગયા અને સાત ઘાયલ થયા. આમને ડોળી પર પાછા લાવતા હતા તે મેં જોયું. એમને નાનકડા હથિયારથી ઈજા થઈ હતી અને એમને ભારે વેદના થતી હતી. ઇસ્પિતાલે લઈ જતા પહેલાં એમને પ્રાથમિક સહાય અપાઈ. ખાડાટેકરાવાળા રસ્તે એમને ડોળીઓમાં લઈ ગયા. એમાં ઘણા કલાક વીત્યા. (મેં સત્તાવાળાઓ પાસે ઘવાયેલાને ઝડપભેર લઈ જવા માટે હેલીકોપ્ટર આપવા લખેલું. આથી એમને જલદી ઇસ્પિતાલે પહોંચાડાય અને ઘવાયેલાને ઘણી રાહત મળે. પછી આ જ હેલીકોપ્ટરનો ઉપયોગ અમે જે તે જગ્યાએ દારૂગોળો પહોંચાડવામાં કરી શકીએ. દૂર હોય અને પગરસ્તે પહોંચવું અઘરું હોય ત્યાં આ રીતે વહેલી સામગ્રી પહોંચાડી શકાય.)

શીખ ચોકિયાત ટુકડી આ ધમસાણમાં રોકાઈ એ વખતે બીજી ટુકડીને આ સ્થાનને પડખે આવેલું ત્રિ-ભેટાને નામે ઓળખાતું સ્થાન કબજે કરવાનો હુકમ થયો. એ સ્થાન આપણા હાથમાં હોય એ અત્યંત જરૂરી હતું; કારણકે જો એ દુશ્મનને હાથ પડે તો પછી હવાઈપટ્ટી આપણા હાથમાં રાખવી મુશ્કેલ બની જાય. ટુકડી આ કામગીરી બજાવવા ગઈ એમાં દુશ્મને એના પર ભારે પ્રહાર કર્યા. છતાં ટુકડીને આ સ્થાન પર થોડો કબજો મેળવવામાં સફળતા મળી. આ વખતે હું શીખ ટુકડીના વડા મથકે હતો. એ વખતે ચીનાઓ પર આપણે સરસ મારો કરી શકીએ એવી હાલત હતી અને આપણે ટૅાંગ તરીકે ઓળખાતા વિસ્તારમાંથી તેમજ વાલોંગ પરના ભારે મોર્ટારમાંથી સખત તોપમારો દુશ્મન પર કર્યો. આ પરિસ્થિતિનો વિશેષ લાભ ઉઠાવવા બ્રિગેડે ૬ઠી કુમાઓને વધુ બે કમ્પની મોકલવા કહ્યું. રસ્તો અત્યંત ખડકાળો અને સીધા ચઢાણનો હતો. એમ છતાં આ વખતે અત્યંત ઝડપી કામગીરીની જરૂર હતી. ૬ઠ્ઠી કુમાઓંએ જે ઢીલ કરી એનું કશું કારણ સમજાયું નહીં પણ એ ઢીલને કારણે ચીનાઓ ફાવ્યા અને આપણી આગળ નીકળ્યા.

વાલોંગમાં રાત ગાળી હું આલોંગ, તુતીંગ અને મચુકા થઈને ૧૩મીએ તેઝપુર પહોંચ્યો. ૧૪મીએ સવારે ચીનાઓએ વાલોંગના એક મહત્ત્વના મથક પર હુમલો કર્યો. એક અંશ એમને કબજે ગયો એટલે આપણે ત્રિ-ભેટે

પીછેહઠ કરવી પડી. મને આ વાતની ભારે ચિન્તા થતી હતી. જો દુશ્મનની ફતેહનો દોર ચાલુ રહ્યો તો એ વાલોંગની હવાઈપટ્ટી પર ભીંસ વધારવાનો અને ત્યાં આપણી હાલત ભારે કટોકટીની થઈ જવાની.

ત્સે લા મોરચે દુશ્મનના હુમલાનો કશો ભય હોવાના સમાચાર મળ્યા ન હતા. હું થોડા દિવસ પહેલાં જ ત્યાં જઈ આવ્યો હતો. એટલે મને થયું કે અત્યારે હું વાલોંગ વિસ્તારમાં ચાલતા ધમસાણનું નિરીક્ષણ કરું. આ દિવસે વહેલા, મારા જૂના સહાયક મેજર જનરલ થોરાત મને તેઝપુર મળવા આવ્યા હતા. એમને મેં આમંત્રણ આપ્યું એટલે એ પણ મારી સાથે જોડાયા. અમે ૧૫મીએ તેઝુ પહોંચ્યા અને હવામાન ખરાબ હતું એટલે રાત ત્યાં રહ્યા. ૧૬મીએ સવારે અમે ઊડયા. અમે પાંચ વાગ્યે પહોંચ્યા ત્યારે ખૂબ કટ્ટર ધમસાણ ચાલતુ હતું. અમારી નજીક જ તોપોના બાર સંભળાતા હતા. ચીનાઓએ ડિવિઝનના બળમાં હુમલો કર્યો હતો અને એ લોક આપણાં સ્થાનકોમા ઘૂસી ગયા હતા.

એ જ દિવસે સવારે મોડેથી મેજર જનરલ થોરાત દિલ્હી ગયા. જતાં પહેલાં એમણે મને એમની સાથે નીકળી જવાની વિનંતી કરી સમજાવવાની કોશિશ કરી. પણ મેં એમને કહ્યું કે પરિસ્થિતિ કટોકટીભરી છે અને બીજી રીતે આ ટુકડીનો એકવાર હું સરદાર હતો એટલે એ કારણે હું અહીં જ રહીશ.

૪થી શીખના કમાન્ડિંગ ઑફિસરે ટેલિફોન પર બ્રિગેડમેજર અશોક કલ્યુને કહ્યું કે એમના પર દુશ્મને ભારે ભીંસ કરી હતી. ૧૧મી બ્રિગેડના કમાન્ડરે મારા દેખતાં એમને આ જ સ્થિતિમાં રહેવા અને ટકી રહેવાનો હુકમ આપ્યો. આ ધમસાણ વખતે જ ૪થી ડોગરા ટુકડીને હવાઈમાર્ગે વાલોંગ લવાતી હતી. આ ભૂમિ એમને માટે સાવ અજાણ હતી એટલે એ લોક સાવ ડઘાઈ ગયા.

વાલોંગ આગળ નદી એ આપણા દળને અલગ પાડતી રેખા બની હતી. જમણો કાંઠો અને આસપાસનો વિસ્તાર—જેને ડોકાટા ટેકરી-ટોંગ ધારો કહેવાતો તે ૨/૩ ગુરખાના હાથમા હતો. ડાબી બાજુએ ૪થી શીખ અને ૬ઠ્ઠી કુમાઓં ટુકડીઓ હતી. ૪થી ડોગરાને છઠ્ઠી કુમાઓંની મદદે મોકલવામાં આવી. આ મહત્ત્વની હવાઈપટ્ટીને જાળવવાનું અગત્યનું કામ હતું અને એની વ્યવસ્થા પણ કરી હતી. (હું આ વખતે વડા મથકે હતો એટલે મેં) ટેલિફોન પર થતી ઘણી જ વાતચીત સાંભળી. એક બાજુ ૧૧મી બ્રિગેડના કમાન્ડર કે બ્રિગેડમેજર હોય. બીજે છેડે કમ્પની કે બેટલિય-

નના નાયકો હોય જે આપણી અગ્રીમ હરોળે કામગીરી બજાવતા હોય. આ વાતચીત સાંભળતાં મારા પર એવી છાપ પડી કે બ્રિગેડ કમાન્ડરે ઘણી જ મક્કમ વલણ રાખી હતી પણ ટુકડીના નાયકો એટલે અંગે મક્કમ ન હતા. એ બતાવીએ એ કરતાં વધુ મક્કમતા ચોક્કસ બતાવી શકત. ટૂંક વખતમાં જ ૪થી શીખ અને ૩/૩ ગુરખા ટુકડી પર ભીંસ વધી એટલે એમણે પીછેહઠ કરવા માંડી. મેં મેજર હન્દુને ટેલિફોન પર જુદા જુદા નાયકોને સાવ સ્પષ્ટ શબ્દોમાં પોતાને સ્થાને ટકી રહેવાનું લડવાનું કહેતા સાંભળ્યા. થોડાક ટકી રહ્યા અને લડયા. થોડાક ટકી ન રહ્યા અને ન લડયા.

ડિવિઝનના કમાન્ડરે અને મેં જોયું કે બ્રિગેડ કમાન્ડર તો આ યુદ્ધમાં જે પણ થઈ શકે એ બધું જ કરતા હતા અને આ તબક્કે તો એમને નૈતિક સહાય આપવા સિવાય હું બીજુ કશું જ આપી શકું એમ ન હતું. (આ ગેરીસન આમ તો પાકા રસ્તાથી દોઢસો માઈલ દૂર હતી છતાં એને માનવબળ પૂરુ પાડવા ઉપરાંત અમે તોપો, થોડા ભારે મોર્ટાર અને થોડા ત્રણ ઈંચિયા મોર્ટાર છેલ્લા થોડા દિવસમાં મોકલ્યા હતા. શસ્ત્રવિરામ પછી ચીનાઓએ હાથ કરેલી આ બધી સામગ્રી આપણને પાછી મોકલેલી!)

૦૯૪૫ વાગ્યે મે આર્મી ચીફ અને આર્મી કમાન્ડરને અહીંની તે ક્ષણની હાલત વિષે સંદેશો મોકલ્યો અને એ જ ઘડીએ હું વડા મથકના જે સ્થાને ઊભો હતો તેની નજીક જ ચીની તોપમારો આવી પહોંચ્યો તે મેં સાંભળ્યું. મેં એમને કહ્યુ કે દુશ્મને એક ડિવિઝન જેટલા બળથી હુમલો કર્યો છે. મે માનવબળની અને હથિયારની કુમક માગી. આર્મી ચીફ તરફથી જવાબ મળ્યો કે એમનુ મને બધી રીતે સમર્થન છે અને એમણે મને શુભેચ્છા પાઠવી

૧૦૦૦ વાગ્યે, ૧૧મી બ્રિગેડના કમાન્ડર બ્રિગેડિયર રોલી, ૨જી ડિવિઝનના કમાન્ડરની હાજરીમા મારી પાસે આવ્યા. મને કહે કે એ જે અગ્રીમ મથકો સાચવતા હતા તેના પર દુશ્મનની ભીંસ વધી હતી અને એ મથક દુશ્મનને હાથ પડતાં હતાં. ઉપરાંત વાલોંગ મથકની આપણી સ્થિતિ પણ ટકાવી રખાય એવી ન હતી. તો આ સંજોગોમાં મારો શો હુકમ છે? એમના ડિવિઝનલ કમાન્ડરની હાજરીમાં અને એમની સંમતિથી મેં કહ્યું:

(૧) એમની સર્વ શક્તિ વાપરીને અસારતી સ્થિતિ જાળવી રાખો.

(૨) જો ટકી રહેવાનુ અશકય બને તો વૈકલ્પિક સ્થાન લેવું અને એનુ સર્વ શક્તિથી જતન કરવું.

(૩) જો આ વૈકલ્પિક સ્થાન પણ ટકી ન રહે એવું લાગે તો આ જ પ્રકારની રક્ષણ રીત અખત્યાર કરી દુશ્મનને બને એટલું મોડું કરાવવું.

(આ જ વાત મેં પછીથી લેખિત આપી અને એની નકલ ડિવિઝનલ કમાન્ડરને આપી.) બ્રિગેડિયર રૌલીએ મારી પાસે પાછા વળવાના ક્રમમાં કોને અને કોને અગ્રતા આપવી એનો પણ હુકમ માગ્યો. મેં અમુક અગ્રતા-ક્રમ નક્કી કરીને આપ્યો. એ એ સાથે સંમત થયા. આ ક્ષણે હવાઈપટ્ટી પર ચાર શેલ પડ્યા. તરત જ ૧૧મી બ્રિગેડે પીછેહઠ શરૂ કરી. ૧૧૦૦ વાગ્યા હશે ત્યારે સહુથી છેલ્લાની આગળના હેલીકોપ્ટરમાં હું નીકળ્યો.

બ્રિગેડ હવે પીછેહઠ કરીને હ્યુલિઆંગ તરફ જતી હતી. મને હજુ પણ મારા વડા મથકેથી લેવાના વિસ્તારની કશી માહિતી મળી ન હતી એટલે મેં ૧૬/૧૭ નવેમ્બરની રાત ૨ જી ઇન્ફન્ટ્રી ડિવિઝનના વડા મથકે ગાળી. આ દરમ્યાન મેં લશ્કરના વડા મથક અને પૂર્વીય કમાન્ડને, નેફામાં દુશ્મનની સરસાઈ જોતાં મને વધુ કુમક મોકલવા જણાવ્યું. મેં એમ પણ કહ્યું કે જે રીતે ઘણી વાતમાં દુશ્મન આપણા પર સરસાઈ ભોગવે છે તે જોતાં (રાષ્ટ્રીય હિતને લક્ષમાં લઈને) કશા પણ સમયના વિલંબ વિના આપણે પરદેશ પાસેથી લશ્કરી સહાય માગવી જોઈએ.* સાથે મેં જણાવ્યું કે આ કાંઈ ભયને કારણે કરાતી માગણી નથી પણ આ વાસ્તવદર્શન છે.

નેફામાં આપણા માણસો પાસે ભૂમિ ખોદવાનાં પણ પૂરાં સાધન ન હતાં. અમારાં હથિયાર પ્રમાણમાં ઓછાં અને હતાં એ પણ ખોડખામીવાળાં હતાં. દારૂગોળો અને વાયરલેસ સેટ ઘણાં ઓછાં. જુદા જુદા કામસર જોઈએ એવાં હેલીકોપ્ટરની સંખ્યા ઓછી. ઘવાયેલાને હૉસ્પિટાલ પહોંચાડવાનાં સાધન ઘણાં જ ઓછાં એટલે એમને ઊંચકી લેવાનું અને હરફર કરાવવાનું

* આ જ વાત મેં થાપરને ૧૭મી નવેમ્બરે રૂબરૂ પણ કહી. થાપરે આ વાત નેહરુને બીજે દિવસે કહી. મને લાગે છે કે આ પછી ટૂંક સમયમાં નેહરુએ અમેરિકાના સ્ટેટ ડિપાર્ટમેન્ટને (કેનેડીને?) મદદ માટે કહ્યું. કમનસીબી એવી કે લડાઈ તો ચાર દિવસ પછી પૂરી થઈ. હું પારકી મદદ પર મદાર બાંધી બેસવાની વાત નથી કરતો. પણ જ્યારે રાષ્ટ્ર પર જોખમ હોય ત્યારે એવી મદદનો સ્વીકાર કરવામાં કશી હરકત ન હોવી જોઈએ એમ કહેવા માગું છું. (જો આપણે મદદ માગી ન હોત અને મળી ન હોત તો ૧૯૬૫માં ભારત-પાક યુદ્ધ વખતે શું થાત?)

કામ માણસે કરવું પડે અને એ ઘણું દુર્ઘટ કાર્ય હતું. છત્રીઓ વિમાનમાંથી ફેંકાય, પણ મોટા ભાગની છત્રીઓ ખૂલે જ નહીં. એટલે આમ મોકલેલી સામગ્રી સાવ બરબાદ જાય. જ્યાંથી પાછી મેળવી ન શકાય એવા સ્થાને પડે. ધારદાર કરાડો અને ઊંચાઈએ આવેલાં મથકોએ સામાન પહોંચાડવામાં આપણે ઘણા માણસ ગૂમાવવા પડતા.

૧૬મીએ કે ૧૭મીએ સવારે સેલાના કશા જ ચિંતાજનક સમાચાર મને ન મળ્યા. ઉપરાંત ૧૧મી બ્રિગેડના પીછેહઠ કરતા માણસોના યોગક્ષેમની મને ચિંતા હતી. (રસ્તામાં દુશ્મને આંતર્યા હોય) એટલે મેં વિમાની દળને ૧૭મીએ સવારે વાલોંગની જેટલે નજીક લઈ જવાય ત્યાં લઈ જવાની વિનંતી કરી. હું આ ટુકડીને નજરે જોઈ શકું એવી ઇચ્છા હતી. વિમાની દળે દલીલ કરી કે ટુકડીને નજરે જોવા જતાં આપણે નીચા ઊડવું પડે અને તો દુશ્મન આપણા પર ગોળીબાર કરી શકે.

અમે હયુલિઆંગથી આગળ નીકળી ગયા હતા. બારીમાંથી સખત પવન સુસવાતો હતો. એમાં હેલીકોપ્ટરનો એકાદ છૂટો પટો એવો ફડફડાટ કરતો હતો કે જાણે થોડે દૂરથી તોપમારો થતો હોય એવું લાગે. હેલીકોપ્ટરમાં બેઠેલા એક સાથીએ કહ્યું: 'દુશ્મન આપણા પર ગોળીબાર કરે છે!' (પાયલટે તો ઊડવે જ રાખ્યું.) ક્ષણભર અમને પણ દુશ્મન ગોળીબાર કરે છે એવું લાગ્યું પણ તપાસ કરતાં વાત ખોટી માલૂમ પડી. વાલોંગ દસેક માઈલ દૂર હશે ત્યાં અમે બ્રિગેડિયર રોલીને એકનું રાખોડી રંગનું ગરમ ખમીસ પહેરેલું અને નીચેથી અમને સંકેત કરતા હોય એમ જોયા. આ સ્થાન નદી પાસે હતું. એમની આસપાસ એમના માણસો પણ હતા. ત્યાં ગીચ ઝાડી હતી એટલે અમે સૂકી નદીના પટમાં ઊતર્યા. હું તરત જ બ્રિગેડિયર રોલી પાસે ગયો. રોલી અને એમની ટુકડી સલામત હતી એ જોઈને મને ઘણી જ રાહત થઈ. એમને અને થોડાક માણસોને મારી સાથે થોડીક રાહત અને નાસ્તા માટે હયુલિયાંગ લઈ જવાનું મેં કહ્યું પણ એમણે યોગ્ય રીતે જ પોતાના માણસો સાથે રહેવાનું પસંદ કર્યું. એમને બે દિવસ થયાં કશું ખાવાનું મળ્યું ન હતું એટલે થોડો ખોરાક પહોંચતો કરો એમ એમણે વિનંતી કરી. હયુલિયાંગ પહોંચીને મેં તરત આ વ્યવસ્થા કરી. અહીં મને મારા વડા મથકથી સંદેશો મળ્યો કે થાપર અને મેનન ટૂંક વખતમાં તેઝપુર આવે છે એટલે હું પણ વિનાવિલંબે ત્યાં પહોંચ્યો.

મારા કેટલાક ટીકાકારોએ મારા વિસ્તારમાં ચાલતી લડાઈઓનાં અગ્રિમ મથકો પર હું વારંવાર જતો એની ટીકા કરી છે. એમનું સૂચન

એવું છે કે આમ હરફર કરવાને બદલે મારે મારા વડા મથક પર રહેવું જોઈતું હતું. એમનો મત એવો છે કે જો હું એક સ્થાને સ્થિર રહ્યો હોત તો સંકલન અને નિયમનનું કામ વધારે સારી રીતે થાત. મારો ખ્યાલ એવો છે કે, કમાન્ડરનાં નામ અને કામને લાયક હોય એવો હરેક કમાન્ડર વડા મથકની પોતાની ખુરશીને ચીટકી રહેવાને બદલે અવારનવાર આગળ વધવાનું, જવાનું પસંદ કરે. એને કામગીરીને જાતે જોવાનું દિલ હોય અને આમ કરીને એ દાખલો બેસાડવાની ખ્વાહેશ ધરાવતો હોય. જ્યાં જ્યાં જોખમ હોય ત્યાં એ પહેલો હોય. પોતાના માણસોને વેઠવી પડતી હાડમારીમાં એ પણ સાથે જ હોય. કામગીરીની કટોકટીની પળે એ લશ્કરના જુસ્સાને ટકાવી રાખવાની જ કોશિશ કરતો હોય. અને મેં આ જ રીતે કામ કરવાનો યત્ન કર્યો. બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન એક ધમસાણ ચાલતું હતું ત્યારે પોતે વડા મથકથી દૂર હોવાને અંગે જનરલ પેટને જે ખુલાસો કર્યો હતો તે હું અહીં ટાંકું છું :

જ્યારે દુશ્મનનાં વિમાન કાંઠા પરના લશ્કર પર ત્રાટક્યાં ત્યારે મેં કોઈ સલામતી સાધતી છત્રી હેઠળ ભરાઈ રહેવાને બદલે કાંઠા પર જ રહેવાનું અને માણસો સાથે હોડીઓને હંકારવા ધકેલવાનું કામ કર્યું એથી કાંઠા પરના લશ્કરનો જુસ્સો ટકી રહ્યો અને ભય વ્યાપ્યો નહીં. એ ઉશ્કેરાયા પણ નહીં. હું વડા મથકથી અઢાર કલાક દૂર રહ્યો. આખા શરીરે ભીનો ભીનો રહ્યો. કેટલાકનું એવું કહેવું છે કે જે સિનિયર કમાન્ડર હોય એણે આમ નહીં કરવું જોઈએ. મારો સિદ્ધાંત એવો છે કે સિનિયર કમાન્ડરે પોતાનો હેતુ–પોતે હાથ પર લીધેલું કામ પાર પાડવા જરૂરી હોય એ બધું કરવું જોઈએ અને એની એક એક કામગીરીના એંસી ટકા તો પોતાના લશ્કરનો જુસ્સો ટકાવી રાખવાના કામમાં જ સમાય છે

એ ગમે તે હોય તોય વડા મથકથી હું થોડા થોડા સમય માટે જ દૂર હતો એ સાચું છે. અને પાછો આવીને તરત મારી સર્વ શક્તિ મુજબ મને સોંપાયેલા ઘણા ભારે કામના સંકલન અને નિયમનમાં લાગી પડતો. દા. ત., હું વાલોંગ ગયો. વાલોંગ મારી ઘણી જ અગત્યની પાંખ. ત્યાંથી મને ગંભીર સમાચાર મળ્યા એટલે હું ત્યાં ગયો. અને તે પણ સે લા પર કોઈ પણ હુમલો થયાના સમાચાર મળ્યા તે પહેલાં ત્યાં પહોંચી ગયો હતો. પણ જો મારા હાથ નીચે કામ કરનારા કોઈ પણ કમાન્ડર કે સ્ટાફ ઑફિસરને કોઈ પણ વાતે મારી પાસેથી કશો ખુલાસો કે માર્ગદર્શન જોઈતું

હોય તો એ કાં તો મને સંદેશો કાસદ મારફત મોકલી શકત કે કાં તો વાયરલેસથી મારી સાથે સંપર્કમાં રહી શકત. હું ગમે ત્યાં હોઉં પણ આ સગવડ તો હતી જ.

ત્સે લાની લડાઈ

ત્સે લા એ એ નામની ઘાટીની આસપાસ, ૧૪,૦૦૦ ફૂટની ઊંચાઈએ આવેલું આપણું મથક. તવાંગ(૧૦,૦૦૦ ફૂટ ઊંચાઈ)થી પચીસ માઈલ દક્ષિણે આવ્યું છે અને બોમદી લા(૮૫૦૦ ફૂટ)થી સિત્તેર માઈલ ઉત્તરે. ડિરેંગ દ્ઝોંગ એ ૬૦૦૦ ફૂટની ઊંચાઈએ ખીણના પ્રદેશમાં આવેલું છે. ત્સે લા અને તવાંગ બન્ને હમણાં તાજેતરમાં બંધાયેલા માર્ગથી સંકળાયેલાં.

(હું દિલ્હીમાં બીમાર હતો ત્યારે) થાપર અને સેને ૨૪મી ઑક્ટોબરે તવાંગમાં આપણે ટકી શકીશું નહીં અને એને બદલે ત્સે લામાં આપણી સ્થિતિ સારી રહેશે એમ માનીને તવાંગ છોડી દેવાનો નિર્ણય લીધો ત્યારે એમની ખાતરી હતી કે ત્સે લાનું મથક તો અતૂટ ગઢ છે. મારી ગેરહાજરીમાં, મારા બ્રિગેડિયર જનરલ સ્ટાફ, બ્રિગેડિયર કે. કે. સિંઘે લેફ. જન. સેનને કહ્યું હતું કે તવાંગ પછી ચીનાઓનો સામનો આપણે ત્સે લા નહીં પણ બોમદી લા કરવો. અને કારણમાં એમ દર્શાવ્યું કે ત્સે લા કરતાં બોમદી લા આગળ આપણે વહેવાર જાળવવાનું ઓછું અઘરું રહેશે. ઉપરાંત બીજા પણ વ્યૂહાત્મક ફાયદા થશે. પણ સેને એ સૂચનને માન્ય રાખ્યું નહીં.

થાપરે આ થાણું સંભાળવા ૪થા કોર્પ્સના કમાન્ડર મેજર જનરલ એ. એસ. પઠાણિયા એમ. વી. સી., એમ. સી, ની પસંદગી કરી. પઠાણિયાની યુદ્ધની સક્રિય કામગીરી પ્રતિષ્ઠાવંતી હતી. (હું બીમાર હતો એ અઠવાડિયા દરમ્યાન લેફ. જન હરબક્ષસિંઘને ૪થા કોર્પ્સના કામચલાઉ કમાન્ડર નીમવામાં આવ્યા હતા.)

૪થા ડિવિઝનનું વડું મથક ડિરેંગ દ્ઝોંગ રાખવાનું હતું. ૪૮, ૬૨, અને ૬૫મી બ્રિગેડ એના કાબૂમાં રહેવાની* ૪૮મી બ્રિગેડે બોમદી લા સાચવવાનું. ૬૨મી બ્રિગેડે ત્સે લા જાળવવાનું (ત્સે લા અને બોમદી લા વચ્ચે સિત્તેર માઈલનું અંતર છે). ૬૫મી બ્રિગેડે ડિરેંગ દ્ઝોંગ. ૩૦૧મી

---

* એનો રાતા ગરુડનો ધ્વજ હવામાં લહેરાતો જોયો ત્યારે મારું મન ખૂબ પ્રસન્ન થયું હતું. આ નવી કામગીરીમાં એ પોતાની ભવ્ય પ્રણાલિકા જાળવી રાખશે એવું થતું હતું. ત્યારે એની કમનસીબીનો કોઈ વહેમ પણ ન હતો.

બ્રિગેડે બનતી ત્વરાએ જમાવટ કરવાની હતી. ૬૨મી બ્રિગેડના કમાન્ડર તરીકે બહાદુર બ્રિગેડિયર હોશિયારસિંઘ હતા. એમની યુદ્ધની કારકિર્દી યશસ્વી હતી. એમને સે લાનો બચાવ કરવાનું સોંપાયું. સંજોગોના પ્રમાણમાં એમની પાસે તોપ, દારૂગોળો અને પુરવઠાની સારી જમાવટ હતી.

ચીનાઓએ તવાંગમાંનું એમનું સ્થાન બરાબર મજબૂત બનાવે રાખ્યું-જેવા એ લોક તવાંગને બુમ લા સાથે માર્ગથી સાંકળી શક્યા કે એમણે આ વિસ્તારમાં એ ડિવિઝન જેટલી જમાવટ કરી.

સાતમી નવેમ્બરે હું ૪થી ઇન્ફન્ટ્રી ડિવિઝનના વડામથક દિરાંગ દ્ઝોંગે ગયો ત્યારે પઠાણિયાએ મને એમની જમાવટ વિષે સારો સંતોષકારક જવાબ આપેલો. એ ખરું કે એમણે વિશેષ માણસ અને વિશેષ પુરવઠા વિષે માગણી કરી હતી મેં પણ જરાકે વિલંબ વિના આ માગણી ઉચ્ચ અધિકારીઓ સમક્ષ રજૂ કરી (કારણ કે મારી પોતાની પાસે તો અનામત જેવું કશું હતું જ નહીં). હું સે લા પણ જઈ આવ્યો અને મારા પર એવી છાપ પડી કે જુદા જુદા સર્વ કમાન્ડર આમ ઉત્સાહમાં હતા. જુસ્સો સારો હતો.

દરમ્યાન કડક ચોકીપ્રવૃત્તિ અને અવારનવાર દુશ્મન હરોળ પર તોપમારો કરવાનુ ચાલુ રહ્યું. હુ એવુ તારણ કરતો હતો કે જો સે લા પર હુમલો થાય તો એ પોતાનુ રક્ષણ કેટલાક દિવસ તો કરી શકશે. ત્યાં લગીમા તો કુમક પહોંચી જશે. આ તારણનુ કારણ એ હતું કે ત્યા સરંજામ સારા પ્રમાણમા હતો. અલબત્ત લાંબો વહેવારમાર્ગ ઘણી મુશ્કેલી ઊભી કરતો હતો

ચીનાઓએ ૪થી ગઢવાલ પર નૌરાનાગ આગળ હુમલો કર્યો. આ સ્થાન સે લા ઘાટીની ઉત્તરે આવ્યુ છે. ૧૭મીએ ચારવાર હુમલા થયા પણ ગઢવાલીઓએ બધા હુમલા પાછા વાળ્યા. ગઢવાલીઓ ખૂબ વીરતાપૂર્વક લડ્યા.* પછી દુશ્મને ૧લી શીખ લાઈટ ઇન્ફન્ટ્રી પર ઘાટીની પૂર્વ બાજુએ હુમલો કર્યો. આ બેટેલિયને ગઢવાલીઓ જેવો સાગ દેખાવ ન કર્યો.

૧૭મી નવેમ્બરે ૧૯૩૦ વાગ્યે હુ તેઝપુરના મારા વડા મથકના સદેશા-વહેવારના કમરામાં વાલોંગના યુદ્ધથી પાછો આવીને દાખલ થયો તેવા જ

* જો ૪થા ડિવિઝને ગઢવાલી જેટલું જોર અને જોમ બતાવ્યાં હોત તો સે લાના યુદ્ધની વાતનો સાવ જુદો ઢંગ હોત.

મેં જનરલ થાપર અને લેફ. જનરલ સેનને ત્યાં જોયા. સાથે બ્રિગેડિયર પલિત પણ હતા. એ લોક મારી રાહ જોતા હતા. સહુને મળતાં મને આનંદ થયો પણ ખાસ આનંદ તો પલિતને મળતાં થયો. પલિતે મને હમણાં તાજેતરમાં જ, ૧૫મી નવેમ્બરે એક પત્ર લખ્યો હતો એમાં બીજી ઘણી બાબતો ઉપરાંત એમ લખ્યું હતું: 'તમારે મને તમારા રસાલામાં બોલાવવો જોઈએ...' મુલાકાતીઓ સાથે હાથ મિલાવ્યા ત્યાં તો મને સમાચાર મળ્યા કે સે લા આગળ પરિસ્થિતિ ઘણી જ બગડી હતી. અને કમનસીબી કયાં એકલી આવે છે? થાપરે મને કહ્યું કે ૪થા ડિવિઝનના મે. જ. એ. એસ પઠાણિયા કયારના મારો સંપર્ક સાધવા યત્ન કરે છે. થોડું કે વહેલાં જ એમનો ટેલિફોન આવ્યો હતો. થાપર અને સેને એમની સાથે વાત કરી ત્યારે પઠાણિયાએ, સે લા પરની ચીનાઓની ઘણી જ ભારે ભીંસ જોતાં અને ડિરાંગ દ્ઝોંગ સાથેનો એનો સંબંધ ગમે તે ઘડીએ કપાઈ જવાનો સંભવ છે એટલે પોતે ૬૨મી બ્રિગેડને ડિરાંગ દ્ઝોંગ ખસેડે? આ માટે એ પરવાનગી માગતા હતા. થાપરે અને સેને પઠાણિયાને કશી આજ્ઞા ન આપી. એમ કહ્યું કે આ વિષેની આજ્ઞા એકલા કૌલ જ આપી શકે અને જેવા એ વડામથકે પાછા ફરશે એવા એ તમારી સાથે વાત કરશે.

લગભગ ૧૯૪૫ વાગ્યે પઠાણિયાએ મારી સાથે વાત કરી. અને ૧૭/૧૮ નવેમ્બરની રાત દરમ્યાન ૬૨મી બ્રિગેડને સે લાથી હટાવવાની પરવાનગી આપવા ખૂબ આગ્રહ કર્યો. એ માનતા હતા કે આ જ રાતે આપણો સેંગે સાથેનો વહેવાર કપાઈ જશે. એમણે મને એમ પણ કહ્યું કે દુશ્મન એક ડિવિઝનના બળથી હુમલો કરે છે એવો એમનો પોતાનો અંદાજ છે. સે લામાં આપણો પગ રહે એ વાતના મહત્ત્વ વિષે મેં એમને કહ્યું. દુશ્મન એમની પાછલી હરોળ સાથેનો વહેવાર કાપી નાખવામાં સફળ થાય તો- પણ એમની પાસે પૂરતાં સાધનો હતાં, સંખ્યાબળ અને દારૂગોળો વગેરે હતાં તે વાતની મેં એમને યાદ અપાવી. જો એ પીછેહઠ કરે તો કદાચ એ પૂરા ઘેરાઈ જાય એ શકયતા ઉપર પણ મેં એમનું ધ્યાન દોર્યું. અને આવી પરિસ્થિતિમાં તો ૬૨મી બ્રિગેડ એમની અત્યારની સ્થિતિ પરથી જ લડયા કરે એ લાભદાયી છે એમ મે સમજાવ્યું. મોડી રાતે એમણે ટેલિફોન કરી ફરીવાર ટુકડી પાછી ખસેડવાની આગ્રહભરી વિનંતી કરી. આ વખતે થાપર, સેન અને હું ખાણું લેતા હતા. એમનો અભિપ્રાય એવો હતો કે સે લા આગળ પરિસ્થિતિ વિશેષ બગડી હતી. આમાં ચીફના સાંભળતાં

મેં પંડાણિયાને કહ્યું કે ઓછામાં ઓછું ૧૭/૧૮ નવેમ્બરની રાત લગી તો એમણે સ્થાન જાળવી રાખવું જોઈએ. હું ૧૮મીએ સવારે સ્પષ્ટ આજ્ઞા આપીશ એમ પણ મેં કહ્યું. (મારું એમ માનવું હતું કે જો એ આજની રાત કાઢી નાખે તો પરિસ્થિતિ સ્થિર થશે.) આ નિર્ણયથી એ નારાજ થયા હોય એમ એમના અવાજ પરથી લાગ્યું. આર્મી ચીફ અને આર્મી કમાન્ડર સાથે મસલત કર્યા પછી અને ૪થા ડિવિઝનના જી. ઓ. સી.એ મને ટેલિફોન પર આગ્રહભરી રીતે જે વાત ફરી ફરીને કહી હતી તે ધ્યાનમાં રાખીને મેં એમને એ જ રાતે નીચેનો સંદેશો મોકલ્યો:

(૧) તમારી શ્રેષ્ઠ શક્તિ મુજબ અત્યારની સ્થિતિ જાળવો.

(૨) જો તમારી સ્થિતિ ટકી ન શકે એવું લાગે તો તમને જાળવી શકો એવા વૈકલ્પિક સ્થાને જવાની હું રજા આપું છું.

(૩) લગભગ ૪૦૦ જેટલી સંખ્યામાં દુશ્મને બોમદી લા–ડિરાંગ દ્રઝોંગ વહેવાર તોડયો છે.

(૪) (૪થી ડિવિઝન, ૪૮મી બ્રિગેડ સાથે સંપર્કમાં ન હતી એટલે) મેં ૪૮ બ્રિગેડને આજે રાતે દુશ્મન પર હુમલો કરવા આજ્ઞા આપી છે. એમને ઝડપથી અને મક્કમતાથી હુમલો કરવા અને ગમે તે ભોગે આ માર્ગ ખુલ્લો રાખવાની આજ્ઞા આપી છે.

(૫) સેંગે આગળ તમારો વહેવાર કદાચ કપાઈ જશે (દસ દિવસ પહેલાં જ આ શક્યતાનો ખ્યાલ એમને આપવામાં આવેલો).

(૬) તમારે તમારી સર્વ તાકાદ મુજબ લડી લેવું એ જ એક માત્ર અને ઉત્તમ માર્ગ છે.

(૭) બે બેટેલિયન જેટલું સમર્થન ૧૮મી સવાર સુધીમાં બોમદી લા પહોંચી જશે.

(૮) તમારો સંદેશાવહેવાર જરાકે ખોરવાય નહીં એ માટે તમે તમારી પાસે છે એ ટૅન્ક વગેરે સાધનનો ઉપયોગ કરો.

(એક મુદ્દો હું અહીં સ્પષ્ટ કરી દઉં. ૧૭મી અને ૧૮મીએ થાપર અને સેન મારી સાથે હતા. આ ગાળામાં મેં જે પણ આજ્ઞાઓ આપી તે બધી એમની સાથે મસલત કરીને અને એમની સંમતિથી આપેલી.) ઘણા દિવસ પછી મને ખબર પડી કે પંડાણિયાએ ૬૨મી બ્રિગેડના કમાન્ડર બ્રિ. હોશિયારસિંઘને ૧૭મી તારીખે એમ કહ્યું કે પાછલી હરોળનો એમનો

વહેવાર કપાઈ જાય એવી શક્યતા છે.* ડિવિઝનની તથા ૬૫મી બ્રિગેડની સ્થિતિ ગંભીર છે અને એટલે એમણે એ રાતે પીછેહઠ કરવી અને દિરાંગ દ્ઝોંગને મજબૂત કરવું. બ્રિગેડિયર હોશિયારસિંધે આ હેતુ માટે દિરાંગ દ્ઝોંગ એક બેટેલિયન તો મોકલી આપી હતી. એટલે પોતે જહેમતથી જમાવેલી સે લા આગળની મજબૂત સ્થિતિ છોડવા એ તૈયાર ન હતા. પણ પઠાણિયાએ આગ્રહ કર્યો ત્યારે હોશિયારસિંધે દલીલ કરી કે આવી મોટી ગણાય એવી પીછેહઠ માટે ઓછામાં ઓછી બે દિવસની તૈયારી જોઈએ એટલે અડતાલીસ કલાક પછી પોતે હટવા માંડશે. પઠાણિયાએ એ વાતનો આગ્રહ રાખ્યો કે આવી પરિસ્થિતિમાં પીછેહઠ તાત્કાલિક થવી જોઈએ. એટલે પોતાની માન્યતા જુદી હોવા છતાં હોશિયારસિંધે એ રાતે અનુકૂળ સમયે પાછા હટવા માંડ્યું.

પઠાણિયાએ આ પાછા હટવાની આજ્ઞા મારી સૂચનાના હાર્દની વિરુદ્ધ જઈને આપી હતી. મારી સૂચના તો પોતાની સર્વ શક્તિથી ટકી રહેવાની અને જરાકે ટકી ન રહેવાય એવી સ્થિતિ આવે ત્યારે જ પાછા હટવાની હતી. જ્યારે બ્રિ. હોશિયારસિંઘ સેંગે પહોંચ્યા ત્યારે પોતાના અફસરો અને માણસો ખૂબ બેચેન અને અવ્યવસ્થિત હતા એવું લાગતાં બ્રિગેડિયરે એમની પુનઃવ્યવસ્થા કરવાની કોશિશ કરી પણ તે સાવ વ્યર્થ. વળતો હુમલો કરવા જતાં લેફ. કર્નલ ભટ્ટાચાર્યજી ચીનાઓને હાથ પકડાયા. એ જ રાતે ચીનાઓએ પડખેની ન્યુકામાદોંગ પર્વતધાર પર હુમલો કર્યો. ૧૮મીએ સવારે દુશ્મનોએ પુલ ૨ પર તોપમારો કર્યો. બ્રિગેડ પેલે પાર ગયા પછી આ પુલને તોડવાનો યત્ન કરતી હતી.

ચીનાઓએ સે લા અને દિરાંગ દ્ઝોંગ વચ્ચે ફાચર મારી હતી. બ્રિગેડ અડધે રસ્તે પહોંચી ત્યારે એને ચીની મશીનગન અને મોર્ટારનો સામનો કરવો પડ્યો. આ વખતે આપણા લશ્કરમાં ભારે જાનહાનિ થઈ. સાવ અવ્યવસ્થિત થયું હતું આપણું દળ, વાહનો બધાં ભેળાં થઈ ગયાં હતાં. હવે અંધારું થતું આવતું હતું અને અંધારામાં સહુ ફાવે એ

* પઠાણિયાએ જ્યારે હોશિયારસિંઘને, દુશ્મન એમનો વહેવાર કાપશે એમ કહ્યું ત્યારે હોશિયારસિંધે જવાબ દીધેલો કે તો તો દુશ્મનનો જ વહેવાર કપાઈ જાય. હોશિયારસિંધે આ ઉપરાંત કહેલું કે જો આમ વહેવાર કપાશે તો પોતે એને પહોંચી વળશે તેમજ સે લાની જાળવણી પણ કરશે.

દિશામાં ગયા. શું થાય છે એની કોઈને જ ખબર ન હતી. સાવ વિરોધી આજ્ઞાઓ અપાઈ હતી. ઘણાએ પોતાનાં હથિયાર, દારૂગોળો અને વાયરલેસ સેટ છોડી દીધા. પોતે પોતાની રીતે વર્ત્યા. કેટલાક પડખેની ટેકરીઓમાં ભાગી છૂટયા. ખાવાનું કશું મળ્યું ન હતું. પીવામાં ગંદું પાણી હતું. અતિશય ઠંડીમાં એમને રાત ગાળવી પડી. પઠાણિયાએ એમને સે લા અતિશય ઉતાવળમાં છોડી દેવાની આજ્ઞા આપીને આ બધાને અત્યંત કફોડી હાલતમાં મૂકયા.

બીજાં ઘણાં કારણો સાથે આપણી આવી દશા થવાનું એક કારણ તે કેટલાક કમાન્ડિંગ ઑફિસરોએ જે ઘણો ખોટો દાખલો બેસાડયો હતો તે પણ ગણવું જોઈએ. (આમાં કેટલાક ગણનાપાત્ર અપવાદ હતા. દા. ત. ૪ ગઢવાલના કમાન્ડિંગ ઑફિસરે તો ભવ્ય નેતાગીરીનો દાખલો બેસાડેલો. અને ૪થી રાજપૂતના લેફ. સ્વ. અવસ્થીની ગણના કરવી જોઈએ. એમની પાસે તો સલામતીપૂર્વક પીછેહઠ કરવાનો સમય હતો. પણ એ સેંગે અને ડિરેંગ દ્ઝોંગ વચ્ચે પોતાના બધા માણસો આવી જાય એની રાહ જોતા ઊભા અને એવામાં ચીનાઓએ ઘેર્યા એમાં મરાયા.)

૧૮મી નવેમ્બરે મેં પઠાણિયા સાથે લગભગ ૦૫૩૦ વાગ્યે ટેલિફોન પર વાત કરી. એમણે ફરીવાર સે લાથી હટી જવાનો આગ્રહ રાખ્યો. આની રજા આપ્યા સિવાય મારી પાસે બીજો માર્ગ જ ન હતો. એ રજા આપતાં મને કશો જ આનંદ થયો ન હતો. મન કચવાતું હતું. (અને થાપર અને સેન સાથે જ હતા એટલે એમની સલાહ પણ લીધી હતી.) પણ પઠાણિયાએ મને ખબર આપ્યા કે ૬૨મી બ્રિગેડે તો સે લાથી પાછા હઠવાનું શરૂ કરી પણ દીધું છે અને એ પહેલાં એમની બન્ને પાંખ પર ભયંકર ઘમસાણ થઈ ગયું પછી જ એમણે પાછા હઠવાનું શરૂ કર્યું હતુ. એમણે આમ કહ્યા પછી જ મેં રજા આપેલી. પછીથી મને ખબર પડી કે સે લા ખાતે એમણે કહેલું એવું ઘમસાણ થયું જ ન હતું. અલપઝલપ ઝપાઝપી થઈ હતી (દા. ત. ૪થી ગઢવાલ ટુકડીને). બહુ વિરોધ કર્યા વિના જ આપણે સે લા દુશ્મનને સોંપી દીધું. ૪થા ડિવિઝન પાસે પાંચ ઇન્ફન્ટ્રી બૅટેલિયન્સ હતી. તોપખાનાની એક લગભગ પૂરી ફિલ્ડ રેજિમેન્ટ હતી અને એક બ્રિગેડ ગ્રુપનો ટેકો હતો. ઉપરાંત એક અઠવાડિયા જેટલો એમની પાસે પુરવઠો હતો.

એટલે હોશિયારસિંઘ પઠાણિયા પર પીછેહઠ કરવાનું દબાણ કરતો હતો.

દ્રોંગના વહેવારની રેખા ૧૭મીએ ૨૧૦૦ કલાકે ઓમદી લાની ઉત્તરે ૭ કિલોમીટર જેટલા અંતરે કાપી. આ વહેવાર કાપનાર ટુકડીનું બળ ૪૦૦ જેટલું હશે. ૪૮મી બ્રિગેડના કમાન્ડરે આ પરિસ્થિતિ વિશે મને તરત કહ્યું અને સાથે જણાવ્યું કે ૪થા ડિવિઝનના કમાન્ડર સાથે એમનો કશો સંપર્ક રહ્યો ન હતો. મેં એમને આજ્ઞા આપી કે સમયની અગત્ય સમજીને તમે આજ રાતે જ દુશ્મન પર મક્કમતાથી અને ઝડપથી હુમલો કરો અને માર્ગ સાફ રાખોઃ કારણ કે હવે દુશ્મન પાકી જમાવટ કરશે અને ઓમદી લાના આપણા મથક પર જોખમ ઊભું કરશે. મેં એમને વધારામાં કહ્યું કે હું એમનુ બળ વધારવા બે ઇન્ફન્ટ્રી બૅટેલિયન (૬/૮ ગુરખા રાઇફલ્સ અને ૩ જે. કે રાઇફલ્સ) મોકલું છું જે ૧૮મી સુધીમાં પહોંચી જશે ૪૮મી બ્રિગેડના કમાન્ડરે મને ખબર આપ્યા કે જ્યાં ૧૬ કમ્પનીની જરૂર હતી ત્યાં એમની પાસે ઓમદી લામાં માત્ર ૭ કમ્પની રહી હતી. સંખ્યાબળ સાવ ઓછું હોવાથી મારી આજ્ઞાનો અમલ કરવા જતાં ખુદ ઓમદી લા-ના રક્ષણના કામ પર ભારે ભય ઊભો થશે. એને બદલે ઉગ્ર ચોકિયાત પ્રવૃત્તિ કરવી એવું એમનુ સૂચન હતું. મેં એમને એમનાથી જે પણ થઈ શકે તે કરવા કહેવા સાથે એમની પાસે જે થોડું બખ્તરિયા દળ હતું (બે કામ લાગે એવી ટૅન્ક) તેનો સારો ઉપયોગ કરવા અને બની શકે તો ડિરૅંગ દ્રોંગ સાથે સંપર્ક સાંધવાનુ કહ્યું. બીજે દિવસે ૧૧૦૦ વાગ્યે એક બાજુ માર્ગ પર બે ઇન્ફન્ટ્રી કમ્પની બે ટૅન્ક તથા કુલ ચારમાંથી એમની પાસે બાકી રહી ગયેલી બે માઉન્ટન ગન સાથે ડિરૅંગ દ્રોંગ સાથે સંપર્ક સાધવા તૈયાર થઈ રહી ત્યારે ચીનાઓએ, ૪૮મી બ્રિગેડે ખાલી કરેલાં સ્થાનનો કબજો લીધો અને આપણી તોપોનાં સ્થાન પર અને વહીવટી સ્થાનો પર હુમલો કરવા માંડયો.

૩ જી જે. કે. ઇન્ફન્ટ્રીના કમાન્ડર એમના સહાયક નાયબ કમાન્ડર અને અગ્રીમ ટુકડી સાથે ૧૮મીએ બપોરે ઓમદી લા પહોંચ્યા. બાકીની ટુકડી પાછળ આવતી હતી. ૬/૮ ગુરખા રાઇફલની બીજી બૅટેલિયન જે ૪૮મી બ્રિગેડની કુમકે જતી હતી તે ઓમદી લા ધસી જઈને કટોકટી ભરી સ્થિતિ નિવારવાના કામમાં લાગવાને બદલે ચાકો મુકામે જ અટકી પડી. જો આ બન્ને ટુકડીઓ ૧૮મીએ ઓમદી લા પહોંચી ગઈ હોત તો હજુય કરુણ પરિસ્થિતિ નિવારી શકાત. એમણે ત્યાં પહોંચવું જોઈતું હતું.

શીખ લાઇટ ઇન્ફન્ટ્રી પોતાની મૂળ સ્થિતિએ જઈ જ ન શકી એટલે એ પાછી પડી. દરમ્યાન બીજી ટુકડીઓએ તો હુકમ વિના જ પીછેહઠ

શરૂ કરી: કારણ કે હવે તો ચીનાઓ બોમદી લાનાં ઊંચાં શિખરોએ પહોંચી ગયા હતા. બ્રિગેડ કમાન્ડરને પરિસ્થિતિ કાબૂ બહાર લાગી ત્યારે પોતાના રસાલાના કેટલાક માણસો સાથે એ લગભગ ૧૬૩૦ વાગ્યે રૂપા પાછા આવ્યા. ૬/૮ ગુરખા રાઈફલના કમાન્ડર, રૂપા મુકામે ૪૮મી બ્રિગેડના કમાન્ડરને મળ્યા. ૪૮ના કમાન્ડરે એ લોક બોમદી લા કેમ ન આવ્યા એમ પૂછ્યું. એનો કશો સંતોષકારક જવાબ ન મળ્યો. ૪૮મી બ્રિગેડના કમાન્ડર બ્રિગેડિયર ગુરબક્ષસિંઘ રૂપા આવી પહોંચ્યા ત્યારે એમને ખબર પડી કે એમની ટુકડીનો એક અંશ તો હજુ બોમદી લા જ હતો. (એમણે મને પછી કહ્યું તેમ) એ આ રાતે એ સ્થાને પાછા ગયા. જોયું તો એમના બસો માણસ હવાઈપટ્ટી આસપાસ ગૂંચળું વળીને ઊભા હતા. બ્રિગેડિયર ગુરબક્ષસિંઘ એમને સવાર પડયું તે પહેલાં રૂપા લઈ આવ્યા.

૧૮મીએ ૧૮૩૦ વાગ્યે તેઝપુર મુકામે સમાચાર મળ્યા કે એ દિવસે બપોરે બોમદી લાનુ પતન થયું. અરધા કલાકમાં હું તેઝપુરથી નીકળ્યો. આવા ગંભીર પ્રસંગે અહીં હાથ જોડીને બેસી રહેવું સારુ ન જ ગણાય માનીને હું નીકળ્યો * ૨૧૦૦ વાગ્યે ફૂટહિલ્સ પહોંચ્યો રસ્તામાં મને ખટારાઓ અને ખૂબ માણસો મળ્યા.

૧૯મીએ સવારે ફૂટહિલ્સથી બોમદી લા જવા નીકળ્યો ત્યારે મને રસ્તામા લશ્કરીઓ અને પાછા આવતા નિર્વાસિતો મળ્યા રસ્તો તો જાણે એમનાથી ઉભરાતો હતો એટલે મારી આગળ વધવાની ગતિ એકદમ ધીમી પડી ગઈ. મને મનમા ઉમેદ એવી હતી કે વહેલો વહેલો પહોંચીને પરિસ્થિતિને જેટલે અંશે સુધારી શકાય એટલે અંશે સુધારું. રસ્તે અમે ટેલિફોનના તાર પરથી જ સંદેશાવહેવાર બાંધ્યો. રૂપા અને કોર્પ્સ વડામથક વચ્ચે થતી વાતચીત પણ અમે આ રીતે સાંભળી. આ જ રીતે અમને ત્યાંથી ચોકી તરફ થતી પીછેહઠનો પણ ખ્યાલ આવ્યો આની મારફત મેં પણ ઘણાં સૂચનો આપ્યાં.

હું ફૂટહિલ્સ અને બોમદી લાની અધવચ્ચે આવેલા ચોકીના સ્થળે પહોંચ્યો ત્યારે મને સમાચાર મળ્યા કે પમું ડિવિઝન સે લા અને બોમદી લાની કુમકે પહોંચવા ફૂટહિલ્સ આવી પહોંચ્યું છે. (સે લા અને બોમદી લા બન્ને

---

* મારા માણસો આ ક્ષણે ભારે નિરાશા અનુભવતા હતા ત્યારે કમાન્ડર એમની સાથે રહેવું જોઈએ એવી સાહજિક લાગણી મારા મનમાં હતી

દુશ્મનને હાથ પડયા પછી આ કોર્પ્સ આવી પહોંચી !) આ દળના કમાન્ડર મે જન કે. કે. ભંડારી મને મળ્યા. મેં એમને પરિસ્થિતિની જાણ કરી.

ટેંગા ખીણમાં આવેલું રૂપા, આજે ૧૧૦૦ વાગ્યે ૪૮મી બ્રિગેડે છોડી દીધું. મેં થોડા ભારતીય અને પરદેશી પત્રકારોને અને બીજાઓને પાછા આવતા જોયા. એક પત્રકારે મને આગળ વધતા દુશ્મનની દિશામાં જતો જોયો એટલે એણે કશાં અનુમાનો તારવ્યાં. બી. બી સી. ને એણે સંદેશો મોકલ્યો અને બી. બી. સી. એ એ સાંજે સમાચાર આપ્યા કે હું ચીનાને હાથ પકડાઈ ગયો છું.

૧૯મી તારીખે ૪૮મી બ્રિગેડે ચાકો પાસે આવેલાં એમનાં દળ માટે દારૂગોળો, ખાદ્યસામગ્રી અને ખોદવાનાં સાધન માગ્યાં. આ મેં મોકલી આપ્યાં. એમની પાછળ ને પાછળ મેં લેફ. ક. શાહબેગ સિંઘને એમને આગેકૂચ જારી રાખવા ફરમાણ કરવા મોકલ્યા. એ ચાકો ગયા. આ તો ગરુડનો માળો કહેવાય. એ ત્યાંથી આગળ પણ ગયા અને આ કામગીરી દરમ્યાન એમણે અપ્રતિમ વીરતા અને ખંતનો પરિચય આપ્યો. દુશ્મને હુમલો કર્યો અને એ રાતે ૬/૮ ગુરખા રાઈફલ અને ૩ જે. કે. રાઈફલનો ચાકો મુકામે પરાભવ થયો.

જનરલ થાપર, લેફ જન. સેન અને મારા વચ્ચે મસલત થઈ તે પ્રમાણે અમે કોર્પ્સનું વડુ મથક તેઝપુરથી ગૌહતી ખસેડવાનુ નક્કી કર્યું. ૨૦ મીએ બપોરે આ કામગીરી પૂરી થઈ. એમ છતાં મેં, બ્રિગેડિયર કે. કે. સિંધે તથા આસામ રાજ્યપાલના સલાહકાર લુથ્રાએ અને બીજા બે ત્રણ જણે તો તેઝપુરમાં જ રહેવાનુ પસંદ કર્યું. લશ્કરમાંના અને બહારના અફવા ફેલાવનારાએ તો એમ કહ્યું કે હું એ દિવસે કે પછી ગૌહતી ગયો. આ સાવ જૂઠી વાત હતી. આજકાલ તો કોઈને પણ બદનામ કરવાનો ઉદ્યમ બહુ જોરમાં ચાલે છે.

આ દિવસે વહેલા ભાગમાં મિસિસ ઇંદિરા ગાંધી અને કોંગ્રેસના માજી પ્રમુખ ઢેબર તેઝપુર આવેલા. ઢેબર કોઈ બાઈઓના પુનર્વસવાટના કામ માટે અને અન્ય કામ માટે આવેલા. વાલોંગ, સે લા અને બોમદી લાનું પતન થયું ત્યારે મેં તેઝપુરમાં ડેપ્યુટી કમિશનરને ખબર આપ્યા. એ શ્રીમાન તો એ જ દિવસે બપોરે કોઈની પણ રજા લીધા વિના કલકત્તા જતા રહ્યા.

લશ્કરી પરિસ્થિતિ બગડતી હતી એને લક્ષમાં લઈને પોતાના કુટુંબને લઈને અત્યારે પોતે હતા તે સ્થાને જ રહેવું કે બીજે જવું એ વિષે કેટલાક

ચાના બગીચાવાળા બ્રિટિશરે મારી સલાહ માગી. મેં એમને સલામતીના પગલા લેખે સ્ત્રી-બાળકોને કોક સલામત વિસ્તારમાં રાખવાં, પણ એમણે અત્યારે જ્યાં હતા ત્યાં જ રહેવું એવી સલાહ આપી. અને એમણે એમ જ કર્યું. આ લોકે કટોકટીની પળે લાક્ષણિક બ્રિટિશ ધીરજ અને સહનશીલતા બતાવ્યાં એમ તો મારે કહેવું જ જોઈએ.

૧૮–૨૦ નવેમ્બર

૧૮મીએ થાપરે તેઝપુરમાં મને કહ્યું હતું કે (નેફા અને લદાખમાં) આપણને જે લશ્કરી પરાભવો મળ્યા તેથી સરકારની લોકમાં ભારે ટીકા થવાની એટલે જો એથી કશી રીતે પણ સહાયભૂત થવાય તો પોતે રાજીનામુ આપવાનો ઇરાદો રાખે છે. આમ કરવાની કશી જરૂર મને લાગતી ન હતી એમ મેં કહ્યુ. તેઝપુરથી દિલ્હી જતાં રસ્તામાં થાપરે પોતાના આ વિચારની વાત પલિતને કહી. પલિતે પહેલાં તો આવું પગલું જરૂરી નથી એમ કહ્યુ. પણ પછી વધુ વિચાર કરીને એમણે થાપરને કહ્યું કે એ આવું પગલું ભરે એ સારુ કહેવારી પણ દિલ્હી પહોંચીને એ પગલુ લેવું જોઈએ. પલિતે એવો વિશ્વાસ પ્રગટ કર્યો કે નેહરુ આનો કદી સ્વીકાર નહીં કરે. એ રાતે દિલ્હી પહોચીને થાપર સીધા નેહરુને ઘેર ગયા. અને તાજેતરમાં જે પરાભવ મળ્યા હતા તેને લક્ષમા લઈને, તેમને કે સરકારને સહાયરૂપ થવાય તો પોતે વહેલા નિવૃત્ત થવાની અરજી કરે. આવુ કરવુ જરૂરી લાગશે તો પોતે ખબર આપશે એમ નેહરુએ થાપરને કહ્યું. બીજે દિવસે પ્રધાનમંડળના મંત્રી ખેરા થાપરને મળ્યા અને નેહરુએ થાપરની દરખાસ્ત સ્વીકારી છે એમ કહ્યુ. પછી થાપરે સમય પહેલાં પોતાને નિવૃત્ત કરવાની અરજી કરી અને એ મંજૂર થઈ. આમ રાજકીય કારણસર થાપરનો ભોગ લેવાયો.

થાપરે, પોતાના અનુગામી તરીકે લેફ. જન. જે. એન. ચૌધરીનું નામ સૂચવ્યુ. ચૌધરી એ અનુક્રમમાં સિનિયર હતા. આ કેવળ તકદીરનો પાસો હતો; કારણ કે લેફ. જન તરીકે ચૌધરીએ પોતાની મુદત પૂરી કરતાં, અને હવે લશ્કરી કારકિર્દીમા આગળ જવાનુ કોઈ સ્થાન રહ્યુ ન હતુ એટલે ચૌધરીને નિવૃત્ત થવાનો હુકમ મળ્યો હતો. પણ એ જ માણસને નસીબના ચક્કરે ઘૂમરી ખાઈને આર્મી ચીફ બનાવ્યો. આને ઇશ્વિરની કૃપા જ કહેવી જોઈએ. આ બન્યુ ૨૦મી નવેમ્બરે. અને વિધિનો કટાક્ષ તો જુઓ. થોડા દિવસ પહેલાં ચૌધરીએ થાપરને પોતાને આર્મી હેડક્વાર્ટર્સમાં કોક સ્થાન આપી દિલ્હી બોલાવી લેવા કહ્યુ હતુ. ચૌધરીને એમ લાગતું હતું કે પૂનામાં પડયા

સ્તરે, પોતાનામાં રહેલી નેતાગીરીનો ગુણ અને સૈદ્ધાન્તિક અને ધંધાદારી જાણકારીનો સમન્વય સાધવાની જેટલી તક મળે એની વાત છે. મોટા ભાગના ભારતીય અફસરો વિશ્વયુદ્ધ બીજામાં કે કાશ્મીરની કામગીરીમાં સિનિયર પદ ધરાવવા માટે ઉંમરે ઘણા નાના હતા. એટલે એમાંના ઘણાને તો મેજર કે લેફ. કર્નલના પદ ઉપરના કોઈ સ્થાનનો કામગીરીનો અનુભવ મેળવવાની તક મળી જ ન હતી. અને એવા ઘણા ભારતીયો હતા જેમને યુદ્ધની કામગીરી જોયા વિના જ લેફ. જનરલપદ મળી ગયું હતું. હું મારી કારકિર્દીના કોઈ એક પહેલુ પર વિશેષ ભાર મૂકવા નથી માગતો. એ તો જે છે એ છે. હું એટલું જ કહેવા ઇચ્છું છું કે મારા કોઈ પણ સહકાર્યકરની કારકિર્દી સાથે મારી વિવિધ ક્ષેત્રની કામગીરીની સરખામણી કરવામાં આવે તો એ ઊણી તો નહીં જ ઊતરે.

મેં નેફાના કોર્પ્સની સરદારી ચોથી ઑક્ટોબરે લીધી. ત્યારે જે ૭ થી નવ બ્રિગેડનું એનુ બળ હોવું જોઈએ એને બદલે એની તાકાત બે બ્રિગેડની હતી. પંદર દિવસ બાદ ઘોલા મુકામે હતી તે બ્રિગેડ તો ચીનાઓના હાથે છિન્નભિન્ન થઈ. જો આ બ્રિગેડ ધંધાદારી રીતે ગુણવત્તા ધરાવતી ન હતી કે ઓછી ઊતરે તો એનો જવાબ એના કમાન્ડર બ્રિગેડિયર દળવીએ આપવો જોઈએ. આ બ્રિગેડ (અને પછીથી અન્ય જમાવટો) નેફામાં મારા હાથ તળે આવી તે પહેલાં અન્ય સંગઠનોમા હતી. એમની જો કશી નબળાઈ હોય તો એનો જવાબ આ સંગઠનો પામે લેવો જોઈએ. એમની તાલીમની કે વાતાવરણ પરિચિતતા (એકલીમેટાઈઝેશન)ની ખામી બદલ કે એમની સરંજામની ખામી બદલ તો આખું ભારતીય લશ્કર અને ખરી રીતે તો સરકાર જવાબદાર છે. આ સમગ્ર જવાબદારીમાં મારે ફાળે આવે એટલી જવાબદારીનો સ્વીકાર કરવા હું તૈયાર છું; પણ મને એકલાને જ આ હાલત માટે જવાબદાર ગણવામાં આવે એ તો મને ઘણો મોટો અન્યાય કરવા જેવું છે. આ ઉપરાંત બીજી એક વાત પણ ધ્યાનમાં રહેવી જોઈએ. થોડા દિવસ કે થોડાં અઠવાડિયાંમાં, જેની સરદારી મને હમણાં જ મળી હોય એવા સંગઠનની ખોડો અને ખામીઓ દૂર કરી દઉં એવો ચમત્કાર હું કઈ રીતે સર્જી શકું ? આ દળ એ ક્ષણે મારી સરદારી હેઠળ હતાં એટલા પૂરતો જ મને જવાબદાર ગણી શકાય, અને તે પણ માત્ર તાત્વિક રીતે જ. ઝપ ઝપ ભેગો કરી દીધેલો આ જમેલો મારી નેતાગીરી નીચે હતો એટલી મારી જવાબદારી.

હકીકતમાં મેં તો મારી તમામ શક્તિ વાપરીને મારા હાથ નીચેના આ સર્વને માટે વહીવટ કે કામગીરી બન્ને રીતે મહેનત કરી. અને છેલ્લી એટલી

વાત કરવાની કે મેં મારા હાથ નીચેના એકમોની રચના વગેરેમાં જરાકે હસ્તક્ષેપ કર્યો ન હતો. ન તો મેં હાથ નીચેના સબોર્ડિનેટ કમાન્ડર્સને, એમના ઉપરી અધિકારીઓની જાણ વિના એક પણ આજ્ઞા આપી. નેફામાં કોઈ પણ મથક એ મેં આપેલા ખોટા હુકમને કારણે પડયાનું કહી શકાય એમ નથી. ઘોલા, તવાંગ, સે લા, બોમદી લા, કોઈ પણ મથક એ આવી આજ્ઞાને લીધે પડયું એમ નહીં કહી શકાય. ઉચ્ચ સત્તાધારીઓએ મને આ મથકો ટકાવી રાખવાનું ફરમાવ્યું હતું અને મારી શક્તિ બહારનાં કારણોસર એમનું પતન થયું.

ઉપરાંત એક બીજી વાત છે. ૧૯૬૨ના ઑક્ટોબર–નવેમ્બરમાં નેફામાં જે લડાઈ થઈ તેમાં કાંઈ હું જ એક જવાબદાર સિનિયર અફસર ન હતો. મારા ઉપર અને મારા હાથ નીચે બીજા પણ ઘણા હતા. લશ્કરની શ્રેણી જોઈએ તો લગભગ આમ હતી : સહુથી ઉપર હતા આર્મી ચીફ (સરસેનાપતિ), એમના હાથ નીચે ત્રણ આર્મી કમાન્ડર હતા. એમાંના એક લેફ્. જન સેન પૂર્વીય વિસ્તારના કમાન્ડર તરીકે ૧૯૬૧ના એપ્રિલથી હતા. નેફા એમના વિસ્તારમાં આવેલું. એમના હાથ નીચે બે કોર્પ્સઃ ૩૩મું અને ૪થું ૩૩માનો કાર્યપ્રદેશ નાગભૂમિ અને બીજો. ૪થાનો વિસ્તાર નેફા મારા કોર્પ્સમાં બે ડિવિઝન હતા. દરેકના નાયક તરીકે મેજર જનરલ. એમના હાથ નીચે ઘણી ઇન્ફન્ટ્રી બ્રિગેડ એ દરેકના નાયક બ્રિગેડિયર. એટલે આમ નેફાના અમુક વિસ્તાર કે સમગ્ર વિસ્તારના રક્ષણ માટે મારા માથે અને મારા હાથ નીચે આમ સિનિયર અફસરો હતા. એ સર્વની એકત્રિત જવાબદારી હતી. દા. ત, મેજર જનરલ એ એસ પઠાણિયા મારા હાથ નીચેના એક ડિવિઝનના કમાન્ડર આપણા એક મહત્ત્વના મથક સે લાના પતન માટે એ જ જવાબદાર હતા. પછી આવે લેફ્. જન. સેન. મારા આર્મી કમાન્ડર. એમણે મારા નિર્ણયો સાથે સંમતિ દર્શાવી હતી. આ ક્ષણ લગીની મારી જાણ મુજબ એમણે હું નેફાની કામગીરીમાં હતો ત્યારના મારા કોઈ નિર્ણયનો વિરોધ કર્યો નથી. (હુ નેફાના ચિત્રમાં આવ્યો એ પહેલાં અઢાર માસ થયાં નેફા એમનો પ્રદેશ હતો ) એટલે ત્યાં જે બન્યું એ માટે એમની પણ જવાબદારી છે. અને લશ્કરોના ઇતિહાસમાં એવા બનાવ બન્યા છે જ્યારે અમુક હાર કે પાછા પડવાના બનાવ માટે ચાલુ લડાઈએ નાયકોને ઉતારી મૂકવા કે સ્થાનભ્રષ્ટ કરવા કે જવાબદારી લઈ લેવા જેવું બન્યું હોય. પછી ભલે હાર કે એવું નીચના સ્તરે બન્યું હોય. (નેફાનો વિસ્તાર સેનના હાથ નીચે હતો અને ત્યાં આ પરાભવની વાત બની.)

અને મારા જે વધારે સારા ગણાયેલા સદ્કાર્ય કરોને લદાખનો વિસ્તાર સોંપાયો હતો, અને જેમના વિસ્તારમાં પણ આ જ સમયે આવી જ નામોશી મળી હતી, તેમની ' અત્યંત મક્કમ મુકાબલા ' બદલ ભારે પ્રશંસા કેમ થઈ એવો પ્રશ્ન પૂછવાનું પણ સુયોગ્ય ગણાશે.

નેફામાં (કે લદાખમાં) જે બન્યું એ તો ઘણી બાબતમાં ઘણાની ખામીને કારણે બન્યું: સરકાર અને એમના ઘણા મુલકી અને લશ્કરી કાર્યકર્તાઓની ખામીને કારણે બન્યું. આ બધા સાથે ભાગે આવતી જવાબદારી લેવા હું તૈયાર છું પણ ભાગે પડતી જવાબદારીથી જરાક પણ વિશેષ જવાબદારી લેવાની મારી તૈયારી નથી. મારા સામે આંગળી ચીંધીને મારા ટીકાકારોને એમ લાગતું હતું કે એ પોતાનો મુદ્દો પુરવાર કરતા હતા. પણ વાસ્તવિક વાત એ હતી કે જો મારા સામે ઉગામેલી લાકડીથી એમણે મારા જેવી હાલતમાં મુકાયેલા અન્ય પર પ્રહાર કર્યો હોત તો કદાચ એમને મારી સામે કહેવું હતું તે જ વજૂદ વગરનું બની જાત.

૨૧ નવેમ્બર (બ)

તેઝપુર ગામમાંથી વસતી જતી રહી હતી. ગામ ખાલી હતુ. મુલકી સત્તાવાળાઓએ જેલમાંથી કેદીઓને છોડી દીધા હતા પોતાની પાસે હતી એ ચલણની નોટોને બાળી દઈને બેંકો બંધ કરવામાં આવી હતી.

૨૧મીએ વિમાનઘર પર, લાલ બહાદુર શાસ્ત્રી (કેન્દ્રના ગૃહમંત્રી), બીજુ પટનાયક (ઓરિસ્સાના મુખ્યમંત્રી) અને ચાલિહા (આસામના મુખ્ય મંત્રી) લગભગ કલાકેક લગી મળ્યા. એમણે મારી સાથે ઉપસ્થિત પરિસ્થિતિ વિષે વાતચીત કરી.

૧૮મીથી ૨૨મી લગી મને મે. જ. પઠાણિયાના કશા જ સમાચાર મળ્યા ન હતા. એમની સલામતી માટે મને ખૂબ ચિંતા થતી હતી. એ ધમસાણમાં કામ આવી ગયા કે પકડાયા એની પણ કશી ખબર ન હતી. કે પછી એ ઘવાયેલા કે બીમાર નેફાના અડાબીડ જંગલમાં ખાધાપીધા વિનાના અસહાય રહી ગયા હશે એની પણ કશી ખબર પડતી ન હતી. હવે લડાઈ પૂરી થઈ એમને ગમે ત્યાંથી શોધી કાઢવા જોઈએ એમ મને મન થયું.

બપોર પછીના ભાગમાં મને સમાચાર મળ્યા કે ૪થા ડિવિઝનના થોડાક માણસો જે પોતાના મથકેથી નીકળી ગયા હતા તેમનો કચકતોગ

મુકામે પત્તો લાગ્યો હતો. આ સ્થાન ટેકરીઓમાં તેઝપુરની વાયવ્યે આવ્યું છે. આ સ્થળે હેલીકોપ્ટરમાં પહોંચી જવાનું મેં નક્કી કર્યું. મને આશા હતી કે પઠાણિયાનો પત્તો આપનાર કોઈ મળી આવશે અને એ માહિતી પરથી હું એમનું અત્યારનું સ્થાન શોધી કાઢી શકીશ. હોમગાર્ડઝના કમાન્ડિંગ જનરલ માણેકજી દિલ્હીથી આવી ગયા હતા અને મને થોડીકવાર પહેલાં જ મળ્યા હતા. મેં એમને આ નેક કામમાં સાથે આવવાનું કહ્યું અને એમણે હરખભેર હા પાડી.

આપણા હવાઈદળમાં બહાદુર વિમાનીઓની ખોટ નથી. એટલે આ સ્થળે હેલીકોપ્ટરમાં પહોંચવામાં મને કશી મુશ્કેલી ન પડી. અમે પહેલા કેલકતોંગની દિશામાં ઊડયા અને પછી બોમદી લા, દિરાંગ દ્ઝોંગ તરફ ઊડ્યા. પાઈલટે તો દરેક દિશામાં માઈલો લગી ગૂંચવાઈ ગયેલા, ભૂલા પડેલા દુઃખી માણસોને શોધવા ઊડાણ કર્યું. પણ કશી સફળતા ન મળી. અમે ખાસો વખત ઊડતા રહ્યા અને જે સ્થાને દુશ્મન હોય એવા સ્થાન પર પણ ઊડયા. આપણા માણસોને ઓળખી કાઢવા અમે ઘણા નીચે ઊડતા હતા. છેવટે એકાર ઊડીને અમે પાછા ફર્યા. પઠાણિયા કે એમના કોઈ માણસની ભાળ ન મળી એથી હું બહુ નિરાશ થયો. માણેકજી પાછા દિલ્હી ગયા.

હું હજુ તેઝપુરના વિમાનમથકે જ હતો ત્યાં મને એક બીજા હેલી-કોપ્ટરના જુવાન પાઈલટનો ભેટો થયો. એક બે દિવસ પહેલાં એને પગમાં થોડી ઈજા થઈ હતી. એ મને ફરીથી પઠાણિયાની શોધમાં લઈ જવા તૈયાર થયો. એનું કહેવું હતું કે આપણા લોક જ્યાં છે એ સ્થાનની એને બરાબર માહિતી છે. હવે સૂર્યનો પ્રકાશ તો માત્ર અડધો કલાક જ મળી શકે એમ હતું. આ રાતે ચંદ્ર મોડો ઊગવાનો હતો. એટલે અમે પાછા ફરીએ ત્યારે તો ઘોર અંધારું હોય. અને હેલીકોપ્ટરોને આવું સાહસ કરવાની મનાઈ હોય છે. પણ જેનું નામ મારી સ્મૃતિમાંથી નીકળી ગયું છે એ આ જુવાન બહાદુર તો આ સાહસ માટે તૈયાર હતો.

અડધોએક કલાક ઊડયા પછી અમે ભૈરપકુંડ પાસે ઊતર્યા. આ સ્થાન ઉદલગિરિથી પંદર માઈલ ઉત્તરે ફૂટહિલ્સમાં આવ્યું છે. અહીં દિરાંગ દ્ઝોંગથી ચાલીને આવેલા થોડા માણસો મળ્યા. રસ્તે એમને કશું ખાવાનું મળ્યું ન હતું. સાવ અસ્તવ્યસ્ત અને બેચેન લાગતા હતા બધા. થોડીવારમાં પઠાણિયા પણ આવી પહોંચ્યા. એમને હેમખેમ જોઈને મારા જીવને ઘણી

નિરાંત થઈ. જો કે એ નજરે પડયા ત્યારે મનમાં આ આપણો પરાભવ કરાવનાર, એવો ખ્યાલ આવી ગયેલો *

થોડાક ઘવાયેલા પણ મને મળ્યા. એકએને તો પઠાણિયા સાથે મેં મારા હેલીકોપ્ટરમાં સાથે લીધા પહેલાં અર્ધ અંધારામાં અને પછી તો પૂરા અંધારામાં અમે ઊડયા. અમારા હિંમતબાજ પાઈલટે ઊડાણ ઘણી જ કુશળતાથી કર્યું. પોણાએક કલાક બાદ અમે તેઝપુર પહોંચ્યા.

થોડીવાર પહેલાં જ મેનનને ચારે બાજુના ભારે દબાણને કારણે સરકારમાંથી રાજીનામુ આપ્યુ હતું. વિરોધની સામે થઈને નેહરુના પ્રધાનમંડળમાં મેનનને ચાલુ રાખવાથી નેહરુનુ પોતાનુ સ્થાન ખતરામાં આવી પડે. વહીવટી બાજુએ મેનને અતિ શોભાસ્પદ કામ કર્યું હતુ. પણ કામગીરીની બાબતમાં એ પોતાની જ નિર્ણયશક્તિની ભૂલોના શિકાર બન્યા. અને પરિસ્થિતિનો કટાક્ષ એ હતો કે બનાવો પણ જાણે આ એકલપંથીની સામે કાવતરે જોડાયા હતા.

મેનનની અવપ્રતિષ્ઠા થતા એમની ભારતની ઘણી સેવાઓ સાવ ભૂલાઈ ગઈ છે યાદ રહી છે તે માત્ર એમની ભૂલો માનવસ્વભાવની ચંચળતાનો જ જાણે પરચો આપતા હોય એમ, જે લોક એમની સાહ્યબી અને સત્તાને સમયે એમને પૂજતા હતા તે જ હવે એ બિયાબાનમાં હતા એટલે જાની દુશ્મન બન્યા

હું આ બયાન આગળ ચલાવુ એ પહેલાં આ સ્થળે લદાખ વિષે થોડુંક કહુ એ વાજબી લેખાશે.

નેફામા હતા એ અમને સહુને, સિપાહી તરીકે અને ભારતી તરીકે નિર્દય ચીનાઓ, લદાખવિસ્તારમાં આપણા બેહાલ કરતા હતા એની વાત સાંભળીને હૈયુ વલોવાઈ જાય એવું થતુ ત્યાં પણ આપણું લશ્કર પ્રચંડ

* મેં સ્વેચ્છાએ નિવૃત્તિ માગી છે એવા સમાચાર મળતાં પઠાણિયાએ તા ૫મી ડિસેમ્બરે મને પત્ર લખ્યો હતો: 'તમે સંજોગના શિકાર બન્યા છો પણ (પરાભવ પછીનુ) તમારુ વર્તન મહાપુરુષને છાજે એવુ રહ્યું છે. મે કદાચ તમને પાડવામાં પરોક્ષ રીતે ભાગ ભજવ્યો છે...હું તમારી માનસિક વ્યથા અને ચિંતાનો અંદાજ બાંધી શકું છુ ....'

એવા દુશ્મનનો મુકાબલો કરવું હતું. અને હીણો ગીનરવા બહાર પડેલા ટીકાકારોની અપ્રમાણિકતાનો પુરાવો તો એ હતો કે એ, નેફાના અમારા સંરક્ષણના યત્નને 'નબળો' 'ઢીલો' કહેતા અને સરખામણીમાં લદાખમાં આપણા લશ્કરે અત્યંત 'સબળ' સામનો કર્યો એમ કહેતા. નેમ તો મને ગમે તે રીતે હલકો પાડવાની હતી. પણ મારો દેશ એમ ગેરમાર્ગે નહીં દોરવાય. અને એમ એને કાયમને માટે ગેરમાર્ગે નહીં દોરવો જોઈએ. લદાખમાં આપણું શું થયું–અને નેફામાં આપણો જે કારમો પરાજય થયો એનાથી જરાક ઓછો કારમો ન ગણાય લદાખમાનો આપણો પરાજય–એનું વર્ણન હવે પછી કર્યું છે.

૨૦ ઑક્ટોબરે સવારમાં આપણો એક હવાબાજ સરંજામ ઉતારવાના કામે ઊડતો હતો ત્યારે ચીનાઓએ ભૂમિપરથી ગોળીબાર કરેલા અને એના વિમાનને વીસ ગોળી લાગેલી. આ બનાવ દૌલત બેગ ઓલ્દી વિસ્તારમાં બનેલો. દૌલત બેગ ઓલ્દી નજીકની આપણી એક ચોકી–કારાકોરમ ઘાટીની નજીક આવેલી ચોકી–ને એણે ચીનાથી ઘેરાયેલી જોઈ. અને જે વિસ્તારમાં એ લોક હતા ત્યાંથી ધૂણી આવતા જોઈ. સાંજ સુધીમાં ચીનાઓએ આપણી પાંચ ચોકી તોડી. આ ઉપરથી ત્યાંની ૧૧૪ ઇન્ફન્ટ્રી બ્રિગેડના કમાન્ડરોએ આસપાસ હતા એ સહુને દૌલત બેગ ઓલ્દીની પછીતે આવી જવાનુ કહેવરાવ્યુ. લેફ્. જન. દૌલતસિંઘ બ્રિગેડના કમાન્ડર હતા અને લેફ્. જન. બિક્રમસિંઘ કોર્પ્સના કમાન્ડર હતા. ૨૩મી સુધીમાં આ પીછેહઠની કામગીરી પૂરી થઈ હતી.

૨૧મી અને ૨૨મી ઑક્ટોબરે પોઇંટ ૧૮૫૪૦ પરની આપણી ચોકી તૂટી. ગાલવાન પર ખતરો થયો અને ૨૨મીએ એ પણ પડ્યું. થોડી ઝપાઝપી પછી સીરી જપ આપણી બન્ને ચોકી તૂટી. ડોન્ગા અને ચાંગ–ચેનમોનુ પણ પતન થયું. અને લા અને ચાર્લ્સ પરની આપણી ચોકિયાત ટુકડીને ફોબ્રાન્ગ આવવાનુ ફરમાન થયું.

૨૪મી એ આપણી ચુશુલ ૧ આગળની ચોકી પડી. આમ આપણે અડતાલીસ કલાકના સમયમાં આખું ઉત્તર લદાખ આપી દીધું.

૨૭મીએ દુશ્મને ચેંગ લાને રગદોળ્યુ જગા લાએ પહેલાં સામનો કર્યો પણ પછી પડ્યું. ડામચોક તો આપણે છોડી દીધું. નુલ્લા જંક્શન અને હોટ સ્પ્રિંગ્સ પામેનાં આપણાં થાણાં પરથી સંરક્ષણ દળને પાછું બોલાવી લીધું. આમ ઉપર જણાવેલાં થાણાં લદાખમાં પડ્યાં અને નેફામાં ધોલા અને તવાંગ પડ્યાં એ પહેલો તબક્કો પૂરો થયો.

લદાખ પરના ચીની આક્રમણના બીજા તબક્કામાં ૧૮મી નવેમ્બરે (એટલે કે નેફામાં વાલોંગ, સે લા અને બોમદી લાનું પતન થયું તે અરસામાં) દુશ્મને રઝાંગ લા, ગુરુંગ હિલ, સ્પેન્ગુર ઘાટી અને ચુશુલ હવાઈપટ્ટી પાસેના વિસ્તાર પર તોપમારો કર્યો. જે રેખા લગી એ લોક દાવો કરતા હતા તે વિસ્તાર એમણે ૧૯/૨૦મી તારીખ લગીમાં કબજે કર્યો. આમાં ચુસુલ ગામ કે હવાઈપટ્ટીનો સમાવેશ થતો ન હતો. આ બન્ને સ્થળ વચ્ચે ચાર માઈલનું અંતર છે પણ આ રેખામાં રઝાંગ લા ટેકરી, રઝાંગનો ખૂણો, મગર હિલ જે સ્પેન્ગુર ઘાટી પર વર્ચસ્વ ભોગવતી જગા છે, ગુરુંગ હિલ, ગોસ્વામી ટેકરી, ગન હિલ અને પોઈંટ ૧૮૩૦૦નો સમાવેશ થાય છે. આપણને આ રેખાની અંદર ધકેલ્યા પછી ચીનાઓએ પોતે એમનું આક્રમણ થંભાવ્યું (રઝાંગ લાની લડાઈમાં મેજર શૈતાનસિંગે પોતાનો જાન અત્યંત વીરતાપૂર્વક આપ્યો) એ હકીકતનો સ્વીકાર કરવો જોઈએ કે ચુસુલ ગામ કે હવાઈ-પટ્ટી પર કદીય આક્રમણ થયું ન હતું. તે વિસ્તારમા એક પણ ધમસાણ થયું ન હતું છતા નેફાના મુકાબલાની સરખામણીમાં લદાખમાં આપણા દળે આક્રમણનો અત્યંત બહાદુરીપૂર્વક સામનો કર્યો એવું બતાવવા માટે ચુસુલના યુદ્ધની વાતો ફેલાવવામા આવી છે. લદાખના આ ધમસાણની મોટી ખૂબી એ છે કે ચુસુલનો ચીનાઓએ પોતાના વિસ્તાર તરીકે દાવો કર્યો ન હતો (અને એ જ કારણસર એના પર હુમલો થયો ન હતો) માટે એ સ્થાન અડીખમ રહ્યું હતું આપણે ઉત્તર મધ્ય અને દક્ષિણ લદાખમાં જે વિસ્તાર પર ચીનાઓએ હક્કદાવો કર્યો હતો તે મોટો વિસ્તાર ગુમાવ્યો. અને ૨૦/૨૧ નવેમ્બરની રાતે ચીનાઓએ આપમેળે અને એક તરફી શસ્ત્રવિરામ જાહેર કર્યો લદાખમા આમ ઘણાં છૂટાંછવાયાં, એકલાં પડેલાં હોય એવા થાણાં છે જ્યારે દુશ્મને એમને ઘેર્યા અને એમના પર આક્રમણ કર્યું ત્યારે એ કામગીરીમાં થોડાં થાણાંએ જરૂર સારો સામનો કર્યો પણ બીજાં થાણાંએ કશો જ સામનો ન કર્યો નેફામા પણ આમ જ બન્યું હતુ સે લાના ધમ-સાણમાં પણ ગઢવાલીએ વીરતાપૂર્વક સામનો કર્યો હતો. વાલોંગમાના મારા દળે પણ દુશ્મનનો મક્કમ પ્રતિકાર કર્યો હતો તો પછી આટલી હકીકત ગણતરીમાં કેમ લેવાઈ નથી ? લદાખમા અને નેફામાં પરિણામ તો એક જ હતું. બન્ને વિસ્તારમાં આપણે ઝડપભેર સ્થાન ગુમાવ્યું હતું: અને ઘણા મોટા વિસ્તાર દુશ્મનને હાથ પડયા

એ યાદ રાખવુ જોઈએ કે જે ક્ષણે આપણને લદાખમાં ચીની પગ-પેસારાનુ પહેલુ જ્ઞાન થયું અને એમણે અક્ષરે બોલ્યા વિના આપણો હજારો

માઈલનો વિસ્તાર હડપ કર્યો ત્યારે લોકે જે શોરબકોર કરેલો એની આપણા નેતાગણે એમ કહીને ઉપેક્ષા કરેલી કે, 'ત્યાં તો ઘાસનું તણખલું પણ નથી ઊગતું.' આને લીધે લોકમાનસ પર એવી છાપ પડેલી કે નેફાનો વિસ્તાર લદાખના વિસ્તાર કરતાં વધુ મહત્ત્વનો છે. હકીકતમાં આમ વાત નથી. જો નેફાનો વિસ્તાર વહીવટી રીતે મહત્ત્વનો છે તો લદાખનો વિસ્તાર વ્યૂહાત્મક અગત્ય ધરાવે છે.

લદાખમાં જેટલાં થાણાંનું પતન થયું તેની સંખ્યા નેફામાં પડેલાં થાણાંની સંખ્યા કરતાં જરાકે ઓછી નથી. (આ થાણાંનું પતન ત્યાંના કમાન્ડર બ્રિ. (હવે મેજર જનરલ) રાઈનાના શ્રેષ્ઠ પુરુષાર્થ છતાં થયું હતું.) લદાખમાં કોઈ મોટું યુદ્ધ ન થયું, પણ ત્યાં જે જે નાનાં ધમસાણ થયાં એમાં એકમાં પણ આપણો હાથ ચીના કરતાં ઊંચો રહ્યો નથી. હા, વ્યક્તિગત વીરતાના કિસ્સા નેફા અને લદાખ બન્ને સ્થળે બન્યા હતા અને એ તો જે જાતના માનચાંદ, ઈનામ–અકરામો અપાયા તે પરથી પ્રતીત થાય છે.* ૯મી પંજાબના સિપાહી કાન્શીરામને સરકારે મહાવીર ચક્ર આપતાં જે કીર્તિગાથા (સાઈટેશન) વંચાઈ હતી તે જુઓ :

૧૯૬૨ના ઑક્ટોબરની દસમીએ નેફામાં, ત્સેંગ જોંગ થાણા પર આશરે ૫૦૦ ચીનાઓએ હુમલો કર્યો દુશ્મનના ભારે તોપમારાની પરવા કર્યા વિના સિપાહી કાન્શીરામે પોતાની લાઈટ મશીનગનથી આ થાણાના જમણા પ્રવેશનું રક્ષણ કર્યું અને ચીનાઓને ભારે ખુવારી વેઠવી પડી. એની ખાઈની ધાર પર પડેલા એક મોર્ટાર બૉંબની ઊડેલી કચ્ચરોથી એ પોતે ગંભીર રીતે ઘવાયો. દુશ્મનના હુમલાને પાછો વાળ્યા પછી સિપાહી કાન્શીરામને પ્રાથમિક સારવાર આપવામાં આવી કમ્પની કમાનડરને એની ઈજા ઘણી ગંભીર લાગી એને પુષ્કળ લોહી વહી જતું હતું કમ્પની કમાન્ડરને એને આ સ્થળેથી બીજે સ્થળે લઈ જવાની ઈચ્છા હતી. પણ સિપાઈએ બીજે સ્થળે જવાની ના પાડી અને એ જ સ્થળે દુશ્મન સાથે લડતો રહ્યો

દુશ્મનના બીજા ઝોલાએ થાણા પર ફરી હુમલો કર્યો. આ વખતે

* માણસને ભયંકર પરિસ્થિતિનો સ્વેચ્છાએ સામનો કરવા કયું બળ પ્રેરતું હશે ? શું બઢતીની લાલચ કે વીરતાનાં ઈનામનો લોભ કે અન્ય કોઈ રીતે સારા કામની માન્યતા મળવાનો ખ્યાલ, પ્રણાલિકા, શિસ્ત, ગૌરવપ્રાપ્તિનો વિચાર, કે અંગત વફાદારી, માનવી માનવી વચ્ચેનો એક તંતુ, કે નકરું રાષ્ટ્રભક્તિનું તત્ત્વ : આમાંનું શું કેટલું હોય ? કે પછી આ સર્વેનું થોડું થોડું ?

મોર્ટારનો જબરો મારો કર્યો. પોતાને ભારે ઈજા થઈ હોવા છતાં સિપાહી કાન્શીરામે ફરી વાર પોતાની મશીનગન કામમાં લીધી દુશ્મનનાં ઝોલાં પર ઝોલાં ચોકી પાસે આવતાં અને ચોકીને વધુ અને વધુ ભીંસમાં લેતાં હતાં. એક ચીની અફસર ચાર બીજા માણસો સાથે ખાઈને નાકે આવીને અંદર હતા એમને 'શરણે થઈ જાવ' એમ કહેવા લાગ્યો. આ ઘડી લગીમાં સિપાહી કાન્શીરામનો દારૂગોળો પૂરો થવા આવ્યો હતો. પણ એણે પેલાઓ સામે એક હેન્ડગ્રેનેડ ફેંકી અને અફસર સાથે બીજા ત્રણ જણા સાફ થઈ ગયા. આ પછી એણે ખાઈમાંના બીજા માણસોને પાછા જવા કહ્યું દરમ્યાનમાં ચીનાઓનું એક બીજું જૂથ એની નજીક આવ્યું. એમણે એની લાઈટ મશીનગન ખેચી લેવાનો યત્ન કર્યો. બીજાએ વળી ઑટોમેટિક રાઈફલમાંથી એના પર ગોળીબાર કર્યો. એ ફરીથી ઘવાયો. પણ ઈજા છતાં એ મશીનગનને વળગી રહ્યો. અને ચીનાઓને એવો ખૂબીભેર ધક્કો માર્યો કે એ પડી ગયા સિપાહી કાન્શીરામે દુશ્મન પાસેથી ભરેલી ઑટોમેટિક રાઈફલ ઝૂટવી લીધી અને પોતાના પ્લેટૂનમા આ રાઈફલ સાથે પહોચી ગયો. પોતાની લાઈટ મશીનગન તો એની પાસે જ હતી. છમી ઇન્ફન્ટ્રી બ્રિગેડે હાથ કરેલુ આ પહેલું ચીની હથિયાર. કામગીરીમાં સિપાહી કાન્શીરામે અપ્રતિમ હિંમત, પહેલની શક્તિ અને પ્રત્યુત્પન્ન મતિનો પરિચય આપ્યો.

નેફામા આવા વીરતાના કિસ્સા બન્યા હોવા છતાં એમના વિશે કેમ મૌન સેવાયું છે? લોકને એની જાણ કેમ કરવામાં નથી આવી? નેફા તો વગર લડ્યે જ પડ્યું હોય એવો દેખાવ કેમ થાય છે?

લદાખ અને નેફામાં આપણી હાનિના આ આંકડા જ ઘણુ બધું કહી જાય છે

૧૯૬૨ના ઑક્ટોબર/નવેમ્બરમાં ચીનાઓનો સામનો કરતાં
નેફા અને લદાખમા આપણા સૈન્યમાં થયેલી હાનિનો કોઠો :

| | મર્યા | ઘાયલ | ખોવાયા | કુલ સખ્યા |
|---|---|---|---|---|
| નેફા | ૧૧૫૦ | ૫૦૦ | ૧૬૦૦ | ૩૨૫૦ |
| લદાખ | ૨૩૦ | ૫૦ | ૬૦ | ૩૪૦ |

આ આંકડા પરથી સમજાશે કે લદાખમાં મૂવા એ કરતાં નેફામાં પાંચગણી સંખ્યામાં મૂવા. ઘવાયેલામાં પ્રમાણ દસગણું છે. અને છતાં કહેવાય છે કે લદાખમાં જંગ ખૂબ ખૂનખાર હતો. આમાં માપદંડ શો?

નેફામાં આપણું સંખ્યાબળ વધુ હતું એ સાચું. પણ ચીની સેનાનું ને સાધનનું પ્રમાણ તો આપણા સંખ્યાબળ અને સાધન કરતાં અનેકગણું

હતું. બીજી વાત એ ધ્યાનમાં રાખવાની છે કે લદ્દાખમાં તો આપણે ૧૯૬૨થી કેટલાંય વર્ષ પહેલાંથી સામનો કરતા હતા. એટલે સમજી શકાય એવી વાત છે કે લદ્દાખમાં આપણે ચીની આક્રમણ સામે એક રીતની સંરક્ષણ હરોળ રચી હતી. એટલે કે આપણા લશ્કરને બધી વાતે પરિચિતતા હતી. ઊંચાઈએ જે જે વસ્તુ હોય એના સર્વથી આપણે પરિચિત હતા. ઉપરાંત આપણે ત્યાં કમાન્ડની, નિયમનની અને સરંજામ વગેરેના પુરવઠાની વ્યવસ્થા કરેલી હતી. નેફામાં તો આપણે મેકમેહોન રેખાની નજીક જ ૧૯૬૨માં પહેલીવાર ગયા અને ચીનાઓએ એમનું આક્રમણ શરૂ કર્યું એ પહેલાં થોડાં જ થાણાં સ્થાપી શક્યા હતા. એટલે ત્યાં આપણી પાસે પૂરતું લશ્કર ન હતું. ન હતાં કમાન્ડ કે નિયમનનાં સંગઠન. અને નેફાના આપણા દળને પુરવઠો પૂરું પાડવાનું નામ પૂરતુંય સંગઠન ન હતું. આ બધી ઇન્કારી ન શકાય એવી વીગતો આડે એવો પરદો રચવામાં આવ્યો છે કે લોકને એની કશી ખબર ન પડે. અને બહુ જ યત્નપૂર્વક આ આડ રચવામાં આવી છે. એમ કરનારા છે હિત ધરાવતા લોક. અને એનું સમર્થન કર્યું છે ખૂબ ચતુરાઈપૂર્વક જેનું સંચાલન થયું છે એવા પ્રચારે. એની નેમ તો લેફ. જન. કૌલ સાવ લાયકાત વગરનો જનરલ છે એવું સિદ્ધ કરવાની હતી. લાયકાત વગરનો હોવા છતાં મેનન અને નેહરુએ એને નેફાના કમાન્ડર જેવા જવાબદારીભર્યા સ્થાને મૂક્યો. મેનન અને નેહરુની આ લાડકાઓને આગળ કરવાની રીતને લીધે સાવ ખોટી જાતના લોકને ઉચ્ચ અધિકાર અપાયા હતા. (થાપર સામે પણ આવા જ આક્ષેપ થયા હતા.) આ જ લોકના કહેવા પ્રમાણે લદ્દાખમાં યોગ્ય અને લાયકાત ધરાવતા જનરલ હતા અને એમણે પોતાની યોગ્યતાનો સુંદર પુરાવો આપ્યો.

હકીકત એ છે કે ચીની લશ્કરે ભારતીય લશ્કરને આ બન્ને વિસ્તારમાં સરખી રીતે રગદોળ્યું અને નેફા તથા લદ્દાખમાં જે રેખા લગીનો એમણે હક્કદાવો કર્યો હતો ત્યાં લગી પહોંચીને ચીનાઓએ આપમેળે જ અને એકતરફી શસ્ત્રવિરામ જાહેર કર્યો.

આ પ્રકરણમાં મેં ૨૦મી ઑક્ટોબર ૧૯૬૨થી ચીનાઓએ આક્રમણ કેમ કર્યું અથવા તો આક્રમણ જ કેમ કર્યું એના જવાબ આપ્યા છે. એમણે શા માટે એકપક્ષી શસ્ત્રવિરામ કર્યો ? ભારતની હારનાં અને ચીનની

જીતનાં કારણુ શાં ? અને ભાવિ માટે ભારતે શું કરવું ? એવા પ્રશ્નોના શક્ય જવાબ મેં નીચે નોંધ્યા છે.

જગતની મહાન સત્તાઓમાની એક સત્તા તરીકે પોતાની જાતને સ્થાપવી હતી, માટે ચીને આપણી સમગ્ર સરહદ પર આક્રમણ કર્યું. એશિયામાં પોતે જ સર્વશક્તિશાળી સત્તા છે માટે એ ખંડ એ પોતાનુ (ચીનનુ) પ્રભાવક્ષેત્ર છે એની રશિયા અને અમેરિકા બન્નેને જાણ કરવા આ આક્રમણ કર્યું. નેપાલ, બર્મા, સિલોન, કમ્બોડિયા અને સિક્કિમ અને ભૂતાન જેવા દેશોને પોતાની લશ્કરી તાકાતથી પ્રભાવિત કરીને એમની સહુની ભારત તરફની અભિમુખતાને તોડી પોતાના તરફ વાળવા માટે આક્રમણ કર્યું હતું. ઉપરાંત એને પોતાની રાજ્ય-પદ્ધતિ અને પોતાની આર્થિક વિકાસની રીતની શ્રેષ્ઠતા સાબિત કરવી હતી ચીન રશિયાને, ભારતની બિનજોડાણની નીતિ દંભી છે અને લોકવાયકાથી કશુ વિશેષ નથી એમ ઠસાવવા માગતુ હતું. ભારત વૈચારિક તથા આર્થિક અને રાજકીય ક્ષેત્રમા વિકલ્પ તરીકે બહાર આવતુ હતુ માટે ચીન ભારતને હલકુ પાડવા માગતુ હતુ ભારતના લોકશાહી માળખાને બદનામ કરીને ભારતની અર્થવ્યવસ્થાને તોડવા, એના જુસ્સાને તોડવાની એની નેમ હતી ચાન જેવો સમૃદ્ધ અને મજબૂત દેશ જ એમની મદદ કરી શકે અને ભારત જેવા નબળા દેશ પાસેથી એમને કશી જ મદદ નહીં મળી શકે એ પાઠ ઠસાઈ લામા અને તિબેટની પ્રજાને શીખવવા માટે ચીને આક્રમણ કર્યું હતુ છેવટે પોતાની પ્રજાનુ ધ્યાન આતરિક મુશ્કેલીઓ પરથી ઉઠાવીને બીજે વાળવા અને ભારત તરફથી 'શાહીવાદી ખતરા' છે એવું નવું સૂત્ર આપીને પ્રજાને એક કરવા માટે ચીને આક્રમણ કર્યું હતુ.

ચીને ૨૦મી ઑક્ટોબર ૧૯૬૨નો સમય કદાચ એટલા માટે પસંદ કર્યો કે એ જ વખતે (૨૦મીથી ૨૬મી ઑક્ટોબર) ક્યુબાની કટોકટી સાથે એનો મેળ બેસાડી શકાય એવું એમ વિચાર્યું હોય કે સોવિયેત, અમેરિકા અને દુનિયાના અન્ય દેશો બીજા કામમા રોકાયેલા હોય તો પોતાને આ કામમા કશો અંતરાય ન નડે. ઉપરાત ઑક્ટોબરનો અંત ભાગ એટલે વર્ષાઋતુનો અત. સમધારણ ઋતુ આવે એટલે નેફા (અને લદાખમાં) આગળ વધવા માટે અનુકૂળ ઋતુ.

ચીને સાવ એક તરફી અને શાંત રીતે પોતાનાં લશ્કરને પાછાં ખેંચી લેવાનું કર્યું તેનાં પણ ઘણાં કારણ હોઈ શકે (કનોઝેવિત્ઝે કહ્યું છે તેમ: વિજેતા હમેશા શાંતિપ્રિય હોય છે.) એમની ધારણા એવી હશે કે ભારત

ભાંગી પડશે અને હાથેપગે પડીને શાંતિની યાચના કરશે. આમ તો ન બન્યું. પણ તિબેટના બચાવ માટે પોતાને જરૂરી લાગતા વિસ્તારનો કબજો લેવાનું મર્યાદિત લક્ષ તો એણે સિદ્ધ કર્યું જ. એને એક ભય હતોઃ જો પોતે આ વિસ્તારનો કબજો રાખે તો ખાસ શિયાળામાં વહેવાર ચાલુ રાખવાનું અશક્ય થઈ રહે. ઉપરાંત જો લડાઈ આગળ ચાલે તો પોતે જે વિસ્તાર કબજે કર્યો તેનો ઉપયોગ પોતાની સામે અમેરિકાને અને પશ્ચિમી સત્તાઓને કરવાની છૂટ મળે. આ ક્ષણે એકધે હાથે આ બધી સત્તાઓનો સામનો કરવાની પોતાની તાકદ ન હતી. એણે સોવિયેત અને અન્ય સમાજવાદી દેશોને વિશ્વાસમાં લીધા ન હતા. એમનો ટેકો મળવાની એને કોઈ આશા પણ ન હતી. સોવિયેત અને અમેરિકા તેમ જ અન્ય દેશોએ પોતે ભરેલા પગલા સામે જે પ્રતિભાવ દેખાડયો એથી ચીનને થોડું આશ્ચર્ય પણ થયું હતું. ક્યુબાની કટોકટી આટલા ટૂંકા અરસામાં શમી જશે એવી એમને કલ્પના પણ ન હતી. ક્રુશ્ચોવ અને કેનેડી વચ્ચે આટલી સરળતાથી સમજૂતી થઈ એતું પણ એને આશ્ચર્ય થયું હતું. ચીને તો ક્રુશ્ચોવને આ બદલ બહુ ભૂંડી રીતે ભાંડયા પણ ખરા. ક્રુશ્ચોવના આ પગલાથી ચીનની પોતાની યોજનાઓ ધૂળમાં મળી. છેલ્લી વાત એ કે પોતાને કોઈ રીતની પ્રાદેશિક લાલસા નથી એવી છાપ આફ્રિકા તથા એશિયાના દેશો પર પાડવાની ચીનની ઇચ્છા હતી. એટલે તો (વિજય પામેલા લશ્કર તરફથી) આવું ઉદાર અને નાટ્યસભર પગલું ભરીને એને દુનિયાને આંજી દેવી હતી. છતાં પોતાની ઇચ્છા થાય ત્યારે પોતે ખાલી કરેલો પ્રદેશ પોતે પાછા આવીને કબજે કરશે એવી ધમકી આપણને આપી હતી. પોતાનો હેતુ સિદ્ધ થયા પછી એ સ્થળે સ્થિર થવાની પોતાને (ચીનને) કશી જ જરૂર રહી ન હતી.

ભારત પર ચીને કરેલા આક્રમણના પશ્ચિમના દેશોના પ્રત્યાઘાતમાં મુખ્ય તો ભારત ચીન વિષે જે અભિપ્રાય દર્શાવતું હતું તે ખોટા પડયા અને ચીન વિષે પોતાની (પશ્ચિમી દેશોની) જે ધારણા હતી તે ખરી પડી એનો એક પ્રકારનો સંતોષ એ મુખ્ય વસ્તુ હતી. ઉપરાંત ભારતને સારો બોધપાઠ મળ્યો એનો થોડો સંતોષ પણ હતો. બીજો પ્રત્યાઘાત એ હતો (એમની ખાતરી થઈ) કે ભારત પોતાની કલ્પનાની અવાસ્તવિક દુનિયામાં હવે રહી નહીં શકે. પણ એનેય તે જીવનની કઠોર વાસ્તવિકતા સ્વીકારવી પડશે. ત્રીજું એ કે આ કારણે ભારતને પોતાની વિદેશનીતિ વિષે પુનર્વિચારણા કરવી પડશે. એમને લાગ્યું કે હવે સર્વસામાન્ય ભય સામે ભારત-પાકિસ્તાનના સંયુક્ત સંરક્ષણની વિચારણા શક્ય બનશે. એમને એમ

લાગ્યું કે ભારતની ત્રણ ધારણા હતી: એક પીકિંગ આક્રમણ નહીં કરે: બે, કે પોતે પશ્ચિમની મદદ વિના ચીનને ખાળી શકશે અને ત્રીજું, કે સોવિયેત ચીન સામે પોતાને ( ભારતને ) સહાય કરશે. એમણે જોયું કે આ સંજોગોમાં ત્રણે ધારણા ખોટી પડી હતી

સેનેટર રસેલની માન્યતા મુજબ તો ભારતને અમેરિકા આપે એ લશ્કરી સામગ્રી તો સીધી ચીનના હાથમાં જ જઈને પડે; કારણ કે ભારત પોતાનું રક્ષણ કરવાને–એમના મત મુજબ–સાવ અસમર્થ છે. ભારતના બીજા ટીકાકારોને એવો ભય લાગ્યો કે સોવિયેત ભારતને લશ્કરી મદદ કરે એટલે ભારત મહાન સત્તા બનીને પોતાના પાડોશીઓ પર દબાવ પાડવાની કોશિશ કરવા માડે. ( પરદેશમાં પણ આપણા ઘણા મિત્રો છે જે અમેરિકાના મિ. હેરીમેન જેમ ભારતની સોવિયેત સાથે મૈત્રીભાવ રાખવાની નીતિને માત્ર આત્મઘાતક ભોળપણ નથી માનતા )

૧૯૬૨માં થયેલા ભારત–ચીની યુદ્ધ પરનો સોવિયતનો પ્રત્યાઘાત તો એમણે ચીના તે અમારા ભાઈ અને ભારતીયો તે અમારા ( પ્રિય ) દોસ્ત એવુ વિધાન કર્યું, એમા આવી ગયો ( કદાચ આજે આવો જ ભાવ નથી.)

૧૯૬૨ના ઑક્ટો –નવેમ્બરમાં થયેલા પરાભવનાં કેટલાંક વ્યૂહાત્મક અને સરંજામ પરિસ્થિતિને લગતા કારણો છે. થોડાં છેલ્લાં વર્ષો થયા ભારતીય અને ચીની લશ્કર આમ સરહદ પર સામસામાં આવતાં હતાં, અને ગમે તે ઘડીએ ઘમસાણ થવાની બીક રહેતી. છતાં ભારતીય લશ્કરમાં ચીની વ્યૂહરચના વિષે જાણવા કે તેવા વ્યૂહને ભેદવાની રીતનો અભ્યાસ કરવાની નામનીય વૃત્તિ દેખાતી નહીં. ચીનાઓની રાજકીય કે લશ્કરી રીતભાતને સમજવાનો નામનો પણ યત્ન થયો ન હતો. અને જુદે જુદે સ્તરે સેવાઓ વચ્ચે સંકલનનો લગભગ અભાવ હતો. ગંભીર પરિસ્થિતિ સામે ડોકાતી હોવા છતાં સરકારે લશ્કરને સજ્જ કરવા કે બલવત્તર કરવાનાં વેળાસર કશાં પગલાં ન લીધાં.

ચીનાઓની આક્રમણની રીતમાં જે માનવીય સમુદ્રતરંગ એટલે કે આક્રમકનાં ઝોલાં એક પછી એક વણથંભ્યાં આવ્યાં જ કરે એનો નિર્દેશ બહુવાર થાય છે. વાસ્તવમાં એમના વ્યૂહની પદ્ધતિમાં જૂની ચાલી આવતી રીતનું ઘણું બધું એમ ને એમ ચાલુ રહ્યું છે. હા, એ ખરું કે એમની વ્યૂહરચના પર ગેરીલા પદ્ધતિની ઘેરી અસર છે. અત્યારે એ લોક ગોળીબારની શક્તિ અને સ્ફૂર્તિથી ગતિ ( મોબિલિટી ) એના પર વિશેષ આધાર રાખે છે. આખરે સર્વ વ્યૂહનો આ જ તો સાર છે. ઉપરાંત એ લોક ભૂમિનો સારો ઉપયોગ

કરે છે. પ્રદેશ ખુલ્લો હોય તો તો એ પરાપૂર્વની રીત મુજબ હુમલા કરે છે. પણ જ્યાં સંકડાશ હોય કે મોરચો મર્યાદિત હોય ત્યાં એ વેગ પકડવા ઓલાંમાં આવે છે અને એમ કરીને દુશ્મનની સ્થિતિના મર્મબિંદુ લગી પેસી જાય છે. આમાં માત્ર પશુબળનો ઉપયોગ નથી. ખરી રીતે તો એ વ્યૂહની સફળ ગોઠવણ છે. માત્ર સૂત્રોચ્ચારની રીતે જ એ આમ કરવા ધારે છે એમ કહી દેવું તે તો માત્ર આપણા પોતાના મન મનાવણા જેવું થઈ જાય.

થોડાક ચીની સિપાહીઓ આગલી હરોળમાં હથિયાર વિના ઘૂમતા હતા એમ કહેવાયું છે. આ હકીકત નથી. માત્ર એમના મજૂર દળના માણસો જ એમના અગ્રીમ દળ સાથે હથિયાર વિના આગલી હરોળ પર આવતા અને આપણા સિપાહીઓના શબ પરથી મળે એ હથિયાર ઉઠાવી જતા.

રાતની વાતમાં મારી સરદારી હેઠળના કોર્પ્સની રચના થઈ તે પહેલાં ઘણાં વડામથકોએ, કેટલાક માનવીના મનમાં ભારત અને ચીન વચ્ચે લડાઈ થશે એ વિષે શંકા હતી. એટલે આપણામાંના ઘણાના મનમાં તો આ એક તાત્કાલિક મહત્ત્વની વાત છે એવો ખ્યાલ આવ્યો જ ન હતો. વેળાસર જાગવાને બદલે આપણે બહુ મોડા સળવળ્યા. જાગ્યા તો ચીનાઓ થાગ લા અને ઘોલા વિસ્તારમાં પ્રવેશી ચૂક્યા પછી. અને પછી તો બનાવની રફતાર સાથે આપણે કદમ મિલાવી શકીએ એવું રહ્યું જ નહીં.

આપણાં સંગઠન અને કારખાનાં, પર્વતીય યુદ્ધ માટેનાં આયુધો, સામગ્રી અને પુરવઠાનું વહન (લોજીસ્ટીકસ) વગેરે માટે અનુકૂળ ન હતાં. આ ક્ષેત્રમાં તો ચીની સંગઠન અને કારખાનાં સાથે આપણી સરખામણી થઈ શકે એવું ન હતું. આપણે ભારતભરમાંથી ઉતાવળે અને એકદમ નેફા માટે સિપાહીઓ બોલાવ્યા. ઊંચાઈએ કામ કરવાને આ લોક ટેવાયેલા ન હતા (ઊંચાઈએ કામ બજાવવા ટેવાતાં વખત લાગે છે). ઉપરાંત બહુ જ ઝડપથી એમની જમાવટ કરી હોવાથી એ લોક આવા સ્થાને પહોંચે ત્યારે શારીરિક અને માનસિક રીતે સામે આવી પડનારા કામને માટે એ જરાકે તૈયાર ન હોય. ઘણાં એકમ આ સ્થાને પહોંચ્યાં ત્યારે એમની પાસે પૂરાં હથિયાર ન હતાં. વાયરલેસ સેટ કે ખોદવાનાં સાધન કે શિયાળુ કપડાં વગેરે એમની પાસે ન હતાં. આ બધું એમને એમના નવા સ્થાને પહોંચાડવું પડતું. એમાં મૂળથી આપણાં સાધન ટાંચાં હતાં તેના પર ભારે બોજ પડતો. અને આને કારણે જે મૈત્રીભાવ અને દિલોજાનની પ્રગટવાં જોઈએ એમાંય ખામી રહેતી.

ભારતીય લશ્કરે ઘણા ડિવિઝન અને બ્રિગેડોની ઑક્ટોબર–નવેમ્બરમાં

તડજોડ કરી. એને કારણે ઘણા એકમનું ઐકાત્મ્ય તૂટ્યું. દા. ત. ૫ મી અને ૧૧મી ઇન્ફન્ટ્રી બ્રિગેડને ૨ જા ઇન્ફન્ટ્રી ડિવિઝન નીચે મૂકવામાં આવી. વાસ્તવમાં આ બ્રિગેડો ૪થા ઇન્ફન્ટ્રી ડિવિઝનમાં પહેલાં હતી અને ત્યાં જ હોવી જોઈએ. આપણે એક બ્રિગેડમાંથી ઉઠાવીને બેટેલિયનોને બીજી બ્રિગેડમાં મૂકી. આને કારણે સાથે લડે છતાં એકમેકથી અપરિચિત હોય એવું બન્યું. આવી ઘણી બધી પુનર્રચનાઓ મારા કરતાં ઉચ્ચ સ્તરના અધિકારીઓના હુકમ મુજબ થઈ.

માહિતી મેળવવાની આપણી પદ્ધતિની ચીની પદ્ધતિ સાથે સરખામણી થઈ શકે એવું જ ન હતું. એમણે બહુ વ્યવસ્થિત રીતે પોતાના જાસૂસો આમ આખા ભારતમાં અને ખાસ તો નેફામાં છૂટા મૂકયા હતા. (આપણે આ બાબતમાં ખૂબ પાછળ હતા.) આ જાસૂસોએ ચીનાઓને માહિતી આપવાની આખી જાળ રચી હતી. સ્થાનિક પ્રજામાં એમના વિચારના પ્રચારનું અમુક તત્ત્વ પણ દાખલ થયેલું. આવા જાસૂસોએ વિવિધ પ્રકારની સેવાચાકરી લશ્કરના જુદા જુદા ઘટકોમાં મેળવેલી. નેફાના વહીવટીતંત્રમાં પણ એ ઘૂસેલા. ચીનાઓને આપણી લશ્કરી જમાવટની ખબર બહુ વહેલેથી પડી જતી આપણી જાસૂસી અને માહિતીતંત્ર પાંગળું હોવાને કારણે આપણને આવી કશી જ ખબર પડતી નહીં. નેફામાં ઘણા સ્થાનિક તત્ત્વોએ એમને ટેકો આપેલો.

આપણી સામેનાં ચીની લશ્કરો રાતે ચૂપચાપ અને ભાર વિના મજલ કરી શકતાં (આ જ કારણે એમની હરફર સ્ફૂર્તિલી લાગતી). ઉપરાંત એ પક્ષીની બોલી જેવી ઘણી ચાલાકીનો ઉપયોગ કરતા. સ્થાનિક ટોળીવાળાના વેશમાં એ લોક આવતા. યુદ્ધ વખતે એ હિન્દીમાં આપણને ઉદ્દેશીને હલ્લા કરે એવા દુભાષિયા રાખતા અને આપણો ગણવેશ પહેરાવીને એ પોતાનું લશ્કર મોકલતા. (આપણા સિપાહીઓના શબ પરથી એ લોક ગણવેશ ઉતારી જતા.) આથી આપણું લશ્કર ભ્રમમાં પડતું. આપણા લશ્કરને છેતરવા એ લોક દિવસે એક દિશામાં કૂચ કરતા અને રાતે બીજી જ દિશામાંથી હુમલો કરતા. ઘણે સ્થળે એ લોક આપણને બધી બાજુથી ઘેરતા. જુદી જુદી દિશામાંથી આપણા પર ગોળીબાર કરતા. આ ગોળીબારમાં નિશાનબાજી બરાબર ન હતી પણ એથી ભ્રમ પેદા થતો. દુશ્મન આપણાં દળને વીંધીને જઈ શકતો. આથી ગભરાટ ફેલાતો અને તે ઉપરાંત આપણી બાજુથી થતો ગોળીબાર એના મુખ્ય દળ પર થવાને બદલે અવસ્થા જાય એ રીતે મંડાતો. ચીનાઓ રસ્તામાં મોટી આડ અને હરકતો મૂકતા એથી આપણો વહેવાર સરળ ન રહેતો.

આપણી ચોકિયાત પ્રવૃત્તિ પણ સામાન્ય રીતે બિનઅસરકારક હતી. આપણે કદી પણ દુશ્મનને પારખી શકયા નહીં. ૧૯૬૨ના આખા ઘમસાણ દરમ્યાન નેફા કે લદાખમાં આપણે એક પણ ચીનાને કેદ પકડયો નથી ત્યારે ચીનાઓએ આપણા ઘણા સિપાહીઓને કેદ પકડયા હતા. એમના તરફનો એમનો વર્તાવ ખાસ કહી શકાય એવો ન હતો. પછીના વર્ષના એપ્રિલમાં એમણે કેદીઓને પાછા આપવાનું ઠરાવ્યું તે સાથે વર્તાવ પણ ઘણો સુધર્યો. ઘણા જ ચતુરાઈ ભરેલા પ્રચારથી એમણે આપણા અફસરો અને સિપાહીઓ વચ્ચે ગેરસમજ પેદા કરી દા. ત. એમાંના કેટલાક અફસર હોવાનો ડોળ કરે અને પછી જમીન પર ઝાડુ કાઢે કે એવું હલકું કામ કરે. એથી છાપ એ પડે કે આપણા અફસરો પોતાના માણસો સાથે જેવું એ લોક એકાત્મ્ય સાધતા એવું સાધી શકતા નહીં.

આગળ અને હવે પછી જેનુ મેં વર્ણન કર્યું છે એ પરિસ્થિતિને પહોંચી વળવા માટે આપણે ઘણાં વર્ષો લગી તૈયારી કરવી પડશે આમ રાતોરાત કશા કામથી કશી બરકત નહીં આવે

આપણે એમના સામે જેટલો દારૂગોળો વાપર્યો એના કરતા એમણે આપણી સામે વિશેષ દારૂગોળો વાપર્યો. આપણી પાસે હતાં એ કરતાં એમની પાસે વિશેષ ઓટોમેટિક શસ્ત્રો અને તોપો હતાં સંરક્ષણની તૈયારી માટેનાં અતિ આવશ્યક સાધન આપણી પાસે ન હતા ત્યારે એમની પાસે વિપુલ પ્રમાણમાં હતાં. આપણા ઘરકો સાથેનાં જે ઇજનેરી એકમો હતાં એમની પાસે જરૂરી ઓજારો પણ ન હતાં. આપણા વાયરલેસ સેટ મોટે ભાગે જરીપુરાણા અને લાવવા લઈ જવા માટે ઘણા ભારે હતા. ઉપરાત ડુંગરાળ પ્રદેશમાં એમની મારફત કામ કરવામાં ઘણી મોટી મુશ્કેલી હતી. સંકેતને માટે જોઈતા વધારાના સ્પેર હતા જ નહીં. ઘમસાણ પછી આપણાં એકમો પાછાં હઠે પછી તો આપણા આ સંદેશાવહેવારનાં સાધન અચૂક ખોટવાતાં. ચીનાઓ એકલા વાયરલેસ પર જ આધાર રાખીને બેસી રહેતા ન હતા. એ લોક વેરે લાઈટનો, નજરે ચઢે એવા સંકેતોનો, પક્ષીની બોલીનો અને એવી બીજી ઘણી સરળ રીતોનો સંદેશાવહેવારમાં ઉપયોગ કરતા.

રસ્તાની તથા હવાઈમાર્ગની રક્ષણછત્રી જેવાં સાધન ન હોવાથી આપણા અગ્રીમ હરોળના દારૂગોળાના તથા પુરવઠાના જથ્થા હમેશાં અપૂરતા રહેતા. છેક છેલ્લી ઘડીએ જેની આપણે રચના કરવા માંડી તે આપણાં વહીવટી એકમો તો નામ પૂરતાંય ન હતાં. આપણાં રેશન લેવાદેવા વિના

ભારે અને અસરળ હતાં. ચીના તો ચાવલ, મીઠું અને દૂધ કે ખાંડ વિનાની ચાથી ચલાવી લ્યે. આ બાબતમાં આપણા લશ્કરે આટલો સંયમ જાળવ્યો ન હતો. ચીનો તો ત્રણ દિવસનું રેશન સાથે જ રાખીને ફરે.

૧૯૬૨ના નવેમ્બરમાં, ૨જા અને ૪થા ઇન્ફન્ટ્રી ડિવિઝનના વિસ્તારોમાં રોજનો ૨૬૦ ટનનો પુરવઠો હવાઈ રીતે મળતો રહેવો જોઈ તો હતો. પણ આપણી પાસે હવાઈ જહાજ ઓછાં એટલે રોજનો માંડ સાઠથી એંસી ટન માલ મળતો. એટલે જે કોઈ કામગીરીને માટે જમાવટ કરવાની હોય તો આપણે વેગ જાળવી શકતા નહીં અને ઝડપથી બધી કામગીરી કરનારો દુશ્મન આપણા પર પહેલો ઘા કરતો. એ જુદી જુદી જગાએ આપણાથી ચઢિયાતી જમાવટ ઝડપભેર કરી શકતો. જમાવટના આ ધીમા વેગને કારણે કામગીરીનો કશો લાભ આપણે ઉઠાવી શકતા નહીં. આપણી પાસે તાલીમ પામેલા પાઈલોટોની સંખ્યા ઓછી એટલે આપણી જરૂરિયાત મુજબ, આપણે હવાઈપટ્ટીઓ રચવાનું કે વધારવાનું કરી શકતા નહીં. કામગીરી શરૂ કરવા પહેલાં થવું જોઈતું રચનાનું કામ થતું જ નહીં. હવાઈમાર્ગે પુરવઠો પૂરો પાડવાનુ તંત્ર સાધનના અભાવને કારણે ઘણું રેઢિયાળ. ઘણીવાર તો છત્રી ખૂલે જ નહીં એટલે એને બાંધેલો સામાન કાં તો બરબાદ જાય કે કાં તો આડે રસ્તે પડે. આપણા બોજ ઊંચકનારા આપણી પાસે પૂરતા હતા નહીં. દુશ્મન આવે છે એ વાત સાંભળીને મુલકી હમાલો ભાગી જાય. જો ત્યારે જતા ન રહ્યા હોય તો દુશ્મન કામગીરી શરૂ કરે ત્યારે ભાગી જાય. ચીનાઓનો એમના હમાલો પર જેવો પ્રભાવ હતો. એટલો આપણો આપણા હમાલો પર પ્રભાવ ન હતો. મારી માહિતી મુજબ એમણે આ હમાલોને પોતાના એકમોમાં જ સમાવી દીધા છે. ઘણી બધી ઊંચાઈ એ કામ કરતા આપણા હમાલોના યોગ્ય નિવાસ માટે કે સાધન વગેરે માટે આપણે ઓછી જ વ્યવસ્થા કરી શક્યા હતા. એમને માટે ગરમ કપડાંની પણ વ્યવસ્થા ન હતી. અને ભારવહન માટે આપણી પાસે ઓછાં જ પ્રાણી હતાં.

શિયાળાની મોસમ માટે આપણે તૈયાર કરાવેલાં કપડાંની ઢબ એક તો બહુ ગૂંચવાડાભરી હતી અને બીજું એ કપડાં કદી પણ પૂરતા પ્રમાણમાં મળતાં નહીં. આની સરખામણીમાં ચીનાઓ સાવ ઓછા ખર્ચાળ એવા ભરેલા ડગલા જેવું પહેરતા. રણક્ષેત્રમાં ઘવાયેલાને ત્યાંથી હઠાવવાની આપણી વ્યવસ્થા સાવ અસંતોષકારક હતી આનો પુરાવો તો દુશ્મને આપણને આપણા ઘવાયેલા સિપાહીઓ પાછા આપ્યા તે પરથી મળે છે. (આ ઘવા-

ચેલાને આપણાં દળ પીછેહઠ કરતી વખતે રણક્ષેત્ર પર જ મૂકી આવેલા અને તે ચીનાને હાથ પકડાયેલા.) બધા જ મોરચે આ જ હાલત હતી.

ચીનાઓએ જેટલા માણસોને વહીવટ અને વ્યવસ્થામાં રાખ્યા હતા તેના કરતાં પ્રમાણમાં ઘણા માણસને એમણે લડાયક દળમાં સક્રિય સેવામાં રાખેલા. બીજા શબ્દોમાં કહીએ તો એમની દૂમ નાની અને દાંત તીણા હતા. એમણે પોતાના અગ્રીમ મથકની નજીકમાં નજીક જઈ શકાય એવા રસ્તા બાંધ્યા હતા. એમને હરફરની ઘણી બધી મુક્તતા હતી. એટલે એમને જ્યારે પણ પુનર્વ્યવસ્થા કરવી હોય કે અમુક દળને સરંજામ–પુરવઠાથી જાળવવું હોય ત્યારે એમને માટે એ ઘણું આસાન હતું. એ લોક એક રીતે કઠોર જીવન ગાળતા, જલદીથી હરફર કરતા અને શરીરે ખડતલ હતા.

છેલ્લે આપણે આપણા ભૂમિદળની સક્રિય સહાય માટે હવાઈ દળનો ઉપયોગ ન કરીને ઘણી મોટી ભૂલ કરી. કદાચ એમ માની લેવાયું હતું કે, ખાસ તો તિબેટ સર કર્યા પછી, ચીનની આપણા પર લશ્કરી વ્યૂહની નજરે સરસાઈ હતી. આને કારણે ચીન ભારતનાં શહેરો પર હવાઈમાર્ગે વળતો બદલો લેશે એવી બીકથી જ આપણા હવાઈ દળને લદાખ અને નેફાની કામગીરી વખતે ભૂમિ પર જ જાણે જડી દેવાયું. વાત એમ હતી કે આ આપણે માની લીધેલો ભય હતો. એમના હવાઈ દળનુ સંખ્યાબળ કે શક્તિનો આપણે ક્યારેય કશો ક્યાસ* કાઢ્યો ન હતો. વિશ્વસનીય માહિતી મુજબ તો આ બન્ને વાતે એ ક્ષુલ્લક છે. અલબત્ત આપણી માહિતી અને જાસૂસીને તો આ વિષે કશી જ ખબર ન હતી. અમુક વાતોને ગાળ્યા ચાળ્યા વિના માની લેવાની એની શક્તિ અપરિમિત છે. એમા એ એક વાત ભૂલી ગયા. જેટલું ખતરનાક એ દુશ્મનના બળનો ઓછો આંક કાઢવાનું છે એટલું જ ખતરનાક દુશ્મનના બળ વિશે અતિશયોક્તિભર્યા અહેવાલો પ્રસારીત કરવાનું છે.

ત્રણ વરસ પહેલાં ચીનાઓએ બેશરમ રીતે નેફામાં લોન્જુ કબજે કરેલું. આ ગાળામાં ચીની હવાઈદળની તિબેટમાંની જમાવટ વિષે આપણને જે માહિતી હતી તેનો ઉપયોગ, ઝઝૂમતા આક્રમણના ભય સામે તૈયારીરૂપે

---

* ચીની વિમાનોને તો ઘણી ઊંચાઈએ આવેલાં વિમાનઘરોએથી કામગીરી બજાવવાની એટલે એ કારણે એ બૉમ્બમારા માટે ઝાઝો ભાર ઉપાડી ન શકે. અને આવી ઊંચાઈએ આવેલા વિમાનઘર પરથી એમના ફાઈટર કશી પણ કામગીરી બજાવી શકયા હોત કે કેમ એ:એક સવાલ છે. એમાં ઊડવા અને ઊતરવાની ખૂબ મુશ્કેલી હોય છે.

પણ ન થયો એ આપણી રાજકીય નિર્બળતા અને ગેરકુશળતાનું સૂચક છે. હવાઈ દળના વરિષ્ઠ અધિકારીઓની સલાહની અવગણના કરવામાં આવી. એમણે કામગીરી માટે ઘડેલી યોજનાની એવી ઉપેક્ષા કરવામાં આવી કે એ બધા તો આંતરિક વિખવાદોમાં જ સબડતા રહ્યા.

જો ચીન તરફથી આટલો મોટો હવાઈ ખતરો હોવાની માહિતી ખરી હોય તો સવાલ એ થાય છે કે એ ખતરાને પહોંચી વળવા,* વધારાના ફાઈટર વિમાન મેળવવા કે પાઈલોટોની જરૂરી સંખ્યાને તાલીમ આપવાના કામની આટલી ઉપેક્ષા કેમ કરવામાં આવી? યોગ્ય જગ્યાને પસંદ કરીને ત્યાં વિમાનઘરો રચવામાં કેમ ન આવ્યાં? કે થોડેઘણે અંશે પણ આ ભયનો સામનો કરવામાં ભારતીય વિમાની દળને સહાયભૂત થવા જે હતાં તે વિમાન-ઘરોને સુધારવાનુ કામ પણ કેમ ન થયું? જો આ માહિતી ખોટી હતી અથવા અંશતઃ જ સાચી હતી તો પછી આ બાજુ ચીની આક્રમણ વિસ્તરતું જતું હતું ત્યારે આપણા વિમાનને જમીનમાં ખોડી રાખવાની વાત લશ્કરી કે રાજકીય–કોઈ નજરે વાજબી ઠરતી નથી. લડાઈ વેગીલી બનશે કે એમાં વળતા ફટકા પડશે એ બીકને ભ્રમભરી વિચારણા સિવાય બીજું કશું જ કહી નહીં શકાય.

કમનસીબે ભારતીય હવાઈ દળની સ્વરક્ષણના વાજબી સાધન તરીકે આક્રમક ઊડાણો કરવાની અનિચ્છાથી દિલ્હીમાંના સત્તાવાળાઓની ભીતિ વધી જતી. જો હવાઈદળે આમ કરવાનું રાખ્યુ હોત તો રાજકીય મૂલ્યાંકન જુદું જ હોત. હવાઈદળમાં સરસાઈ ભોગવવાના ખ્યાલને બાજુએ રાખીને જો હવાઈદળે ભૂમિયુદ્ધમાં સાથ આપવાનું અને ભાગ લેવાનું રાખ્યું હોત તો ચીનાઓના સામનાનો પ્રશ્ન સમગ્ર રીતે બદલાઈ જાત. એ ઉપરાંત

* આપણે હરેક જાતના વિમાનની બાબતમાં અને વિમાનના ઉતરાણ સ્થાનની બાબતમાં ઊણા હતા. એક નિયમ છે કે જે હવાબાજ બે મહિના લગી ઊડયા ન હોય એણે એકલ ઊડાણ (સોલો) કરવા પહેલાં, જેમાં બે વિમાનીનુ સ્થાન હોય એવા 'ડ્યુઅલ' ટ્રેઈનરમાં ઊડાણ કરવુ. આવા ઘણા ડ્યુઅલ ટ્રેઈનર વિમાન સ્પેરના અભાવે જમીન પર જ રહ્યાં હતાં. મેઈન્ટેનન્સના સ્પેરના અભાવને કારણે બીજાં પણ ઘણાં વિમાન જમીન પર જ રહેતાં. ઊડાણ વખતનાં જરૂરી કપડાંનો એવો અભાવ હતો કે જે ન ઊડના હોય એવા પાઈલટ પાસેથી ઑક્સિજન માફક માગીને ચલાવતા. આને કારણે ઊડાણ થતાં નહી. આ દુર્દશા તો ૧૯૬૫માં પણ ચાલુ હતી.

૧૨,૦૦૦–૧૫,૦૦૦ ફૂટની ઊંચાઈ એ આવેલાં વિમાનઘરો અને મથકોએથી ચીનાઓ ગમે તેવા હવાઈ દળ સાથે કેવી રીતે વહેવાર જાળવી શકે કે એમને પુરવઠો પૂરો પાડી શકે એ પ્રશ્નનો પણ ખુલાસો થઈ જાત

રાજકીય તેમજ લશ્કરી રીતે વિચારતાં, જો વ્યૂહાત્મક સ્થાનો પૂરતી હવાઈ કામગીરી કરી હોત તો એનું મહત્ત્વ ઘણું બધું હોત. એક તો આપણી પાસે ઉપલબ્ધ હોય એ તમામ સાધનનો આપણે આપણા સીમાડાના રક્ષણ માટે ઉપયોગ કરીએ છીએ અને કરવા માગીએ છીએ એ વાતની દુનિયાને જાણ થાત અને બીજી બાજુથી આપણા હવાઈ દળની મર્યાદાઓની જાણ થાત આ મર્યાદાની જાણ કરવા પછી તો સંયુક્ત તાલીમ જેવા ઇલાજ લેવા પડેલા અને છેલ્લે પાટલે તો જો આપણે ઇચ્છયું હોત તો આપણા મિત્રોના અત્યંત સ્ફૂર્તિલા, વેગીલા, હવાઈ દળને પણ, સોવિયેતને ઝઘડામાં નાખવાના જોખમને ટાળીને, કામે લગાડી શકાત ઝઘડાનો વિસ્તાર કરવાનુ જોખમ તો ટાળી શકાત.

૧૯૬૨ના ઑક્ટોબર-નવેમ્બરમાં ચીનાઓના આક્રમણ સામે નેફામાં આપણે કેવી રીતે રક્ષણ કરવુ જોઈતું હતુ એ બાબતમાં મને બે જુદી રીત વિષે જાણવા મળ્યું છે. એક રીત એવી વાતની ભલામણ કરે છે કે આપણે ચીનાઓને અંતરરેખા એટલે કે આપણી ભૂમિમા ઊંડે લગી આવવા દઈને, એમને વહેવાર લંબાવવાની ફરજ પાડવી અને પછી એમનો ખાતમો કરવો જોઈતો હતો. આમ કહેવુ એ કરવા કરતાં ઘણુ સહેલું છે પહેલુ તો એ કે ચીનાઓ પણ લશ્કરી બાબતોનુ જ્ઞાન ધરાવે છે એટલે એ કાંઈ આપણા છટકામા આવી ભરાત નહીં. પણ માનો કે એમણે આ રીત સ્વીકારી તો પછી આપણુને એમની સાથે યોગ્ય રીતે હિસાબ પતાવવાનુ મળી રહેત પણ વાસ્તવમા આપણી પાસે ન તો યોગ્ય સ્થાને યોગ્ય રીતે જમાવટ પામેલુ લશ્કર હતુ. ન તો આપણી પાસે આ વ્યૂહને સહાયરૂપ થાય એવાં હથિયાર વગેરેના સાધન હતાં હવાઈદળ ઢાલરૂપ બને એમ ન હતુ. બખ્તરિયા દળ સુસજ્જ ન હતુ. પુરવઠાની સ્થિતિ કોઈ પણ રીતે સંતોષકારક ન હતી અને આવા સાહસ માટે જરૂરી એવા કોઈ પગલાં આપણે ભર્યાં જ ન હતા. એને બદલે આપણે ઉતાવળે ઉતાવળે દળ ભેગુ કર્યું. આપણે દરેકેદરેક વખતે આમ જ કરીએ છીએ. છેક છેલ્લી ઘડીએ દળ ભેગુ કરીએ છીએ અને તે પણ આડેધડે કરીએ છીએ. આવી તૈયારી વિનાની જમાવટથી કદી પણ બળવાન દુશ્મનને પરાજિત ન કરી શકાય. અને છેવટની વાત તો એ છે કે આપણી સરકારે તો, ચીનાઓએ જે ભૂમિ પર આક્રમણ કર્યું

હતું તે ધોલા–થાગ લા વિસ્તારમાંથી એમને હટાવવાની જ વાત કરી હતી એટલે એમનો અન્ય સ્થળે મુકાબલો કરવાની કશી વાત જ ન હતી.

કદાચ આપણે આવું બનશે એની આગાહી કરી શક્યા હોત. અને ચીનાઓને આપણી રાજકીય કુનેહથી એકસા પાડી શક્યા હોત કે એમ ને એમ જ ધૂરકતા રાખી શક્યા હોત. અને એમ કરીને આપણે તૈયારી કરવાનો સમય મેળવી શક્યા હોત. એમણે થાગ લા–ધોલા વિસ્તારમાં ૧૯૬૨માં આક્રમણ કર્યું પણ લોંગ્જુમાં તો ૧૯૫૯માં આક્રમણ કર્યું હતું. આવા ઓછી ઉગ્રતાના સમયમાં આપણે લશ્કરનો વિસ્તાર કરીને મજબૂત કરવું જોઈતું હતું. પરદેશથી લશ્કરી મદદ મંગાવી જોઈતી હતી અને મેળવવી જોઈતી હતી અને જેમ આપણે ૧૯૬૩માં કર્યું એમ કોઈ મિત્ર-રાજ્યોને આપણી કુમકે આવવા અને કટોકટીને વખતે હવાઈ છત્રીરૂપે સહાય કરવા સમજાવવા જોઈતા હતા. દરમ્યાન સખત તાલીમ આપીને તૈયાર કરેલાં દળને સરહદ પર યોગ્ય સ્થિતિમાં મૂકીને ચીનાઓને આપણી પસંદગીની ભૂમિએ લડવાની ફરજ પાડી શક્યા હોત.

સંક્ષેપમાં સારાંશ એ કે ચીનાઓએ આ કામ માટે વર્ષો સુધી તૈયારી કરી હતી અને આપણે જરાકે તૈયારી કરી ન હતી. ભવિષ્યમાં આપણે ચીના કે બીજા કોઈ પણ દુશ્મન સામે કામગીરી કરીએ તો આપણે એમની યુદ્ધ-પદ્ધતિનો અભ્યાસ કરવો જોઈએ. ગેરીલા રીત વિષે પણ આપણને પૂરતું જ્ઞાન હોવું જોઈએ. હોય એનાથી ચલાવી લેવાની કળા જાણી લેવી જોઈએ. સિપાહી પર હરફર વખતે ભારે બોજો નહીં લાદવો જોઈએ, એ હળવો રહી શકે અને સંયમિત રેશનથી ચલાવે એવી રીત અખત્યાર કરવી જોઈએ. તથા યોગ્ય સ્થાને દળને મૂકવુ જોઈએ. આપણા લશ્કરનુ સંખ્યાબળ પૂરતું હોવુ જોઈએ. એને હવાઈ, બખ્તરિયા, તોપખાનાનો, ઇજનેરી, સંકેત અને પુરવઠાનો પૂરો સાથ હોવો જોઈએ. જે વિકટ ભૂમિ પર એને લડવાનુ છે એને માટે એ પૂરેપૂરું ખડતલ હોવું જોઈએ એની તાલીમમાં કશી ખામી ન હોવી જોઈએ અને યોગ્ય નેતાગીરી મળવી જોઈએ. આપણા લશ્કરને પૂરતાં સાધન અને સરંજામ મળે એટલું જ પૂરતું નથી. એના દિમાગ અને દૃષ્ટિબિંદુને ક્રાંતિકારી રીતે બદલવાની પણ જરૂર છે. એમનામાં પ્રેરણાદાયી જુસ્સો આવે અને છેક છેલ્લે લગી લડી લેવાની પ્રબળ ઇચ્છાશક્તિ જાગે એવું આપણે કરવું જોઈએ. ઉપરાંત યુદ્ધકાળમાં આખો દેશ પોતાનાં સશસ્ત્ર દળોને વાચાથી અને કર્મણા સક્રિય સહાય આપવા તૈયાર થાય એવી શક્તિ પણ આપણે કેળવવી પડશે.

પોતાની સરહદના ભાવિ સંરક્ષણની રચના કરતી વેળાએ ભારતે હવે પછી તો પોતાના પાડોશીઓ કોણ છે અને એમાંના એક એક સાથે પોતાના સંબંધ કેવા છે તેનો પૂરો વિચાર કરી લેવો પડશે. કૌટિલ્યને નામે જાણીતા થયેલા ચાણક્યે, પાડોશીઓના વિષયમાં બે હજાર વર્ષ પૂર્વે કહ્યું છે: 'વિજેતાની ભૂમિના સીમાડે આવેલો રાજા તે દુશ્મન; પણ આમ દુશ્મનથી નજીક રહેલો, પણ જેને દુશ્મન વિજેતાથી અલગ પાડે છે તે મિત્ર...'

મારા કાબૂ બહારના સંજોગોને કારણે નેફા પડ્યું. જે આવા આપત્તિકાળમાં મારે પડખે હોવા જોઈએ એમાંના ઘણાએ મને દગો દીધો. કોઈને પણ, મેં કેવી મુશ્કેલી અને હરકતો વચ્ચે કામગીરી બજાવી એનો પૂરો ખ્યાલ હોય, અત્યંત કપરા સંજોગોમાં પણ પરિસ્થિતિને સંભાળી લેવામાં મેં જે જહેમત ઉઠાવી એનો કશો અંદાજ હોય, કે લડાઈમાં હાર કે જીત એ તો રમતનો દાવ છે એવું માનતા હોય, એની મને ખબર નથી. જાહેરમાં કોઈ પણ, નેફામાં જે બન્યું એની જવાબદારીમાં ભાગ પડાવવા તૈયાર ન હતું. મને તો ત્યાં છેક છેલ્લી ઘડીએ મોકલેલો અને તે પણ અત્યંત કઠોર પરિસ્થિતિમાં. એટલે જ મારા ટીકાકારોએ મારી વિરુદ્ધ ઝેર ઓકવા માંડ્યું અને મને જ નેફાના પરાભવના ખાસ કારણ તરીકે ગણાવ્યો. જીવનભરની એકધ્યાનપૂર્વક કરેલી દેશ અને લશ્કરની સેવા છતાં મારી પ્રતિષ્ઠા અને લશ્કરી માનગૌરવ સહુને ધૂળ ભેળું રગદોળ્યું. દ્વેષીલા પ્રચાર અને નિંદાથી અત્યંત વ્યવસ્થિત રીતે એના પર કૂચડા ફેરવ્યા. એક એક ખૂણે જાણે કાનસોરિયાં થવાં લાગ્યાં. અને એમા વાત એ હદ લગી ગઈ કે નેફાની કામગીરી દરમ્યાન મેં માંદગીનો ઢોંગ કર્યો હતો.* કશા વાજબી કારણ વિના જે મારી બદનામી થતી હતી એથી હું જાણે બીજું કશું જ સહી ન શકું એવી હાલતે પહોંચ્યો હતો. મનને હું આ ઘોર નિરાશામાં મનાવી શકું એવું મને લાગતું ન હતું. મને થયુ કે મારા વ્યવસાયને સલામ કરવાનો સમય આવી લાગ્યો છે. સંજોગો મને મજબૂર કરતા હતા. આવી રીતે જેનું મન વિચાર કરતું

* ૯મી નવેમ્બરે નેહરુએ પાર્લામેન્ટમાં મારા સામેના આક્ષેપો અંગે બોલતાં કહ્યું હતું: 'નેફાની કામગીરીમાં જેમને વિશેષ કાર્યભાર સોંપાયો હતો તે જનરલ કૌલની વિરુદ્ધ બોલાયેલી ઘણી વાતો અન્યાયભરી છે. સાહસ, હિંમત અને કડી મહેનતમાં કોઈ એમની બરોબરી કરી શકે એમ નથી.'

થાય એવો હું કાંઈ પહેલો સિપાઈ ન હતો. મારા પહેલાં પણ સિપાહીઓ આવી હાલતમાં મુકાયા હતા.

કિસ્મત અને દુશ્મનોએ મારા સામે કાવતરું કર્યું છે. આખરે હું પણ માટીનો જ માનવી છું. મને પરિસ્થિતિ અસહ્ય લાગી. ઉપરાંત નોકરીનાં બંધનો અને કાર્યરીતિને કારણે મને કેટલીક વાત લોકને કહેવાની યોગ્ય તક ન મળત. હું મારો બચાવ પણ ન કરી શકત. આ તો હું મુક્ત માનવી હોઉં તો જ થઈ શકે. એટલે મેં મને અતિ પ્રિય હતી એવી લશ્કરી કામગીરી છોડી દેવાનું નક્કી કર્યું. હવે તો શસ્ત્રવિરામ થયો હતો. યુદ્ધ પૂરું થયું હતું. એટલે મારું મન સાફ હતું કે ધમસાણ ચાલુ હોય એવે વખતે મેં આ પગલું ભર્યું ન હતું.

ત્રણેક દિવસ મેં આ વિષે વિચાર કર્યો અને પછી મેં મારા વિશ્વાસુ સ્ટાફ ઑફિસર બ્રિ. આઈ. ડી. વર્માને બોલાવ્યા. વર્મા વિશ્વસનીય, કાબેલ અને ખુશનુમા સ્વભાવના છે. મેં એમને મારી સ્વેચ્છાએ નિવૃત્ત થવાની અરજી ટાઈપ કરવા કહ્યું. કોઈ પણ પ્રકારનો વિવાદ ન જગાવે એવી ભાષામાં મેં મુસદ્દો લખ્યો હતો. એમાં મેં લખ્યું હતું કે નેફામાં આપણો જે પરાજય થયો તે દુશ્મનની સંખ્યા, હથિયાર, પુરવઠો, વ્યવસ્થા, તાલીમ જેવી બાબતોની સરસાઈને કારણે થયો હતો છતાં, આ બધું હું સરદાર હતો તે વખતે બન્યુ અને (દ્વેષીલા પ્રચારને કારણે) લશ્કરમાંનું મારું સ્થાન ડામાડોળ બન્યું હોવાથી, હું નિવૃત્ત થવાની અરજ કરું એ સેવાના હિતમાં છે ઉપરાંત લશ્કરી રીતરસમ મુજબનુ છે.

મને લાગે છે કે અમેરિકાના લશ્કરના જનરલ એડમ્સ અને બ્રિટિશ લશ્કરના સી આઈ. જી. એસ. જનરલ હલ, લેફ. જન. મેન સાથે ૨૫મી નવેમ્બરે મારા વડા મથકે આવ્યા. એ પરદેશી જનરલોને વર્તમાન પરિસ્થિતિ વિષે ટૂંકમાં વાકેફ કરીને હું લેફ. જન. મેનને બાજુએ લઈ ગયો અને મેં એમને મારી નિવૃત્ત થવાની લેખિત અરજ આપી.

ત્રણ દિવસ પછી મેં મારા અફસરોની વિદાય લીધી અને દિલ્હી જવા માટે તેજપુર જવા નીકળ્યો. ત્યારે મારું મન ભરાઈ ગયું હતુ હું ફરીવાર બીમાર હતો એટલે મારી સાથેની મંડળીમાં એક ડૉકટર પણ હતા.*

---

* મેજર ખન્ના. એમણે નેફામાં મારી સારી દેખભાળ કરેલી. એ મારી સાથે દિલ્હી આવ્યા.

સ્થાન પર ટકી રહેવાને બદલે હું નીકળી જવાનો સરળ માર્ગ અપનાવતો હતો એમ કહેવું તો ઘણું સહેલું છે. મારા ટીકાકારોએ મક્કમ આવી દલીલ કરી છે. કદાચ આ વિષે વિભિન્ન મત હોઈ શકે. હું એમ માનું છું કે તમે જાળવી શકો એવું સ્થાન છોડી દો એ સહેલી વસ્તુ નથી. ઉપરાંત કેટલીક પરિસ્થિતિ એવી રહેવાની જ કે જે કોઈ સહી શકે અને કોઈ ન પણ સહી શકે. સર્વ કાળે સર્વ સ્થિતિમાં સર્વ માનવી એક જ રીતે વિચારે એમ તો ન બની શકે અને મારા જેવા કિસ્સામાં નિર્ભેળ તર્કથી આવી વાતોમાં નિર્ણય નથી થતો

થોડા કલાક પછી હું દિલ્હી પહોંચ્યો. મારી પત્ની, મે જ ધીલન, બ્રિ. પચનન્દા અને કર્નલ ખન્ના મને લેવા આવેલા ધન્નોએ તો મેં નિવૃત્ત થવાની અરજી કરી છે એ સમાચાર અમે મળ્યા ત્યારે જ સાંભળ્યા પણ એ બહાદુરીપૂર્વક અને ઊંડી સમજભર્યું મલકી.

હું આવ્યો છુ એ સમાચાર પ્રસરી ગયા. ઘણા લોક મને મળવા આવ્યા : રાજદ્વારી પુરુષો, પાર્લામેન્ટના સભ્યો, મુલકી અને લશ્કરી અધિકારીઓ, સગાંસંબંધી, મિત્રો, સહુએ મને નિવૃત્ત થવાની અરજી પાછી ખેંચી લેવા કહ્યું. ઘણાએ મને આ મતલબના પત્ર લખ્યા. દા. ત. આખા લશ્કરમાં જેની અડીખમ બહાદુર સિપાહી તરીકે નામના હતી તે મે જ. રાયવિન્દસિંઘ ગરેવાલે મને હૃદયસ્પર્શી શબ્દોમાં પત્ર લખ્યો :

'તમે જાવ છો એ સમાચાર સાંભળીને અમારામાના ઘણા ખૂબ બેચેન બન્યા હું તો નાનકડો માણસ છું. ઉપરવાળા અને એમની વાતો સાથે મારે ઓછા લેવાદેવા છે. પણ ઉચ્ચ નિષ્ઠાવાળા એક માણસનું જવાનુ થાય, ગમે તે ભોગે કામ પાર પાડવાના સંકલ્પવાળા માણસનું જવાનું થાય, અને જે ન્યાયવૃત્તિવાળા છે અને માનવધર્મને જાણનાર છે એવાનુ જવાનુ થાય તે આવી પરિસ્થિતિમા લશ્કરને ભારે નુકસાન કરનારી વાત છે. હું કોઈ રીતે તમારી ખુશામત કરતો નથી પણ એટલું તમને ખાતરીપૂર્વક કહેવા માગું છુ કે તમને જવા દેતાં આ લશ્કર રંક બનવાનું છે તમે તો હજુ રજા પર છો તમને હું નમ્રભાવે તમારા લશ્કર છોડવાના નિર્ણયનો ફરી વિચાર કરવા વિનંતી કરું છું... કોક એવા હશે જેમને તમે ગમતા નહીં હો, એમાં શું થયું ? તમે કાયર નથી એટલું અમે જાણીએ છીએ....'

પણ મારે મક્કમ રહેવું જોઈએ એ વાત સાથે મારી પત્ની સહમત થઈ. એણે કહ્યું કે કોઈ પણ સંજોગોમાં મારે મારો નિર્ણય બદલવો નહીં જોઈએ.

છાપાંમાં એક પ્રેરિત સમાચાર આવ્યા : જનરલ ચૌધરી મારી પાસેથી મારા અધિકાર લઈ લેવા જાતે તેઝપુર ગયા હતા. વાસ્તવમાં તો ચૌધરી અને મારા અનુગામી માણેકશા તો મારા તેઝપુરથી નીકળી ગયા પછી તેઝપુર પહોંચ્યા હતા. એથી વહેલા પહોંચવાની એમની કોઈ ઈચ્છા ન હતી. મેં સ્વેચ્છાએ નિવૃત્ત થવાની રજા માગી છે એ સમાચાર તો છાપાંમાં પછીથી આવ્યા.

હું દિલ્હી પહોંચ્યો પછી ટૂંક સમયમાં જ નેહરુએ મને અવિધિસર મળવા બોલાવ્યો. હું મળ્યો ત્યારે એ કોતરેલી મૂર્તિ જેવા લાગ્યા. 'બિજી, તમારા મનમાં શું થાય છે એ હું સમજી શકું છું પણ તમારે રાજીનામું નહીં આપવું જોઈએ. કેમ આપ્યું રાજીનામું?' એમણે પૂછ્યું.

'મહેરબાન, એ કારણોની ચર્ચા કરવાની મારી ઈચ્છા નથી.'

'તમે એમ કહીને શું કહેવા માગો છો?' એમણે પૂછ્યું. 'લશ્કરમાંથી જતા રહેવાની તમારે કશી જરૂર નથી. તમારે વિષે ઘણી જ અન્યાયભરી વાતો કહેવાઈ છે એની મને ખબર છે. હું એમાંની વાતમાં માનતો નથી. બીજા ઘણા પણ એમાં માનતા નથી. એક કરતાં વિશેષ વાર તો જાહેરમાં મેં તમારો બચાવ કર્યો છે. તમારા કામની જેમને મન ઘણી કીમત છે એવા ઘણા મિત્રો છે. તમે આ બાબતનો ફરી વિચાર કરો.' અંતમાં નેહરુએ કહ્યું.

મેં વિધિપૂર્વક જનરલ ચૌધરીની ૪થી ડિસેમ્બરે મુલાકાત લીધી. સિગારેટનો દમ ખેંચતાં, પ્રણાલિકા મુજબ સલામ ઝીલતાં, ઓરડામાં આમ તેમ આંટા મારતાં એમણે મહેરબાનીની રાહે મને કહ્યું: 'આપણને સહુને ક્યારેક ને ક્યારેક બદનસીબી હેરાન કરી જાય છે, બિજી. જો તમે નિવૃત્ત થવાનો આગ્રહ ન કરો તો તમને લશ્કરમાં પુનઃ સ્થાપિત કરવા હું તૈયાર છું.'

મને ગાજર ધરીને આ ભાઈ ઊભા. પછી મારે એમની મહેરબાનીની રાહ જોવાની. આ ક્ષણે મને ઘણી વાતો યાદ આવી. એમાંની થોડી મેં અહીં નોંધી છે:

૧૯૫૯માં મેં સાંભળ્યું કે એમને હૃદયરોગ થયો છે ત્યારે મેં એમને ખબર પૂછતો સહાનુભૂતિ દર્શાવતો પત્ર લખ્યો. એ પત્રનો એમણે લાંબો લાંબો પિષ્ટપેષણ કરતો પત્ર ૧૨મી જાન્યુઆરી ૧૯૬૦ના રોજ લખ્યો. એક જ વાત વારંવાર લખી હતી. એમને હૃદયરોગ થયો ન હતો. આ પત્રમાં એમણે ઘણા ગર્ભિત આક્ષેપો કરેલા. એનો મેં આમ જવાબ આપ્યો:

'...તમારી તબિયત વિષે તમે મને જે લાંબું પ્રવચન આપ્યું તે જોઈને મને આશ્ચર્ય થયું. એ સ્પષ્ટ થયું કે તમે મારા પત્રમાં ન લખેલું ઘણું વાંચ્યું... તમે જીવનનાં ઘણાં સૂત્રો ટાંકર્યાં. તમે જિંદગીમાં તાત્કાલિક વાતને નથી વળગી રહેતા એવું પણ તમે સમજાવ્યું. મને લાગે છે કે આપણે બન્ને, આપણા લશ્કરી જીવનમાં બન્નેએ શું કર્યું છે તે સારી રીતે જાણીએ છીએ. એટલે કેટલીક વાતોનો ઉપદેશ દેવાની જરૂર નથી. મેં એ વાતો ઉપદેશ્યા સાથે આચરણમાં મૂકી છે અને મને એવા કિસ્સાઓની માહિતી છે જ્યારે મહાનુભાવોએ માત્ર ઉપદેશ આપી પ્રચાર કર્યો છે, આચરણમાં મૂકી નથી. તમે જે લખ્યું છે એ વાંચીને મને ખેદ થયો કે મેં તમારી તબિયતના સમાચાર પૂછ્યા. ભવિષ્યમાં હું એવું નહીં કરું ...'

ઉપરના પત્રનો મને ચૌધરીએ ૧૬મી જાન્યુઆરી ૧૯૬૦ના રોજ જવાબ આપ્યો :

મારા તા ૧૨ જાન્યુઆરીના પત્રથી તમને ખોટું લાગ્યું છે એ જોઈને મને રંજ થયો. તમે મને સહાય કરશો એવી આશાથી મેં એ પત્ર લખેલો... આ આખી વસ્તુની જાણકારીથી તમે ઘણી ખોટી અફવાઓનુ હિતચિંતક તરીકે ખંડન કરશો એમ મને લાગ્યું હતું. (મારા સામે થતા) મહત્ત્વાકાંક્ષાના આક્ષેપોનુ તમે પણ નિરસન કરી શકો માટે મેં પત્રમાં મારા જીવન વિષેના વિચારોનુ કાંક લખ્યું હતુ. મેં જિંદગીમાં કોઈને કદી કશો પણ ઉપદેશ આપ્યો નથી. અને એ કામ હવે શરૂ કરવા જેવી ઉંમર નથી. અને તેમાં પણ તમારા જેવા જૂના મિત્ર પર એ પ્રયોગ કર્યા કરું ?

આથી સર્વ વાતે સ્પષ્ટતા થાય છે એમ માનુ છું.

મારી સર્વ શુભેચ્છા સહ

તમારો સહૃદયી
મુચુ ચૌધરી.

૧૯૬૧માં એમણે યોગ્ય સ્થળે બે શબ્દ કહેવાની મને વિનંતી કરી હતી. જેની વાત મેં આગળ નોંધી છે–તે પણ મને યાદ આવી ગઈ.

આ અને આવા સર્વ પ્રસંગો અને આ પુસ્તકમાં વર્ણવેલા સર્વ પ્રસંગોની વણઝાર જાણે મારા મનપટ પરથી પસાર થઈ ગઈ. આ જ ચૌધરી મને આજે કહેતા હતા કે જો હું લશ્કરમાં રહી પડું તો એ મને પુનઃ સ્થાપિત કરશે. ઊંડો શ્વાસ ખેંચીને, મિજાજને સંપૂર્ણ રીતે કાબૂમાં રાખીને, ઉષ્માહીન અને સંપૂર્ણ રીતે ગણતરીપૂર્વકના અવાજે મેં જવાબ દીધો:

'મને બદનસીબી નડી એટલું તમે સ્વીકારો છો એ જાણીને મને આનંદ થયો. મારા નિર્ણયો હું ફેરવતો નથી એ પણ તમે જાણો છો. નિવૃત્ત થવાની મારી અરજી ઊભી જ છે.'

ત્રણ દિવસ પછી સંરક્ષણ પ્રધાન ચવાણે મને બોલાવ્યો. ચૌધરી મારી સાથે આવ્યા. લશ્કર છોડવાના મારા નિર્ણયમાં હું મક્કમ છું કે કેમ એમ ચવાણે મને પૂછ્યું. મેં કહ્યું, પૂરો મક્કમ છું. પછી એમણે કહ્યું, કે એ મારી અરજી નેહરુને મોકલી આપશે.

નેહરુએ મને ફરી બોલાવ્યો. પોતે મને લશ્કરમાં રહી પડવા સમજાવવાની કોશિશ કરતા હતા પણ ચૌધરી અને ચવાણને મેં જે કહ્યુ તે પરથી મેં મારો પાકો નિર્ણય કરી લીધો છે એવી છાપ એમના પર પડી હતી. એમણે એમ પણ કહ્યું કે ચૌધરીએ એમને એક લાંબુ નિવેદન આપ્યું હતું જેમાં મારી વિરુદ્ધ ઘણા બધા આક્ષેપો કરવામાં આવ્યા હતા પણ એ આક્ષેપોનુ કશુ સમર્થન કરવામાં આવ્યુ ન હતું.

જ્યારે નેહરુએ ચૌધરીએ મારી સામે કહેલા આક્ષેપોનુ ધ્યાન કર્યું– આ આક્ષેપો મારી પીઠ પાછળ મારી ગેરહાજરીમાં કરવામાં આવ્યા હતા, મારે મોંએ કશું પણ કહેવાની એની હિંમત જ ન હતી–ત્યારે હું જરા ડઘાઈ ગયો.* નેહરુએ એમ પણ કહ્યું કે આવા કિસ્સામાં પ્રણાલિકા છે કે અરજી સાથે મારું માહિતીપત્ર (ડોઝીએ) મોકલવું પણ મારી અરજી સાથે ચૌધરીએ આવું માહિતીપત્ર મોકલ્યું નથી. એટલે એમણે કરેલા જુદા જુદા આક્ષેપોના

* ચૌધરીએ ઘણા વાર્ષિક અહેવાલોમાં તો મારી પ્રશંસા કરી હતી. એ બધાની વિરુદ્ધ અત્યારે એ મારા સામે આક્ષેપ કરતા હતા. દા. ત, આવા એક અહેવાલમાં એમણે મારી નિષ્ઠા વિષે કશી જ શંકા લાવી ન શકાય એમ કહ્યું હતું. એમ પણ કહ્યું હતું કે, દેશને અને સેવાને હું અત્યંત વફાદાર હતો; કે હું હમેશાં સંઘનો ઘણો જ સહાયભૂત સભ્ય બની જતો. મારામાં ખૂબ ઉત્સાહ હતો, સબળ કલ્પનાશક્તિ હતી અને બધા માટે વફાદારી હતી. એમણે જ કહ્યું હતું કે હું કમાન્ડ (યુદ્ધક્ષેત્રની સરદારી) અને સ્ટાફ (દફતરનો વહીવટ) બન્ને કામ માટે લાયક હતો. મારી પ્રશંસા કરતા પત્રો એમણે મને લખ્યા હતા–એ વિષે હું આ પુસ્તકમાં ઉલ્લેખ કરી ગયો છું. આ ઢોંગ અને દંભનુ લાક્ષણિક ઉદાહરણ છે. એક બાજુ મારી પ્રશંસા કરવી અને તે પણ લેખિત અને વર્ષો લગી. અને અહીં આ ભાઈ મારી પીઠમાં ખંજર ભોંકતા હતા!

સાચજૂઠની કશી તપાસ ન થઈ શકે ચૌધરીએ જાણી જોઈને આ ડોઝીએ મોકલ્યું નહીં હોય મોકલ્યું હોત તો ખુદ ચૌધરીએ કરેલી મારી પ્રશસા ખુદ નેહરુને વાચવા મળત અને એમ હોત તો અત્યારે મારા સામે કરવામા આવતા આક્ષેપોનો આપોઆપ રદીઓ મળી જાત ઉપરાત આપણને તાજેતરમા સાપડેલા પરાભવોને કારણે દેશભરમા જે પ્રત્યાઘાત પડયા હતા અને પ્રેરિત પ્રચારથી જે જાતના વિખવાદ અને વિવાદ જાગ્યા હતા તેથી નેહરુ ખૂબ જ નારાજ હતા એટલે એમણે જ કહ્યુ કે આ ક્ષણે એ આ બાબતમાથી નવો વિવાદ ઊભો કરવા માગતા ન હતા એમણે મને છેલ્લે કહ્યુ કે આવાં બધાં કમનસીબીભર્યાં કારણે પોતે મનમા ભારે રજ સાથે ફાઈલ પર હસ્તાક્ષર કર્યા છે મે કહ્યુ "હુ આપની માનસિક દશા સમજી શકુ છુ અને આપે આ વિષે મન પર જરાકે ભાર નહીં રાખવો જોઈએ

સરકાર મારી અરજી પર ફરી નિર્ણય લ્યે એ પહેલા મારે આ અરજી પાછી ખેચી લેવી એવો ઘણા મિત્રોનો આગ્રહ હતો હુ સેવામા ચાલુ રહુ એના ઘણા ફાયદા એમણે ગણાવ્યા અમરિકી રાજદૂત મિ ગેલબ્રેઈથે મને ખાણા પર બોલાવીને મે નિવૃત્ત થવાનો નિર્ણય લીધો છે એ બદલ પોતાનો અગત શોક પ્રગટ કર્યો આપણા રાષ્ટ્રપતિ રાધાકૃષ્ણન્—જેમનો હુ એ ડી સી જનરલ હતો—એમણે પણ મને આ બાબતમા ખોતાવ્યો અને નેહરુ મારા લશ્કરમાથી નિવૃત્ત થવાના નિર્ણયથી દુખી છે એમ મને કહ્યુ 'આફ્ટર નેહરુ હુ ?'ના લેખક વેલેસ હેગેને એમના પુસ્તકમા મારા વિષે પણ એક પ્રકરણ લખ્યુ છે એમણે મને ૧૦મી ડિસેમ્બરે એક પત્ર લખ્યો 'ત્રીસ વર્ષ થયાં તમે જે કારકિર્દીને ઉજમાળી છે તેમા તમે ચાલુ રહો એ સર્વ દૃષ્ટિબિંદુથી મહત્ત્વનુ અને આવશ્યક છે આ ક્ષણે તો એ અતિશય અગત્યનુ છે તમે ફરીથી નેહરુને મળો અને તમે સેવામા ચાલુ રહેશો એવુ જણાવો તમે નિવૃત્ત થશો એટલે તમારા ટીકાકારોને તો છુટ્ટો દોર મળશે ' પાર્લામેન્ટના ઘણા સભ્યો અને અન્ય મહાનુભાવોએ પણ મારે મારો નિર્ણય પાછો ખેચીને લશ્કરની સેવામા ચાલુ રહેવુ એવુ સૂચવ્યુ પણ મારે મન હવે આ પગનુ પાછુ ખેચવાનો કોઈ જ પ્રશ્ન ન હતો રાજીનામુ આપીને એક બે દિ સમા 'સમજાવટને કારણે' પગ ખેચે એમના જેવો હુ ન હતો

આ અરસામા મને રેકે હાલ્સી એજન્સી, લેસ એ જેલસ તરફથી એક પત્ર મળ્યો એમણે મારી પાસે પ્રગટ કરવા જોગ લેખ અને મારા અનુભવોને લગતા ચિત્રો વગેરે માગ્યાં હતા મે એમાનુ કશુ ન મોકલ્યુ

૧૧મી ડિસેમ્બરે જનરલ ચૌધરીએ મારે ઘેર ટેલિફોન કરીને સમાચાર આપ્યા કે સરકારે મારી નિવૃત્ત થવાની વિનંતીનો સ્વીકાર કર્યો છે. પચાસ વર્ષની ઉંમરે આવો હતો મારી કારકિર્દીનો અંત. કુદરતી રીતે નિવૃત્ત થવાનું થાય એનાં ઘણાં વર્ષ પહેલાં નિવૃત્ત થયો. સર એડવીન આર્નોલ્ડે લખ્યું છે તેમ 'ભાવિને કોણ મિથ્યા કરી શકશે?' મારાં સર્વ પડળ ઊતરી ગયાં હતાં. મારે તો બધી વાતથી દૂર જવું હતું. એમનાં કાવતરાંથી હું ખૂબ ધરાઈ ગયો હતો. એમણે એક રીતે જિંદગી ખારી કરી મૂકી હતી. બની શકે તો દૂર દૂરના દેશ જઈને આ બધાથી અળગા થવું હતું.

મને ઉર્દૂ શાયરનો બેત યાદ આવ્યો:

ગર્દિશ–ઈ–અય્યામ તેરા શુક્રિયા
હમને હર પહેલુ સે દુનિયા દેખ લી.

આભાર માનું છું તારો હે કાંટાબાજ તકદીર, કે મેં જીવનની બધી વાત જોઈ લીધી

આમ પણ મારી તબિયત ભાંગતી હતી. અને મારી દીકરીની તબિયત પણ ફરી નાદુરસ્ત હતી. મેં મને મળેલું નિવાસસ્થાન ૧૫, યોર્ક રોડ ખાલી કરવાનો નિર્ણય કર્યો. મેં બીજા વસવાટની માગણી કરેલી અને તે મંજૂર પણ થયેલી. પણ મને થયું કે વારંવારની હેરફેર કરવાને બદલે હું કાયમને માટેની મારી પોતાની વ્યવસ્થા કરી લઉં. એટલે મેં એનો સ્વીકાર ન કર્યો.

૧૮મી ડિસેમ્બર ૧૯૬૨ના રોજ મેં નેહરુની વિદાય લેતો પત્ર લખ્યો. મને એ જ દિવસે એમનો જવાબ મળ્યો:

પ્રિય બિજી,

તમે નિવૃત્ત થાવ છો એનું મને દુઃખ છે. મેં તમને એમ ન કરવા સમજાવવાની કોશિશ કરી. પણ તમે નિવૃત્ત થવાનો દઢ સંકલ્પ કરીને બેઠા હતા એટલે હું એ બાબતમાં કશું જ કરી ન શક્યો. જે બનાવોને કારણે તમે નિવૃત્ત થયા એ ઘણા કરુણ છે. એથી આપણામાંના ઘણાને ખૂબ દુઃખ થયું છે પણ મારી પ્રતીતિ છે કે એને માટે ખાસ તમે જ જવાબદાર ન હતા. એને માટે ઘણા બધા લોક જવાબદાર હતા અને કદાચ સંજોગો જ એને માટે જવાબદાર હતા.

તમારા જેવા શક્તિશાળી, ઉત્સાહી અને દેશપ્રેમી માણસ, દેશને માટે

કશું પણ કર્યા વિના માત્ર હાથ જોડીને બેસી રહે એવું નહીં બનવું જોઈએ. મને લાગે છે કે થોડાક સમય બાદ તમને એવું કામ જડી જશે...

તમારો ભાવપૂર્વક
જવાહરલાલ નેહરુ.

મારે ૫, યોર્ક રોડ પરનું નિવાસસ્થાન ૧૧ મી જાન્યુઆરીએ છોડવાનું હતું. નેહરુએ મને અને મારી દીકરી અનુને એક દિવસ સાંજે મળવા બોલાવ્યાં. અનુને ( એની તબિયત નાજુક હતી ) એમણે ખૂબ ભાવપૂર્વક કહ્યું : ' તમારા બાપુની અને તમારી તબિયત સંભાળો.' અને પછી એકાએક જ એ, પોતાના મનના ભાવને કાબૂમાં રાખવા ઊભા થઈને બીજા કમરામાં જતા રહ્યા. ૧૦મી તારીખે શ્રીમતી ઇંદિરા ગાંધી અમને ૫, યોર્ક રોડ પર મળવા આવ્યાં. એ અમને ઘણું ગમ્યું.

૧૧મી જાન્યુઆરી ૧૯૬૩ના રોજ મેં ૫, યોર્ક રોડ છોડયું. ઘણા ઘણા આનંદના પ્રસંગો અહીં ઊજવ્યા હતા. બધો સામાન ખટારામાં ભરાઈ ગયો હતો અને બધું સમેટીને હું અહીંથી નીકળતો હતો ત્યાં આ આંગણામાં થઈને લગ્નનો એક વરઘોડો નીકળ્યો ! જિંદગીમાં આવા વિભિન્ન અને વિરોધી દેખાવો કેટલા જોવા મળે છે ?

દિલ્હી કેન્ટોન્મેન્ટમાં એક સ્થળે મારો સામાન વેરવિખેર મુકાયો. થોડા દિવસ હું મેજર જનરલ ભગવતીસિંઘ સાથે રહ્યો. પછી મારી મોટરમાં હું ગ્રાન્ડ ટ્રન્ક રોડ પર ચાલી નીકળ્યો. થોડા દિવસ મથુરા રહ્યો. પછી એમ તેમ બીજા સ્થળે રહ્યો. આમ રઝળપાટમાં થોડા દિવસ ગાળીને હું દિલ્હી પાછો આવ્યો. એક સંબંધીને ત્યાં લગ્નપ્રસંગ હતો. નેહરુ પણ આ પ્રસંગે મહેમાન હતા. એ મને ત્યાં મળ્યા. એમણે મને પૂછ્યું કે દિલ્હીમાં હું ક્યાં રહું છું. મેં કહ્યું કે મારું પોતાનું તો કોઈ મકાન હતું નહીં એટલે હું ગીતા આશ્રમ–દિલ્હી કેન્ટોન્મેન્ટની એક ધાર્મિક સંસ્થામાં–રહેવા ગયો હતો. ( આ સંસ્થાને મહેમાન માટે બે કમરા બાંધવા માટે મેં આર્થિક સહાય આપેલી. અત્યારે હું એ બે કમરામાં રહેતો હતો એ પરિસ્થિતિનો કટાક્ષ હતો. ) નેહરુને દુઃખ થયું હોય એમ મારા સામુ જોઈ રહ્યા.

થોડા દિવસ પછી નેહરુએ મને બોલાવી મંગાવ્યો. મને પૂછે : આવી મુસીબત વેઠવાનું શું કારણ છે ? શા માટે તમે જાતે ' વિચ્છિન્ન ' થવાનું કરો છો ? નોકરી છોડી, ઘર છોડયું, આશ્રમમાં રહેવા ગયા ! તમારી નાદુરસ્ત તબિયત છે, દીકરી બીમાર છે છતાં તમે આમ કેમ કરો છો ? આ પછી

એમણે વાતની વાતમાં મને કહ્યું કે મને કદાચ સિમલામાં હિમાચલ પ્રદેશના લેફ. ગવર્નરનું પદ સોંપાય.* આ વાત વિષે મને પછી કશું જાણવા ના મળ્યું એટલે માનું છું કે વિચાર કોઈ કારણસર પડતો મુકાયો હશે.

હવે ઉનાળો આવ્યો. હું અને મારી દીકરી બન્ને બીમાર હતાં એટલે આશ્રમમાં રહેવામાં ઘણી અગવડ પડતી હતી. અત્યાર સુધી જે રીતે રહેવાની આદત પડી હતી તેના કરતાં આ જીવન સાવ જુદું જ હતું. હવે હું કોઈ રાષ્ટ્રીય પ્રવૃત્તિના કેન્દ્રમાં ન હતો. મારો કશો હોદ્દો ન હતો. કશી સત્તા ન હતી. છાપેલ કે ઉપસાવેલા પત્ર કે એવું કશું ન હતું. ન મળે તારક, પદક કે ન મળે ધ્વજ. ન હતા સંતરી કે ન હતા ચોપદાર. છડીદાર ન હતો. મેળાવડા કે સભાનાં કોઈ આમંત્રણ ન હતાં. ન હતો કોઈ સમાજ કે સંસ્થાના પ્રમુખ કે અધ્યક્ષ કે મુખ્ય અતિથિ કે એવા કોઈ સ્થાને. અને ન હતો કોઈ જાતનો હોબાળો કે કોઈ વાજા વાગતાં ન હતાં. આટલાં વર્ષ ઘડિયાળને કાંટે કામ કર્યા પછી હવે એવી હાલત હતી કે વખત ખૂટતો ન હતો. અને મારી આ હાલત જોઈને ઘણા મને ટાળતા એ જોઈને દિલમાં ઘા થતો. મિત્રોમાં ઘણાએ હેતભાવ જાળવ્યો. તો થોડાક વળી ચંચળ મનના નીકળ્યા અને તાપમાં ઝાકળ ઊડી જાય એમ અલોપ થયા. પરિણામે હું અત્યંત હતાશ થઈ ગયો મને સાવ એકલા પડ્યા જેવું લાગ્યું. ગુરુવાણી નામના શીખ ધર્મગ્રંથ પ્રમાણે દુઃખમાં તો મિત્ર પણ દુશ્મન બની જાય છે. પણ થોડા વખત પછી ધનો ને હું આ જિંદગીથી પણ ટેવાઈ ગયાં. તાજુબ થવાય એવું છે કે જરૂર પડયે માણસ જે આવી પડે એને કેવો અનુકૂળ થઈ જાય છે!

જિંદગીની આ પળે મારા દુશ્મનો રાજી થતા હતા ત્યારે મારો એક માત્ર સહારો તે મારી પત્ની ધન્નો. અચળ પર્વત જેમ એ મારે પડખે ઊભી રહી.× કોઈ વાર એણે જે બન્યું એનો રંજ કે નિરાશા ન બતાવી. જે આવવું હોય એ આવે એવા તદ્દન નિઃસ્પૃહ ભાવે એ ખડી રહી. અહીં મારે કબૂલ કરવું જોઈએ કે એણે મારી પાસે કદી કશું માગ્યું નથી. એણે સાવ સાદું જીવન ગાળ્યું છે. ઈશ્વરમાં શ્રદ્ધા અને સ્વાર્થ વિનાની સેવા એ એનો જીવનમંત્ર રહ્યો છે. માણસ જેટલુ પણ શુદ્ધ હોઈ શકે, પવિત્ર હોઈ શકે એટલી એ શુદ્ધ અને પવિત્ર છે. મારા જીવનની એ મોટામાં મોટી અરકયામત છે.

* મે. જ. હિંમતસિંઘજીએ પણ મને આ વિષે કહેલું. ગૃહપ્રધાન શ્રી શાસ્ત્રી પાસેથી એમને જાણવા મળેલું એમ એ કહેતા હતા.

× મારું આખું કુટુંબ આ વખતે મજબૂત મનથી મારી સાથે રહ્યું.

૧૯૬૩ના એપ્રિલની ૨૪મીએ મેં કામચલાઉ સી. જી. એસ.ને એક પત્ર લખ્યો. (આ પત્ર ચૌધરીએ જોયો હતો.) આ પત્રમાં મેં જણાવ્યું કે મારી માહિતી મુજબ નેફાની કામગીરી વિષે લેફ. જન. હેન્ડરસન બ્રુક્સ તપાસ ચલાવે છે તેમાં મારા હાથ નીચે કામગીરી બજાવી ગયેલા ઘણા અધિકારીઓ–કમાન્ડરો અને સ્ટાફ અફસરો–જુબાની આપી ગયા છે; મારી એવી લાગણી હતી કે નેફાની આ કામગીરીમાં હું કોર્પ્સ કમાન્ડર હતો એટલે મને પણ એ તપાસ સમક્ષ રજૂ થવાનું કહેવું જોઈએ. મેં આગળ આ પત્રમાં જણાવ્યું કે ભૂતકાળમાં બન્યું છે એમ આ તપાસ અહેવાલ પાર્લામેન્ટમાં ચર્ચાય. એમાં મારી લશ્કરી કારકિર્દીનો સવાલ છે, અને છાપાં વગેરેમાં મારી સામે ઘણા આક્ષેપો કરવામાં આવ્યા છે એટલે મને હેન્ડરસન બ્રુક્સ સમક્ષ રજૂ થવાની તક આપવામાં આવે જેથી હું બનેલા બનાવો વિષેની મારી માહિતી અને માન્યતા રજૂ કરી શકું. (આ નેફાની તપાસ તો મહિનાઓ થયાં ચાલતી હતી પણ મને આવી તક આપવાનો મૌખિક ઇન્કાર કરવામાં આવેલો. હવે તો એ અહેવાલને આખરી રૂપ આપવાના કામમાં હતા. આ વખતે મેં સ્વેચ્છાએ આ તપાસ સમક્ષ જવાનું કહ્યું.) ચૌધરીએ મને એમના સી જી. એસ મારફત કહેવરાવ્યું કે હું બળતે દિવસે જલંદરમાં હેન્ડરસન બ્રુક્સ સમક્ષ રજૂ થઈ શકું છું.

છતાં હું લેફ. જન. હેન્ડરસન બ્રુક્સને મળ્યો ત્યારે, મારી મૌખિક તપાસ કરવાની નથી એવો હુકમ એમને મળ્યો છે એમ મને કહ્યું. આ તો એક ઘણી વિચિત્ર પરિસ્થિતિ હતી. ચૌધરી જ મને હેન્ડરસન બ્રુક્સ પાસે મોકલે છે, મૌખિક જુબાની આપવા. અને અહીં મને હેન્ડરસન બ્રુક્સ કહે છે કે મારી મૌખિક જુબાની ન લેવી એવો એમને હુકમ થયેલો છે. આનો એક માત્ર પુરતક્રિયા કે વાજબી લાગે એવો ખુલાસો એટલો કે હેન્ડરસન બ્રુક્સ લેફ. જન. હોઈ મારા કરતાં નીચા દરજ્જાના, એટલે મને 'તપાસી' ન શકે. અથવા તો એમ હોય કે નેફાની કામગીરી વિષે મારે જે કહેવાનું હતું તે મેં લેખિત રજૂ કરી દીધું હોય અને એમને એ વિષે કશું મૌખિક પૂછવા જેવું ન લાગ્યું હોય. જો આ દલીલોમાં તથ્ય હોય તો પછી ચૌધરીએ મને હેન્ડરસન બ્રુક્સ પાસે શા માટે મોકલ્યો? એ જ મને કહી શક્યા હોત કે હવે મારે જુબાની આપવાની જરૂર નથી. આ કે બીજા કારણસર આવવાની જરૂર નથી. હું દિલ્હી છોડીને જલંદર આવ્યો એ પહેલાં એ આ વાત મને કહી શક્યા હોત.

આ તે કેવી તપાસ !* જે તપાસે કરેલી તારવણીની પાર્લામેન્ટમાં ચર્ચા થવાની હતી પણ એ તપાસ સમિતિ કોર્પ્સ કમાન્ડરને જ મૌખિક જુબાનીની કોઈ તક આપતી ન હતી ! આ કોર્પ્સ કમાન્ડર સામે–મારા સામે–ઘણાએ ઘણાં દોષીલાં વિધાનો કર્યાં હતાં. મૌખિક જુબાનીની તક બીજા ઘણાને આપવામાં આવી હતી. મારા હાથ નીચે નેફામાં કામ કરનારાને આ તક આપવામાં આવી હતી મેં નેહરુને લેખિત ફરિયાદ કરી. (અને નેફાની કામગીરીની આ તપાસનો આ અહેવાલ આજ દિન સુધી પ્રગટ કરવામાં કેમ આવ્યો નથી ? શું એમાં જે પણ બન્યું એને માટે સરકાર જવાબદાર છે એવું કહ્યું તારણ છે ?)

પછી મેં હેન્ડરસન બ્રુક્સને સૂચવ્યું કે એમની તપાસ મારી મૌખિક જુબાની લઈ શકે એમ ન હોય તો પછી હું એમને ૧૯૬૨માં નેફામાં શું બન્યું, એનુ મને લાગ્યું એવું બયાન લેખિત આપું. એમણે આ સૂચન માન્ય રાખ્યું; *કારણ કે એ માન્ય ન રાખવું એવો એમને કોઈ હુકમ ન હતો.* એટલે મેં લેખિત નિવેદન આપ્યુ.

૧૯૬૩ના મેની ૧૫મી તારીખે મારે નિવૃત્ત થવાનું હતું. એક અઠવાડિયા પહેલાં મને વિચાર આવ્યો કે જે સેવામાં આખી જિંદગી ગાળી છે અને જેની સાથે જન્મભરની ગાઠ બંધાઈ છે તે સેવાને એમ ને એમ, છેલ્લી સલામ કર્યા વિના છોડી નહીં દેવી જોઈએ. આ છેલ્લી સલામ કરવાની એક રીત તે હું સરસેનાપતિને મળીને એમની મારફત લશ્કરને છેલ્લી સલામ કરું તે. જેવો હું ચૌધરીના કમરામાં દાખલ થયો અને મેં સલામ ભરી એવા એ ખુરશી પરથી ઊભા થઈ ને સભ્યતા ખાતર મારી નજીક આવ્યા. મેં કહ્યું, હું લશ્કરને છેલ્લી સલામ ભરવા આવ્યો છું. કાયમને માટે વિદાય લઉં એ પહેલાં મળી આવુ એવું થયું એટલે આવ્યો છું. મારો આ ભાવ એમને ગમ્યો. પછી એમણે કહ્યું: એક સવાલ પૂછું એનો જવાબ આપશો ? મેં કહ્યું: સેવાને છેલ્લે દિવસે હું કાંઈ જવાબ આપવા આવ્યો ન હતો છતાં એમને પૂછવા જેવુ લાગે તો પૂછે. હું જવાબ દેવાની કોશિશ કરીશ. એમણે પૂછ્યું: પૂરતાં સાધન અને સજ્જતા ન હતાં છતાં લશ્કરને લડવાનું કહેવામાં આવ્યું હતું એ વાત તો એ જાણતા હતા. પણ થાપરે કે તમે આ સામે

* ભવિષ્યના કોઈક સંશોધકે, આ તપાસ સમક્ષ કોને જુબાની આપવા બોલાવવામાં આવ્યા હતા, કોને ટાળવામાં આવ્યા હતા અને એનું શું કારણ, એની તપાસ કરવી પડશે.

ઊહાપોહ કરીને સરકારને ના કેમ ન પાડી? આ પ્રશ્નનો મેં ઘટતો જવાબ આપ્યો.

મેં તેજાનું નામ પણ સાંભળ્યું ન હતું. અને ૧૯૬૩ના એપ્રિલમાં દિલ્હીમાં એક પાર્ટીમાં મળી ગયા ત્યાં લગી મેં એમને જોયા પણ ન હતા. એ કહે કે તમે ૧૯૬૨માં લશ્કરમાં હતા ત્યારે એક વાર તમારે ત્યાં આવ્યો હતો. તમે તબિયત સારી ન હતી એટલે મળ્યા ન હતા. તેજાએ મને પરદેશમાં નોકરી આપવાનું કહ્યું. મારી પાસે શા કામની અપેક્ષા હતી એની વિગત એમણે મને એક પત્રમાં જણાવી:

"હું ભારતમાં થોડાં ઔદ્યોગિક સાહસ શરૂ કરવા માગું છું. એ બધાં મહત્ત્વનાં છે. એમાં અત્યારે જયંતી શિપિંગ કંપની છે. હમણાં હું ૧૨૦ મેગાવોટનું વીજળી ઉત્પાદન થર્મલ સ્ટેશન રચવાની, દર વરસે ૩૦૦,૦૦૦ ટન લોખંડનુ બીડ કાઢવાની યોજના, અને દર વરસે ૯,૦૦૦ ટન હેવી ડયુટી ફોર્જિંગના કારખાનાની યોજના કરું છું.

આ બધી યોજનાઓનુ પ્રાથમિક કામ કરવા અને વિકસાવવા માટે, જે દેશોમાંથી આપણને ઇજનેરી સહાય, યંત્રસામગ્રી, એની વિદ્યા વગેરે બાબતમાં સહાય મળવાની છે તે દેશોમાં ઘણુ કામ કરવું પડે. આવા કામ માટે તો આપણે ઉસ્તાદ વહીવટકર્તાની જરૂર પડે.

આ બધી યોજનામા જો મને તમારી સિનિયર સલાહકાર તરીકે સહાય મળે તો મને ખૂબ આનંદ થશે. હું હમણાં જ જેની રચના કરું છું એવું મારું ટોકિયોનુ દફ્તર તમે સભાળો એવુ મારું સૂચન છે. ..આપના જેટલો અનુભવી અને કાબેલ માણસ મળી જાય એ તો આ સાહસને ઘણો મોટો લાભ મળ્યો કહેવાય. આ સાહસો અને મારી સાથેનો આપનો સંબંધ આપને લંબાવવો હશે ત્યાં લગી લંબાવી શકશો..

હું આ પત્ર આપને અવિધિસર લખું છું, કારણ કે મારી ખાતરી છે કે હું અને આપ જે પણ કામ સાથે કરીશું તેનો પાયો પરસ્પર માટેના આદર પર જ રચાયો હશે અને એવા સહકારની એક માત્ર નેમ તે ભારતનો આર્થિક અને ઔદ્યોગિક વિકાસ. આ બાબતમાં આપ કશી પહેલ કરશો તે મને ખૂબ ગમશે.

છેલ્લા કેટલાક દિવસમાં મેં આવી દરખાસ્ત રજૂ કરી હતી. તે પછી મેં એની વાત સંરક્ષણ મંત્રી શ્રી વાય. બી. ચવાણને કરી હતી. આ બાબત

હું એમને વાત કરું એ મને યોગ્ય લાગ્યું. મારા પર એવી છાપ પડી છે કે એમને આ વાત રુચી છે...હું ૧૯૬૩ના એપ્રિલની ૨૯મીએ પરદેશ જવાનો છું તે પહેલાં આપનો જવાબ મને મળશે એવી હું આશા રાખું છું."

તેઓએ મને વરસે ૨૦,૦૦૦ ડૉલર(આવકવેરા સમેતના)નો પગાર આપવા કહ્યું. એ સમયે જે દર હતા તે મુજબ આ રકમ મહિને રૂા. ૮,૦૦૦ જેટલી થવા જાય. તેઓની દરખાસ્ત મને ગમી. એમાં મને પ્રાપ્તિ વિશેષ* થતી હતી માટે નહીં. મોટા પગારમાંથી ઘણો ભાગ તો કરમાં જતો રહે. એમાં મને સુખ–આરામની જિંદગી ગાળવાનું મળે એ પણ કારણ ન હતું. ખરી વાત એ હતી કે આવી દરખાસ્તથી મને આજુબાજુના સન્નિવેશથી છુટકારો મળે અને હું મારા મનને બીજી દિશામાં વાળી શકું અને તાજેતરના મર્મચ્છેદી બનાવોની ભૂમિથી દૂર જઈ શકું એમ લાગતું હતું. એટલે મેં સરકારની મંજૂરી મેળવીને તેઓને લેખિત સ્વીકારપત્ર મોકલ્યો. તેઓ સાથેના મારા સંબંધની મને આટલી જ જાણ છે.

મેં સરકારને સ્પષ્ટ જણાવ્યું હતું કે તેઓ પાસેથી મને મળનાર મુસારો આવકવેરા બાદ ન હતો છતાં પાર્લામેન્ટમાં જવાબ દેતાં ચવાણે કહ્યું કે મુસારો આવકવેરા બાદ હતો. વળતે દિવસે હું એમને એમના દફતરમાં મળ્યો. મેં નમ્રતાપૂર્વક જણાવ્યું કે આગલે દિવસે એમણે પાર્લામેન્ટ સમક્ષ જે વિધાન કર્યું તે સાચું ન હતું. એમણે તપાસ કરી અને એમને જણાયું કે તે વિધાન ખરું ન હતું. એમણે કશા જ ઇરાદા વિના આવું સત્યથી વેગળું વિધાન કરવા બદલ રંજ પ્રગટ કર્યો. પછી એમણે એમના આગલા વિધાનને સુધાર્યું. પણ બન્યું એવું કે પ્રથમના નિવેદન પર છાપાંએ મથાળાં બાંધ્યાં, સુધારાની છાપાંમાં અવગણના થઈ.

(હજુ આજે પણ) જનરલો અને સિનિયર મુલકી અફસરો ખાનગી સાહસોમા માતબર પગારથી કામગીરી સ્વીકારે છે એ સામે કશો ઊહાપોહ થતો નથી. ઘણાને તો તેઓએ મને આપવા કહેલી રકમ કરતાં પણ ઘણી રકમ મળે છે. આમ છતાં મારા કિસ્સામાં ઊહાપોહ થયો.

જતાં પહેલાં હું નેહરુની વિદાય લેવા ગયો. હું આટલે બધે દૂર જતો રહેતો હતો એથી પોતે દુઃખી થયા છે એમ એમણે ભાવાવેશમાં આવીને

* નિવૃત્ત થયો ત્યારે લશ્કરમાંથી મને મહિને ૪,૦૦૦ રૂપિયા અને બીજી સગવડો મળતી હતી.

કહ્યું, સાથે પરદેશમાં ઝાઝો સમય ન રહેતાં સ્વદેશ વહેલા પાછા આવી જવાનું એમણે કહ્યું.

મારી તબિયત વિશેષ બગડતી હતી. હકીકતમાં જે રાતે હું પાલમથી ઊડવાનો હતો ત્યારે મારી તબિયત ખાસ બગડી હતી. મને વિદાય આપવા થોડા મુલકી અને લશ્કરી મિત્રો આવ્યા હતા. હું એમના વચ્ચે ઊભો હતો અને સભ્ય વાતચીત કરતો હતો ત્યારે મારા પગ ધ્રૂજતા હતા અને મારું માથું ચકરાતું હતું. માંડ માંડ ઊભો રહ્યો હતો હું. થોડા મહિના પહેલાં જ મને મારી તંદુરસ્તીનું ગુમાન હતું. એવા માણસની આવી દશા થાય એ કેવી દશા? થાકથી નંખાઈ ગયેલો હતો. લાગતું હતું કે સાવ અસહાય બનીને હું ભાંગી પડીશ. મેં મનમાં ને મનમાં પ્રાર્થના કરવા માંડી. વિમાનમાં બેસીને ઊડી જાઉં ત્યાં લગી તો હસતા રમતા રહેવું. ગમે તેમ, કસોટીમાંથી પાર ઊતર્યો એવામાં મારું વિમાન આવ્યું. મને તો એવું થઈ ગયું હતું કે દુનિયાના કયા ભાગમાં જાઉં છું એની કશી જ તમા રહી ન હતી.

પણ ટોકિયો પહોંચ્યો ત્યારે મન ખૂબ ઉત્સાહિત લાગ્યું. હાથપગ સ્થિર ન હતા. શ્વાસ લેવામાં મુશ્કેલી હતી. જપાનના નિવાસના શરૂઆતના થોડા દિવસ તો હું માત્ર જુસ્સાને કારણે જ કાઢી શક્યો. થયું કે દેશ છોડી આટલે દૂર મારે આવવું જોઈતું ન હતું. જીવન સાવ ખાલીખમ અને હેતુ વગરનું લાગતું હતું.

નિષ્ણાતોની દેખભાળ અને નવો જ સન્નિવેશ મળતાં મારી તબિયત ઝડપથી સુધરી. અહીં થોડા દિવસ રહ્યા પછી મારે કામ અંગે લંડન જવાનું થયું. અહીં મને મોરક્કોમાંના આપણા રાજદૂત ટી. એન. કૌલનું મોરક્કો આવવાનું આમંત્રણ મળ્યું. મિત્રો એમને ટિક્કી કહે છે. આમે હું પ્રાગ તો જવાનો હતો એટલે મેં એ આમંત્રણ સ્વીકાર્યું. પ્રાગમાં મને સિમોવિક મળ્યા. સિમોવિક એમના દેશના ઉપવિદેશ મંત્રી હતા. અને એમનો સારો પરિચય હતો. દસ વરસ પર તટસ્થ પંચના એ ચેકોસ્લોવાકિયા તરફથી સભ્ય હતા અને હું કોરિયામાં ચીફ ઑફ સ્ટાફ હતો. ફરી વાર અમે ૧૯૬૨માં દિલ્હીમાં મળેલા. એ વખતે એ એમના દેશના રાજદૂત તરીકે આવ્યા હતા. એમણે મારો ખૂબ જ ભાવપૂર્વક આદરસત્કાર કર્યો. હું પ્રાગમાં ત્રણ દિવસ રહ્યો એ દરમ્યાન એમણે ઘણો સમય મારી સાથે ગાળ્યો. ચેક રાજમાર્ગો

પર અમે મોટરમાં ખૂબ દૂર દૂર લગી ગયા. એમણે મને એમના ઘેર આવવાનુ આમંત્રણ આપ્યું. અહીં એમનાં ગમી જાય એવાં કુટુંબીજનો મળ્યાં અને સાથે એક જૂના મિત્ર પણ મળ્યા વિક્લરને હું કોરિયાથી ઓળખું. એમના રળિયામણા દેશની ઘણી જ રસિક વીગતો બતાવી.

પ્રાગથી જે વિમાનમાં હું મોસ્કો જવાનો હતો તે ખરાબ હવામાનને લીધે ખૂબ મોડું થયું. મારે કેટલાય કલાક વિમાની મથક પર જ રોકાઈ રહેવું પડયું. ત્યાં એક પ્રૌઢ આદમીએ વધારે પડતો પી જવાને કારણે મોટેથી જુદા જુદા કમ્યુનિસ્ટ દેશો વિષે ઘસાતું બોલવા માંડયું. એમના આ પ્રલાપથી ઘણાં લોકે ભવાં ઊંચાં કરી વિસ્મય વ્યક્ત કર્યું. થોડી વાર પછી એક પોલીસવાળો એમને અહીંથી લઈ ગયો. પછી એમનું શું થયું એની મને ખબર નથી. ટિક્કીએ કલાકો લગી મારી મોસ્કોના વિમાની મથકે રાહ જોઈ. મારું વિમાન ક્યારે આવશે એ તો કોઈ કહી શકે એમ ન હતું એટલે એ ઘેર જતા રહ્યા. મારુ વિમાન રાતના બે વાગ્યે મોસ્કો પહોંચ્યું. વિમાની મથક રોમ કે પારિસ કે ન્યૂયોર્કના વિમાનઘર જેવુ આધુનિક ન હતું.* જકાત ખાતાના માણસો આમ તો સારા હતા પણ જુદા જુદા લોકે ઘણી ઘણી વાર પાસપોર્ટ તપાસ્યો. ટેક્સી કરીને હું ૩૦ કીલોમીટર દૂરના ભારતીય દૂતાવાસ પહોચ્યો ત્યારે સવારના સાડાત્રણ વાગ્યા હતા. ટિક્કીએ એમના મંત્રીને મારી રાહ જોતા બેસાડયા હતા. અને થોડી વારમાં તો એ પોતે મારું સ્વાગત કરવા આવી પહોંચ્યા.

સાતમી નવેમ્બરનો દિવસ સારી એવી ઠંડી હતી સવારના ૭ લગી અમે વાતો કરી પછી અમે ઑક્ટોબર ક્રાન્તિ–દિનની પરેડ જોવા ગયા. આ પરેડ હું ખાસ જોઉં એવો ટિક્કીનો આગ્રહ હતો. આમે જોગાનુજોગ હતો કે આ દિવસે હું અહીં હતો રશિયન વિદેશખાતા તરફથી (એમ. આઈ. ડી.) એમણે મારે માટે રજાચિઠ્ઠી મેળવી હતી અમે રેડ સ્કવેરના સીમાડે પહોચ્યા. અહીં બધી મોટરોને રોકવામા આવતી. અમે ચાલીને અમારા સ્થાને જતા હતા ત્યારે વારંવાર સંરક્ષણ ખાતાની ચોકીઓ વટાવવી પડતી ટિક્કી પાસે તો રાજદ્વારી હોવાનુ ઓળખપત્ર હતું એટલે એમને જવા દીધા. પણ (અંદરની રેખા આગળ) એક સંતરીએ મને રોક્યો. એ કહે પાસપોર્ટ બતાવો. મેં એમને એમ આઈ. ડી વાળી રજાચિઠ્ઠી બતાવી પણ એણે તો પાસપોર્ટનો જ આગ્રહ રાખ્યો મેં કહ્યુ કે મારે

* હવે કહે છે કે મોસ્કોમાં સારું વિમાની મથક બંધાયું છે.

પાસપોર્ટ સાથે જ લાવવો જ એવું ક્યાં લખેલું હતું ? પણ સંત્રીએ તો મક્કમતાપૂર્વક પાસપોર્ટ જોયા વિના મને આગળ જવા દેવાની ના કહી. મને એક જાહેર સમારંભમાં જતાં રોક્યો. આવા કશા વિષે મને પહેલાં કશી ખબર ન હતી. પહેલાં તો મને થયું કે હું પાછો જતો રહું. પણ પછી મને ભારતીય લશ્કરના મેજર જનરલ ખાતોલકરે કહેલી એક વાત યાદ આવી. એ કહેતા કે જ્યારે કશો વહેમ પડે કે જ્યારે કશી મુશ્કેલી આવે ત્યારે તમારે ઘાંટા પાડવા (ઘાંટા પાડીને રસ્તો કાઢી લેવો). જો આ કીમિયો સફળ ન થાય તો જ તમારે કશી તડજોડની વાત કરવી. એમનું કહેવું હતું કે આ સાદા કીમિયાની એમણે ઘણી અજમાયશ કરી હતી. મેં પણ એની અજમાયશ કરી અને મેં કાઢી શકાય એટલા મોટા અવાજે આ બિચારા સંત્રીને હિન્દુસ્તાનીમાં સંભળાવ્યું. આ ઘોંઘાટથી એ ગભરાયો અને ગુંચવાયો. હું આમ બરાડા પાડતો હતો તે હું તે એવો કોણ હઈશ એ વિષે એને મનમાં અચંબો પણ થયો હશે. પણ એણે મને જવા દીધો. પછી મેં ટિક્કી સાથે લશ્કરી સાધનની ભવ્ય પરેડ જોઈ. હજારો સ્ત્રી-બાળકો-પુરુષો આમ તરંગ પછી તરંગ આવે એમ આવતાં જ હતાં. ઘણો સોહામણો અને પ્રભાવશાળી દેખાવ હતો.

હું મોરક્કોમાં એક અઠવાડિયું રહ્યો. આટલા ટૂંકા સમયમાં તો હું અગત્યના સ્થળોએ જઈ શક્યો. થોડી સંસ્થાઓની મુલાકાત લીધી.* જુદાં જુદાં ક્ષેત્રોમાં સોવિયેતે સાધેલી મહાન પ્રગતિના પુરાવા પણ જોયા.× એ કેવી મહાન સત્તા બન્યું છે એ પણ મને જોવા મળ્યું. અને આપણા દૂતાવાસમાં ટિક્કી કેટલું સરસ કામ કરતો હતો એ પણ મેં જોયું.

મોસ્કોથી હું ટોકિયો વિમાનમાં ગયો. ત્યા મને અમેરિકામાં કેનેડીનું ખૂન થયાના સમાચાર મળ્યા. લેફ્. જન. દૌલતસિંહ અને બીજા સિનિયર અફસરોનું, વિમાન ભાંગતાં મૃત્યુ થયું એ સમાચાર પણ મને મળ્યા. અમેરિકા અને ભારત માટે આ કમનસીબ દિન હતો.

જપાનમાં ચાર મહિના રહીને મેં જપાનથી વિદાય લીધી. અહીં હું

---

* બોલ્શોઈમાં સ્વોન લેઈક અને કુરોત્ની થિયેટરમાં કઠપૂતળીનો ખેલ જોયો.

× અહીં લોક અને ખાસ જેવો ભેદ ઓછો જોવા મળ્યો.

ઘણા મળવા જેવા માણસને* મળ્યો અને કેટલાંક રળિયામણાં સ્થળો જોઈ આવ્યો. હવાઈ ટાપુ પરના હોનોલુલુ પર ઊડતી નજર નાખી. (આ અમેરિકાનુ પચાસમું ગન્ય અને અહીં જ પર્લ હાર્બર પર ૧૯૪૧ના ડિસેમ્બરની સાતમી તારીખે હુમલો થયેલો.) હું સાન ફ્રાન્સિસ્કો પહોંચ્યો તે ઘડિયાળની કરામતને કારણે ટોકિયોથી નીકળ્યો તે પહેલાં! અહીંથી હું ન્યૂયોર્ક પહોંચ્યો. મારી પત્ની અને બન્ને દીકરીઓ પછી મને ન્યૂયોર્ક મળી. ફરી કુટુંબનુ મિલન થયું એથી ઘણું સારું લાગ્યું.

થોડા દિવસમાં હું વોશિંગ્ટન ગયો અને આપણા રાજદૂત બી. કે. નેહરુ સાથે રહ્યો. બી. કે. અને એની પત્ની ફોરીની અમેરિકાની રાજધાનીમાં ઘણી મોટી પ્રતિષ્ઠા હતી. જે દિવસે હું આર્લિંગ્ટન કબ્રસ્તાન ગયો ત્યારે બરફ પડતો હતો અને સખત ઠંડી હતી. હું કેનેડીની કબર પાસે ગયો ત્યારે સ્ત્રી-બાળકો-પુરુષોની લાંબી કતાર લાગી હતી. નીચે મોંએ બધા શોકપૂર્વક એ કબર પાસે જતા હતા. કબરને પડખે એમની ભૂમિદળ, નૌકાદળ, હવાઈદળ અને મરીનની સેવા—ટુકડીની ટોપીઓ પડી હતી. એમના બે બાળક અને એમની કબર પાસે થોડાં ફૂલ પડ્યા હતાં. અખંડ દીવો બળતો હતો. આવા જુવાન અને પોતાના દેશની આટલી સુંદર સેવા બજાવી જનારને સદાને માટે શાંત થઈ ને આમ ભૂમિમાં ભંડારાઈ ગયેલા જોવા એ દૃશ્ય પણ હૈયાને રડાવી જતું મને જે લાગણી થઈ એનુ વર્ણન કરવા મારી પાસે શબ્દ નથી ×

મે માસની શરૂઆતમાં મને હાર્વર્ડ યુનિવર્સિટીના ડન્સ્ટર હાઉસના પ્રોફેસર અને મિસિસ લોઈડ રૂડોલ્ફનુ આમંત્રણ મળ્યું. એમણે મને 'ભારત અને ચીન' એ વિષય પર વ્યાખ્યાન આપવા કહ્યું. એટલે હું બોસ્ટન પાસે

* મારો એક જપાની બુદ્ધિજીવી (જેમનું નામ હું નથી દેતો) સાથે પરિચય થયો. એમણે મને કહ્યુ કે જપાનીઓ કદી પણ અપમાનને ભૂલતા નથી. બીજા વિશ્વયુદ્ધમાં પશ્ચિમના દેશોએ જપાનનું અપમાન કર્યું હતુ. જપાનનુ નીચાજોણું થયું અને જાનહાનિ તથા માલમિલકતનુ નુકસાન પારાવાર થયું. તોડનારને હાથે પુનર્રચના થયા બાદ જપાન પૂરો બદલો લેશે.

× કેનેડીએ એક ભાષણમાં પોતાના દેશવાસીઓને કહ્યું હતું કે, 'હમવતનીઓ, તમારો દેશ તમારા માટે શું કરશે એમ ન પૂછો. તમે તમારા દેશ માટે શું કરશો એ કહો.' મને આ વખતે આ વાક્ય યાદ આવ્યું.

આવેલી આ મહાન યુનિવર્સિટીમાં ગયો. વિદ્યાર્થીઓના એક મિશ્રિત જૂથ સમક્ષ મેં ભાષણ આપ્યું. અંતે ખૂબ રસિક એવા પ્રશ્નો પુછાયા. પ્રશ્નોમાં વિયેતનામ વિષે પણ પ્રશ્નો હતા. પછીથી મેં દુનિયાના જુદા જુદા દેશોમાંથી આવેલા લોક સમક્ષ ભાષણ આપ્યું. એમાં શ્રોતા તરીકે રાજપુરુષો અને (લશ્કરી) સેવા સાથે સંકળાયેલા લોક પણ હતા. એમાં એક પ્રશ્ન એવો પુછાયો કે ભારતમાં લશ્કર સત્તા હાથ કરવાની કોશિશ કરે એમ છે? મેં પ્રશ્ન પૂછનારને સામું પૂછ્યું: અમેરિકા જેવી મોટી લોકશાહીમાં આવો લશ્કરી યત્ન થાય ખરો? અને એ ભાઈએ નાજેતરમાં જ પ્રસિદ્ધ થયેલું એક ચલ-ચિત્ર 'સેવન ડેઝ ઈન મે' જોયું હતું? આ ચિત્રમાં આવો યત્ન અમેરિકામાં નિષ્ફળ ગયાનું બતાવ્યું હતું. તો લોકશાહી ભારતમાં પણ એવો યત્ન નિષ્ફળ જ જાય.

હાર્વર્ડમાં સુસાન અને લોઈડ રૂડોલ્ફને મળતા મને આનંદ થયો ઉપરાંત ઘણા પ્રતિષ્ઠિત પ્રોફેસરો, સંશોધનના કામમાં રચ્યાપચ્યા રહેતા વિદ્વાનો, અધ્યાપકો વગેરેને મળ્યો. ૧૯૬૨મા ભારતમાં અમેરિકાના રાજદૂત તરીકે હતા એ ગેલબ્રેઇથને પણ મળવાનુ થયું. વેલ્થેમ નજીક નદીકાંઠે આવેલી બ્રેન્ડિસ યુનિવર્સિટીની સુંદર રચના જોઈ મારા ભત્રીજા વિનોદ સુબાચી સાથે ન્યૂ ઈંગ્લેંડની સફર કરી વિનોદે યુનિવર્સિટીમા નામ કાઢ્યુ હતુ. ન્યૂયોર્કમાં કોલંબિયા યુનિવર્સિટીના કેન્ટ હોલના પ્રોફેસર એ ટી. એમ્બ્રીએ મને થોડા આમંત્રિતો સમક્ષ બોલવાનુ નિમત્રણ આપ્યું તેનો મેં સ્વીકાર કર્યો થોડા સમય પછી કોલંબિયા યુનિવર્સિટીના ઓરલ હિસ્ટરી રીસર્ચ ઑફિસના ડિરેક્ટર લુઈ એમ સ્ટારે મને પત્ર લખ્યો:

ભવિષ્યના ઇતિહાસકારોને કદાચ રસ પડે એવી મૌખિક વાતોનો કોલંબિયા યુનિવર્સિટીએ સગ્રહ કરવા માંડયો છે તેમાં અમે એવી વાતો કહી શકે એવી વ્યક્તિઓની સ્મરણનોંધ જેવુ ભેગુ કરીએ છીએ. અમારા મનમાં એવી કશી જ શંકા નથી કે આપ આવી સ્મરણનોંધ આપી શકો એવી વ્યક્તિ છો. એટલે કોલબિયા યુનિવર્સિટીના ઓરલ હિસ્ટરી સંગ્રહમાં આપ સ્મરણિકા આપો એવું આમંત્રણ આપતા અમને હર્ષ થાય છે...અમારા સંગ્રહમાં આપણા સમયના ઘણા નામાંકિત માણસોનાં સંસ્મરણો સંઘરાયેલાં છે. એમાં આપનાં (સંસ્મરણ) સમાવતાં અમને ખૂબ આનંદ થશે... હું આશા રાખું છું કે આપ આ સાહસમાં અમને સાથ આપશો. આપને પણ એ ઉત્સાહપ્રેરક અને કરવા જેવું કામ લાગશે એવી મને ખાતરી છે.

અને મને પણ એ પ્રયોગ ગમ્યો. આનંદ પણ થયો. કોલંબિયા અને હાર્વર્ડ જેવી યુનિવર્સિટીઓમાં જવાનું થયું એ પ્રેરણાદાયી અનુભવ હતો.

આવી ઘણી ચિન્ત્ય વાતો વચ્ચે ન્યૂયોર્કના ટેક્સી ડ્રાઈવરે પણ મારું ધ્યાન ખેંચ્યું. આ આખી જાત તે સુજનતા અને તુમાખીનું અજબ મિશ્રણ હોય છે. એક દિવસ બપોરે ખૂબ સખત બરફ પડતો હતો. હું સંયુક્ત રાષ્ટ્રસંઘની સામેની ૪૫મી (સ્ટ્રીટ) અને યોર્ક એવન્યૂ પાસેથી ટેક્સી મેળવવા ખૂબ યત્ન કરતો હતો. મારી પાસે થઈને ખાલી ટેક્સીઓ જતી રહે પણ કોઈ થોભે નહીં. હુ હાથ હલાવ્યા કરું તોપણ થોભે જ નહીં. કેટલીક ટેક્સીએ 'કામ પરથી ફારેગ' (ઑફ ડ્યૂટી)નાં પાટિયાં લગાડેલાં. બીજાઓ કદાચ આજના દિવસ પૂરતું કમાઈ બેઠા હશે અને એમને ભારે હિમવર્ષા અને કાદવિયા રસ્તા પર થોભવાની તસ્દી લેવી નહીં હોય વીસ મિનિટ આમ ખુલ્લામાં હુ થીજતો રહ્યો. કંટાળી ગયો અને છેવટે જોખમ વેઠીને પણ ટેક્સીના માર્ગમાં વચ્ચોવચ ઊભો રહ્યો.

'શું કામ છે?' ટેક્સી ડ્રાઈવરે ઘાંટો પાડી પૂછ્યું.

'૮૫મી સ્ટ્રીટ અને યોર્ક પર જવું છે.' મે કહ્યું.

'તમે આમ વહેવારને રોકી ન શકો. બાજુ હટી જાવ, નહીં તો ઉપર ગાડી લઈશ,' એણે ધમકી આપી

'એની ફિકર નથી ટેક્સીની રાહ જોતાં થીજી ગયો છું. હવે ઝાઝું થોભાય એમ નથી.' મેં જવાબ દીધો.

'પણ હું ઘેર જાઉ છું,' પેલાએ સામું કહ્યું.

'તમે કયા જાવ છો કે હું કયાં જાઉં છું એની કશી ફિકર જ નથી. આ બરફમાંથી નીકળાય એટલું બસ તમે મને તમારે ઘેર કેમ લઈ જતા નથી?' મે રોણો મારતાં કહ્યું.

હજુ લગી તો યમદૂત જેવો લાગતો ટેક્સી ડ્રાઈવર એકાએક કૂણો પડયો. મારા પ્રશ્નથી એને રમૂજ થઈ અને સાવ અણધારી રીતે એણે કહ્યું: 'ચાલો બેસી જાવ. જ્યાં જવું હોય ત્યાં લઈ જાઉં.' ઊતરતી વખતે મેં એને ઘણી 'ટીપ' આપી

૧૯૬૪ના ૨૭મી મેએ મેં ન્યૂયોર્કમાં સાંભળ્યું કે નેહરુ ગુજરી ગયા. મારા ઘણા દેશવાસીઓ જેમ મને પણ આ સમાચાર સાંભળીને ભારે આઘાત થયો. એક વરસ પહેલાં પરદેશ આવવા નીકળ્યો ત્યારે એમને મળવા ગયો હતો તે પ્રસંગ મને યાદ આવ્યો. ત્યારે એમણે મને દેશથી લાંબો સમય દૂર ન રહેવા કહ્યું હતું. ટૂંક સમયમાં પાછા આવવા કહ્યું હતું પણ હાય રે કમનસીબી! હું પાછો આવું એ પહેલાં તો એ ચાલી નીકળ્યા! મારું આખું કુટુંબ હગલો થઈને બેઠું અને અમે સહુ રડયાં.

નેહરુના મૃત્યુ પછી મેં ભારત પાછા આવવાનો નિર્ણય કર્યો. એ વખતે મને રોજ તાવ આવતો. ફરીવાર મને શ્વાસ લેતાં મુશ્કેલી થવા માંડી મને હતું કે તબિયત સુધરી જશે. પણ અઠવાડિયાં વીત્યાં છતા આ જ હાલત ચાલુ રહી. પછી મને ન્યૂયોર્ક યુનિવર્સિટી હૉસ્પિતાલમાં દાખલ કર્યો (હું ડૉ. રાલ્સ્ટનની સારવાર હેઠળ હતો.) મેં દેશ પાછા ફરવાનુ નક્કી કર્યું ત્યારે મારી તબિયત સારી ન હતી.

આઠેક મહિના અમેરિકા રહેવાનુ થયું એ ગાળામા મેં આ પ્રજા અને એમના જીવનરાહ વિષે થોડુંક જોયુ, વિચાર્યું. અમેરિકનોને લાગે છે કે એમનો દેશ દુનિયામાં મોટામાં મોટો દેશ છે અને દુનિયાભરમાં શ્રેષ્ઠ દેશ છે. પોતાની નબળાઈઓ વિષે આ લોક ખૂબ જ નિખાલસ છે દા. ત. એક અમેરિકી સેનેટરે પોતાની નોંધપોથીમાં અમેરિકાની સેનેટ વિષે લખ્યુ હતુ:

આપણા મોટાભાગના સેનેટરોની પ્રમાણિકતા અને સત્યનિષ્ઠા પર હું ઓછો જ વિશ્વાસ મૂકું છુ. એમાંના ઘણા બધા તો બધી રીતે નાના છે, માનસિક રીતે નબળા છે અને સેનેટર થવાને સાવ અયોગ્ય છે. થોડાક નાનકડી રીતે બુદ્ધિશાળી છે. એમની સૂઝસમજ મર્યાદિત છે અને નિમ્નકોટિના પક્ષીય પૂર્વગ્રહોથી પીડાતા હોય છે...

અમેરિકાની રમૂજની વૃત્તિનો દાખલો તો પેલા ખૂબ પ્રસિદ્ધિ પામેલા પાટિયા પરથી મળે છે: 'જો સારું દફન માત્ર પચાસ ડૉલરમા મળી રહે તો પછી જીવવાની તસદી શું કામ લ્યો છો?' અમેરિકનોને, બીજાને પોતે ગમે છે એટલી વાત ખૂબ પસંદ છે. એ બધા મૈત્રીભાવ ધરાવતા હોય છે. પોતે જે કામ કરતા હોય તે મન દઈને કરે છે. છુટ્ટીના આશક હોય છે. જાણે ઘણી બધી ઉતાવળ હોય એમ એ લોક આખી જિંદગીમાં વેગપૂર્વક

દોડાદોડ કરે છે. એ દેશમાં ઘણું વાણીસ્વાતંત્ર્ય છે આનો લાક્ષણિક દાખલો એક વિખ્યાત અમરિકી કટાર–લેખકે આપ્યો છે :

સફળ નીવડેલા લોકશાહીપરસ્ત રાજપુરુષો તો ભયભીત બનેલા અને બિનસલામત લોક હોય છે. ફોસલાવીને, રીઝાવીને, લાંચ આપીને, ભ્રષ્ટ કરીને, ધમકાવીને, કે બીજી રીતે, પોતાના મતદારમંડળમાંની માગણીઓ કર્યે જતાં, ધમકાવતા તત્ત્વોને હાથ પર રાખીને જ આવા લોક આગળ વધી શકે છે ગમે તે વાત લોકપ્રિય છે કે નહીં એ નિર્ણયાત્મક તુલના નથી. એ વાત કલ્યાણકારી નીવડશે એવો વિચાર થતો નથી પણ જે આ સક્રિય લોક કહેવાય છે એમને ગમી જશે કે નહીં એ જ રીતે આખી વિચારણા થાય છે

વરસ ઉપર થોડા દિવસ પરદેશમાં ગાળીને હું અને ધન્નો ૯ મી ઑગસ્ટ ૧૯૬૪ના રોજ દિલ્હી પાછા આવ્યાં. દિલ્હીના પાલમ વિમાનઘરે ઊતર્યો ત્યારે શરીરે ભાગી ગયેલો હતો. પણ મન હતું એટલું જ મજબૂત હતું. પરદેશમા રહ્યો તેમા ઘણા ઘણા લોકને મળવાનું થયું. નવા અજાણ્યા મુલકોમા ફર્યો. પણ ઘેર પાછા ફરતાં સાચે જ આનંદ થયો. એના એ જ ચહેરા, એનો એ જ ઘોઘાટ–કદાચ એની એ જ હતાશા–પણ આ જ દેશની માટીમાથી હું જન્મ્યો હતો ,અને આ જ માટીમાં મારે મળી જવાનુ છે.

મારા જૂના ડૉક્ટર મેજર ઇન્દરસિંઘને હું તરત જ મળ્યો એમણે ઇલાજ શરૂ કર્યા. છએક અઠવાડિયાં પથારીમાં ગાળ્યાં મારા ભાઈ બાબ્જી, પિતરાઈ રાજા અને ડૉક્ટરની સારવારથી હું પાછો હરતો ફરતો થયો ત્યા ઑક્ટોબરનો અંત થઈ ગયો

૧૯૬૪ માં બનાવોની રફતાર તેજ હતી. શેખ અબ્દુલ્લાને જેલમાંથી છોડયા હતા. એમની સામેનો કાશ્મીર કાવતરા કેસ પાછો ખેંચાયો હતો. મહાન દેશભક્ત જયપ્રકાશ નારાયણ એક શુભેચ્છા મંડળના વડા તરીકે રાવલપિંડી ગયા એમના કેટલાક કૃતઘ્ની હમવતનીઓએ એમને બદલામા દેશદ્રોહી કહ્યા.

૧૯૬૫ના ફેબ્રુઆરીની ૬ ઠ્ઠી તારીખે પંજાબના માજી મુખ્યમંત્રી પ્રતાપસિંઘ કૈરોનનુ દિલ્હીથી વીસ માઈલ દૂર ચાર બુરખાધારી માણસોએ એમની મોટરમાં જ ખૂન કર્યું. ૧ લી એપ્રિલે શેખ અબ્દુલ્લા અલ્જીઅર્સમાં

ચાઉ એન-લાઈ ને મળ્યા અને કાશ્મીરીઓ માટે આત્મનિર્ણયની માગણી કરી. મહિનામાસ બાદ એમને ફરીથી નજરકેદ કર્યા. ૧૬ મી એપ્રિલે શાસ્ત્રીની અમેરિકાની મુલાકાત રદ કરવામાં આવી. એથી દેશમાં ભારે રોષ પ્રગટ થયો. ૨૦ મીએ પછી તરત જ લેફ્. કમાન્ડર કોહલીના નેતૃત્વ હેઠળ ભારતીય પર્વતારોહકની એક ટુકડી માઉન્ટ એવરેસ્ટના શિખરે પહોંચી. આમ ભર્યું ભર્યું વર્ષ હતું.

તાજેતરના મહિનામાં ઘણા પરદેશી અને ભારતીય લેખકો અને વિવેચકો મારી મુલાકાતે આવ્યા. એમા નેહરુના જાણીતા જીવનવૃત્તાન્તકાર કેનેડીઅન માઈકેલ બ્રેકર પણ હતા. પોતે ભારત વિષે જે પુસ્તકો લખતા હતા એને લગતી ઘણી જ વાતો વિષે એમણે મારી સાથે ચર્ચા કરી. નેહરુ-યુગના જુદા જુદા પહેલુ વિષે અને આપણા પરદેશો સાથેના સબંધો વિષે એમણે ઘણા પ્રશ્નો પૂછ્યા

જુલાઈમાં હુ બી. કે. નેહરુના પિતાશ્રીના અવસાન બદલ ખરખરો કરવા ગયો. હમણાના એ દિલ્હીમા હતા. ત્યાં મને ટેલિફોન મળ્યો કે મારી પત્ની થોડી વાર પહેલા જ મારી દીકરી અનુરાધાને મિલિટરી હૉસ્પિતાલમાં લઈ ગઈ છે અનુને એકાએક રક્તસ્રાવ થયો હતો. હું હૉસ્પિતાલ પહોચ્યો ત્યારે એક ગાઈનેકોલોજિસ્ટે મને અને ધન્નોને કહ્યુ કે અનુને સીઝેરિયન ઑપરેશન તાત્કાલિક કરવુ પડશે અને માતા કે બાળકની સલામતી વિષે પોતે કશું જ કહી શકે નહી

આ સાંભળીને આ અનુ નસીમમા કેવી બીજી વિપત્તિ લખાવીને આવી હશે એવો મારા મનમાં વિચાર આવ્યો ધન્નો અને મારા ઉપર પણ બીજી કઈ આફત આવવાની હશે ! ચાર વર્ષ પર એનુ લગ્ન થયું પછી એના પર આવેલી આફતોનો તો કોઈ પાર નથી આ એનુ ચોથું ઑપરેશન હું અને ધન્નો તો અદ્દર શ્વાસે પ્રાર્થના કરવા સિવાય બીજું કાઈ કરી શકીએ એમ ન હતાં.

પણ અનુ એની રીતે ઘણી બહાદુર હતી ઑપરેશનની વાત સાંભળી ત્યારે એનો વાળ પણ હાલ્યો નહી એટલી એ સ્વસ્થ હતી. એ પોતાની કારમી કસોટી માટે સાવ તૈયાર હતી. ડોળીમાં મૂકી ત્યારે પણ સાવ સ્વસ્થ

હતી. એ જ નિર્દોષ અનુ ! એમ્બ્યુલન્સમાં એને ઑપરેશન થિયેટરમાં લઈ ગયા. મેં સર્વ શુભેચ્છા એમ કહ્યું ત્યારે એ વીરતાપૂર્વક મલકી.

ધન્નો ને હું અનુનું ઑપરેશન ચાલતું હતું ત્યારે વરંડામાં બેઠાં હતાં અમારાં મોં પડી ગયાં હતાં. મન પણ ભારે ભારે હતાં. અંદર જતાં ડૉક્ટરે કહ્યું કે કલાકેક ચાલશે ઑપરેશન. અને શરીરમાં લોહી ન હતું માટે લોહી આપવું પડશે.

ઑપરેશન ચાલ્યું એની પ્રતિક્ષણ હું સાવ અસહાય બનીને શું થશે એની ફિકરમાં બેઠો હતો. મારા મનપટ પર અનુનો ચહેરો દેખાતો હતો. આવે વખતે સમય પણ કેવો ધીરે ધીરે વહે છે ? વાસ્તવમાં તો જાણે સમય સ્થિર થંભી ગયો હોય એવું લાગે છે. આશ્ચર્ય થાય એવી વાત તો એ છે કે આવે વખતે બધી જ વાતની અગત્ય વામણી અને એથી પણ વામણી થતી જાય છે. માત્ર એક જ વસ્તુ મન સમક્ષ રહે છે: જેના જીવનમરણનો સવાલ ઊભો થયો છે એ આપણા વહાલા સંબંધીની સલામતીનો જ પ્રશ્ન બધુ સમેસૂતરુ પાર ઊતરે તો બધું જ ન્યોછાવર કરવાની પ્રતિજ્ઞા મનોમન લેવાય છે અને જ્યાં કટોકટી હટી જાય છે ત્યારે અત્યંત સગવડપૂર્વક ભૂલી પણ જવાય છે. સાથે બધી જ જાતની પ્રાર્થના અને મિન્નત વગેરે પણ થાય છે. છેવટે ડૉક્ટર બહાર આવ્યા, મને અને ધન્નોને કહે કે ઑપરેશન સફળ નીવડયું છે અને અનુની તબિયત સારી છે.

( હવે પછી ચર્ચેલી થોડી વાતો એ મારા જાતઅનુભવની નથી છતા મેં અહીં લગી જે લખ્યું છે તે સાથે એમનો સંબંધ છે એટલે અહીં નોંધી છે. )

# બાજી પૂરી નથી થઈ

માનવીને માગે સફળતા મળે ?
—જોસેફ એડિસન

**નેહરુના** મૃત્યુ પછી આપણા નેતાગણે એક એવો દેખાવ કર્યો કે ૧૯૬૨ પછી આપણા સંરક્ષણનુ કામ એટલુ તો મજબૂત બનાવી દેવાયુ છે કે પાકિસ્તાન કે ચીન, એકલા કે પછી ભેગા થઈને પણ ત્રાટકે તોય આપણે એકવે હાથે બધાને પહોંચી વળીએ. એ વાત ખરી કે આપણુ સંરક્ષણનું ખર્ચ જે ૧૯૬૨માં ૩૦૦ કરોડ હતુ તે ૧૯૬૫–'૬૬માં વધીને ૮૦૦ કરોડ લગી પહોંચ્યુ હતું. આપણે સંખ્યાબળ ૧૯૬૨માં હતું એ કરતાં લગભગ બેવડાવ્યું હતું. આપણને આયુધ અને સામગ્રીના રૂપમાં ઘણી પરદેશી મદદ મળી હતી. આપણે એ ઘણા વખત પહેલાંથી મેળવવાની કોશિશ કરેલી. સંરક્ષણદળની પરિસ્થિતિ આમ 'સુધરેલી' હતી છતાં એ દળને ઘણી મુશ્કેલી હતી.

પાકિસ્તાને આપણી સામે કાશ્મીરમાં બે અલગ તરી આવે એવી વિભિન્ન રીતે કામ લીધુઃ ઘૂસણખોરી અને પરંપરાયુક્ત કામગીરી પાંચમી ઑગસ્ટે, જેને 'જિબ્રાલ્ટર' દળ કહેવાયું હતું તે ૫૦૦૦ ઘૂસણખોરોનું દળ, ૧૨મા ડિવિઝનના જી. ઓ. સી. મેજર જનરલ અખ્તર હુસેન મલિકની સરદારી હેઠળ સરહદ ઓળંગીને ચૂપકીદીથી છાની રીતે આપણા પ્રદેશમાં ઘૂસ્યું. પણ આપણા લશ્કરી કે રાજકીય નેતાગણે આપણા પર રીતસરનુ આક્રમણ થયું હતું એ વાતનો સ્વીકાર ન કર્યો. આ દળ પાસે હળકાં, આધુનિક તેમજ ઑટોમેટિક હથિયાર હતાં. એમની પાસે સરસ કામગીરી આપે એવા

વાયરલેસ સેટ હતા, વહેવારનાં સાધન હતાં. અને આખું દળ અત્યંત સ્ફૂર્તિથી હરફર કરી શકે એવું હતું. ભાંગફોડના હેતુ ઉપરાંત એમની નેમ તો કાશ્મીરીઓમાં એવો પ્રચાર કરવાની હતી કે એ લોક ભારત સામે બળવો કરે. ઘૂસણખોરો પાસે કાશ્મીરીઓને આપવાને માટેનાં હથિયાર પણ હતાં. એ લોક કાશ્મીરીઓને આ હથિયાર ચલાવવાની તાલીમ પણ આપવાના હતા. સાધારણ રીતે દૂર રહીને એ લોક ગોળીબાર કરતા જેથી આપણામાં ગભરાટ ફેલાય. અને આપણે સામો ગોળીબાર કરીએ એટલે એ લોક ઉતાવળે ભાગી જાય. સ્થાનિક કાશ્મીરીઓ પાસેથી એમને ભોમિયા, હમાલો અને ખોરાક તથા રક્ષણ જેવી સહાય મળી રહેતી. જિબ્રાલ્ટર દળ માટે (કામગીરીનો) મહાન દિવસ હતો ૯ મી ઑગસ્ટનો. ૧૯૫૩માં આ જ દિવસે શેખ અબ્દુલ્લાની ધરપકડ થયેલી. પહેલાં તો આપણે બહુ સુફિયાણી રીતે એમ કહ્યું કે હજારેક ઘૂસણખોરો આવ્યા હતા. પછી આપણે કહેવા માંડયું કે એમની સંખ્યા કદાચ બે કે ત્રણ હજારની કે વધારે પણ હોય. આ ખતરાની ઓછી કીમત આંકીને આપણે જાનછેતરામણી જ કરતા હતા. આપણે કહે રાખ્યુ કે આ ઘૂસણખોરો પાસે ખોરાક ન હતો, હથિયાર ન હતાં, અને સ્થાનિક પ્રજાએ એમને થોડો પણ સાથ ન આપ્યો એટલે એ બધાનો જુસ્સો સાવ ઓસરી ગયો છે. આપણે એમ પણ કહે રાખ્યુ કે આપણા સલામતી દળે એમને બરાબર ફટકો માર્યો છે અને આ દળ તો ભાગંભાગી કરે છે. વાસ્તવમાં એમણે ભાગફોડ ઘણી બધી કરી. હા, એમની નેમ મુજબ એ લોક પુલ ઉડાડી મૂકવા કે ખૂનો કરવાં કે રાજકીય, આર્થિક અને સામાજિક તંત્ર ખોરવવા કે આપણા વહેવારને તોડવા ફોડવા માગતા હતા એમાં એમને ધારી સફળતા ન મળી. ઉપરાંત કાશ્મીરીઓ પાસે બળવો કરાવવામાં પણ એમને સફળતા ન મળી. પણ આ સાથે એમ કહેવું કે એ લોક સાવ નિષ્ફળ ગયા તે પણ સાચું નથી. જે સરહદનું અત્યંત સાવધાનીપૂર્વક સંરક્ષણ થતું હોવાનું કહેવાય છે તે જ સરહદને ભેદીને ઘૂસણખોરો આટલી મોટી સંખ્યામાં ઘૂસી ગયા અને એમની યોજનાની આપણને કશી જ ખબર ન હતી એ વાત તો તાજુબ કરી દે એવી છે. કેટલેક સ્થળે તો, જમ્મુ વિભાગના રીઆસી તહેસીલના બુદીલ જેવા વિસ્તારમાં, આ ઘૂસણખોરોએ સ્થાપેલી વ્યવસ્થાને નાબૂદ કરતાં આપણે ભારે જહેમત ઉઠાવવી પડી હતી.

(તે સમયના માહિતી અને બ્રોડકાસ્ટિંગનાં પ્રધાન ઇંદિરા ગાંધીએ મને ઑગસ્ટના આખરી ભાગમાં ઘેર ટેલિફોન કર્યો અને દિવસે મળવા

બોલાવ્યો. અમે મળ્યાં ત્યારે એમણે કહ્યું કે કાશ્મીરના પ્રશ્નમાં ઊંડો રસ લેતા થોડાકનું એવું સૂચન થયું છે કે તમને (મને) આ ઘૂસણખોરોનો પ્રશ્ન પતાવવા કાશ્મીર મોકલવા. આ તોફાનનો કેવો વિસ્તાર છે એનો પોતાને પૂરો ખ્યાલ હજુ નથી આવ્યો એમ એમણે કહ્યું. એમને આ વિષે ઘણા જુદા જુદા અહેવાલ અને માહિતી મળ્યાં હતાં. એમણે મને પૂછ્યું કે જરૂર પડે તો આ કામ માટે હું કાશ્મીર જવાની હા પાડું ખરો? મેં હા પાડી. પણ એ દરમ્યાન તો પાકિસ્તાને ૧લી સપ્ટેમ્બરના રોજ જમ્મુ વિસ્તાર પર આક્રમણ કર્યું. અને આ વિષય પર મિસિસ ગાંધી તરફથી મને બીજું કશું વિશેષ સાંભળવા ન મળ્યું.)

૧લીથી ૬ઠ્ઠી સપ્ટેમ્બર સુધીમાં પાકિસ્તાની દળોએ જોરિયાં સુધી આપણા પ્રદેશમાં ધસારો કર્યો. પહેલા ધસારામાં ચેનાબ નદી પરનું અખનુર કબજે કરવાની એમની નેમ હતી, જમ્મુથી પુંચ સુધીનો આપણો વહેવાર કાપી નાખવો, જમ્મુ શહેરનો કબજો લેવો અને પછી જમ્મુ–શ્રીનગરના ધોરી માર્ગ પર આગળ વધવું, આવી યોજના હતી. પણ એમાં એ નિષ્ફળ નીવડ્યા. એનો યશ આપણા સ્થાનિક કોર્પ્સ કમાન્ડર લેફ. જન. કે. એસ. કટોચને છે.

ઘણી ઊથલપાથલોમાં મેં મારા દેશની સેવા કરી હોઈ, આ ઘડીએ પણ ભારત સામે વિકટ પરિસ્થિતિ આવી હતી તે જોતાં મને પણ હું કરી શકું એવું કામ કરવાનું મન થયું અને ૧૯૬૫ના સપ્ટેમ્બરની છઠ્ઠી તારીખે મેં લાલ બહાદુર શાસ્ત્રીને પત્ર લખ્યો :

'ભારત સામે આવેલી આ કટોકટીની વેળાએ આપને યોગ્ય લાગે તેવી રીતે મારી સેવા આપવા હું તૈયાર છું. ..જો મારા દેશની સેવા કરવાની તક મળે તો હું બીજું બધું છોડી દેવા તૈયાર છું.'

એ જ દિવસે મને આ પત્રનો વિધિસરનો જવાબ મળ્યો :

'તમારા છઠ્ઠી સપ્ટેમ્બર ૧૯૬૫ના પત્ર બદલ આભાર માનવા અને તમે કરેલી દરખાસ્તની હું કદર કરું છું એ જણાવવા આ લખું છું.'

દુશ્મનનું ધ્યાન જમ્મુ–કાશ્મીર યુદ્ધક્ષેત્ર પરથી બીજે વાળવા આપણા ઉચ્ચ લશ્કરી અધિકારીઓએ છઠ્ઠી અને આઠમી સપ્ટેમ્બરે લાહોર અને સિયાલકોટ વિસ્તારમાં તેમજ રાજસ્થાનમાં બે પાંખીઓ હુમલો કર્યો.

છઠ્ઠી પછીના ભારત–પાકિસ્તાન યુદ્ધ વિષે ત્રણ રીતે લખી શકાય: એક તો આ દરમ્યાન ભારતે જે ચડતીપડતી જોઈ એનું બયાન આપી

શકાય; બીજા ઘણાએ કર્યું છે એમ માત્ર ગુલાબી રંગ જ જોઈને એમ લખવું કે પછી આ બધા વિષે સંક્ષેપમાં નોંધ લઈને એ સાથે સંકળાયેલા વિષે થોડુંક લખવું. સલામતીના કારણે હું આ યુદ્ધનું વિગતવાર વર્ણન નહીં કરું. માત્ર એની ઊજળી બાજુને જ જોવી એ તો જાતને છેતરવા જેવું છે. એટલે હાલ પૂરતું તો હું ત્રીજો રાહ અખત્યાર કરીશ અને આ વિષય પર વિગતવાર લખવાનું મોકૂફ રાખીશ. અહીં હું એટલું જ કહીશ કે આપણાથી ઘણી બધી રીતે નાના એવા પાકિસ્તાનને હરાવવામાં આપણને નિષ્ફળતા મળી. આપણે એને હરાવી શક્યા હોત. અને આપણે કેટલીક પરિસ્થિતિમાંથી ઊગરી ગયા તે માત્ર પ્રભુકૃપાથી. સાથે પાકિસ્તાને જે એમ માનેલું કે હુમલો થતાં જ આપણુ લશ્કર અને હવાઈદળ કબજે આવશે કે ભાંગી પડશે એ અંદાજ પણ ખોટો પડયો.

ફક્ત ૨૨ દિવસ લડયા પછી ભારતે પાકિસ્તાન સાથે શસ્ત્રવિરામનો કરાર કર્યો પ્રશ્ન એ થાય છે કે, જો, જેમ કહેવાતુ હતું એમ ભારત પાકિસ્તાનને આખરી ફટકો મારવાની અણી પર હતું, અને શાસ્ત્રીએ છઠ્ઠી સપ્ટેમ્બરે કહ્યું હતુ કે ભારત એક શસ્ત્રવિરામથી બીજા શસ્ત્રવિરામ પર જવા નથી માગતુ અને શાસ્ત્રીએ મુખ્ય મંત્રીઓને ઉદ્દેશીને રાષ્ટ્રીય સંરક્ષણ કાઉન્સિલને ઉદ્દેશીને 'જે પણ હોય તે, પણ આપણે તો આપણા વલણને વળગી રહીશુ ' એમ કહ્યું તો પછી આ શસ્ત્રવિરામ ભારતે કેમ સ્વીકાર્યો ? શાસ્ત્રી અને સરકારે, મોટી સત્તાઓ આખરે સંયુક્ત રાષ્ટ્રસંઘની મારફતે યુદ્ધ અટકાવવા હદપારનુ દબાણ કરશે એ વાત વિષે અગમચેતી રાખવી જોઈતી હતી અને પછીથી વાળીભરવાં પડે એવાં નિવેદન કરવાં જોઈતાં ન હતાં.

બન્ને પ્રતિસ્પર્ધી કશો નતીજો આણવામાં નિષ્ફળ જાય છે ત્યારે શસ્ત્ર-વિરામ થાય છે. કોઈની પણ તરફદારી થાય એવો અંત ન આવે એવી પરિસ્થિતિ હોય કે ગાંઠ પડે અને બંને પક્ષ રાહત અનુભવે એવી એ સ્થિતિ હોય છે. જે કારણસર જુદ્ધે ચઢયા હતા તે તો એમ જ અણ-ઊકલ્યુ રહે છે. એમ લિંકને કહ્યું હતું તેમ, માનો કે તમે યુદ્ધે ચઢયા તો કાંઈ આખોય વખત કાયમ લડતા જ ન રહી શકો. બન્ને પક્ષે ઝાઝી હાનિ થાય અને બન્નેમાંથી કોઈને કશો ફાયદો ન થાય ત્યારે તમે લડતા થંભી જાવ છો અને (હતા) એવા જ પ્રશ્નો તમારી સામે આવીને ઊભા રહે છે!

આપણે જે યુદ્ધયત્ન કર્યો એની પ્રસિદ્ધિ અને પ્રચાર વધારે સારી રીતે થઈ શકયાં હોત જ્યારે આપણા પત્રકારોએ યુદ્ધભૂમિ પર ખેલાતા જંગની વચ્ચે જવાની અને જોવાની રજા માગી ત્યારે આપણે એમને એમ

કહીને રજા ન આપી કે, કાં તો ત્યાં જવામાં ભારે જોખમ છે અને બીજું એ કે લશ્કર એટલું કામમાં છે કે એમની હેરફેરની જવાબદારી ઉઠાવી શકે એમ નથી. આ એક કરુણ બીના હતી. ઘણા દેશોએ બીજા વિશ્વયુદ્ધમાં ચાલુ યુદ્ધે પત્રકારોને યુદ્ધભૂમિ પર જવાની પરવાનગી આપી હતી. કોરિયન યુદ્ધમાં અપાઈ હતી. અન્ય સ્થળે પણ અપાઈ છે. હા, આમ થતાં ઘણાએ જાન ગુમાવ્યા છે અને એમ થતાં એમના વ્યવસાયની ઊજળી કેડી પાડી છે. ખરા સમાચાર મેળવવા જાનનું પણ જોખમ કરે એવા ઘણા વીર પત્રકારોને હું ઓળખું છું. પણ એમાંના કોઈને તક ન મળી. આને કારણે આપણને યુદ્ધોની આંખ્યો દેખી બાતમી ન મળી છતાં સમગ્ર રીતે જોતાં આપણા પત્રકારોએ યુદ્ધના સમાચાર આપવામાં કમાલ કરી. જાતજાતની મુશ્કેલીઓ છતાં એ લોકે સરસ કામગીરી બજાવી.

ભારત (અને પાકિસ્તાને) જે જાતના અહેવાલો, નોંધો, બાતમી વગેરે આપ્યાં તે પરથી સ્ટેટ્સમેનના લશ્કરી વૃત્તાન્તનિવેદકે ૧૭મી સપ્ટેમ્બરે લખ્યું : 'જો આવા બધામાં જે દાવા કરવામાં આવે તેનો સરવાળો કરવામાં આવે તો માલૂમ પડે કે ભારત અને પાકિસ્તાન પાસે જેટલી ટેંકો અને જેટલાં વિમાન હતાં એનો એ કરતાં વિશેષવાર નાશ થયો...'

આ સ્થળે હું જે બે વ્યક્તિ આપણા હવાઈદળ અને ભૂમિસેનાના સરદાર તરીકે કામ કરતા હતા તેમનો પરિચય આપું એ યોગ્ય ગણાશે. ચીફ ઑફ એર સ્ટાફ એર માર્શલ અરજનસિંઘની પાયલટ તરીકે તથા સિનિયર સ્ટાફ ઑફિસર તરીકેની કારકિર્દી જ્વલંત હતી. એમણે આખા યુદ્ધ દરમ્યાન, અવળા પાસા પડે ત્યારેય તે હિંમત અને હામ ગુમાવ્યા વિના જ સખત પરિશ્રમ કર્યો એમની હિંમતથી ઘણા જુવાન પાયલટે પ્રેરણા મેળવી. એમની જાણકારી અને ઊડાણના કસબ પરથી પણ જુવાન પાયલટ ઘણું શીખ્યા. ઘણા કપરા સંજોગોમાં પણ શાંત અને સ્વસ્થ રહેવું, કૃતનિશ્ચયી રહેવું એ ગુણોને કારણે સરકારને પણ ઘણું બળ મળ્યું. કરોકટીભર્યા સંજોગોમા એમની સલાહ અત્યંત યોગ્ય અને શાણપણભરી હતી અને પોતે પોતાના વર્તનથી ઉમદા દાખલો બેસાડતા.

એ સમયના આર્મી ચીફ જનરલ જે. એન. ચૌધરી માટે આમ જ કહી શકાય એવી મારી ઇચ્છા ખરી. આ પુસ્તકમાં મારા જાતઅનુભવ પરથી એમની કારકિર્દી અને વ્યક્તિત્વ વિષે થોડું લખ્યું છે. આ વાતો લશ્કરના બીજા અફસરો પણ જાણે છે. જો આ રજૂઆતને કારણે, લોકોને

જનરલ ચૌધરીની એક જુદી જ છાપ જોવા મળે તો એનું કારણ, મારે કશું દુણાયેલું કહેવું છે એ નથી. એ અને હું બન્ને હવે તો લશ્કરી સેવામાંથી નિવૃત્ત થયા છીએ. પણ હકીકતનો સામનો તો કરવો જ જોઈએ.

આપણા દેશમાં, ખરી હકીકતની ચકાસણી કર્યા વિના જ કોઈ પણ વ્યક્તિને વખાણવાની કે વખોડવાની આપણને આદત પડી છે. આનુ કારણ એ છે કે આપણે પ્રજા તરીકે ભલાભોળા છીએ. દા. ત. જે પત્રના એ વરસો લગી લશ્કરી વૃત્તાન્તનિવેદક રહ્યા હતા તે સ્ટેઈટ્સમેન પત્રે એમની નિવૃત્તિ અંગે લખ્યું હતું :

"જનરલ ચૌધરી એ ભારતના વિખ્યાત સુપ્રસિદ્ધ સિપાહીઓમાંના એક છે. તાજેતરના મહિનાઓમાં પાકિસ્તાન સાથેના યુદ્ધ પછી એમને જે પ્રસિદ્ધિ મળી એથી ઘણાને એમની અદેખાઈ આવે. આ ગાળામાં એમણે આપણા યુધ્ધે ચઢેલા જવાનને અપ્રતિમ નેતાગીરી આપી. એમણે તો તેજસ્વી અને ભવ્ય કેડી પાડી. એ રાષ્ટ્રીય વીર બન્યા."

(સ્ટેઈટ્સમેને તો ચૌધરી* સાથે જનરલ થીમૈયાનુ નામ પણ સાંકળી લીધું હતું થીમૈયા બહાદુર, નિખાલસ, નિઃસ્વાર્થ અને મધુર પ્રકૃતિના માણસ હતા. આ પત્રે તો જાણે આ બે વ્યક્તિ વચ્ચે કશી તુલના શકય હોય એ રીતે લખ્યું હતું.)

ચૌધરીના સાચા વ્યક્તિત્વના પ્રમાણમાં એક ઘણું મોટું તેજવર્તુલ એમની આસપાસ રચવામાં આવ્યું છે. કામગીરીની કહેવાતી શક્તિને નામે, અને સપ્ટેમ્બરના યુદ્ધના તેજસ્વી સંચાલન માટે એમને હદપારની પ્રસિદ્ધિ મળી છે. એમ છતાં લશ્કરમાં અને બીજા સ્તરોમાં આ બધી વાત વિષે જુદો મત ધરાવનારા મોજૂદ છે.

---

*એમને આંખ ભરી દે એવી ઝળહળ પ્રસિદ્ધિ મળી એ પહેલાં એક પત્રકારે છેક ૧૯૬૧મા એમને વિષે લખેલુ :

જનરલ ચૌધરી .. આમ ઘણા જ સાવધાનીથી પગલાં ભરનાર માણસ છે અને આ ક્ષણથી માંડીને તેમની નિમણૂક થાય ત્યાં લગી( ચીફ ઑફ ધ આર્મી સ્ટાફ )મા એક પણ ખોટું પગલું ભરે એમ નથી. શાંત દેખાતા અને બીકાએલા ' જી હજૂર ' બની રહેવામાં એમને સંતોષ છે. રાજધાનીના જે પણ માણસના હાથમાં પોતાનુ ભાવિ છે એવું એમને લાગશે એને એ ' જી હજૂર ' કહ્યા કરશે. કારકિર્દીને અંતે શા માટે કોઈ નેય દુશ્મન બનાવવો ?

ચૌધરી કારકિર્દીની બાબતમાં ઘણા નસીબદાર છે. એમને કામગીરીનું ધંધાદારી જ્ઞાન પૂરેપૂરું છે. પોતાના લશ્કરના સાથીઓમાં એમની એક સારા સ્ટાફ ઑફિસર તરીકેની, સારા દફતરી માણસ (ઑફિસ મેન) હોવાની આબરૂ છે. ખરી કામગીરીમાં એમણે પ્રતિભાશાળી નેતાગીરી કર્યાનું કે જોખમભર્યા સંજોગમાં જીવને હાથમાં લઈ ને કામગીરી કર્યાનું એમની લશ્કરી કારકિર્દીમાં જાણવા મળ્યું નથી. હમણાં હમણાં તો એમની લશ્કરી કારકિર્દી વિષે આપણને ઘણું ઘણુ કહેવામાં આવે છે. આમ પણ એ પોતાને વિષે ઘણો ઊંચો અભિપ્રાય ધરાવે છે. પોતાના ઉપરીને રાજી રાખવા એ હમેશાં ઉત્સુક હોય છે અને બોલવા લખવાની એમને ફાવટ છે. (થીમૈયા હસતાં હસતાં જોખમભરી કામગીરીનો સામનો કરતા.)

ચૌધરી ઘણી વાર પોતાના 'વિશાળ' યુદ્ધઅનુભવની વાત કરે છે. વાસ્તવમાં એમણે કર્નલ, બ્રિગેડિયર કે મેજર જનરલ તરીકે કોઈ લશ્કરની સરદારી કરી નથી. ૧૯૫૮માં એમણે મને કહ્યું હતું કે, એમણે ભારતના લશ્કરના બીજા કોઈ પણ સિનિયર ભારતીય અફસર કરતાં યુદ્ધની કામગીરી વિશેષ જોઈ છે. મને પૂછે: તમે એ વાત સાથે તો સહમત થશોને? મેં પૂછ્યુ: ક્યાં? (જોઈ આ કામગીરી?) એમણે બહુધા સ્ટાફ ઑફિસર તરીકે યુદ્ધ જોયું છે. થોડા કાળને માટે લશ્કરની સરદારી કરી છે.

આ યુદ્ધ દરમ્યાન એક સ્થળે જનરલ ચૌધરીને દુનિયાના ૭ અગ્રણી ટૅંક નિષ્ણાતમાંના એક તરીકે ગણાવ્યા હતા. આ તો અનેક ટૅંક યુદ્ધોમાં પ્રતિષ્ઠા પામનાર ફિલ્ડ માર્શલ રોમેલ સાથે એક પાટલે એમને મૂકવા જેવું કહેવાય. વાસ્તવમાં ચૌધરીએ આ લડાઈમાં પોતે એક પણ ટૅંકના યુદ્ધનું સંચાલન કર્યું નથી. એ યુદ્ધો લડનારા તો એમના હાથ નીચેના માણસો હતા. અને આ લોકે પોતાની રીતે જ આ યુદ્ધ ખેલ્યાં હતાં. ટૅંક યુદ્ધનું સંચાલન તો યુદ્ધક્ષેત્ર પરથી થાય છે, દિલ્હી જેવી જગાએ બેઠા બેઠા એ નથી થતું. ભૂતકાળમાં હૈદરાબાદના પાંગળી શસ્ત્રસામગ્રી ધરાવતા રઝાકારો સામે પોલીસ પગલા દરમ્યાન એક ટૅંક ડિવિઝનની સરદારી કરેલી. આ ડિવિઝને બીજું કોઈ ટૅંક યુદ્ધ ખેલ્યું ન હતું. એમણે બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન કે કોઈ વાર પણ ટૅંક કે બીજી બ્રિગેડની સરદારી કરી નથી. એમણે તે વખતે બખ્તરિયા રેજિમેન્ટની સરદારી કરેલી. હા, એ ટૅંકના યંત્રકામ, કે રચના કે એવી બધી વાત વિષે ઘણું જાણતા હશે. (બીજા ઘણા પણ આવી જાણકારી ધરાવે છે.) હું જે કહેવા માગું છું તે વાત એ છે કે એમણે

ટૅંકના યુદ્ધમાં અગ્ર ભાગ લીધો હોય એવું બન્યું નથી. એટલે એમની કાર-કિર્દી ઉપરથી એમને દુનિયાના 'ટૅંક નિષ્ણાતો'ની હરોળમાં ન્યાયી રીતે મૂકી શકાય એવું નથી.

અને આ યુદ્ધમાં તો એમણે ઘણી ભૂલો કરી હતી, જેનાં પરિણામનો એમને કોઈ ખરો અંદાજ જ ન હતો એવાં કેટલાંક પગલાં એમણે કાશ્મીરમાં ભર્યાં. પછીથી એમણે ઘણા બધા વિશાળ વિસ્તાર પર આક્રમણ કર્યાં જેને કારણે એ કોઈ પણ એક જગ્યાએ પૂરતાં દળ મૂકી ન શક્યા. એટલે સિંધ, લાહોર કે સિયાલકોટ વિસ્તારમાં આક્રમણનો ઘટતો લાભ ઉઠાવી ન શકાયો. ઘણાં અગ્રીમ મથક પર એમણે દળ મોકલ્યાં તે ઘણાં મોડાં મોકલ્યાં. અને એ વખતે પણ મોકલેલા દળમાં પૂરા માણસ ન હતા કે પૂરી સામગ્રી ન હતી. એથી એ દળ વખત-સર યુદ્ધ પર કશો પ્રભાવ પાડી ન શક્યાં અને આપણને એનો લાભ ન મળ્યો. અને એમની કામગીરીના 'શિરમોર' જેવી કામગીરી તો જ્યારે ખેમકરણની લડાઈ ચાલુ હતી ત્યારે (૯/૧૦ સપ્ટેમ્બર) એમણે પોતાના એક સિનિયર કમાન્ડરને એક વૈકલ્પિક સ્થિતિ લેવાનું કહ્યું. આ મથક કેટલાક માઈલ પાછળના વિસ્તારમાં હતું. આમ કરીએ તો આપણે ઘણી જાણીતી અને મહત્ત્વની જગ્યાઓ અને વિસ્તારો છોડી દેવા પડે. (જો એ આજ્ઞાનું પાલન થયું હોત તો ભારતની અત્યંત કફોડી દશા થાત. પણ લેફ્. જન. હરબક્ષસિંઘ અને લેફ્. જન. ધીલનની ધૃતિથી જ આપણે એવી દશામાંથી ઊગરી ગયા.) આ કાંઈ આર્મી ચીફ્ની અડગતા ન કહેવાય. અને એ કોઈ રીતે પ્રેરણાદાયી વસ્તુ ન હતી. અને એ પણ એક નોંધપાત્ર હકીકત છે કે આખા યુદ્ધ દરમ્યાન આ 'સાહસી' જનરલ ચૌધરીએ એક પણ યુદ્ધક્ષેત્રની નજીક પગ મૂક્યો ન હતો. (એમના સમકાલીનોમાંથી ઘણાએ ભૂતકાળમાં પોતાના સિપાહીઓની સાથે રહેવા માટે, આવા જ સંજોગોમાં સિપાહીઓમાં હામહિંમત ટકાવવા યુદ્ધભૂમિ પર જવાનું રાખ્યું હતું.) છતાં છાપાંમાં એમની છબી છપાઈ. એ આપણા જવાનો સાથે ખભેખભો મિલાવીને ઇછોગીલ નહેરને કાંઠે ઊભા છે. પણ આ તો શસ્ત્રવિરામ થયા પછીની વાત થઈ.

શસ્ત્રવિરામ થયા પછી થોડાં અઠવાડિયાં વીત્યાં અને છાપાંમાં સમાચાર પ્રગટ થયા કે સરકાર એમની સેવાની મુદત નિવૃત્તિની વય કરતાં આગળ લંબાવવા ધારે છે. બીજે જ દિવસે સરકારે આ સમાચારને ખોટા કહ્યા. છાપાંમાં આવાં બીજાં 'ફ્લિર્સ' (તુક્કા) પણ આવ્યાં હતાં. એક સૂચન એવું હતું કે આર્મી ચીફ્ને ફિલ્ડ માર્શલની પદવી આપીને ચીફ્ ઑફ્ ડિફેન્સ સ્ટાફ્ બનાવવા. અંતે જે સાવ પોકળ માલૂમ પડી એવી આવી માહિતી

ક્યાંથી રમતી મુકાતી હશે એનું મૂળ સ્રોત જાણવા મળે તો ઘણી રસિક વાતની ખબર પડે. ઘણી મૂર્તિઓના માટી પગ જોયા વિના જ એમને તેજોવલય અને આત્માનું આરોપણ કરવાની આપણી વૃત્તિનાં આવાં વિશેષ ઉદાહરણ પણ મળી આવે છે.

માનવીના ૫૦૦૦ વર્ષના નોંધાયેલા ઇતિહાસમાં લગભગ ૧૫,૦૦૦ યુદ્ધ થયાં છે. એટલે વર્ષે ત્રણની સરેરાશ આવી. યુદ્ધ એક રીતે માનવીના વહેવારમાં અનિવાર્ય બનાવ છે. આપણા રાજકીય નેતાઓએ રિકાર્ડ બર્ટનનું એક વાક્ય યાદ રાખવું જોઈતું હતું. એણે કહ્યું હતું: 'શાંતિ એ શાણા માણસોનું સ્વપ્ન છે; યુદ્ધ માનવીનો ઇતિહાસ છે.' આવી મહત્ત્વની બુનિયાદી વાતને ભૂલીને, આઝાદી પછી આપણામાં એક મનમનાવણ ચાલ્યું કે આપણે જોઈ શકીએ એવા ભવિષ્યમાં તો કોઈ યુદ્ધ લડવાના નથી. ૧૯૬૨ પછી તો આવા વિચાર બદલવા જોઈતા હતા

આગળ જે લખ્યું છે તે લક્ષમાં રાખીને, આપણા લશ્કર અને લશ્કરી બાબતોનો જે પણ વહીવટ કરતા હોય, સંચાલન કરતા હોય એમણે શાંતિ માટે જરૂર બધી જ કોશિશ કરવી પણ સાથે લશ્કરને યુદ્ધ માટે તૈયાર રાખવા. પોતે જે તંત્રના અધિષ્ઠાતા છે તે લશ્કરી બાબતોના જટિલ તંત્રને સમજવા માટે વ્યૂહરચનાના શાસ્ત્રનું જ્ઞાન મેળવવાનું એમને માટે અતિ આવશ્યક ગણાવું જોઈએ જ્ઞાનથી વિશ્વાસ જન્મે છે. એ જ્ઞાનથી એમને આપણા દેશના સંરક્ષણને લગતી તમામ બાબતો પર મજબૂત પકડ આવશે એવું જ્ઞાન હશે તો આપણા લશ્કરી નિષ્ણાતો જે પણ વ્યૂહાત્મક સિદ્ધાંતો, ચતુરાઈ વગેરેની વાત કરતા હશે એનો પાર પામી શકાશે. કદી પણ એમણે કોઈ નીતિના અમલની બાબતમાં ઢીલાશ નહીં બતાવવી જોઈએ. લશ્કરી દળ કે અન્ય કોઈ પણ એને ચેષ્ટા કે હસ્તક્ષેપ ભૂલમાં પણ ન ગણાવી દે એની ખાતરી કરી લેવી જોઈએ.

તારણ એ છે કે આપણા રાજકીય નેતાઓએ પોતે લશ્કરી દળોને કામ કરવાની છૂટ આપી છે એમ વારંવાર સત્તોચ્ચાર કરવા સિવાય પણ થોડુંક વિશેષ કરવાનું હોય છે. આ મઝાનું સૂત્ર છે પણ એમાં થોડી તોફાની શક્યતા છે. (એથી લશ્કર અને લોક બન્નેના મનમાં જાત જાતના ખ્યાલ આવે છે.) એમણે યુદ્ધના રાજકીય નિયમનનો દોર કદી પણ જતો નહીં કરવો જોઈએ. હા, યુદ્ધના સંચાલન માટે એમણે 'મેરા'ના વડાઓની સલાહ

મેનાને જગના સિપાહીનો એટલે કે સશસ્ત્ર દળના જવાનનો જુસ્મો ચાર વાત પર આધારીત હોય છે : એક તો સાગ કામ માટે લડવાનુ હોય અને પોતાના રાજકીય અને લશ્કરી નેતામાં વિશ્વાસ હોય, સુયોગ્ય તાલીમ મળી હોય, આ ક્ષણુ આધુનિક અને પૂરતી સાધનસામગ્રી અને પરવઠાનો પ્રબધ હોય આટલુ મળે તો બાકીનુ કામ તો લશ્કર કરશે આગનુ મગી રહે એનુ કરવાની જવાબદારી દેશને નામે આપણા રાજકીય નેતાઓની છે

૧૯૬૫ના અ ત ભાગમા મે તેજાને ત્યાની મારી કામગીરી છોડી ત્યારે મનમા એક વાત જાણતો હતો મારા (અને મારી પત્ની) માટે પાછો ભીંસમા જિન્દગી ગુજારવાનો વાગે આવતો હતો ૧૯૬૨થી માંડીને દર વરસને અ તે સાવ સડક પર હોવાની (બેકાર હોવાની) બેચેની તથા ઉચાત બૂ ઉઠાવવાની અગવડ-અને જિંદગીમા એમ જ બનતુ રહ્યુ-આ કાંઈ ચિત્ત પ્રસન થાય એવી વાત ન હતી હવે મારી આવકનુ એક માત્ર સાધન તે મારુ પેન્શન કોઈ ઠેકાણે મારે મકાન ન હતુ. જો હવે હુ કદાચ બીમાર પડુ તો સારવાર, રાહત વગેરે માટે ખરચ કરવાનુ પણ મુશ્કેલ બની જાય એવુ હતુ આમે બીજી ઘણી સગવડોનો ખ્યાલ તો જતો કરવો પડવાનો જે આશ્રમમા હુ ફરી આવી ગયો હતો ત્યાની જિન્દગી કાંઈ સુખચેનની જિંદગી ન હતી મારી મોટી દીકરી મારી સાથે જ હતી. કારણ કે એના પતિ ભારત-પાકિસ્તાન સરહદ પર હવાઈદળમા ફાઇટર પાયલટ તરીકે કામ કરતા હતા પણ વખત વીતતાં મે જાણે જીવન સાથે તડજોડ કરી લીધી હતી ઉપરાંત આ પુસ્તક લખવામા મારે મારુ સમગ્ર ધ્યાન કેન્દ્રિત કરવું હતુ અને મને લાગતુ હતુ કે ગમે તેવી મુશ્કેલીઓ હોય છતાં હુ મારા પગ પર ઊભો રહુ એ જ સારામાં સારી વાત છે એટલે ૧૯૬૫ના ડિસેમ્બરમા મે જોર બાગમાનો સગવડભર્યો બ ગલો ખાલી કર્યો અને સરસામાન જેમ તેમ ભરીને પાછો ગીતા આશ્રમ રહેવા ગયો ૧૯૬૩માં લશ્કરી કારકિર્દિને સલામ કરી ત્યારે પણ આમ જ ગયો હતો આશ્રમમાં જે ઘટારવ વગેરે થતા એથી એક રીતે મારા ત્રસ્ત મનને શાંતિ મળતી

એક રીતે હુ ૧૯૬૬ના નવા વર્ષને આવકાર આપતો હતો તો બીજી રીતે હું પણ સાવ એકડે એકથી શરૂઆત કરતો હતો અને તકદીર તો જાણે પળનો પણ શ્વાસ ખાધા વિના મારી સાથે હિસાબ પતાવતું હતું ૧૯૬૩થી જે લખવાની મે શરૂઆત કરી હતી તે ચોપડી અત્યારે તો ગુચવાઈ ગયેલી

લાગતી હતી. આમ જીવન એકાકી બન્યું હતું. પણ રાધવંસ, બના, ઉજ્જલ અને સ્વાની જેવા મિત્રો લગભગ નિયમિત રીતે મળતા રહેતા.

૧૧મી જાન્યુઆરીએ પરોઢના પહોરમાં મારી પત્નીએ મને જગાડયો. મને કહે કે તાસ્કંદમાં વડા પ્રધાન શાસ્ત્રી હૃદય બંધ પડતા ગુજરી ગયા એવા સમાચાર એણે સાંભળ્યા. મેં ઝટપટ ઊઠી મારો વાયરલેસ સેટ મૂકયો. સતત સમાચાર આવતા હતા. મહા શોક અને સંતાપનો દિવસ ઊગ્યો. એ દિવસે બપોરે અઢી વાગ્યે શાસ્ત્રીનુ શબ પાલમ હવાઈ અડ્ડા પર લાવવાનું હતું અને પછી ત્યાંથી ન્યુ દિલ્હી લઈ જવાનુ હતું એટલે મારી પત્ની, દીકરી અને હું ભીડમાં પોલો ગ્રાઉન્ડ પાસે છેલ્લા દર્શન માટે ઊભાં. ગાર્ડ્ઝના મેજર વલિયાએ મને ઓળખી કાઢયો અને બહુ સભ્યતાપૂર્વક પોતાના દળની ખાસ જગા હતી ત્યાં લઈ ગયા. અહીંથી અમે શાસ્ત્રીના શબને લઈ જતાં જોયું.

આખા દેશે શાસ્ત્રીના મૃત્યુથી ભારે શોક અનુભવ્યો. આ સાદા પણ શાણા માણસ વડા પ્રધાન તરીકે તો થોડો સમય જ રહ્યા. પણ એ ટૂંકા ગાળામાં દેશમાં થોડા અગત્યના બનાવો બન્યા હતા. પોતાના મૃત્યુ પહેલાં જ એમણે જેના પર દસ્કત કર્યા હતા તે તાસ્કંદ કરારનુ ભારતમાં મિશ્ર સ્વાગત થયું. કદાચ આ કરાર એમણે દબાણ હેઠળ કર્યા હોય. જો શાસ્ત્રીએ કોસીગીનના દબાણનો સામનો કર્યો હોત – અને ૧૯૪૮થી માંડીને પાકિસ્તાન સાથેના આપણા અનુભવના પ્રકાશમાં એ ધ્યાન રાખ્યુ હોત કે એની સાથે દલીલનો કશો જ અર્થ નથી અને એ જયારે પણ એને અનુકૂળ લાગશે ત્યારે સરહદનો લોપ કરશે જ – અને એ સાથે ભારતને ગેરલાભદાયી એવી તાસ્કંદ કરારની કલમો અને વીગતોનો વિરોધ કર્યો હોત – તો રશિયનો એ બાબતમાં કશું જ કરી ન શકત. વહેવારિક રીતે પોતાની નારાજી પ્રગટ કરત. અને રાજકારણમાં આ નારાજીથી કોઈને પણ કશી ઈજા થતી નથી અને આ તો બહુ જલદી ભૂલાઈ જાય છે. સંરક્ષણ સમિતિ પણ આ સ્થિતિને સ્વીકારતી થાત. દેશમાં પાછા આવીને શાસ્ત્રીએ દેશવાસીઓને, પોતે એમની ઇચ્છા મુજબ જ કર્યું છે એમ કહ્યું હોત, અને પોતે પ્રજાને આપેલા વચનથી જરાકે ચલિત થયા નથી, અને હવે સહુએ બધી વાતને માટે કમ્મર કસીને તૈયાર થવા અને રહેવાનુ છે. અને પછી એ દેશ પાસેથી આજ્ઞા માગીને તે મુજબ વર્તી શકયા હોત. (એમણે અખત્યાર કરેલું વલણ તે દેશની ઇચ્છા મુજબનું હતું કે દેશે એમણે કહ્યુ તે મુજબ કર્યું?)

શાસ્ત્રીના કરુણ મૃત્યુ અંગે બોલતા જે. બી. કૃપાલાનીએ લોકસભામાં ૧૭મી ફેબ્રુઆરી ૧૯૬૬ના રોજ કહ્યું:

મને લાગે છે કે તાશ્કંદમાં જે ઘણાં દબાણ પેદા થયાં તેને કારણે શાસ્ત્રીમાં એક એવી તંગદિલી પેદા કરી જેથી એમણે પ્રજાને આપેલાં વચન —કે ખાતરી વિના કોઈ પણ પ્રકારે (સશસ્ત્ર દળ) પાછા ખેંચવાનું નહીં થાય–પણ વિસારે પડર્યાં. શાસ્ત્રીએ આ તંગદિલી દૂર કરવા તાશ્કંદમાં કરાર પર દસ્કત કર્યા. કરાર પર સહી થઈ તેથી અમુક પ્રકારની રાહતનું વાતાવરણ પેદા થયું અને થોડું અહોભાવ જેવું પણ લાગ્યું...શાસ્ત્રી રાતે સૂતા ગયા (૧૦મી જાન્યુઆરી) ત્યારે આ ભાવ જતો રહ્યો હતો. એમને લાગ્યું કે પોતે પ્રજાને આપેલા વચન મુજબ વર્ત્યા નથી. અને આ વાતના ડંખથી પેલો કારમો નીવડેલો હૃદયરોગનો હુમલો (અને મૃત્યુ) આવ્યો.

તાશ્કંદ કરારથી કેટલાક ફાયદા પણ થયા. પણ એથી મૂળ જટિલ વાત અણઉકલી જ એમ ને એમ રહી. સોવિયેત ભારતની મૈત્રી જાળવવા આતુર છે પણ સાથે સાથે પાકિસ્તાનની મૈત્રી રાખવા પણ ઉત્સુક છે. બને તો અમેરિકા અથવા ચીન પાસેથી (પોતાના) પડખે ખેંચવાનો થોડોક યત્ન પણ કરવા માગે છે. જો ભારત, સોવિયેત, અમેરિકા અને બ્રિટન માટે, જુદા જુદા કારણ અને દષ્ટિબિંદુથી મહત્ત્વનુ છે તો આ દેશો પાકિસ્તાનના ભૌગોલિક વ્યૂહાત્મક અગત્યને પણ જાણે સમજે છે ચીન પણ એ સમજે છે. એટલે એ દરેક પાકિસ્તાન પર થઈ શકે એટલો પ્રભાવ પ્રાપ્ત કરવાની કોશિશ કરે. પાકિસ્તાન અને ભારત વચ્ચે યુદ્ધની પરિસ્થિતિ હોય તો એક ચીનના અપવાદ સિવાય આ બધા દેશ બન્ને પર પોતાનાથી બનતો તમામ પ્રભાવ પાડવાનો યત્ન કરે. એમને આમાં ક્યાંક કોક રીતે પોતે સંડોવાઈ જાય એની બીક રહ્યા કરે છે. એ લોક ભલે ખુલ્લેખુલ્લું ન કહેતા હોય પણ મનમાં એ લોકની એવી લાગણી જરૂર છે કે આ બે દેશ વચ્ચેના ઘર્ષણનુ કારણ–કાશ્મીર મીટાવી દેવાય અને કોઈ પણ રીતનું સમાધાન થાય. એ લોક એટલી વાત નથી સમજતા કે કાશ્મીર અંગે સમાધાન થાય તોય પાકિસ્તાન ભારત સાથે ઝઘડો કરવાનું કાંક ને કાંક બહાનું શોધી કાઢશે. એટલે જ્યારે લોકો આપણને શાંતિનાં પ્રવચનો સંભળાવે છે ત્યારે એક વાત ભૂલી જાય છે કે આપણે અઢાર અઢાર વર્ષ સુધી સતત પાકિસ્તાન સાથે શાંતિપૂર્વક રહેવાનો યત્ન કર્યો છે પણ પાકિસ્તાને આ ભાવ સામો દાખવ્યો નથી હકીકતમાં તો એણે આ ગાળામાં ત્રણ વાર ભારત પર આક્રમણ કર્યું છે: ૧૯૪૭માં કાશ્મીરમાં, ૧૯૬૫ની શરૂઆતમાં કચ્છમાં અને પછી ફરી પાછું કાશ્મીરમાં. એ હજુ પણ ભારત સામે ભયંકર અને ઝેરી દુશ્મનાવટ રાખે છે એટલે ભવિષ્યમાં કોક વાર આપણે ભારવીએ કિરાતાર્જુનીયમાં રાજાને

આપેલી શિખામણ : ' ઓ રાજા, તારી ઉદાસીનતા દૂર કર.'તારા પોતાનામાં જ દુશ્મનને બાળીને ભસ્મ કરી દેનાર તેજ પ્રગટાવ. એક સાધુ પુરુષો જ પોતાના મનમાં કશી ઇચ્છા ન હોવાથી પ્રેમ દ્વારા પોતાના દુશ્મનો પર વિજય મેળવે છે.... એ કાંઈ રાજાઓની રીત નથી....'

દેશને તારકંદ કરારના પૂરા અર્થની જાણ થઈ અને શાસ્ત્રીના મૃત્યુનો શોક ઓસર્યો તે પહેલાં તો શાસ્ત્રીના અનુગામીનો પ્રશ્ન–જેમ નેહરુના મૃત્યુ પછી એમના અનુગામીનો પ્રશ્ન ઉપસ્થિત થયો હતો તેમ–ઉપસ્થિત થયો. વારસાજુદ્ધમાં તીવ્ર અને કદાચ અપ્રમાણિક સાધનથી લડાતી ખેંચાખેંચ ઊભી થશે એમ ભય હતો. આમ તો મેદાનમાં ઘણા ઉમેદવાર હતા. પણ કોણ જીતશે એ કહી શકાતું ન હતું. છેવટે મોરારજી દેસાઈ સાથે ઘણી તીવ્ર અને કડવી ખેંચતાણ પછી શ્રીમતી ઇંદિરા ગાંધી ઘણી મોટી બહુમતીથી સહુથી વિશેષ સ્વીકાર્ય ઉમેદવાર તરીકે ચૂંટાયાં.

ઇંદિરા ગાંધી અત્યારે ઘણા ઘણા ક્ષેત્રમાં આગળ ધપેલા ભારતનુ નેતૃત્વ કરે છે પણ સાથે એ જ ભારતે અન્ય ક્ષેત્રોમાં ખાસ કરીને આર્થિક ક્ષેત્રમાં જોઈએ એટલી પ્રગતિ કરી નથી. દાખલા તરીકે આપણી વસતી, આપણે પૂરતો ખોરાક, રક્ષણ કે રોજગારી આપી શકીએ એ કરતાં ઘણા મોટા પ્રમાણમાં વિશેષ છે અને વધતી જાય છે. આને કારણે માથા દીઠ આવકનો આંક ઊંચે આવી શકે એમ નથી. અત્યારે આપણે માથે બીજા દેશોનુ કરજ ૪૫૦૦ કરોડ રૂપિયા જેટલું છે. સર્વ દેશોમાં થોડાં વર્ષ પહેલાં આપણો જેવો મોભો હતો એવો અત્યારે નથી. એ ખરું કે આવી સ્થિતિએ આપણે પહોંચ્યા તેનાં સર્જક બળો પર આપણો ઓછો જ કે નામનો જ કાબૂ હતો. પણ સાથે એમાં આપણી પોતાની નબળાઈઓ પણ કારણભૂત છે. આપણા સર્વ વહેવારમાં ઉદાસીનતા, કુશળતાનો અભાવ, અને અપ્રમાણિકતા ઊંડે ઊતર્યાં છે. ઘણાં ક્ષેત્રમાં હાનિકારક ગેરશિસ્ત પણ છે. આપણા વર્તનમાં દંભ અને ઢોંગ પ્રવેશ્યાં છે. અને દુનિયાને ઉપદેશ આપવાની કોઈ તક જતી કરતા નથી. આપણે એક મનમનાવણાની અને જાતને છેતરવાની રીતે જીવીએ છીએ.

ઇંદિરા ગાંધી અને એમના પક્ષના સહકાર્યકરો એટલું તો જાણતા જ હશે કે આપણા નેતાઓનો પ્રમુખ ગુણ તો હિંમત હોય તે ગણાય. સર્વ ગુણોમાં ઉત્તમ. હેમિંગ્વે જેવાએ જેને 'દબાણ હેઠળની મધુરતા'ને નામે ઓળખાવ્યો છે. એટલે જો વીરતાપૂર્વક, કૃતનિશ્ચયી થઈ ને નિર્ણયાત્મક નેતા-

ઉલ્લેખ કર્યો છે અને વાસ્તવિકતા સાથે મેળ ન ખાય એવાં વિધાનો કર્યાં છે. આ પત્રોમાં પ્રગટ થયાં છે. જો આ સજ્જનો પાર્લામેન્ટના વિશેષાધિકારનો આશ્રય મૂકી દઈને (પાર્લામેન્ટ) બહાર આ જ વાત કહેવાની હિંમત કરે તો એક તો હું એની કદર કરીશ અને બીજું એમનાં વિધાનોની સચ્ચાઈ અદાલતમાં પુરવાર થઈ શકશે.

પાર્લામેન્ટના કોઈ સભ્ય આ ક્ષણ લગી આ પત્ર વિષે એક અક્ષર બોલ્યા નથી.

૧૯૬૩માં હું તેજાના સિનિયર સલાહકાર તરીકે એમની સાથે કેવી રીતે જોડાયો એની વાત હું આગળ કહી ગયો છું. આ પછી એક વાત એમ ચાલી કે તેજાએ આ કામગીરી નેહરુને રાજી કરવા મને સોંપી કે નેહરુની ભલામણ સિફારસથી મને આ જગ્યા મળી. આ અફવાનું કારણ એમ હશે કે આજે પણ ભારતમાં ઘણા લોક સત્તાસ્થાને હોય તે માણસોની મીઠી નજરમાં આવવા માટે બધા યત્ન કરતા હોય છે. તેજાના મનમાં શું ખ્યાલ હશે એની મને કશી ખબર ન પડે. તેમ જ એમણે પણ મને આવી વાતનો કોઈ ઇશારો કરેલો નહીં. નેહરુની ભલામણથી મને તેજાએ રાખ્યો એ વાતનો તો એટલો જ જવાબ છે કે નેહરુને જાણનારા બેધડક કહી શકશે કે આવાં પાટિયાં ગોઠવવાનું નેહરુના સ્વભાવમાં ન હતું.

કેટલેક સ્થળે એવું વિચારાતું હતું કે સરકારે મને ૮૦૦૦ રૂપિયાનો મુસારો મળે એવું સ્થાન સ્વીકારવા દેવું જોઈતું ન હતું (અને તે પણ આવકવેરા માફ!), ખાસ તો એવે વખતે જ્યારે નેફામાંની મારી કામગીરી વિષે તપાસ ચાલતી હતી, અને એવા સંજોગોમાં મને પરદેશ જવાની રજા આપવી જોઈતી ન હતી. પહેલી વાત તો એ કે મારી કામગીરી વિષે કોઈ તપાસ થઈ નથી કે ચાલતી નથી. ઉપરાંત જે તપાસ સરકારે કરાવી હતી અને જે મારા પરદેશ જવા પહેલાં પૂરી થઈ હતી તેનાં તારણ પરથી સરકાર એટલું જાણતી હતી કે નેફાના આપણા પરાભવનાં ઘણાં કારણ અપાયાં હતાં છતાં એ તપાસના તારણમાં પરાભવ માટે કોઈ જ જવાબદાર ગણીને નિર્દેશ કરવામાં આવ્યો ન હતો.

મારા મુસારા બાબત તો એ કહેવાનું છે કે એ તો બહુ જા વાત છે કે ખાનગી સાહસમાં સરકારી નોકરી કરતાં ઘણો મોટો મળે છે. મેં આગળ જણાવ્યું છે તેમ, ભૂતકાળમાં, કે હજુ આજે તેજાએ મને આપેલા મુસારા કરતાં ઓછો તો નહીં જ પણ કેટલાક કિસ્

એથી પણ વધુ મુસારો સિનિયર મુલકી કે લશ્કરી અમલદારો મેળવે છે. આ વિષય પર આપણા વાહનવહેવારના પ્રધાન સંજીવ રેડ્ડીએ જયંતી શિપિંગના કિસ્સામાં બોલતાં પાર્લમિન્ટમાં કહ્યું હતું કે, આ બાબતમાં જનરલ કૌલ જેવાનાં ઘણાંનાં નામ નાહકનાં દેવાયાં છે. પગાર બાબતમાં એમણે જણાવ્યું કે નિવૃત્ત થતી વખતે ૪૦૦૦ નો પગાર મેળવનાર સરકારી અમલદારને નિવૃત્ત થયા પછી દર મહિને ૧૦,૦૦૦ મળે એવું પણ બન્યું છે. અને એમણે એ પણ કહ્યું કે જનરલ કૌલ એકલા જ અપવાદરૂપ નથી. ઉપરાંત મારો દરમાયો કાંઈ આવકવેરામુક્ત ન હતો. આગળ જણાવ્યું તેમ ચવાણે પાર્લમિન્ટમાં ખુલાસો કર્યો હોવા છતાં આ જૂઠાણું ચાલુ જ રહ્યું છે. હકીકતમાં ૧૯૬૩ થી માંડીને મેં આવકવેરામાં એક લાખ વીસ હજાર રૂપિયા ભર્યા છે. આમાંથી લાગતાવળગતા સરકારી ખાતાંમાં ભરેલા, સ્વેચ્છાએ ભરેલા, પરદેશથી આવ્યા બાદ ભરેલા કે તેજાએ પગાર આપતાં કાપેલા એ સહુનો સમાવેશ થાય છે. આ ભરણાંની પહોંચો મારી પાસે છે.

કેટલાક લોકે તેજાને ત્યાં મારી શું કામગીરી હતી તે બાબત થોડું કૌતુક પ્રગટ કર્યું છે એટલે અહીં ટૂંકમાં એનું વર્ણન કરું છું. ૧૯૬૩ના જૂન અને સપ્ટેમ્બરની વચ્ચે હું જપાન હતો ત્યારે, હૈદરાબાદ નજીક રામાગુંડમ ખાતે જે થર્મલ પાવર સ્ટેશનને માટેની યંત્રસામગ્રી વગેરે એ દેશની કેટલીક પેઢીઓ પાસેથી લેવાની હતી એની વાતચીત કરતો હતો. આ ઉપરાંત હું તેજાની વતી નાગાસાકી, કયુ રે અને અન્ય સ્થળે આવેલા જહાજ બાંધવાના ડક્કાની મુલાકાતે ગયેલો અને પછી મેં એમને આ અને આવા ડક્કામાં જયંતી શિપિંગ કમ્પનીનાં જહાજ બંધાવી શકે કે નહીં એ વિષેની વ્યવસ્થા વિષે સલાહ આપી.

૧૯૬૪ માં અમેરિકામાં તેજાએ પોતે ભારતમાં જે યોજનાઓ–પ્રબંધો કરવા માગતા હતા તેને લગતી ઇજિનેરી સહાયતા તથા યંત્રસામગ્રી આ આ દેશમાંથી મળે યા નહીં તે વિષે મારી સલાહ માગેલી. અમેરિકામાં મેં એમની હુગલી નદીનો કાંપ કાઢી ઊંડી કરવાની યોજના – જે ફળીભૂત ન ન થઈ – વિષે થોડા અમરિકી જહાજી નિષ્ણાતો સાથે વાત કરેલી. એકવાર એમણે મને, ભારતમાં કાગળ ઉત્પાદનને માટેની યોજના વિષે વાત કરવા ફિન્લેન્ડ બોલાવેલો. હું એમની વતી એમને કામે યૂરોપ અને લંડન ગયેલો. ત્યારે જુદીજુદી પેઢીઓને જયંતીનાં જહાજ કેવી રીતે આપી શકાય એની વાત કરેલી.

હું ૧૯૬૪ માં ભારત પાછો આવ્યો ત્યારે તેજાએ રામાગુંડમ થર્મલ

યોજના વિષે ખૂબ વીગતે સલાહ લીધેલી. મેં એમને માટે આખા પ્રશ્નનો વીગતવાર વિચાર કરી અને કેવું કામ છે તથા એમાં પ્રાથમિકતાનો ક્રમ કેવો હોવો જોઈએ એ વિષે લેખિત નોંધ આપેલી :

(૧) પરદેશથી સામગ્રી મોકલાય અને એ ભારત આવે એનો સમયક્રમ કરીને ક્યારે બંદરે આવશે અને ત્યાંથી રેલવે દ્વારા યોજનાસ્થળે ક્યારે પહોંચશે એનો સમયક્રમ.

(૨) આમાં તકનિકી અને બિનતકનિકી માનવસેવાનું સંકલન.

(૩) બાંધકામની સામગ્રી, તેમાંય ખાસ લોખંડ અને સિમેન્ટ અને ઈંટો અને એવી બીજી વસ્તુઓ કેવી રીતે મેળવવી.

(૪) માણસોને રહેવા માટે તથા સામગ્રીને મૂકવા માટેની વ્યવસ્થા (સામગ્રીને કુદરતના મિજાજથી હાનિ ન પહોંચે તે જોવું).

(૫) આ યોજના માટે જે જુદા જુદા પ્રકારનાં વાહન જોઈએ તેની યાદી કરવી.

(૬) વાહનોના યોગ્ય સમારકામ તથા ચાલુ હાલતમાં રાખવા માટેની વ્યવસ્થા.

(૭) બધી સામગ્રી યોજનાસ્થળે બરાબર પહોંચે અને ક્યાંય અટવાઈ ન જાય એ માટેની વ્યવસ્થા.

(૮) વીજળી, રસ્તા, પાણી અને ગટરની સગવડ પહેલેથી કરવી.

(૯) સંપર્ક, જાહેરાત અને કલ્યાણ માટે યોગ્ય વ્યવસ્થા ઊભી કરવી.

મેં તેજાને રીપબ્લિક ફોર્જ કંપની અંગે થોડી સલાહ આપેલી. આ કમ્પનીનું મથક પણ હૈદરાબાદમાં હતું. આ અંગે મેં કલકત્તાનાં અને અન્ય સ્થળોનાં ઘણાં ફોર્જ કારખાનાંનો અભ્યાસ કરેલો. આ ઉપરાંત એમણે મને રીપબ્લિક ફોર્જ કમ્પની રચવા માટે કરોડેક રૂપિયાની લોન, ભારતના જુદા જુદા શરાફી સ્તરો–જેમાં રીઝર્વ બૅન્ક, ઇન્ડસ્ટ્રીઅલ ફાઈનેન્સ કૉર્પોરેશન અને જીવનવીમા કૉર્પોરેશન પણ આવે – તેમની પાસેથી ઊભી કરવા માટે એમણે મારી સહાય માગેલી. આ સંસ્થાઓના વડાઓને મળીને એ બાબતમાં જે થઈ શકે તે મેં કરેલું.

આગળ જણાવેલાં કારણોસર હું મારી મેળે જ ૧૯૬૫ના અંત ભાગમાં તેજાને સાંથી છૂટો થયો. એ વખતે જયંતી શિપિંગ કમ્પનીની શી હાલત છે એની મને ખબર ન હતી. કારણ એ કે મારું કામ તો માત્ર તેજા-

માગે ત્યારે સલાહ આપવાનું જ હતું. એમનું કોઈ કારખાનું કે પેઢી ચલાવવાનું મારું કામ ન હતું. ઉપરાંત ભવિષ્યમાં શું બનશે એની આગાહી કરવાની હાલતમાં પણ હું ન હતો.

જે જયંતી શિપિંગ કમ્પનીના તેઓ અધ્યક્ષ હતા તેને વિષે સુખતનકર કમિટીને નામે ઓળખાયેલી તપાસ સમિતિ સમક્ષ મેં જુબાની કેમ આપી ન હતી એવો પ્રશ્ન થોડાકે પૂછ્યો છે. હકીકત એ છે કે આ સમિતિને કોઈ સાહેદીને બોલાવવા જેની અગત્ય લાગેલી નહીં. અને જેને વિષે તપાસ થતી હતી તે જયંતી શિપિંગ કમ્પનીની વ્યવસ્થા કે સંચાલન વિષે મને કશી જ ખબર ન હતી.

નેહરુ, મોરારજી અને એસ. કે. પાટિલ જેવા દેશના ઘણા મહાનુભાવોનો વિશ્વાસ તેઓએ મેળવ્યો હતો. છેક ૧૯૬૫ લગી (કેન્દ્રીય) પ્રધાનમંડળ, રાજ્યોના મુખ્યમંત્રીઓ અને પ્રધાનો, રાજદૂતો, સરકારના સચિવો, જુદા જુદા પક્ષના અગ્રણી રાજપુરુષો અને એવા બધા સાથે એમના ઘનિષ્ઠ સંબંધ હતા. એમાંના ઘણા તો તેઓના મહેમાન તરીકે પરદેશમાં રહ્યા છે અને જુદી જુદી રીતે એમની મહેમાનગતી માણી ચૂકયા છે.

મારા સામે કરવામાં આવેલા કેટલાક આક્ષેપોને અનુલક્ષીને હું અહીં સ્પષ્ટ રીતે જણાવવા માગું છું કે તેની સાથે કામ કરતી વેળાએ કે અન્યથા પણ હું જે કાયદેસરની છે એ સિવાયની બીજી કોઈ રીત કે પદ્ધતિ સાથે સુદ્ધાં સંકળાયેલો નથી. મને તેની પાસેથી કે બીજા કોઈ પાસેથી મારા દરમાયા અને વાજબી ખર્ચ સિવાય બીજી કોઈ રકમ મળી નથી. અને ન્યાય ખાતર મારે કહેવું જોઈએ કે કોઈ પણ વાર તેઓએ મને, જરાક અજુગતું કે ખોટું કહેવાય, કોઈ પણ ધોરણ કે પ્રમાણથી અજુગતું કે ખોટું કહેવાય એવું કરવાનું કહ્યું નથી.

મારી કારકિર્દી દરમ્યાન અને નિવૃત્ત થયા પછી પણ, આગળ જણાવ્યુ છે તેમ મેં ઘણાનો રોષ વહોર્યો છે અને એવી વ્યક્તિઓએ ઝેરી પ્રચારથી મારું નામ જુદી જુદી વિવાદાસ્પદ બાબતોમાં સંડોવવાનુ કર્યું છે. આમાં સાચું શું છે એની તુલના તો હવે વાંચકે કરવાની રહેશે.

સાત

# ઉપસંહાર

ભાવિ માટેની સર્વ આશા સાથે—
—લોંગ ફેલો.

મને લાગે છે કે આજે ભારત એક જાતના ઢોળાવ પર ખડું છે. પણ હું આશા રાખું છું કે પરિસ્થિતિ સુધરશે. કિપ્લિંગે પોતાના દેશ માટે જે કહ્યું હતું તે આપણને પણ લાગુ પડે છે: 'જો બ્રિટન જીવશે તો કોણ મરશે?' (અથવા 'બ્રિટન મરશે તો કોણ જીવશે?') આ દરમ્યાન તો હું ફ્રાન્સિસ ક્વાર્લ્સ જેમ જાતને સલાહ આપું:

અરે મારા મન, મૂંગો પ્રેક્ષક થઈને બેસ
ખેલ પૂરો થાય તે પહેલાં એનું મૂલ ન આંક;
નસીબના ખેલમાં ઘણા પલટા હોય છે.
રોજ રોજ નવો પ્રવેશ; પણ અંતિમ દૃશ્ય એ જ ખેલનું શિરમોર.

અને અહીં મારી વાતનો અંત આવે છે.

સૂચિ